સ્વર્ગસ્થ જગજીવન ભટ્ટુકરામ દ્વિવેદીના સ્મરણાર્થે.

# હિંદ પર્યટન.

( સચિત્ર )


મણિલાલ જગજીવન દ્વીવેદી

નાંદોલ (વડોદરા રાજ્ય)

હાલ વડોદરા ઠે. સયાજીગંજ.








આવૃત્તિ ૧ લી. : : પ્રત ૫૦૦.

વિ. સંવત ૧૯૮૭ : : ઇ. સ. ૧૯૩૦.

કીંમત રૂ. ૩-૮-૦

# स्मृति



શ્રેયસ અને પ્રેયસ ભરી, આનંદ નંદન વન સમી,
ઇપ્સિતમાં સુ ફળ પ્રદા, દેવો તણા મનને ગમી;
સ્વર્ગને શરમાવતી, જે સ્વર્ગ રૂપે પરીણમી,
એ ભારતિનો પિંડ આ, નિષ્પ્રાણ જો નિચો નમી.

તેત્રીશ કોટી દેવની, મનુ, ભર્તની શાશિત ભૂમિ,
રઘુરાજને યદુનાથની, કીધી પૂનિત ગૌતમ ધુમી;
સૌંદાર્યનાં ઝરણાં વહે, સત્યત્વ રહે ચર્ણો ચુમિ,
એ ભારતિનો પિંડ આ, નિષ્પ્રાણ જો નીચો નમી.

સંકલ્પની ગણી શ્રેષ્ટતા, જે અંગના મન અર્પતી,
નીજ શીયળની ગણી શ્રેષ્ટતા, જે પ્રાણ પ્રેમે ત્યાગતી;
બોલ્યું નિભાવા નેહથી, સર્વસ્વની કરી આહુતિ,
એ ભારતિનો પિંડ આ, નિષ્પ્રાણ જો નીચો નમી.

વીર રમણીય દેવાંગના, સંતાન જે જે અર્પતી,
વીર હાકથી ધ્રુજે ધરા, કિર્તિ દિશાને રંગતી;
ક્ષમા તણા સાગર સમી, વીર સુભટની માતૃભૂમિ,
એ ભારતિનો પિંડ આ, નિષ્પ્રાણ જો નીચો નમી.

શીખ દઈ સંસારને, વાત્સલ્યથી સન્માનતી,
આ મંત્રી આદર અર્પતી, નૈ પુણ્યની પ્રતિમા હતી;
**सत्यंवद, धर्मंचर,** એ શાંતિ સુત્ર પઢાવતી,
એ ભારતિનો પિંડ આ, નિશ્પ્રાણ જો નીચો નમી.

ન્યાયના મન્થન વિષે, એ સત્ય શું છે શોધતી,
सर्वं खल्विदं ब्रह्मः, એ દિવ્ય જ્યોતિ ઝમકવી:
ઈશા, મુસાના હૃદયમાં, જે જ્ઞાન જ્યોત જગાવતી,
એ ભારતિનો પિંડ આ, નિષ્પ્રાણ જો નીચો નમી.

સંતોષવા સૌ પ્રાણને, સમૃદ્ધ સિદ્ધિ જ્યાં છતી,
ને પોષવા નિર્મળ મને, એ ગુણવતી હાજર હતી;
'सुज्ञ' આ સંસારમાં, ભય માત્રની મુક્તિ ચહી,
એ ભારતિનો પિંડ આ, નિષ્પ્રાણ જો નીચો નમી.

"शर्मन्."



# વિજ્ઞાપન.

મુસાફરી એવી ન હોવી જોઈએ કે જેમ નિર્જીવ પદાર્થો (પારસલના દાગીના) સેંકડો બલ્કે હજારો માઇલની મુસાફરી કરતા હોય છે. પણ તેમાંથી સાર મેળવવા જતાં કંઇજિ મળતું નથી. દેશ વિદેશમાં જઈ ત્યાંના લોકોના પરિચયમાં આવવું, તેમના રીતરીવાજ અને રૂઢીઓનો અનુભવ લેવો, તેમાંથી સદ્‌ગુણ ગ્રહણ કરવો; તે શિવાય કુદરતી દ્રશ્યનું અવલોકન કરતાં કરતાં પરમાત્માની અમોઘ શકિત અને તેના અદ્‌ભૂત કાર્ય માટે બુદ્ધિને વિકાસ પામવમાં જે સુક્ષ્મ તત્વ મળે, તેને અંતઃકરણમાં ઠસાવવું, એ પ્રવાસનો હેતુ છે.

મુસાફરીથી જડતા અને સંકુચિતપણું દૂર થાય છે એટલુંજ નહિ પણ જીવનવિકાસનો રસ્તો ખુલ્લો થવાથી મનુષ્ય જગતને પોતાનું માનતાં શીખે છે. આપણા કેટલાક ભાઈઓ માતા, પિતા, બંધુઓને છોડી દેશાવર જતાં મુઝાય છે. અને કહે છે કે પરદેશમાં કોઈ સગુ વહાલું નહિ હોવાથી મુશ્કેલીઓ નડે છે. આવા વિચારોજ માણસને તેની જીવન ઉન્નતિમાં વિઘ્નરૂપ થઈ પડે છે. જે મનુષ્ય દેશપરદેશમાં જઈ અન્ય લોકોના પરિચયમાં આવી, તેમની સાથે હળીમળીને રહે છે; તેનેજ અનુભવ થાય છે કે પ્રેમ સ્વજન અને મિત્રો શિવાય અન્ય લોકોમાંથી પણ મળી રહે છે. કેટલાક ભાઇઓની એવી માન્યતા હોય છે કે પ્રવાસમાં બે ત્રણ માણસ સાથે હોય તોજ આનંદ રહે છે. તેમને મ્હારે કહેવું જોઇએ કે જે કોઈ આત્મા ઉપરજ આધાર રાખી જ્યાં ત્યાં વિચરે છે તેને અન્યજન, કે જેની સાથે આ જગતમાં જન્મ લીધા પછી કોઇપણ વખત પરિચય પડયો નથી હોતો તેજ વ્યક્તિ એક મિત્ર અને કુટુંબીજન કરતાં પણ અધિક પ્રેમ દર્શાવતી માલૂમ પડે છે. આ પ્રમાણ આખું વિશ્વ આપણું કુટુંબ છે. જ્યાં ત્યાં એ પવિત્ર આત્મજ્યોતિજ આપણું રક્ષણ કરે છે.

જીંદગીની શરૂઆતથી અંત સુધીમાં જીવનના ક્રમ બદલાતા જાય છે. તે મુસાફરીના રૂપમાંજ હોય છે. પ્રવાસમાં કોઈ કોઈ વખત અનિવાર્ય સંયોગો આવી પડવાથી કેવળ ઈશ્વર શિવાય બીજું કોઈ યાદ આવતું નથી. આવા ઈશ્વર સ્મરણથી સત્યને ઓળખતાં શીખાય છે. એ સત્ય=ઈશ્વરજ આપણી અજ્ઞાનતા દુર કરી નવજીવન બક્ષે છે. સત્યના શોધન વિના જીવનની ઉન્નતિ નથી. અને જીવન ઉન્નતિ શિવાય દેશોન્નતિ થવી અસંભવિત છે. પરંતુ હાલ જ્યાં પોતાના દેશની મુસાફરીનો અભાવ હોય અને દેશની પરિસ્થિતિ અનુભવ્યા પહેલાં પરદેશગમનનો શોખ થાય તેવા પ્રવાસને જીવનયાત્રા કેમ કહેવાય ?

આપણો પ્યારો દેશ કુદરતી અને માનુષિકળાથી ભરપુર છે. પર્વતો, નદીઓ, ગુફાઓ, સરોવરો, મેદાનો, કીલ્લાઓ ઈત્યાદિ દશ્યો એવાં તો અદ્દભૂત અને આનંદદાયક હોય છે કે જે જોતાંજ પ્રવાસીની પ્રવાસતૃપ્તિ પુરી થાય છે. ટુંકામાં પ્રવાસીને સૃષ્ટિના ભિન્ન ભિન્ન દેશોની અજાયબીઓ ભરતખંડમાં દશ્યમાન થાય છે. તે શિવાય દયાળુ પ્રભુએ આપણા ઉપર પૂર્ણ કૃપા કરી અનેક વસ્તુઓ આ ભૂમિમાં ઉત્પન્ન કરી છે. આટલું છતાં આપણી દરિદ્રતા માલૂમ પડે છે તેમાં આપણોજ ભારેમાં ભારે દોષ છે. તે દોષ સુધારી માતૃભૂમિને પરતંત્રતાની બેડીમાંથી મુક્ત કરવા માટે રાષ્ટ્ર પ્રેમી કવિ નવલરામે ગાયું છે:—

" કાચું રાખ્યું નથી કંઈ કીરતારે !
કરી કૃપા ભરતખંડ પર ભારે.
ભૂલો ભૂંડી આપણીજ છે ભાઈ
કે ગયા ડુબી દળદર માંહી.
આવો મૂલક મળ્યો હોય બીજાને
દુખ બોલ જનમમાં ન તે જાણે.
લોક અકલ હુનર નહિ કંઈ આણે
જુઠો મમત ગાડરવત બહુ તાણે.

મુકી મમત, આળસ, ઇર્ષા સર્વે
દેશદાઝે ઘુમો ઘુમો ! ગર્વે.
કરો ગર્વે ગરૂઓ મૂલક પાછો !
સુતાં બેઠાં સ્વદેશનું સુખ વાંછો !
સંપ સજી ભજી વિદ્યા માતા
થઇ હુનર કળામાં મદમાતા.
કસીકમર, પલકમાં ખૂંખારી
બહાર પડો ! ફત્તેહ છે કહું ધારી. ”

સમસ્ત ભારતનો પ્રવાસ હું એકી વખતે કરી શક્યો નથી. પરંતુ અવકાશના સમયે થોડું થોડું ભ્રમણ કરી સ્વદેશયાત્રા પૂર્ણ કરી છે. જેને એકી વખતે આખો ભરતખંડ જોઇ લેવાની ઇચ્છા હોય તેણે હિંદપ્રવાસની માર્ગદર્શક પત્રિકા તથા આ પુસ્તકના અંતમાં આપેલો હિંદપ્રવાસનો નકશો જોઈ જવાં. પ્રવાસનો કાર્ય ક્રમ નક્કી કરવામાં તે ઉપયોગી છે એટલુંજ નહિ પણ પોતાને અનુકૂળ સ્થળો જોઇ લેવાની સરળતા તેનાથી મળી રહેશે.

આ સ્વદેશ યાત્રામાં મને જે કંઇ અનુભવ મળ્યો તેની ટુંક નોંધરૂપે, આ પુસ્તક મારા પ્રિય દેશબંધુઓ આગળ રજુ કરૂં છું. સાહિત્ય સેવામાં મારા જેવા મનુષ્યની પુષ્કળ ભૂલો અને ખામીઓ રહે તે સ્વાભાવિક છે. પણ જો “ હિંદપર્યટન ” (સ્વદેશયાત્રા) ના વાંચનથી મારા કોઇ દેશબંધુના હૃદયમાં નિસ્વાર્થ દેશ પ્રેમ સાથે જીવન વિકાસના વિચારો ઉદ્ભવશે તો મારી ટીકા અને મજાક સાંભળીને પણ મને માઠું લાગશે નહિ.

ઉજ્જૈન (માળવા)
રામનવમી સં. ૧૯૮૬ સોમવાર
તા. ૭–૪–૧૯૩૦.

મણિલાલ જગજીવન
દ્વિવેદી.

# અનુક્રમણિકા

# ચિત્ર પરિચય.





## પ્રવાસનાં પુસ્તકો.

| | રૂ. આ. પાઈ. |
|---|---|
| ૧ પૂર્વ આફ્રિકાનો પ્રવાસ (સચિત્ર) ... ... | ૧—૦—૦ |
| ૨ બલુચિસ્તાન પર્યટન ... ... ... | ૦—૩—૦ |
| ૩ નેપાળ અને આસામ ભ્રમણ (સચિત્ર) ... | ૦-૧૪—૦ |
| ૪ હિંદ પ્રવાસનો નકશો ... ... ... | ૦—૨—૬ |
| ૫ હિંદ પર્યટન (સચિત્ર) ... ... ... | ૩—૮—૦ |

### છપાય છે !

**હિંદ પ્રવાસની માર્ગદર્શક પત્રિકા.**

[ પૂનરાવૃત્તિ થયા સિવાય ઓછામાં ઓછા ખર્ચે અને ઘણા ટુંક સમયમાં હિંદુસ્તાનના જગપ્રસિદ્ધ સ્થળોના અવલોકન માટેની હસ્તપત્રિકા ]. કી. ૦—૨—૬

**જીવન શિક્ષણ**

[ જીવનના ધ્યેનના આદર્શો રજુ કરતું અને મહાન પુરૂષોના અભિપ્રાયો ચર્ચતું પુસ્તક ]. કી. ૦-૧૨—૦

---

### પુસ્તકો મળવાનાં મુખ્ય સ્થળો:—

૧ **મણિલાલ જગજીવન દ્વિવેદી**
કર્તા "હિંદ પર્યટન"
સયાજી ગંજ—**વડોદરા**

૨ **એમ. સી. કોઠારી**
બુકસેલસર અને પબ્લીશર
રાવપુરારોડ—**વડોદરા**

૩ **મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**
બુકસેલર અને પબ્લીશર
ત્રણ દરવાજા—**અમદાવાદ**

૪ **કુમાર કાર્યાલય**
બ્લૉક મેકર્સ પ્રીન્ટર્સ અને પબ્લીશર્સ
૨૭૦૭ રાયપુર—**અમદાવાદ**

૫ **ધી જનરલ બુકડેપો**
બુકસેલર અને પબ્લીશર
૧૧૬ પ્રીન્સેસસ્ટ્રીટ—**મુંબઈ**

૬ **એન. એમ. ત્રીપાઠી એન્ડ કંપની**
બુકસેલર અને પબ્લીશર
કાલબાદેવીરોડ—**મુંબઈ**

૭ **આર. આર. શેઠની કંપની**
બુકસેલર અને પબ્લીશર
કેશવબાગ, પ્રિન્સેસ સ્ટ્રીટ—**મુંબઈ ૨**



# હિંદ પર્યટન.

## સ્વદેશ યાત્રા.

" આપણા દેશ અથવા શાસક દોષો પ્રત્યે સહાનુભૂતિ રાખવી અથવા તેને છૂપાવવા એ દેશ ભક્તિને લજાવવા જેવું છે. એનાથી ઉલટું દેશના દોષોનો વિરોધ કરવો એ સાચી દેશ ભક્તિ છે "

ગાંધિજી.

ભારત ભૂમિની યાત્રા માટે મને કલ્પના હો કે ન હો પણ એટલું તો કહી શકુ છૂં કે મારી કૌમાર અવસ્થાથી મને વતનની બહાર બીજાં ગામો અને શહેરો જોવાની ઇચ્છા ઘણી થતી હતી. ધીરે ધીરે મારી જન્મ ભૂમિ ગુજરાત અને તેની બહારના દેશોમાં ભ્રમણ કરવાનો પ્રસંગ ઇશ્વર કૃપાથી મળતો ગયો, તેમ તેમ આખા ભરતખંડનો પ્રવાસ કરવાની તીવ્ર ઇચ્છા મને થતી ગઇ. દેશાટનનું પ્રથમ પગથીયું સ્વદેશ યાત્રા છે. એ મંત્ર હૃદયમાં દ્રઢ થતો ગયો. દેશાટનથી જીવન યાત્રાનો માર્ગ વિકાસ પામે છે, એ દેશાટન માટે પ્રથમ સ્વદેશ ભ્રમણની જરૂર હોઇ હિંદ ભૂમિના અવલોકન માટે પ્રભુને યાચના કરતો હતો. એ અંતર્યામિની કૃપાથી સ્વદેશ યાત્રા પૂર્ણ થતાં આજે હિંદનો પ્રવાસ લખવાનું દક્ષિણ હિંદથી શરૂ કરૂ છૂં.

## લંકા (સિલોન) અને દક્ષિણ હિંદ.

### પાટણથી પક્ષિતિર્થ

દુનિયામાં આવેલા તમામ બેટોમાં લંકા સુપ્રસિદ્ધ બેટ છે. દસ હજાર વર્ષ ઉપર શ્રી રામચંદ્રજીના વખતથી આ બેટની કીર્તિ વખણાયેલી છે. અંગ્રેજી રાજ્યના અમલ નિચે આવ્યા પછી તે

સિલોન કહેવાય છે. હિંદુસ્તાનમાં તો હજી પણ તેને લંકા અથવા સિંહલદ્વિપ કહે છે. આ જગ વિખ્યાત બેટના પ્રવાસ માટે ઈ. સ. ૧૯૨૭ ના માર્ચ માસની ૨૭ મી તારીખે પાટણથી નીકળી બીજે દિવસે મુંબઈ ગયો. તેજ દિવસે રાત્રે મેલમાં મદ્રાસ જવા નિકળ્યો. તા. ૩૦ મીની સવારે મદ્રાસ પહોંચતાં સેંટ્રલ સ્ટેશન પાસેની એક હોટેલમાં મુકામ કર્યો.

**મદ્રાસ.** માં મકાનો બહુ ઉંચાં નહિ હોવાથી શહેરમાં બધે ખુલ્લી હવા પ્રવેશ કરી શકે છે. દરિયા કીનારા ઉપરનો રસ્તો લાંબો અને સુશોભિત છે. કીનારા ઉપરનું દરિયાઈ જીવતાં પ્રાણિઓનું સંગ્રહસ્થાન જોવાલાયક છે. સેંટ્રલસ્ટેશન મદ્રાસ અને સધર્ન મરાઠા રેલવેનું હેડક્વાર્ટર છે. આ રેલવેમાં આરકોનમ થઇને ઉત્તર મલબાર અને નિલગીરી જવાય છે. સેંટ્રલસ્ટેશનથી થોડે દુર સાઉથ ઇન્ડીયન રેલવેના ઇગમોર સ્ટેશનથી રાત્રે આઠ વાગે મદુરા પેસેન્જર ટ્રેનમાં ચીંગલપેટ જઇ ત્યાંથી ૧૨ માઇલ દુર ગાડા માર્ગે પક્ષિતિર્થ ગયો.

**પક્ષિતિર્થ.** અહિં એક નાના ડુંગર ઉપર શંકરનું મંદિર છે. આ જગાએ હમેશાં બાર વાગ્યાના સુમારે બે પક્ષિઓ આજુ બાજુની ખીણોમાંથી ઉડી આવે છે. તે વેળા મંદિરના પુજારી પક્ષિઓ માટે ખીર જેવું ભોજન એક વાડકીમાં મુકે છે. રોજનો વખત થતાં ટેવાઈ ગયેલાં બે પક્ષીઓ આવ્યાં. એટલે સૌ યાત્રિઓ શાંત પણે ઇશ્વર સ્મરણ કરવા લાગ્યા.

પ્રાણિ માત્રમાં ઈશ્વરનાં દર્શન સુચવતા સનાતન ધર્મની વિશાળતાને દુનિયાનો કોઇ ધર્મ પહોંચી શકે તેમ નથી. પરંતુ એ વિશાળતાએ હાલ સંકુચિતતાનું સ્વરૂપ પકડયું છે. અમુક સ્થાનનાં જ પશુ પક્ષિઓને ઇશ્વર માની તેમને ભોજન આપવું અને આપણી નજદીક રહેતાં, આપણો આશ્રય માગતાં પ્રાણિઓ-ગાયો કુતરાં ને રખડતાં મુકી તેમનાં પાંસળાં જોવાં ! આવી રીતની ઈશ્વર પુજા તે ઈશ્વરની હાંસી કરવા બરોબર છે.

પ્રત્યેક પ્રાર્થના ઇશ્વર સાંભળે છે. પરંતુ તે પ્રાર્થના હૃદયની હોવી જોઇએ, અને તે હિંદુ ધર્મના સર્વ સિદ્ધાંતોનો શિરોમણિ સિદ્ધાંત **ईश्वरःसर्व भूतानाम्** ને અનુસરીને કરી હોયતોજ.

**કાંજીવરમ.** ચીંગલ પેટથી ફ્રેન્ચ લાઇનમાં બહુ પુરાતન કાળનું કાંજીવરમ શહેર છે. આ શહેરના બે ભાગ પડેલા છે. નાના ભાગમાં વિશ્નુ અને મોટા ભાગમાં શિવનાં મંદિરો છે. તેને વિશ્નુ કાંચી અને શિવ કાંચી કહે છે. વૈશાખ માસમાં અહિં મોટો મેળો ભરાય છે.

## પાન્ડીચેરી

પક્ષિતિર્થથી ચીંગલપેટ આવી, વીલુપુરમ જંકશન થઇને પાન્ડીચેરી જવાય છે. મદુરા પેસેન્જર ટ્રેઇનમાં પાન્ડીચેરી જતાં, પહેલા, બીજા અને ત્રીજા વર્ગના મુસાફરો માટે ત્રણ ડબ્બા લગાડવામાં આવતા હોવાથી વિલુપુરમ જંકશને ગાડી બદલવાની અડચણ રહેતી નથી. વિલુપુરમ છોડયા પછી 'ચીન્નાબાબુ સમુદ્રમ' સ્ટેશન આવ્યું. અહિંથી ફ્રેન્ચ સંસ્થાન પાન્ડીચેરીની હદ શરૂ થતી હોવાથી જકાતી માલની તપાસ થાય છે. સવારે પાંચ વાગે પાન્ડીચેરી આવ્યું. શહેરમાં ' અમ્મનિવાસ છત્રમ'માં ગયો. અહિં જમવા તથા રહેવા ઉતરવાની સગવડ છે. બજારના રસ્તા બન્ને બાજુએ એક સરખા અને સુઘડ લાગ્યા. સાદાં અને બેડા ઘાટનાં ઘરોની હારો પણ એક સરખી હોવાથી સુંદર શોભતી હતી, સુધરાઇ ખાતા તરફથી સવારમાં બજાર અને આસપાસના રસ્તાઓ ઉપર વાળવા ઝુડવાની તડામાર જોવામાં આવતી હતી.

પાન્ડીચેરીમાં આવવાનું મૂળકારણ તો મહર્ષિ અરવિંદઘોષના દર્શનનું હતું. ન્હાઈ ધોઇને તેમના નિવાસ સ્થાને જવા નિકળ્યો. શહેરનાં 'વદીમ સાલેમ' નામના ભાગ આગળ જતાં પોલીસ સ્ટેશન આગળ ઉભેલા પોલીસને મેં અરવિંદ ઘોષના મુકામ ઉપર જવાનો રસ્તો પુછયો. પોલીસે સભ્યતાથી મને પોલીસ ચોકીની અંદર લઇ

જઈ, મારૂં નામ ઠેકાણું અને પાન્ડીચેરી આવવાનું કારણ પૂછીને નોંધ લીધી, પછી એક રીક્ષાવાળાને બોલાવી મને મહર્ષિના મકાન ઉપર લઈ જવા તેને સુચના કરી.

દક્ષિણ હિંદમાં મદ્રાસ અને અન્ય શહેરોમાં વપરાતી રીક્ષા કરતાં પાન્ડીચેરીની રીક્ષા બે માણસ બેસી શકે તેવી મોટી હોય છે. રીક્ષાનો આગળનો હાથો રીક્ષા વાળાએ મને પકડવા કહ્યું, અને અને પોતે રીક્ષાને પાછળથી ઠેલવા લાગ્યો. રસ્તા ઉપર ચાલતા માણસો વચ્ચે ન આવી જાય તેનું મારે ધ્યાન રાખવાનું હતું. આ વાહન, મુળ ચીન અને જાપાનમાં વપરાતું હતું. (જાપાની ભાષામાં જીન=માણસ અને રીક્ષા=ગાડી. એ ઉપરથી જીનરીક્ષા કહેવાય છે.) ધીમેધીમે અન્ય દેશોમાં દાખલ થયું. માણસ પાસે પશુનું કામ લેવું તેજ પ્રથમ તો અઘટીત કહેવાય. તેમાં પણ બબ્બે ત્રણ ત્રણ માણસોથી ભરેલી આવી ભારે રીક્ષા મનુષ્ય પાસે ખેંચાવવી, તે સુધરેલી રીતને લાંછન ગણવા જેવું છે. આવાં વાહનો બીમાર અને અપંગ માણસો માટે હોય તો ખોટું ન કહેવાય.

બંદર ઉપર જતાં રસ્તા ઉપર આવેલા મહર્ષિનાં નિવાસ સ્થાન આગળ જઈ રીક્ષાવાળો ઉભો. મકાનની અંદર પેસતાં એક બંગાળી ભાઈ મળ્યા. મેં તેમને મહર્ષિને મળવાની મારી ઇચ્છા બતાવી. " ગયા નવેમ્બર માસથી બાબુજી કોઇને મળી શકતા નથી, યુરોપ અને અમેરિકાથી આવનાર મુસાફરોને પણ મુલાકાત થઇ શકતી નથી. " એમ તેમણે જણાવ્યું. હું પાટણથી આવું છું જાણી બીજા શિષ્ય ભાઈ જેઓ પાટણના રહીશ છે તે થોડે દુરના મકાનમાં રહેતા હતા, ત્યાં લઈ જવા માટે એક છોકરાને તેમણે મારી સાથે મોકલ્યો. પૂનમચંદભાઇને મળ્યાપછી હું બંદર તરફ ગયો.

પાન્ડીચેરી બંદર નાનું પણ સુંદર છે. થોડે દુર લગી પાણીમાં પુલ બાંધેલો છે. પુલ ઉપરથી પાછા ફરતાં કીનારા ઉપરના મેદાનમાં ફ્રેંન્ચ ગવર્નર ડુપ્લેક્સનું સ્મારક હું જોઇ રહ્યો હતો, તેવામા સાહે

પોશાક પહેરેલા એક ભાઇએ આવી મને પાસેની પોલીસ ઑફીસમાં આવવા કહ્યું. મેં કારણ પૂછ્યું. " બહારગામથી આવો છો માટે નામ ઠેકાણું નોંધી લેવાનું છે. " એમ તેમણે જણાવ્યું. આ ભાઇ છૂપી પોલીસના માણસ હતા. હું પોલીસ ઑફીસમાં ગયો. ફ્રેંન્ચ પોલીસ અમલદારે એક ઈન્ટરપ્રીટર ( દુભાષિઓ ) ને બોલાવી મને અંગ્રેજીમાં પૂછવા માંડયું. ફ્રેંન્ચ સંસ્થાનમાં કોઇ પણ નવીન આવનારની નોંધ લેવાય છે, એ પણ તેમણે સાથે સાથે મને જણાવી દીધું. નામ ઠામની નોંધમાં માતા, પિતા, પત્નિ, સર્વની ઉમ્મર ધંધો રોજગાર તથા પાન્ડીચેરી આવવાનું કારણ વગેરે હકીકત એક કાગળમાં નોંધી લીધા પછી તે ઉપર મારી સહી લીધી. પછી હું મારા મુકામ ઉપર ગયો.

ફ્રેન્ચ સંસ્થાનમાં નાનાથી મોટા નોકરો નમ્ર અને સભ્ય દેખાય છે. પાન્ડીચેરીમાં અંગ્રેજી ભાષાનો પ્રચાર ઓછો છે. હિંદી બહુજ થોડા લોકો સમજી શકે છે, વેપાર રોજગાર ઠીક ઠીક છે. તામીલ ભાષાનો સામાન્ય વપરાશ છે. રાજકાજના કામમાં ફ્રેન્ચ ભાષા વપરાય છે. લોકો સ્વભાવે નમ્ર અને માયાળુ લાગ્યા. શહેરમાં ફ્રેન્ચ હૉટેલ, પ્રીઝન જનરલ, પોસ્ટ ઑફીસ, હાઇકોર્ટ, ગવર્નરનો બંગલો અને ટાઉન હૉલ. આ ભવ્ય ઇમારતો બંદરને શોભાવે છે.

અહિંઆં એકજ રાત્રીના વિશ્રામથી મુસાફરીનો શ્રમ ઉતરી ગયો. બીજે દિવસે સવારે ઉઠતાં પુષ્કળ તાજગી મળી હોય તેમ લાગ્યું. દક્ષિણ હિંદનાં બંદરોમાં પાન્ડીચેરીનાં હવાપાણી સૌકરતાં ઉત્તમ છે.

તા. ૧લી એપ્રીલની સવારે સાડાનવ વાગે ઉપડતી ટ્રેઇનમાં ત્રીચીનોપોલી જવા નીકળ્યો. અહિંથી બ્રીટીશ રાજ્યમાં જતા મુસાફરોના જકાતી માલ માટે રેલવે સ્ટેશન ઉપર બ્રીટીશ સરકાર તરફથી જકાત ઑફીસ રાખેલી છે. ત્યાં સામાન બતાવી પેટીને સીલ કરાવી લીધું કે જેથી 'ચીન્નાબાબુસમુદ્રમ' સ્ટેશન આગળ પેટી ખોલવી ન પડે. આગલે દીવસે મળેલા છૂપી પોલીસવાળા ભાઈ આજે સ્ટે-

શન ઉપર હાજર હતા. તેમણે સ્ટેશન પોલીસને સુચના કરી તે ઉપરથી ફ્રેન્ચ પોલીસે એક ચોપડી લઇ મારી પાસે આવી ક્યાંથી આવવું થયું, કયાં જવાનું છે. એ હકીકત તેમાં લખવા મને કહ્યું.

પાન્ડીચેરીથી ગાડી ઉપડી. મારા ડબ્બામાં બેઠેલા એક વૃદ્ધ પુરૂષ ભાગી તુટી હિંદી ભાષામાં મારી સાથે વાત કરવા લાગ્યા. તેઓ ભવિષ્યવેત્તા ટી. એસ. વ્યંકટેશ્વર આય્યરના માણસ હતા. વિલુપુરમથી પાન્ડીચેરી જતાં પ્રથમ ' વલાવાનું ' નામનું સ્ટેશન આવે છે. આ ગામમાં ભવિષ્યવેત્તા વ્યંકટેશ્વર આય્યર રહે છે. એમ કહે છે કે જ્યોતિષ વિદ્યામાં તેઓ બહુ પ્રવિણ છે. આ શિવાય કુંભકોનમ સ્ટેશનથી છમાઇલ ઉપર ' વેલીગામા ' ગામમાં ગોવિંદ-ચેટી નામના પ્રખ્યાત ભવિષ્યવેત્તા રહે છે. તેમને માટે એમ કહેવા-ય છે કે ઘણી પેઢીઓથી એ વિદ્યા તેમને ત્યાં ચાલતી આવે છે. આ ભવિષ્યવેત્તા રૂ. ૧૦) ફી લઇને ભવિષ્યનો હેવાલ કહી દે છે.

ફળ જ્યોતિષ, એ વેદનું અંગ છે. સાચા ગણિત શાસ્ત્રીઓ ભવિષ્યનો હેવાલ બરોબર કહી શકે છે જેથી તે માનવામાં અડચણ ન હોય. પરંતુ ભાવિનો હેવાલ જાણવાની આકાંક્ષાથી પુરૂષાર્થ કર-વામાં પ્રમાદી બનાય નહિ તે વિષે ખાસ લક્ષ રાખવાની જરૂર છે. મનુષ્યનું ભાવિ ઉત્પન્ન કરનાર મનુષ્ય પોતેજ છે. પ્ર=પૂર્વે, આરબ્ધ=આરંભેલું. પૂર્વે કરેલા પુરૂષાર્થનું ફળ તેજ પ્રારબ્ધ છે. જેવું પુરૂષાર્થ હોય તેવુંજ પ્રારબ્ધ ઘડાય છે. આવી રીતે ઉત્પન્ન કરેલા ભાગ્ય માટે ઉદાસીન રહીને પુરૂષાર્થ કર્યા કરવું. એ દરેક મનુષ્યનું કર્તવ્ય છે. એ કર્તવ્યજ હવે પછીના ભવિષ્યને ઉત્પન્ન કરતું હોવાથી જ્યોતિષ વિદ્યાના મૂળ પુરૂષ ભાસ્કરાચાર્યે પોતાની પુત્રી લીલાવતીના ભાવિ વૈધવ્યને જાણતા હતા છતાં તેને વિદુષિ બના-વવા માટે દુલક્ષ કર્યું નહોતું. ભગવાન રામચન્દ્રજીને ભાવિની ખબર નહોય એમ બનેજ કેમ છતાં પુરૂષાર્થથી જગતના લોકોમાં જીવન રેડવાનું ચૂકયા નહિ.

'ચીન્નાબાબુસમુદ્રમ' સ્ટેશને આવતાં જકાત ઇન્સ્પેક્ટરે આવી, મારી પેટીનું સીલ તપાસી લીધું. થોડીવાર પછી ગાડી ઉપડી, વિલુપુરમ જંકશન આવ્યું. દોઢ વાગતાં રામેશ્વરમ એક્સપ્રેસ આવી. રસ્તામાં ટ્રાવેલીંગ ટીકીટ ઇન્સ્પેક્ટર ટીકીટ જોવા આવ્યા, તેઓ મુસલમાનભાઇ હતા. હું ઉત્તર હિંદમાંથી આવું છૂં જાણી અજમેરમાં ખ્વાજા પીરની દરગાહ છે તે સંબંધી વાત કરતા હતા. અમારી બાજુના ખાનામાં ઉભેલા પોલીસે મારે વિષે તેમને પૂછ્યું. તેમણે મને કહ્યું કે આ પોલીસ તમારા માટે ઉભો હોય એમ લાગે છે. મેં કહ્યું કે એ ભાઈને પાન્ડીચેરીથી ભલામણ થઈ હશે. સાંજે છ વાગે કુંભકોનમ આવ્યું.

સાત વાગે 'તાંજોર' આવતાં સ્ટેશન હોટેલમાં નાસ્તા પાણી માટે ગયો. હોટેલ સ્ટેશનના મેડા ઉપર હતી. આ હોટેલમાં મુસાફરોની સગવડ માટે વૉરનીંગ બેલ ( ગાડી ઉપડવાની સુચના કરતો ઘંટ ) રાખવામાં આવ્યો છે. આ શિવાય ટાઇમ ટેબલ, તેને લગતું સુચના બોર્ડ તથા ટ્રેઈનને જવા આવવાનો ટાઇમ દર્શાવતું ઇન્ડીકેટર રાખેલું છે. મદુરા અને રામેશ્વર જતી ટ્રેઇનોમાં ખાણું ખાવાની ગાડીઓ લગાડવામાં આવે છે. સાઉથ ઈન્ડીઅન રેલવેમાં ત્રીજા વર્ગના ઉતારૂઓ માટે આવી વ્યવસ્થા રાખી છે એ જોઇ ખુશી થવા જેવું છે. જે વર્ગના ઉતારૂઓથી રેલવે કંપનીઓને સૌ કરતાં વધુ પૈદાશ થાય છે તેમને માટે હિંદુસ્તાનની બીજી રેલવે લાઇનોમાં ઉપર જણાવી તેવી વ્યવસ્થા નથી!

## ત્રીચીનોપોલી અને શ્રીરંગમ.

નવ વાગતાં ત્રીચીનોપોલી જંકશન આવ્યું. અહિંથી ત્રીચીનોપોલી શહેરમાં જવા માટે ગાડી બદલી, ટ્રેઇનમાં એક તામીલ ગૃહસ્થ મળ્યા, તેમની સાથે થોડી વાતચીત થઇ. ત્રીચી શહેરમાં સ્ટેશન નજદીક કોઇ સારૂં છત્રમ હશે કે કેમ તે વિષે મેં તેમને

પૂછ્યું. આ ભલા ભાઈએ તો પોતાના ઘરનેજ મારે માટે સારૂં છત્રમ છે, એમ જણાવી તેમને ત્યાં લઇ જવા મને આગ્રહ કર્યો. આ ગૃહસ્થ સેંટ જોસેફ કૅાલેજમાં અધ્યાપક હતા. તેમનું નામ રાજગોપાલાચાર્ય આય્યર હતું. ઇશ્વર ઇચ્છાથી હું તેમની સાથે ગયો. ફૅાર્ટ સ્ટેશને ઉતરી એક જટકો ( ઘોડાનો એકો ) ભાડે કરી અમો ત્રીચી શહેરમાં જવા લાગ્યા. પોલીસ અહીં સુધી બરોબર તપાસ રાખતી આવી હતી. આ વિષે ભાઇ રાજગોલાચાર્યને પ્રથમ જણાવીને પછીજ ત્યાં જવું, એવું વિચારીને મેં તેમને કહ્યું કે હું પાન્ડીચેરી અરવિંદઘોષને મળવા ગયો હતો ત્યાંથી મારી પાછળ છૂપી પોલીસ છે. ભાઇ રાજગોપાલાચાર્ય તે બાબત પરવા ન કરતાં મને તેમને ત્યાં લઇ ગયા. પણ છૂપી પોલીસની તપાસ તો સિલોનની મુસાફરી કરી ઘેર ગયા પછી ત્રણ વખત પોલીસ અમલદાર ઘર આગળ આવી પાન્ડીચેરી જવાનું કારણ પૂછી ધંધારોજગાર વિષેની વિગતવાર હકીકત લખી ગયા પછીજ પૂરી થઇ.

પૂર્વે મોગલ બાદશાહ અકબરના વખતમાં પણ ખૂપીયા પોલીસ હતી. તેનું કામ પ્રજાને સરકારી નોકરો તરફથી શું ત્રાસ પડે છે તથા રાજ્ય તરફથી બીજી કંઇ અડચણ પડતી હોય તે બાબત તપાસ કરી બાદશાહને જાહેર કરવાનું હતું.

**શ્રીરંગમ.** રાત્રે ભાઇ રાજગોપાલાચાર્યને ત્યાં જઇ મુકામ કર્યો. બીજે દિવસે શહેરમાં જતાં, પાટણના રહીશ ઝવેરી ગણુવંતલાલના પુત્ર મળ્યા. તેમની સાથે બપોરે બે વાગે શ્રીરંગમ ગયો. શ્રીરંગમક્ષેત્ર ત્રિચીનોપોલીથી ત્રણ માઇલ દુર છે. વચ્ચે કાવેરી નદી આવેલી છે. શ્રીરંગમની ચારે દિશામાં કાવેરી નદી ફેલાયેલી હોવાથી આ ક્ષેત્રે એક બેટનું સ્વરૂપ ધારણ કર્યું છે, અહિંઆ શ્રીરંગનાથ સ્વામિનું ભવ્ય મંદિર છે, તેને અંગે બીજાં પણ મંદિરો છે.

શ્રીરંગમને પૂર્વે સાત કોટ હતા. જેમાં સન્યાસીઓ કલ્પ કરતા હતા. કલ્પ કરવા ઇચ્છિનાર વૃદ્ધ સન્યાસિને એકાંત સ્થાનમાં

રહેવાનો પ્રબંધ થતો, તે પછી તેમના શિષ્યો તેમને એક જાતની વનસ્પતિના રસનું પાન કરાવતા હતા. તેના સેવનથી દિવસે દિવસે શરીરમાંથી માંસ, રૂધીર, ગળીગળીને ચામડીનાં છીદ્રો વાટે બહાર નીકળી જતું. ધીરે ધીરે ત્વચા પણ ખરી પડતી. અંતવખતની યોજના બહુ સંભાળપૂર્વક થતી હતી. કારણ કે તે સમયે દેહની અવસ્થા મૃત શરિર જેવી થઇ જતી હતી. માત્ર સુક્ષ્મ આત્માજ યોગ બળથી દેહમાં ટકી રહેતો હતો. છેવટની ક્રીયા પૂર્ણ થતાં અને દેહની સંપૂર્ણ શુદ્ધિ થઈ ગયા પછી, બીજી જાતની વનસ્પતિનો રસ આપવામાં આવતો, જેનાથી નવીન રકત, માંસ તથા ત્વચા આવી જતાં. આવી ક્રીયા છ માસ કરતાં પણ વધુ વખત રહેતી હતી. આ પ્રમાણે સંપૂર્ણ વિધિથી કલ્પ પુરો થઈ રહ્યા પછી એક યુવાન દેહ બની જતો.

કેટલાક ઋષિ મૂનિઓ વિષે અમુક વખત પછી લાંબા કાળની કથામાં પાછી તેમનીજ હયાતીની વાર્તા વાંચવામાં આવતાં આપણને તે બાબત સશંય ઉત્પન્ન થાય છે. પરંતુ આ કલ્પ ઉપરથી જણાય છે કે તેઓ આવી રીતે લાંબા વખત સુધી એકજ શરીર ધારણ કરી રાખતા હતા.

ત્રીચીનોપોલીને ટુંકા શબ્દોમાં ત્રીચી પણ કહે છે. ત્રીચીનો કીલ્લો જોવાલાયક છે, કીલ્લા ઉપર હનુમાનજીનું મંદિર છે. તેના શિખ્ખરની બાજુમાં એક ઉંચી ઓરડી બાંધેલી છે, જેમાં એક મોટો ઘંટ રાખેલો છે, તેને વગાડવા માટે બે માણસો સામ સામે ઉભા રહી ઘંટને બાંધેલાં દોરડાં ખેંચે છે એટલે તે વાગ્યાં કરે છે.

આ શહેરમાં વેપાર ઉદ્યમ સારો છે. ભાઈ ગુણવંતલાલ શિવાય બીજા એક બે ગુજરાતિ ગૃહસ્થ અહિં ઝવેરાતનો ધંધો કરે છે. દક્ષિણ હિંદમાં ત્રીચીનોપોલી અને મદુરામાં ઝવેરાતનો વપરાશ વધારે જોવામાં આવે છે.

ત્રીચીનોપોલી જીલ્લામાં ચેટી ભાઇઓ વેપારમાં આગળ

વસેલા છે. તેઓ દક્ષિણ હિંદની બહાર બ્રહ્મદેશ અને લંકામાં બધે વેપાર અર્થે ગયેલા છે. ત્રીચીનોપોલીની હવા ગરમ અને સુકી હોવાથી મચ્છરનો ઉપદ્રવ ઓછો છે. ત્રીચીનોપાલી સાઉથ ઇન્ડીઅન રેલવેની મીટરગેજ લાઇનનું હેડકવાર્ટર સ્ટેશન છે. જંકશન સ્ટેશનની પાસે એક ખડક છે જેમાંથી પૂર્વે સુવર્ણની નીપજ થતી હતી. તામીલભાષામાં ' પૂન મલાઇ ' એટલે સુવર્ણનો ખડક એ ઉપરથી તેને ' પૂન મલાઇ ' કહેતા. પરંતુ હાલ અંગ્રેજી નામ ' ગોલ્ડનરૉક ' બોલાય છે !

ત્રીચીનોપોલીથી નીકળતી વખતે ભાઈ રાજગોપાલાચાર્યે મારે માટે સીલોનના એક ગૃહસ્થ ઉપર ભલામણ પત્ર, તેમના એક શિષ્ય કે જે સિલોનના વતની હતા તેમની પાસેથી લખાવીને મને આપ્યો. ભાઇ રાજગોપાલાચાર્યને મેં કદી જોયેલા કે સાંભળેલા પણ ન હોતા. ખ્યાલ પણ નહોતો કે ત્રીચીમાં આ સર્જનનો મને મેળાપ થશે. મનુષ્યે પોતાની ફીકર કરવાની જરૂર નથી. ઈશ્વર હરઘડીએ અને પળે આપણી સંભાળ લીધાંજ કરે છે. ગમે તેવી જગાએ જતાં અચાનક અણધારી મદદ એ કૃપાળુ મોકલતોજ રહે છે.

## મદુરાથી સિલોન

ત્રીચીથી મદુરા જઇ તા—૪ થી એપ્રીલની સવારે ૧૦ વાગે બોટ મેલમાં કોલંબો જવા નિકળ્યો. લંકા જતા અને પાછા આવતા મુસાફરો માટે આ એકજ ટ્રેઇન છે. મુંબઇથી આગબોટ રસ્તે કોલંબો જતાં ભાડું વધારે લાગતું હોવાથી ધનુષકોડીનો રસ્તો પસંદ કર્યો હતો. મદુરાથી તુતીકોરીન થઈને પણ કોલંબો જવાય છે. તુતીકોરીનથી બુધ અને શનીવારે એમ અઠવાડીયામાં બે આગબોટ ઉપડે છે. અહિંથી કોલંબો ૧૫૦ માઇલ દુર છે. ૧૨ થી ૧૩ કલાક જેટલો વખત આગબોટને લાગે છે. આગબોટમાં ડેક મુસાફરોને તકલીફતો હોય છેજ જેથી ઉપરના બન્ને રસ્તાઓ કરતાં ધનુષકો-

ડીથી સિલોનના ' તલમનાર ' બંદરે ઉતરી ત્યાંથી સિલોન ગવર્ન મેન્ટ રેલવેમાં કોલંબો જવા માટેનો રસ્તો વધુ સગવડવાળો છે.

સિલોનમાં જવા માટે સિલોન સરકાર તરફથી પ્રથમ પરમીટ ( પરવાનગીનો પાસ ) મેળવવી પડે છે. આ પરમીટ કોલંબોમાં રહેતા બોર્ડ ઑાફ ઇમીગ્રેશન અને કવારન્ટાઇનના ચેરમેન તરફથી મેળવી શકાય છે. જેણે આવી પરમીટ ન મેળવી હોય તેને મંડપમ કેમ્પમાં રહેતા મેડીકલ ઑાફીસર તરફથી પણ મળી શકે છે. જેથી પહેલા તથા બીજા વર્ગના મુસાફરો તેજ ટ્રેઇનમાં લંકા જઇ શકે છે. ત્રીજા વર્ગના મુસાફરોને તો પાંચ દિવસ સુધી ફરજીયાત મંડપમકેમ્પના કવારન્ટાઇનમાં રહેવુંજ જોઇએ. પહેલા વર્ગના મુસાફર પાસે રૂ. ૬૫૦) તથા બીજા વર્ગના મુસાફર પાસે રૂ. ૧૫૦) લંકા બેટના કીનારે ઉતરતાં હોવા જોઇએ એવો સિલોન સરકારનો કાનુન છે.

**રામનાદ.** મદુરાથી ઉપડેલી બોટ મેલ ' પારામાકુડી ' સ્ટેશન પસાર કરી રામનાદ આવીને ઉભી. રામનાદમાં હાથકંતામણ અને હાથ વણાટનો ધંધો મુળથીજ ચાલ્યો આવે છે. પણ પરદેશી કાપડના વપરાશથી સુતર પણ પરદેશી વપરાવા માંડયું; હાલ પાછું હાથ કંતામણમાંથી કાપડ તૈયાર થવા લાગ્યું છે. પૂર્વે આખા તામીલ દેશમાં રામનાદ ડીસ્ટ્રીકટનું હાથકંતામણ અને હાથ વણાટનું બારીક કાપડ પ્રસિદ્ધ હતું.

આ દેશી રાજ્ય છે. અહિંના મહારાજાએ સ્વામિ વિવેકાનંદને શિકાગોની અખીલધર્મ પરિષદમાં હિંદુસ્તાન તરફથી મોકલ્યા હતા. એ પરિષદમાં વિજય મેળવી વિશ્વવંદ્ય સ્વામિ વિવેકાનંદ હિંદમાં પાછા આવ્યા, ત્યારે તેમના માનમાં મહારાજાએ રામનાદમાં કીર્તિસ્થંભ બંધાવ્યો છે.

બ્રાહ્મણો શાસ્ત્રોનાં પોથાં જન સમાજ આગળ મુકી લોકોની અંધ શ્રદ્ધા દ્રઢ કરતા ગયા. પરિણામે સમાજની સ્થિતિ કઢંગી થતી ગઇ. આવી હાલતને પાત્ર થતો સમાજ જો કંઇક પણ બચવા

પામ્યો હોય તો આવા સાધુ સંતોએ લોકોમાં ધર્મ જ્ઞાન જાગૃત કર્યું તેથીજ.

**મંડપમકેમ્પ.** રામનાદ પછી મંડપમકેમ્પ સ્ટેશન આવતાંજ મેડીકલ ઑફીસર તથા પોલીસ ઈન્સ્પેક્ટર, પહેલા તથા બીજા વર્ગના મુસાફરો પાસે આવી પરમીટવિષે પુછપરછ કરવા લાગ્યા. મારી સાથે બેઠેલા એક કચ્છીભાઈ હતા. મલબાર અને કોલંબોમાં તેમનો વેપાર ધંધો ચાલતો હતો. આ ભાઇએ કોલંબોથી અગાઉ પરમીટ મેળવી રાખી હતી. મારી પાસે પરમીટ નહોતી જેથી પોલીસ ઇન્સપેકટરે સિલોન જવાનું કારણ પુછ્યું. કોલંબોમાં કયાં ઉતરવાનું, કયાંથી આવવું થયું વગેરે હકીકત લખી લીધા પછી મને પરમીટ આપી. થોડીવાર પછી એક માણસ મારૂં નામ પુછતો આવી હેલ્થ પાસ પણ આપી ગયો. ત્રીજા વર્ગના ઉતારૂઓને કવારન્ટાઈન માટે અહિં ઉતારી દીધા. અને તેમની જગાએ કવારન્ટાઇન ભોગવી લીધેલા મુસાફરો બેસી ગયા. કવારન્ટાઇન કેમ્પ દરિયા કીનારે હોવાથી હવા તો શુદ્ધ છે, પરંતુ ગરમીને લીધે મુસાફરો હેરાન થાય છે.કવારન્ટાઇનકેમ્પમાં મુસાફરથી સાથે રાખેલું ભાતું લઇ જઈ શકાતું નથી. પાંચ દિવસ દરમિયાન મુસાફરોનાં કપડાં તથા બીછાનાં બાફમાં નાખી શુદ્ધ કરવામાં આવે છે, તે પછી તેમને લંકા જવાની પરવાનગી મળે છે. કવારન્ટાઇન ભોગવેલા મુસાફરોને લંકા ગયા પછી મેડીકલ ઓફીસરને ત્યાં હાજરી આપવી પડતી નથી. જ્યારે બીજા અને પહેલા વર્ગના મુસાફરોને લંકાના કોઇપણ શહેર કે ગાંમમાં પહોંચતાંજ નજદીકના મેડીકલ ઓફીસર પાસે જઇ મંડપ મકેમ્પથી મેળવેલો હેલ્થપાસ બતાવવો પડે છે. કોલંબોમાં તો પોર્ટ-સર્જનને મળવુંજ જોઇએ.

બધાને પરમીટ અને હેલ્થ પાસ અપાઈ ગયા પછી ગાડી ઉપડી. મંડપમ સ્ટેશન આવ્યું. અહિંથી રામેશ્વર જતાં વચ્ચે દરિયાની વિશાળ ખાડી આવેલી છે. પહેલાં જ્યારે રેલવે ટ્રેઈનનું સાધન નહોતું. ત્યારે લોકો અહીંથી વહાણમાં બેસીને રામેશ્વર જતા હતા.

હાલ આ ખાડી ઉપર પુલ બાંધેલો હોવાથી યાત્રિઓને સરળતા થઈ પડી છે. હિંદુસ્તાનમાં દરિયાની ખાડી ઉપરના પૂલોમાંનો આ એક નમુનેદાર પૂલ છે. પૂલની મધ્યમાં ગાડી આવતાં નીચે પાણીની ઉંડાઇ તથા બંન્ને તરફ વિસ્તરેલા દરિયાનો ગંભીર દેખાવ જોવા લાયક છે. આ પૂલ પસાર કર્યા પછી અમે રામેશ્વર બેટમાં પ્રવેશ કર્યે.. આ બેટનો ઘેરાવો ૩૦ થી ૩૫ માઇલ જેટલો છે. જેમાં રામેશ્વર અને ધનુષ્યકોડી એ બે મૂખ્ય સ્થળો છે.

**રામેશ્વર.** ને રામેશ્વરમ પણ કહે છે, રામેશ્વર અને ધનુષ કોડી, આ પહેલાં આવી ગયો હતો. રામેશ્વરમ ગામ નાનું પણ તિર્થ ધામ હોવાથી વસ્તી ઠીક લાગે છે. અહિંઆ શ્રીરામેશ્વરનું પ્રાચિન મંદિર છે. દક્ષિણ હિંદના મંદિરોમાંનું આ એક પ્રસિદ્ધ મંદિર છે. તેનો વિસ્તાર અંદર ગયા પછી બરોબર જોઇ શકાય છે. શિવલીંગ પાંચેક ફુટ ઉંચું છે. મંદિરની સામે એક નંદી બેસાડેલો છે. તેની ઉંચાઇ આઠ ફુટ છે. ઘેરાવો ૧૦ થી ૧૨ ફુટ જેટલો છે. અહિંના પંડયાઓમાં ઘણાખરા ગુજરાતી ભાષા બોલે છે હિંદના જુદા જુદા ભાગોમાંથી યાત્રિઓ આવતા હોવાથી અહિંના બ્રાહ્મણો જુદી જુદી ભાષાઓ મતલબ પુરતી બોલી જાણે છે.

**ધનુષકોડી.** રામેશ્વરથી ધનુષકોડી ૧૨ માઇલ દુર છે. વચ્ચે કોઇ કોઇ જગાએ ધૂળના ડુંગરો આવે છે, બાકીની સપાટ જમીન પણ ધૂળથી ઢંકાએલી રહે છે. ચોમાસામાં આવી જગાએ દરીયાનું પાણી પથરાઇ જાય છે. ધનુષકોડી સ્ટેશનથી ધનુષકોડી પૉઇન્ટ કે જ્યાં યાત્રીઓ સ્નાન કરવા જાય છે ત્યાંસુધી રેલવે લાઇન નાખેલી છે. જુન જુલાઇમાં આ જગામાં સમુદ્રનું પાણી ફરી વળતું હોવાથી રેલ્વે ટ્રેઇન ' પોઇન્ટ ' સુધી જઇ શકતી નથી. અહિં અરબી સમુદ્ર અને બંગાળાના ઉપસાગરના પાણીનાં મોજાં એક બીજા સાથે અથડાય છે, જે દશ્ય બહુ સુંદર લાગે છે. અહિં છાછરૂં પાણી હોવાથી ન્હાવાની ઠીક સગવડ છે. આ સ્થળેથી હનુમાનજી સીતાની શોધમાં લંકા

ગયેલા હોવાથી આ જગાને તિર્થધામ માની કીનારા ઉપર રેતીના બેટમાં બે ચાર છાપરાં બાંધી એકમાં હનુમાનજીની પુજા થાય છે. યાત્રિઓ અહિંઆ સ્નાન કરી હનુમાનજીનો પ્રસાદ લઇ પવિત્ર થયા માને છે. પણ હનુમાનજીના આદર્શ વિરૂદ્ધ વર્તવાથી અપવિત્રતામાં સપડાતા જઈએ છીએ, એટલું વિચારી જોઈએ તો ઠીક.

હનુમાનજી નૈષ્ટિક બ્રહ્મચારી હતા. બ્રહ્મચર્યના બળથી સમુદ્ર પાર કરવા જેટલી શક્તિ મેળવી હતી, અને એ દૈવીશક્તિએજ તેમને સગુણરૂપધારી પરમાત્માશ્રીરામચન્દ્રજીના સેવક બનાવ્યા હતા. જ્યારે આપણે તો મુગ્ધ બાળકોનાં લગ્ન કરી બ્રહ્મચર્યના નિયમોથી તેમને વંચિત રાખવા છે! અને તિર્થ ધામોમાં ભ્રમણ કરી પ્રતિમાઓનાં દર્શનથી પવિત્ર થવાય, એવું તેમને મનાવવું છે! આમ કરવાથી આપણે પોતેજ બાળકોને ઇશ્વરથી વિમૂખ કરતા જઇએ છીએ. નિર્દોષ બાળક બાળીકાઓને સંસારની ધુંસરીએ જોડી તેમના જીવનની સ્વતંત્રા હણી લેવી, અને બ્રહ્મચર્યના આદર્શની વાતો કરવી એ કેમ બને? બ્રહ્મચર્યથી હનુમાનજી કેવી ઉત્કૃષ્ટ દશાને પામ્યા હતા તે આદર્શો બાળકો આગળ મુકતા પહેલાં તે પળાવવા માટે તેમનામાં જે તેજસ્વિતા (સ્વતંત્રા) જોઇએ, તે સૌથી પ્રથમ તેમને આપવાની જરૂર છે.

ધનુષકોડીના રેતીના મેદાનમાં થઇને, બોટમેલ ધનુષકોડી પીઅર આવી પહોંચી. અમે ગાડીમાંથી ઉતરી આગબોટમાં બેઠા. ધનુષકોડી અને તલમનાર વચ્ચે ૨૨ માઇલનું અંતર હોવાથી માત્ર બે કલાકનો રસ્તો દરિયામાં કાપવો પડે છે. આ સ્ટીમરસર્વીસ સાઉથ ઇન્ડીયન રેલવેની વ્યવસ્થા નીચે ચાલે છે.

**ધનુષકોડી અને તલમનાર વચ્ચે.** આગબોટમાં બેઠા પછી લગભગ દોઢ કલાકે તેને ઉપડવાની રજા મળી. તે દરમિઆન પોલીસ-ખાતા તરફથી મુસાફરોની નોંધ લેવાય છે. જેમની પાસે પરમીટ ન

હોય તેમને અહિંઆંજ રોકે છે. આગબોટ ઉપડયા પછી પણ પૂછ-પરછ તો ચાલુજ રહી. એક જણુ આવી પૂછવા માંડે " કયાંથી આવો છો, શું ધંધો કરો છો, લંકા શા માટે જાઓ છો, ત્યાં તમને કોણુ ઓળખે છે, મૂળ વતન ચયું, હાલ કયાંથી આવો છો. સિલોન કેટલા દિવસ રહેશો, ટીકીટ બતાવો. " આ પ્રમાણે બધું નોંધીને એક ભાઇ ચાલ્યા જાય. એમને ગયે દશ મિનિટ ન થઈ હોય ત્યાં તો બીજા ભાઇ આવીને પૂછી જાય. આમ હરવખત સિલોન તથા ધનુષકોડી પોલીસખાતા તરફથી પૂછપરછ થતી હોવાથી બે કલાકની મુસાફરીમાં ભાગ્યેજ થોડો વખત શાંત બેસીને કુદરતી નિરિક્ષણુ કરવાનું મળે છે.

કોલંબો થઇને દરિયા પાર જતા મુસાફરોના પાસ પોર્ટ પણુ અહિં નોંધી લેવામાં આવે છે. પાસપોર્ટ ખાતાના એક અંગ્રેજ ભાઇએ આવી મારી પાસેનો હિંદ બહાર જવાનો પાસપોર્ટ નોંધી લીધો. લંકા જતાં આવા પાસપોર્ટની જરૂર નથી રહેતી. પરંતુ જેણે એક વખત આવો પાસપોર્ટ મેળવ્યો છે તેને હિંદ બહાર જવા માટે અગવડ ભોગવવી પડતી નથી. અમારી સાથે ઇંગ્લૅન્ડ જનારા મુસાફરો હતા તેઓમાં ઘણાખરા યુરોપીઅનો અને બે ત્રણ હિંદીઓ હતા. મુંબઇથી વિલાયત જતી આગબોટોમાં ત્રીજા વર્ગના મુસાફરો માટે સગતડ હોતી નથી પણ કોલંબોથી વિલાયત માટે ઉપડતી આગબોટોમાં ત્રીજા વર્ગના મુસાફરો માટે સગવડ હોવાથી ઓછે ભાડે ઇંગ્લૅન્ડ જઇ શકાય છે. આ શિવાય ઑસ્ટ્રેલીઆ જનાર મુસાફરો પણ હતા. કેટલાક અમેરિકન પ્રવાસીઓ હિંદુસ્તાનની મુસાફરી કરી સિલોન અને જાપાન થઇને પાછા અમેરિકા જવાના હતા.

તલમનાર બંદર આગળ પણ આગબોટમાંથી ઉતરી ટ્રેઇનમાં બેસવાની સગવડ ધનુષકોડી પીઅર જેવી છે. અહિં જકાતની તપાસ થતી હોવાથી કેટલોક વખત આગબોટમાં બેસી રહેવું પડે છે. પહેલા

વર્ગના ઉતારૂઓની તપાસ થઇ રહ્યા પછી બીજા વર્ગના મુસાફરોની તપાસ શરૂ થઇ. બીછાનાં પેટીઓ તપાસી લીધા પછી રજા મળી. હવે ત્રીજા વર્ગના ઉતારૂઓનો વારો આવ્યો. ત્રીજા વર્ગના ઉતારૂઓમાં ઘણી સંખ્યા ગીરમીટીઆ મજુરોની હતી, આ બધા તામીલીઅનો હતા. ગીરમીટીઆ મજુરોને સિલોનમાં ચ્હા અને કોફીના જમીનદારો તરફથી લઇ જવામા આવે છે. સિલોન સરકાર તરફથી પણ કેટલાક મજુરોને લઇ જવામાં આવે છે.

સામાન્યરીતે ત્રીજા વર્ગના મુસાફરોને રેલવે તથા આગબોટમાં જોઇતી સગવડ હોતીજ નથી. વળી આવા મુસાફરો જાણે કેમ મનુષ્યની ગણત્રીમાંજ ન હોય તેમ રેલવે સત્તાવાળા તથા પોલીસ ખાતાવાળા તેમની તરફ વર્તે છે. આવું એકલું અહિઆં નથી બનતું જ્યાં જોશો ત્યાં ત્રીજા વર્ગના હિંદી મુસાફરોની એવીજ સ્થિતિ અનુભવવાની મળશે. હિંદુસ્તાનમાં રેલવે કંપનીઓને ત્રીજા વર્ગના ઉતારૂઓ તરફથી જેટલી પેદાશ છે તેટલી પહેલા અને બીજા વર્ગના ઉતારૂઓની નથી. ઈ. સ. ૧૯૨૬–૨૭ માં રેલવે કંપનીઓને એકલા ત્રીજા વર્ગના ઉતારૂઓની રૂા. ૩૩૪૪૦૨૦૦૦ ની પેદાશ હતી જ્યારે પહેલા અને બીજા વર્ગના મુસાફરોની મળીને માત્ર રૂા. ૩૦૬૦૮૦૦૦ ની હતી.

દુનિયામાં સર્વ દેશો કરતાં અમેરિકામાં રેલવે લાઇન વધુ વિસ્તારમાં ફેલાયલી છે. બીજે નંબરે હિંસ્તાનમાં પ્રસરેલી છે. ખેતીવાડીવાળી હિંદની ભૂમિમાં લગભગ ૪૦૦૦૦ માઇલના વિસ્તારમાં રેલવે પથરાઇ ગઇ છે, આવા ફળદ્રુપ દેશની ખેતીને હાનીકારક રેલવે કંપનીઓ જે વર્ગના મુસાફરોથી વધુ પેદાશ કરે છે, તેમનેજ પુરતી સગવડ નથી આપતી અને કનડગત થતી અટકાવતી નથી, એ ઓછો અન્યાય નથી. જે સુધારાથી દેશનો આમ વર્ગ કરોડોની સંખ્યામાં હેરાન થાય તેવા સુધારાના વિદ્ધંસની આશા કેમ ન રાખીએ.

'તલમનાર' બંદરે આગબોટમાંથી ઉતરી ટ્રેઇનમાં બેસતાં પોર્ટ ઑપીસર તરફથી પરમીટ લઇ લેવામાં આવી. ટ્રેઇનમાં બેઠા પછી પોલીસ ઇન્સ્પેકટરે આવી મને જણાવ્યું કે મારી સાથેના ગુજરાતિ ભાઈને સ્ટીમરમાંથી ઉતરતાં અટકાવ્યા હોવાથી મને મળવા બોલાવે છે. હું તેમની પાસે ગયો. આ ભાઈ ત્રીચીનાપોલીથી આવતા હતા, પણ ત્રીચીનોપોલીમાં પ્લેગ ચાલતો હોવાથી તેમને કવારન્ટાઇન ભોગવ્યા પછી રજા મળશે એવું અહિંના હેલ્થ ઑપીસરે જણાવી રોકી દીધા. કોલંબો જતાં તેમની દુકાને ખબર કરવા તેમણે મને સુચના કરી.

હિંદમાં આવેલાં શહેરો અને ગામો કે જ્યાં પ્લેગ કૉલેરાનો ઉપદ્રવ હોય તેવી જગાએથી લંકા જતા પહેલા તથા બીજા વર્ગના મુસાફરોને પણ કવારન્ટાઈન ભોગવ્યા પછીજ આગળ જવા દેવામાં આવે છે, તે વાજબી છે. એક દેશનો રોગ બીજા દેશમાં નજ જવો જોઇએ. પરંતુ હિંદમા તો કેટલાક રોગો પરદેશીઓથીજ દાખલ થયેલા છે. ચાંદી જેવો ભયંકર રોગ જેને દેશી વૈદ્યોએ 'ફીરંગવાયુ' એવું નામ આપેલું છે. એ રોગ પરદેશીઓજ મારફતે હિંદમાં દાખલ થયેલો છે. ત્રીશ વર્ષ ઉપર મુંબઈમાં પહેલવહેલો પ્લેગ શરૂ થયો તે વખતે હિંદુસ્તાનમાં પ્લેગ શું ચીજ છે તેની કોઇને ખબર-રજ નહોતી. એ રોગ કયાંથી આવ્યો? તે પણ દરિયા પારથીજ આવેલો છે. તેને અટકાવવા માટે જેમ હાલ સિલોન સરકારે બંદોબસ્ત રાખ્યો છે, તેવોજ જો અંતઃકરણપૂર્વક હિંદી સરકારે રાખ્યો હોત તો હિંદ જેવા વિશાળ દેશની અંદર હાલ રોગચાળાની જે ખુમો પડે છે તે નહોત.

હવે સાથેસાથે આપણે પણ સ્વચ્છતા સંબંધી વર્તમાન સમયમાં કેટલા બેદરકાર છીએ તેનો પણ વિચાર કરવાની જરૂર છે. બીજા વર્ગમાં જોઇશું તોપણ આપણા કેટલાક ભાઈઓ સ્વચ્છતા ઓછી જાળવે છે. ત્રીજા વર્ગની અસ્વચ્છતા માટે તો શું પૂછવું!

આ વર્ગનાં બાજરૂ જોવાં ગમતાં નથી, બેસવાની જગા પાસે પણ ગંદકી કરતાં આપણે અચકાતા નથી. સાઉથ ઇન્ડીયન રેલવેના ઘણા ખરાં સ્ટેશનો ઉપર રેલવે તરફથી ' Please spit here' (મહેરબાન અહિં થુંકો) એવાં સુચના બોર્ડ ચોડી તે જગાએ પીચદાની જેવાં કુડાં ગોઠવી રાખેલાં હોય છે. આટલું છતાં પણ પ્લેટફોર્મ અને ટ્રેઇનનાં ફુટબોર્ડ પાનના ડાઘાથી રંગાઇ ગયેલાં જોવામાં આવે છે !

પાન તંબાકુ ચાવી ભીંતો અને જમીન ઉપર થુંકી ગંદુ કરી મુકવાથી પરિણામે આપણુનેજ નુકશાન છે. મેં ઘણી ધર્મશાળાઓ જોઇ છે, તેની અંદર ઉતરતા મુસાફરો એટલી બધી ગંદકી કરી મુકે છે કે જેને લીધે ત્યાંની સારી હવાને પણ બગાડી મુકે છે. આપણાં શહેરો અને કસ્બાઓમાં બે ફાટ બદબો આવતી હોય તેવાં બાજરૂ હોય છે. સડેલી મોરીઓમાંથી નીકળતી દુર્ગંધ આગળ બેસીને જ્ઞાતિનું ભોજન જમતાં સુગ નથી આવતી એજ નવાઇ પામવા જેવું છે. આપણે તો બીજાને સ્વચ્છતાનો ધર્મ શિખવતા હતા તેનું વિસ્મરણ કેમ થઇ શકે ? જો એ ધર્મ આપણે ભૂલી ગયા હોઇએતો પાશ્ચાત લોકો પાસેથી સ્વચ્છતા સંબંધી શીખવુંજ જોઇએ. આપણી રહેણીકરણી સાદી અને સરળ હતી, તેને લક્ષમાં રાખી સ્વચ્છ રહેવા માગીએ તો પાશ્ચાત લોકોની ખર્ચાળ પદ્ધત કરતાં બહુ સહેલાઇથી આરોગ્યના નિયમને સમજી શકીએ એમ છે. એકંદરે આપણે સ્વચ્છજ રહેતા હોઇએતો તેમનાં કવારન્ટાઇન આપણે બંધ કરાવી શકીએ.

પૂર્વજોએ દેશાટનના ઉદ્દેશને અનુસરી તિર્થયાત્રા નિર્માણ કરેલી હતી. જેમાંથી મનુષ્યને જીવનની મહત્વની બાબત અનુભવવાની મળતી. તેને બદલે હાલ કેવળ જડપુજા રૂપ તિર્થભ્રમણ કરવાથી પરિણામ એ આવ્યું છે કે સ્વચ્છતાના નિયમને ચુકી ઘણા યાત્રીઓ મેલાં કપડાંમાં બેભાન માણસની જેમ આમતેમ તિર્થક્ષેત્રોમાં ભમે છે ! ભાતાના ડબ્બાને બાંધેલા કપડા ઉપર દોઢશેર

મેલ હોય તેને વૈશ્નવ અને બ્રાહ્મણનું ભાતું કહેવું ! બીછાનાં અને કપડાં મેલાં રાખી આભડ છેટનો ધર્મ પાળવો ! આવી રીતનું તિર્થ ભ્રમણ એ ભ્રમ નહિ તો બીજું શું ?

**લંકા પ્રવેશ.**–રાત્રે સવાનવ વાગતાં ' તલમનાર ' થી ગાડી ઉપડી, લંકા બેટમાં પ્રવેશ કર્યો. દોઢ વાગતાં ' અનુરાધપુરા ' સ્ટેશન આવ્યું. સવારથતાં શૌચ કર્મથી પરવાર્યા ત્યાંતો ' પોલઘાવેલા' જંકશન આવ્યું, આ જંકશનથી કેન્ડી જવા માટે રેલવેની એક-શાખા નીકળેલી છે. અહિં ગાડી વધુ વખત ઉભી રહેતી હોવાથી મુસાફરો સવારના નાસ્તા માટે ડાઈનીંગકાર (ખાણું ખાવાની ગાડી) માં જવા લાગ્યા. આવી ડાઇનીંગકાર મદ્રાસથી ધનુષકોડી સુધી એસ. આઇ. રેલવેમાં પણ લગાડવામાં આવે છે. આ બન્ને લાઇનોમાં દરેક ડબ્બામાંથી ડાઇનીંગકારમાં જવા માટે સળંગ રસ્તો રાખેલો હોવાથી ચાલતી ગાડીએ નાસ્તો લેવા જવું હોય તો જઇ શકાય છે. રામેશ્વરમ અને ધનુષકોડી આવતાં કેરી, નારંગી એવાં ફળો મળે છે. તે શિવાય કોફી ઉપમા, ( ઘઉંના રવાનો મીઠું નાખી બનાવેલો શીરો) ઇટલી ( ચોખાના આટાનાં ઢોકળાં ) એવી ચીજો મળી શકે છે. પણ હવે તો લંકામાં આવ્યા. અહિંના લોકોના ખોરાકમાં ચોખા માંસ અને માછલીનું પાણી એ મુખ્ય છે, પણ આ ફળદ્રુપ દેશમાં ઘણાં ફળો થતાં હોવાથી વનસ્પતિહારીને અડચણ આવે તેમ નથી. ડાઇનીંગકારમાં નિરામિષા હારી માટે પાઉં, માખણ, મુરબ્બો અને બાફેલા બટેટા મળી શકે છે. સૌ મુસાફરો નાસ્તો પાણી કરી રહ્યા એટલે ગાડીને પણ ઉપડવાનો વખત થયો. તલમનારથી કોલંબો ૨૦૮ માઇલ દુર છે. તેમાં હવે માત્ર ૪૪ માઇલ કાપવાના હતા.

પોલઘાવેલાથી ગાડી ઉપડી. સૂર્યોદય થઇ ગયો હતો, લંકા બેટની કુદરતી લીલા નિહાળવાનો આ વખત ઘણો સારો હતો. નાળીએરીનાં પુષ્કળ વૃક્ષો, એક તરફ લીલીછમ ઉંચી ટેકરીઓ, બીજી બાજુ ડાંગરના લીલા કયારડા, કોઈ કોઇ જગાએ અડધો પોણો માઈલ

સુધી જમીન ઉપર પથરાયેલા સ્વચ્છ જળની આસપાસ સુંદર લીલું ઘાસ, અને વૃક્ષોની હાર આવી રહેલી હતી ! આ મનોહર દેખાવથી નેત્ર અને મન સ્થિર થઇ ગયાં. રામાયણમાં વર્ણવેલી લંકાની સુંદરતાનાં સાક્ષાત દર્શન થયાં. સિલોન ગવર્નમેન્ટ રેલ્વેનાં સ્ટેશનોનો દેખાવ પણ અહિંથીજ બરોબર જોવામાં આવ્યો. દરેક સ્ટેશનનાં સ્વચ્છ અને સુંદર પ્લેટફૉર્મ ઉપર લંકા નિવાસી સ્ત્રી પુરૂષો ઉભાં હતાં. ખાનદાન કુટુંબની કેટલીક સ્ત્રીઓ લંકા બેટની કુદરતી સૌંદર્યતામાં વધારો કરતી હતી. રસ્તે કોઇ કોઇ ઠેકાણે રેલ્વે લાઇનની બાજુમાં રહેતું ખેડુત કુટુંબ પોતાની વાડીમાં કામે લાગેલું હતું. નાનાં છોકરાં ખેતરમાં અને ઘરની બહાર એક નાના ટેબલ પાસે આમતેમ ખેલતાં જોવામાં આવતાં હતાં ! આવાં સુંદર દ્રશ્યો નિહાળતાં કલાક દોઢ કલાક કયાં ગયો તેની તો ખબરજ ન પડી. જાણે હમણાં દસ મિનિટ ઉપરજ 'પોલઘાવેલા' છોડયું છે એમ લાગ્યું. સાડા આઠ વાગે 'મરદાના' આવ્યું. આ કોલંબોનો ભાગ ગણાય છે. અહિંથી રેલવેની બીજી શાખાઓ ફુટેલી છે. સિંહાલી લોકો આ જીલ્લામાં રહેતા હોવાથી અહિં ઘણી ભીડ થાય છે.

મંડપમ કેમ્પથી જે પોલીસ ઇન્સ્પેટર અમને પૂછપરછ કરતા આવ્યા હતા તેમણે અહિં પણ મારા ઉતરવાના ઠેકાણા વિષે મને પૂછીને છેવટની ખાત્રી કરી લીધી. ' મરદાના ' પછી ' કોલંબોફોર્ટ ' સ્ટેશન આવ્યું.

## કોલંબો.

સ્ટેશન બહાર જતાં બે ત્રણ રીક્ષાવાળા આવી સિંહાલી ભાષામાં બોલવા લાગ્યા. હું સિંહાલી ન સમજું. તેઓ હિંદી સમજી શકતા નહોતા. પાસે ઉભેલા એક તામીલ ભાઇ પણ હિંદી ન સમજતા હોવાથી રીક્ષાવાળો મને ' રામલાલ છત્રમમાં ' લઇ જાય તેવું તેને સમજાવવા વિષે મે તેમને અંગ્રેજીમાં કહ્યું. જેથી મારા નિર્દેષ કરેલા

ઠેકાણે મને લઇ જવા તેમણે તેને સુચના કરી. અહિંની રીક્ષા નાની હલકી અને સ્વચ્છ જોવામાં આવતી હતી.

શહેરના મુખ્ય રસ્તા ઉપર થઇને રીક્ષાવાળો ચાલવા લાગ્યો. આ રસ્તાને મેઇનસ્ટ્રીટ કહે છે. આખે રસ્તે રીક્ષા અને મોટર ગાડીઓ શિવાય બીજાં સાધનો જોવામાં આવ્યાં નહિ. તે ઉપરથી જણાતું હતું કે કોલંબોમાં ઘોડા ગાડીનાં વાહન નથી. ચેટીસ્ટ્રીટમાં જતાં એક ગુજરાતિ ભાઇ મળ્યા. તેમણે મને ક્યાંથી આવવું થયું, વગેરે પૂછયા પછી કહેવા લાગ્યા કે અજબ છે કે તમને ડૉકટરે સિલોનમાં પ્રવેશ કરવા દીધો, અમે ઘણા વખતથી અહિં રહીએ છીએ છતાં ક્વારન્ટાઇનની હાડમારી ભોગવવી પડે છે. મને રામલાલ છત્રમમાં લઇ જવા માટે રીક્ષા વાળાને તેની ભાષામાં તેમણે સમજાવ્યો. મેં જાણ્યું કે તે મને બરોબર ઠેકાણે લઇ જશે, પણ તે તો કોઇ ભળતીજ જગાએ લઇ ચાલ્યો. શોધતાં શોધતાં રામલાલ છત્રમ આગળ આવ્યા આ છત્રમ ઉત્તરહિંદના ગૃહસ્થે બંધાવેલું છે. છત્રમના મેનેજરે એક ઓરડી ઉઘાડી આપી. મારે પ્રથમ તેટલીજ જરૂર હતી. કોલંબો શહેરની હૉટેલો વિષે મેં પહેલેથી તપાસ કરી લીધી હતી. સિંહાલી લોકોની હૉટલો બહુ અસ્વચ્છ હોય છે. યુરોપીઅંન હૉટેલોમાં ઉતરવાની સગવડ સારી પણ ભારે દામ હોવાથી પરવડે તેમ નહોતું. ફોર્ટ સ્ટેશન પાસે મલબાર હૉટેલમાં ઉતરવાની સગવડ પણ નકામા જેવીજ લાગી. તેથી મેં છત્રમમાં ઉતારવાનું નક્કી કરેલું તેમ છતાં વળી વિચાર થયો કે પ્રથમ સામાન એક જગાએ મુકી પછી બીજે ઉતરવાની તજવીજ કરીશ. ઓરડીમાં સામાન મુકી તુરતજ તેજ રીક્ષામાં બેસીને ફોર્ટમાં આવેલી મીલર કંપનીમાં ગયો. રીક્ષાવાળો ફોર્ટ અને મીલર કંપની એ બે શબ્દો ઉપરથી સમજીને મને ત્યાં લઇ ગયો. મીલર કંપનીમાં મી. ફ્રાન્સીસ કરીને એક સિંહાલી હતા તેમના ઉપર મારી પાસે ભલામણ પત્ર હતો. પોલીસ ઇન્સપેક્ટરને મી. ફ્રાન્સીસનું સરનામું આપેલું હોવાથી પ્રથમ હું તે-

મને મળ્યો. તેમણે મને બીજી જગાએ ઉતરવાની સગવડ કરી દેવા કહ્યું. તે વિષે પછી મળીશ એમ કહી હું ત્યાંથી પોર્ટસર્જનની ઑફીસમાં જવા નિકળ્યો

કોલંબોમાં આવ્યા પછી દિવસના ૯ થી ૧૨ વાગ્યાની અંદર પોર્ટસર્જનની ઑફીસમાં જે હાજર ન થાય તેને એક હજાર રૂપીઆ દંડ અથવા છ માસની સખ્ત કેદની સજા ભોગવવી પડે એવો કાયદો છે. આવી સમજુતવાળી નોટીસ મંડપમથી હેલ્થ પાસની જોડેજ આપવામાં આવે છે. આ નોટીસ વાંચીને હું તો આભોજ બની ગયો હતો. બીચારો કોઇ ભૂલકણા સ્વભાવનો માણસ હોય તેની શું ગતિ થાય ! મારી સાથેના કચ્છીભાઇ, ધનુષકોડી અને તલમનાર વચ્ચે આગબોટમાં પોલીસખાતા તરફથી થતી પૂછપરછ વખતે મને કહેતા હતા કે હજી લંકા જઈને પાછા ફરી મદુરા પહોંચશો ત્યારે લંકાની મુસાફરીનો પૂરો અનુભવ થશે.

બ્રીટીશ સરકારની રૈયતને બ્રીટીશ રાજ્યના કોઇપણ પ્રદેશમાં જવાની છૂટ હોવી જોઇએ. છતાં પણ તેમાંથી કેટલાક પ્રદેશો ઇન્ડીઅનો માટે તો બંધજ છે. આવા પ્રદેશો બાદ કરતાં બાકીના દેશોમાં પાસપોર્ટ મેળવેલા મુસાફરને " કાંઇપણ અડચણ કે તકલીફ વગર જવા દેવો. " એવો દરેકના પાસપોર્ટ ઉપર રાજ્યના અધિકારીનો શેરો હોય છે. છતાં મુસાફરને કેટલી હાડમારી ભોગવવી પડે છે તે જેણે અનુભવ્યું છે તેજ જાણે છે.

ફૉર્ટમાં એચ. ડબલ્યુ. કેવની દુકાન પાસે પોર્ટસર્જનનું પાટીયું વાંચવામાં આવ્યું. બીજે માળે ઑફીસ હતી. દાદરની બાજુમાં લીફ્ટ હતું. તેમાં બેસવા જતાં લીફ્ટ મેન મને દાદર ઉપર થઇને જવા માટે આંગળી કરી બતાવવા લાગ્યો. હું તો લીફ્ટમાંજ જઇને ઉભો. લીફ્ટમેન સિંહાલી ભાષામાં બડબડતો મને લઇ ચાલ્યો. ઑફીસમાં જઇ મેં હેડ કર્લાકને પૂછ્યું કે લીફ્ટ પબ્લીક માટે છે કે નહિ. જવાબ મળ્યો કે પબ્લીક માટેજ છે.

તો પછી લીફ્ટમેન કેમ મના કરે છે ? એમ મેં કહ્યું. આ ભાઈ કહેવા લાગ્યા કે તમે અંગ્રેજી પોષાકમાં નથી માટે ના પાડી હશે. મેં આ બાબત પોર્ટસર્જન આગળ રજુ કરી. આ વિષે બરોબર પગલાં લેઇશ. અને હવે પછી લીફ્ટમેન કોઇની સાથે આવી રીતે ન વર્તે તેવું કરીશ એમ તેમણે કહ્યું. અહિંઆ અંગ્રેજી પોષાકને પ્રચાર વધારે જોયો.

અંગ્રેજો અને બીજા યુરોપીઅનો પોતાનો દેશ છોડી પરદેશ જઈને પણ પોતાનો પોષાક બદલતા નથી. અને પોતાનાજ દેશી પોષાકમાં રહેવાને અભિમાન માને છે. પઠાણ અને આરબ જેવી જાતિઓ પણ વિલાયતી પોષાક પહેરવામાં પોતે હિનપદ માને છે. જ્યારે આપણે પોતાનાજ દેશમાં વિલાયતી પોષાકમાં સજ થવામાં માન સમજીએ છીએ !

પોર્ટસર્જને મારા હાથ ઉપર શિતળા કઢાવેલા છે કે નહિ તે જોયું. શીતળાનાં ચાઠાં બરોબર દેખાઇ ન શકતાં હોય તેને અહિં ફરીથી શીતળા કાઢવામાં આવે છે. મારો હેલ્થપાસ હેડકલાર્કે નોંધીને પાસે રાખ્યો અને તેના બદલામાં બીજો પાસ આપ્યો.

આ બધું થઇ રહ્યા પછી પોર્ટ સર્જને મને બીજે દિવસે હાજર થવા કહ્યું. હું મુસાફર હોવાથી દરરોજ આવવું મને ઠીક નહિ પડે એમ મેં જણાવ્યું, એટલે ચાર દિવસ પછી આવવા કહ્યું.

પોર્ટસર્જનનું પતવ્યા પછી પાસેની રીફ્રેશમેન્ટ રૂમમાં નાસ્તા પાણી માટે ગયો. અંદર જઇ મેં પાઉં અને માખણ માગ્યાં. તેને આવતાં જરા વાર લાગી. હું બીજી વખત કહેવા જાઉં છું એટલામાં તો હું બેઠો હતો તેની સામેના દરવાજા આગળની એક કેબીનમાં નિચેના માળમાંથી યંત્ર મારફતે એક ટાટની અંદર પાઉં અને માખણ આવી ગયાં. નાસ્તો પાણી કર્યા પછી હું મુકામ ઉપર ગયો. રામલાલ છત્રમમાં ઉતરવાની વ્યવસ્થા જોઈએ તેવી સારી ન લાગી.

છત્રમની અંદર એક કુવો હતો. મંદિરની અંદર પાણી ખેંચવા માટે ડોલ હતી પણ તેતો દેવનેજ સ્નાન કરાવવા માટે રાખેલી. વટેમાર્ગુને તેનો ઉપયોગ કેવો! તપાસ કરતાં તાંબૈયા છત્રમમાં સગવડ સારી છે એમ જણાયું ત્યાં જઇ મેનેજરને મળ્યો. તેમણે મને એક ખાલી ઓરડી બતાવી. તુરતજ રામલાલ છત્રમમાંથી હું મારો સામાન લઇ આવ્યો. તાંબૈયા છત્રમ મલબારના ગૃહસ્થે બંધાવેલું છે. અહિંઆં ન્હાવા ધોવાની સગવડ ઠીક લાગી. સ્નાન ગૃહમાં એક નાનો હોજ હતો. તેની અંદર નળ ગોઠવેલો હોવાથી બહોળા પાણીથી સ્નાન થઇ શકતું હતું પાણી પણ લગભગ ૨૪ કલાક આવ્યાં કરતું. લંકા જેવા ફળદ્રુપ દેશમાં પાણીનો તોટો શાનો હોય. દક્ષિણ હિંદમા મલબારના લોકો ચોખ્ખાઈ સારી જાળવે છે. આ છત્રમની જગા સ્વચ્છ રાખવા માટે રોજ સંભાળ લેવાતી હતી.

છત્રમની વચ્ચે શ્રી ગણેશનું મંદિર છે. તેને માટે બે મલબારી બ્રાહ્મણ પુજારી રાખેલા હતા, તેઓ ભાગી તુટી અંગ્રેજી બોલી બોલતા હતા, હિંદી તો સમજેજ નહિ. પણ છત્રમનો ચોકીદાર થોડી થોડી હિંદી ભાષા સમજીને બોલી શકતો હોવાથી અમારી વાતનો કંઇક ખુલાસો થતો. દક્ષિણ હિંદના ઘણા લોકો હિંદી ભાષા બરોબર સમજી શકતા નહિ હોવાથી મદ્રાસ છોડયા પછી ઘણુંખરૂં અંગ્રેજીમાં બોલવું પડતું. અને લંકામાં આવ્યા પછી તો હિંદી સમજનાર બહુજ જુજ મળતા. લંકામાં વસતા મુરજાતિના મુસલમાનો પણ હિંદી સમજી શકતા નથી. કોલંબોમાં હિંદીને બદલે અંગ્રેજી જાણનાર ઝટ મળી આવતા. દક્ષિણ હિંદમાં તામીલ અને મલબારમાં પણ એવુંજ જોવામાં આવે છે. દક્ષિણહિંદ અને લંકા, એ હિંદનાજ ભાગ છે. છતાં હિંદી ભાષાથી લોકો અજાણ રહે છે તેનું કારણ અંગ્રેજી ભાષાનો પ્રચાર વધતો ગયો છે. સામાન્ય રીતે આખા હિંદમાં 'હિંદી' રાષ્ટ્ર ભાષા તરીકે હોવાની આવશ્યકતા છે. કારણ કે હિંદના ત્રીજા ભાગ કરતાં વધુ લોકો હિંદી ભાષા

સારી રીતે બોલી જાણે છે. આ ભાષા સમગ્ર દેશની ઐકયતાની સહાયક હોઇને દરેક રીતે ઉપયોગી છે.

કોલંબો શહેર એકંદરે પાંચથી છ લાખની વસ્તી વાળું છે, રસ્તાઓ ભવ્ય અને સુંદર છે. હૅવલૉકટાઉન, બામ્બાલાપટી, ગાલફેસ ને ફૅાર્ટ, એ જગાના રસ્તાઓ, મુંબઇના રસ્તાઓને પણ ભૂલાવી દે તેવા સુઘડ અને દેખાવડા લાગ્યા. શહેરમાં દેશી લોકોના મહેલ્લાને ' પેતા ' કહે છે જ્યાં તામીલ અને મલબારીઓની પણ ઘણી વસ્તી છે. આ જગાની ગલીઓ અસ્વચ્છ રહે છે.

**ગાલફેસ.** મુંબઇની ચોપાટી જેવો આ એક રસ્તો છે. ફેર એ છે કે ચોપાટી આગળનો દરિયો ગટરોના પાણીથી ડોળાએલો રહે છે, જ્યારે અહિંઆં ગટરોનું ગંદુ પાણી આવતું નથી આ સિવાય દરિયાની સામે મોટી મોટી ઇમારતો નથી પણ ખુલ્લું મેદાન છે. આથી સવાર સાંજ ફરવા માટે આ એક સારી જગા છે. એક છેડે ગાલફેસ હૅાટેલ છે. હિંદીમહાસાગરની વિશુદ્ધ હવાનો લાભ આ હૅાટેલમાં ઉતરનારાઓને મળે છે.

હૅાટેલો હંમેશાં સુખાકરીના નિયમને અનુસરીને બંધાવી જોઇએ. આપણે તો પાશ્ચાતોનું જોઇને હૅાટેલો કાઢતાં શીખ્યા, પણ આરોગ્યના નિયમને અનુસરતી તેમની શુદ્ધ પદ્ધતને વિચારી જોવાની લેશમાત્ર તકલીફ લીધી નહિ. જેથી આપણી ગંદી હૅાટેલો જનસમાજને હાનીકારક થતી જાય છે. અને આપણે સાદાઇની સાથે મનુષ્યત્ત્વ ગુમાવતા જઇએ છીએ. દુનિયાને કરકસરનો પાઠ શીખવનાર હિંદ દેશને ખરચાળ પદ્ધતની જરૂરજ નહોતી. એથીજ ભરતખંડમાં પૂર્વે હૅાટેલો નહોતી. વખતને અનુસરી ફેરફાર કરવો પડે, પણ તે ફેરફાર આપણી રહેણી કરણી ને અનુકૂળ છે કે નહિ તે દષ્ટિબિંદુ રાખીને કર્યો હોય તો નુકશાન થવાને બદલે ફાયદોજ થાય.

**ફૅાર્ટ.** માં ખાસ કરીને અંગ્રેજી માલની મોટી દુકાનો છે. પોસ્ટઑફીસ, નેશનલ બેંક ઓફ ઇન્ડીઆ અને મીલર કંપનીની

પેઢી, આ બધાં ભવ્ય મકાનો છે. ગવર્નરહાઉસ પણ પોસ્ટઑફીસની સામેજ છે. મરદાના, ગ્રાન્ડપાસ અને બામ્બાલાપટી જવા માટે અહિંથી ઈલેકટ્રીક ટ્રામ દોડે છે. ટ્રામનાં ભાડાં લગભગ મદ્રાસ જેવાંજ એટલે મુંબઈ કરતાં થોડે પૈસે શહેરમાં હરીફરી શકાય છે.

**કેલેની ગંગા.** ફૉર્ટથી પાંચ માઈલ દુર ગ્રાન્ડપાસ આગળ કેલેનીગંગા વહે છે. આ નદીમાં પાણી ઘણું રહે છે, હોડીઓ મારફતે રેતી ચુનો ઈમારતી લાકડાં, એવો બીજો માલ એક જગાએથી બીજી જગાએ લઈ જવામાં આવે છે. નદીનો પૂલ ઓળંગી કેલેની જવાય છે. અહિં બુદ્ધનું પ્રાચીન મંદીર છે. ગ્રાન્ડપાસના રસ્તે જતાં રબરનું કારખાનું આવે છે. તે શિવાય સુકી માછલી અને ચામડાની મોટી વખારો છે. આ બધો માલ પરદેશ ચઢે છે.

**બામ્બાલાપટી.** આ રસ્તો વિશાળ અને સુઘડ છે. મરદાનાવાળા ભાગમાં થઈને બામ્બાલાપટી જતાં સિંહાલી લોકોની હૉટલો અને દુકાનો ઘણી આવે છે. આ બધો ભાગ ઘીચ વસ્તીથી ભરેલો છે.

**કોલંબો બંદર** હાલ ઘણુ આબાદ થઇ ગયું છે. મુંબઈથી ચીન, જાપાન અને અમેરીકા જતી આગબોટો અહિંઆં બંદર કરતી હોવાથી તેને ' કૉલીંગ પોર્ટ ' કહે છે. આસ્ટ્રેલીઆની આગબોટો અહિંથીજ ઉપડે છે. પરદેશ ખાતે હંમેશાં પુષ્કળ કાચો માલ ચઢે છે તેમાં સૌ કરતાં ચ્હાનો ઉપાડ મુખ્ય છે. બંદરની પાસે જકાત ખાતાની મોટી ઑફીસો છે. બંદરની ઉત્તર દિશામાં બ્રેકવોટર ( સીમેન્ટનાં બનાવેલાં મોટાં ચોરસાં આડાં ઉભાં નાખીને ભરતીના પાણીનું જોર નરમ પાડવા માટેનું બાંધકામ) અડધા માઇલ સુધી બાંધેલું છે. જેને લીધે આગબોટો ડૉકથી થોડેજ દુર સહિસલામત લંગર કરી શકે છે- બ્રેક વૉટર ઉપર ફરવા જતાં તેના છેડે આવેલી દીવાદાંડી આગળ બેસીને મહાસાગરની ગંભીરતાનું સંપૂર્ણ દર્શન થાય છે.

**સંગ્રહસ્થાન.** આ સંગ્રહસ્થાનમાં લંકાની પ્રાચીન કારીગરી દર્શાવતી બુદ્ધ અને શંકરની પુરાતન પ્રતિમાઓ છે. કેટલીક હાથીદાંત અને કાંસાની મૂર્તિઓ છે. હાથીદાંતની કારીગરી તો હજી પણ લંકામાં મોજુદ છે. આ શિવાય તરેહતરેહનાં રત્નો, ખનીજ પદાર્થ, રેતીમાંથી જડતું સુવર્ણ, અને મોતીના નમુના સંગ્રહસ્થાનમાં ગોઠવેલા છે. આ ઉપરથી જણાય છે કે લંકા હજી પણ કીમતી ખજાનાથી ભરપુર છે. સંગ્રહસ્થાન પાસે 'સીનેમોન ગાર્ડન છે. આ બગીચામાં પહેલાં તજનાં પુષ્કળ ઝાડ હતાં. હજી પણ રસ્તા ઉપર કોઇ કોઇ વૃક્ષો છે.

**વિવેકાનંદ સોસાયટી.** હીલ સ્ટ્રીટ ઉપર આવેલી વિવેકાનંદ સોસાયટીમાં કોલંબોમાં રહેતા દક્ષિણ હિંદના લોકોનાં બાળકો તામીલ અને અંગ્રેજી ભાષાનું શિક્ષણ લે છે; આ સંસ્થાને અંગે એક પુસ્તક શાળા છે. સ્વામિવિવેકાનંદે લંકામાં આવી વ્યાખ્યાનો આપ્યાં ત્યારથીજ આ મંડળની સ્થાપ્ના થયેલી છે. જેથી ભગવાન રામકૃષ્ણ પરમહંસના ઉપદેશનો આસ્વાદ લંકા નિવાસીઓ પણ લઇ રહ્યા છે.

**Y. M. C. A. ( ખ્રિસ્તિ યુવક મંડળ. )** ફૉર્ટમાં ખ્રિસ્તિ યુવક મંડળ છે. અહિં મુસાફરને રહેવા તથા જમવાની ઠીક સગવડ છે. પુસ્તકો વાંચવાની પણ ઉત્તમ વ્યવસ્થા જોઇ. પુસ્તકાલયમાંથી હું સેંટ્રલ હોલમાં ગયો. આનંદી ચ્હેરે ફરતા ક્રિશ્ચીયન યુવકોએ મારા દેશી પોષાક તરફ નથી અણગમો કર્યો કે ન કોઇ બીજી પૂછપરછ કરી. થોડીવારે પારસી જેવો પોષાક પહેરેલા એક ભાઇને ઉપલા માળથી ઉતરતા જોયા. આ ભાઇ ખોજા કોમના હતા અને વાય. એમ. સી. એ. ના મેમ્બર હતા. અમો વચ્ચે થોડી વાતચીત થઇ, પછી હું તેમની ઓરડીમા ગયો. મેમ્બર ન હોય તેવા મુસાફરને પણ ઓરડી મળી શકે છે. જમવાની ફી પણ માફક સર લાગી. વળી અહિં ઉતરનાર માટે જમવાનું ફરજીઆત નથી. ભાઈ શરીફની પાસેની ઓરડીમાં એક બંગાળી તથા તામીલભાઇ રહેતા હતા.

પાસેજ બે ચાર અમેરિકન ભાઇઓ પણ ઉતરેલા હતા. આવી રીતે અહિઆં કોઇપણ ધર્મ કે પંથ અથવા દેશ અને જાતિના ભિન્ન ભેદ શિવાયની વ્યવસ્થા જોઇને આનંદ થયો. આજે તો આખો દિવસ અહિંઆંજ ગાળ્યો, ભોજન પણ અહિંઆજ કરી લીધું. ભોજનમાં પાઉં માખણ અને બાફેલા બટેટા તથા પપઇ, કેળાં એવી ચીજોજ લઇ શકાય તેમ હતું. માંસાહારીઓ ઇંડાને વનસ્પિતિ તરીકે ગણતા હોવાથી બાફેલા ચોખામાં ઇંડાનો રસ નાખીને તેની ' વેજીટેબલ ફુડ ' માં ગણત્રી કરે છે. શાકાહારીએ પહેલેથી સુચના આપી હોય તો એકલા બાફેલા ચોખા મળી શકે.

આપણે કોમી ધર્મશાળાઓ ઉઘાડી મનુષ્યોમાં દ્વેષ ઉત્પન્ન કરીએ છીએ. અમુક ધર્મશાળા તો જૈનની, અમુક તો વૈશ્નવની ત્યાં અન્ય જનને રાહત મેળવવામાં મુસ્કેલી નડે. આવો ભેદભાવ ઇશ્વરને ગમતો હશે !

વેદનું જાણે અજાણે પાલન કરનાર પાશ્ચાત સજ્જનો અન્ય મનુષ્યો તરફ ભિન્ન ભેદ રાખતા નથી. પૂર્વકાળના આપણા વડવાઓ આ કરતાં પણ કેવળ અભેદ ભાવનાથી પ્રાણીમાત્રની સેવા કરતા હતા. જગતના સર્વમાન્ય સનાતન ધર્મના મુળને વિચારી આચરણમાં મૂકયા પછીજ તેનું ઉત્તમ રહસ્ય સમજી શકાય છે.

## કેન્ડી

કેન્ડી. ઈ. સ. ૧૮૧૫ માં બ્રિટિશ સરકારે આખો લંકા બેટ ખાલસા કર્યો, તે વખતે લંકાની રાજધાની કેન્ડી હતું. આ શહેર અહિંથી ૭૫ માઇલ દુર છે. લંકામાં આ બીજા નંબરનું શહેર ગણાય છે. અહિંનું બુદ્ધ મંદિર જોવા લાયક છે. મંદિરની પાસે એક ગોળાકાર ચબુતરા જેવું બનાવી ઉપરથી સાંકડો અણીદાર ઘાટ કરેલો છે. આ નક્કર ઇમારતની અંદર બુદ્ધનો દાંત દાટેલો હોવાથી આ મંદિરને ' ટેમ્પલ ઑફ ટુથ કહે છે. આ વિશાળ અને સુંદર મંદિરના અવલોકન અર્થે ઘણા મુસાફરો આવે છે. બ્રહ્મદેશ અને

જાપાનથી બુદ્ધધર્મી પરિવ્રાજકો તો અવરનવર આવતાજ રહે છે. શહેરમાં કોલેજ, સ્કૂલ અને બીજી સરકારી ઇમારતો દેખાવડી છે. કેન્ડી જંકશન સ્ટેશન છે. અહિંથી લંકાના કેન્દ્ર સ્થળ મટાલે જવાની ગાડી બદલાય છે.

## બુદ્ધ કોઇલ

લંકામાં બુદ્ધ ધર્મનાં ઘણા મંદિરો છે. તેમાંના જોવા લાયક મંદિરોમાં-કેન્ડીનું ટેમ્પલ ઓફ ટુથ, અનુરાધપુરામાં 'થુવારામાં,' 'મીસીરીવેટીઆ' 'આબીયાગીરી,' 'ઇસુરૂમીમીયા,' અને 'શ્રીમહાબોધી.' કોલંબોમાં 'મલીકાકાન્ડા' અને 'ઇસીપાટાનારામાયા' એ મુખ્ય છે. અનુરાધપુરાનાં મંદિરો બહુ પ્રાચીન છે. તે શિવાય લંકાના જંગલોમાં સીગરી, પોલુનારૂવા, અને 'કેવ ટેમ્પલ ઓફ અલ વિહારી,' ( કુદરતી ગુફામાં આવેલું મંદિર ) બહુ જુનાં છે. ઘણાંખરાં મંદિરોમાં બુદ્ધ સાધુઓનાવિહાર હોય છે સિંહાલી ભાષામાં સાધુને 'હામુદ્ર' કહેછે અને મંદિરને ' કોઇલ ' અથવા દેવાલ પણ કહે છે.

' મરદાના ' માં આવેલા ' મલીકાકાન્ડા ' કોઇલની અંદર બુદ્ધ દેવની ૧૦થી ૧૫ ફુટ લાંબી પ્રતિમા છે. દિવાલો ઉપર બુદ્ધદેવની બધી અવસ્થાઓનાં ચિત્રો દોરેલાં છે. તેમાં બુદ્ધ અને સુજાતા, બીઅભી સાર અને ગૌતમ, અને મહાપરી નિર્વાણ, એ ચીત્રો આકર્ષક લાગ્યાં. આ મંદિરને અંગે એક પુસ્તકાલય છે. તેના એક ભાગમાં સફેદ, કાળા અને પીળા આરસની બુદ્ધ અને તેમના શિષ્યોની પ્રતિમાઓ છે. પુસ્તકાલયમાં ચીન, જાપાન, બ્રહ્મદેશ અને સિલોન, એ બધા દેશોની જુદી જુદી લીપીમાં ગ્રંથો લખેલા છે. સૌથી જુના ગ્રંથો બરમી લીપીના છે. ભોજ પત્રના જેવા પોચી જાતના લાકડાની પાતળી છાલ ઉપર આ ગ્રંથો લખેલા છે. અહિંના મુખ્ય સાધુ હિંદના ઘણા ભાગની મુસાફરી કરી આવેલા હોવાથી હિંદી સારી બોલી શકતા હતા.

શ્રી. સુમંગલાચાર્યે સ્થાપિત કરેલો અહિંનો વિહાર ઘણો

ઉત્તમ છે. આ વિહારને ‘વિદ્યોદય વિદ્યાલય’ કહે છે, અહિં ભિક્ષુઓ અને ગૃહસ્થોને પાલી તથા સંસ્કૃત ભાષાનું શિક્ષણ આપવામાં આવે છે. બૌદ્ધ ધર્મીઓ વદ આઠમને ચૌદશ તથા પૂર્ણીમાને રોજ ઉપવાસ કરે છે. તેમાં પૂર્ણીમાનું વધારે મહાત્મ મનાય છે.

કોલંબોથી પાંચ માઇલ ઉપર, હૅવલોક ટાઉનના મંદિરના દરવાજા ઉપર ‘ઇસીપાટાના રામાયા’ એવું અંગ્રેજીમાં લખેલું છે. (ઇસીપાટાન મંદિરનું નામ; આરામાયા=શાંતિનું સ્થાન.) મંદિરના કમ્પાઉન્ડમાં જતાં પુસ્તકશાળાની આગળ ઉભેલા સાધુએ સ્મિત હાસ્ય કરી મને પૂછ્યું કે હિંદુસ્તાનથી આવો છો? મેં કહ્યું ‘હાજી.’ તુરતજ પોતે મને મંદિરમાં લઇ ગયા. આ સાધુ ‘અમરપૂર્ણકાય’ સંસ્થાના મુખ્ય ધર્મ ગુરૂ હતા, તેમનું નામ સર્ણપાલ હતું. મંદિરના દરવાજા આગળ નાથદેવ અને તેની બન્ને બાજુએ અંગરક્ષકોની પ્રતિમાઓ છે. નાથદેવને તપસ્વી કહે છે. અને ભવિષ્યમાં આ બુદ્ધ જેવો બીજો અવતાર થશે, એવી તેને વિષે માન્યતા છે. મંદિરની અંદર ગૌતમ બુદ્ધની ૨૭ ફુટ લાંબી સુતેલી પ્રતિમા છે. આવી પ્રચંડ પ્રતિમા છતાં તેની સુંદરતા જોતાંજ મન સ્થિર થઇ ગયું. એક બાજુ ૨૪ ફુટ ઉંચી (બુદ્ધ ભગવાન ઉભા થઇને ઉપદેશ આપે છે તે દેખાવની) અને બીજી તરફ ૧૫ ફુટ ઉંચી (તપશ્ચર્યા કરતા બુદ્ધ) પ્રતિમા છે. પાસે ‘મૌન્યલ્લાન’ અને ‘સારી પુત્ર’ નામના બ્રાહ્મણ શિષ્યોની પ્રતિમાઓ છે. આ જોઇ રહ્યા પછી પ્રદક્ષિણા કરવા માટે બાંધેલી સુંદર ચિત્રોથી સુશોભિત ગેલેરીમાં અમે આવ્યા. મુસાફરોને આ પિકચર ગેલેરી દેખાડવા માટે મંદિર ખાતે બે ગાઇડ રાખેલા છે. તેમાંના એકને મારી સાથે મોકલ્યો.

ગેલેરીની દિવાલો ઉપરનાં ચિત્રોમાં, સિદ્ધાર્થના જન્મથી માંડીને નિર્વાણ સ્થિતિ સુધીનાં ઉત્તમમાંઉત્તમ ચીત્રો કાઢેલાં છે:શુદ્ધોધન રાજાના મહેલની દિવાલો ઉપર નાખેલી મખમલની ઝાલરની ચમક જોતાં તે ચિત્ર છે કે આબેહુબ વસ્તુ છે તે પણ ભુલી જવાય છે. તેના ઉપર

હાથ મૂકવાથીજ ચિત્રોનો ખ્યાલ આવે છે, આ ચિત્રો પ્રાચિન નથી, અર્વાચિન ચિત્રકારના હાથથી દોરેલાં છે. તેમાં વપરાતા પદાર્થો ઘણા ઉત્તમ છે. આ દરેક પદાર્થ જર્મનિથી આવે છે. આ મંદિર પેડ્રીસ નામના સિંહાલી ગૃહસ્થે બંધાવેલું છે. જેથી પેડ્રીસ તથા તેના પુત્રની તસ્વીરો પણ ચીતરેલી છે.

પીકચર ગેલેરીનું નિરિક્ષણ કરી રહેવાની થોડી વાર હતી તેટલામાં બે ત્રણ યુરોપીઅન મુસાફરો આવી મંદિરમાં દાખલ થયા કે તુરતજ ગાઇડ 'માફ કરજો મહેરબાન' એવું મને અંગ્રેજીમાં કહીને પેલા ગોરાભાઇઓને મંદિર બતાવવા ચાલ્યો ગયો બન્ને ગાઇડો યુરોપીઅનો માટે રોકાઇ ગયા. ગેલેરીનો બાકી રહેલો ભાગ જોઇને હું પુસ્તકશાળામાં ગયો. જ્યાં સર્ણપાલજી બેઠા હતા. તેમની સાથે થોડી વાતચીત થઇ, મંદિરના ગાઇડ દરેક મુસાફર જોડે ભિન્ન ભેદ રાખ્યા શિવાય વર્તે તો સારૂં એવું મેં જણાવ્યું. તેઓ કહેવા લાગ્યા કે પહેલાં આવું નહોતું. હું ઘટતો બંદોબસ્ત કરીશ એમ કહી દીલગીરી જણાવી. મેં કહ્યું બુદ્ધધર્મ એ સનાતન ધર્મની શાખા હોવાથી અમે હિંદુઓ બુદ્ધધર્મને અંતઃકરણથી માનીએ છીએ, અને હિંદુ ધર્મમાં બુદ્ધનો અવતાર મનાય છે. સર્ણપાલજી બોલ્યા **'सहोदर आट विरूध विंट वहा. ।'** (તમે તો અમારા ભાઇઓ છો તમારો અણગમો કેમ થઇ શકે?) આ સાધુ હિંદી કરતાં પાલી બહુ સારી રીતે બોલી જાણતા હતા. આ પછી થોડી વારે હું મુકામ ઉપર જવા નિકળ્યો.

લંકા નિવાસી સ્ત્રી પુરૂષો જ્યારે મંદિરમાં જાય છે ત્યારે મંદિર આગળની ટાંકીમાંથી પાણી લઇ હાથ પગ ધોઈને ઓટલા ઉપર મુકી રાખેલાં પુષ્પો લઇ મંદિરમાં પ્રવેશ કરે છે. અંદર ગયા પછી કોઇ બે હાથ જોડીને તો કોઇ ઘુંટણીએ પડીને પ્રાર્થના કરે છે.

મંદિર એ દરેકના ઇષ્ટદેવનું નિવાસ સ્થાન હોઇને ત્યાં

કુદરતના નિયમનું ઉલંઘન કરતાં સૌ અચકાય છે. પ્રભુને સ્વચ્છતા બહુજ પ્રિય છે. એ પ્રભુનો આપણા શરીરમાં વાસ છે. ઇશ્વરે ધારણ કરેલાં આ શરીરો માટે આપણે ઘર બાંધીએ છીએ. માટે આપણાં ઘરો પણ તેવાં નિર્મળ અને શાંત હોવાં જોઇએ. એ તેનું સુચન છે. આવું કદાપી ભૂલાય નહિ ત્યારેજ મંદિર અને તેની અંદરની પ્રતિમાનો ભેદ સમજાય અને જડ પુજામાં ઘસડાતા અટકીએ.

હિંદુસ્તાનમાં આવેલાં તિર્થધામોમાં જેમ રખડતા સાધુઓ અને ભિખારીઓ ભટકે છે તેવું લંકાના બુદ્ધ મંદિરો આગળ જોવામાં આવ્યું નહિ. દેવ મંદિરો ભિખારીઓ વધારવા માટે નહિ પણ ઓછા કરવા માટેજ બંધાવાં જોઇએ. અહિંના બુદ્ધ મંદિરોનો ઘાટ સામાન્ય ઘર જેવો છે. જેની અંદરની પ્રતિમાને ન મળે શણગાર કે ન મળે તેના ઉપર કીમતી ઝવેરાત અથવા સોના રૂપાના દાગીના, માત્ર એકજ વસ્ત્ર પહેરેલું અને તે પણ પ્લાસ્ટરનું. આવી ત્યાગમૂર્તિમાં આત્માનો આવિર્ભાવ કેમ ન થાય? સાચેજ જે દેવે આખી સૃષ્ટિ રચી છે તેને કૃત્રિમ શણગારની જરૂરજ નથી. તેનો શણગાર તો જગત છે.

પણ હિંદુસ્તાનમાં તો જૈન અને સનાતન મંદિરોમાં દેવદેવીઓની પ્રતિમાઓને પુષ્કળ દરદાગીનાથી શણગારે છે, અને ઠાઠ માઠવાળાં મંદિરો બાંધવામાં અતિશય દ્રવ્ય ખરચાય છે. જ્યારે દેશમાં સેંકડોની સંખ્યામાં સાક્ષાત જીવંત પ્રતિમાઓ દરિદ્ર નારાયણના રૂપમાં ભટકે છે! આ પ્રતિમાઓને તો માત્ર રોટલાનાજ શણગારની જરૂર છે. જેને સંતોષવાથી પ્રભુ પ્રસન્ન રહે છે. ભિખારીઓ માટે અન્નક્ષેત્ર ઉઘાડવાથી પતિ જતું નથી, પણ—

" ભાળી ભીખારી દયાભરી ભાખો,
રોટલી નાખી ભિખારી ન રાખો;
હોય ઉઠાવ ઉદ્યોગ હજારો,
તે ધનના ધણી ધર્મ તમારો. "

'દલપતરામ'

એ મુજબ વિદ્યા અને હુન્નરનું દાન સર્વકાળમાં ઉત્તમ ગણાય છે. તેવા દાનથીજ ગરીબ રોટલી મેળવી ભિખારી મટી જાય, બાકી તો દયાનો દુરૂપયોગ થાય અને પુણ્યને બદલે પાપ વધે.

જે હુન્નર ઉદ્યોગથી ગણેલા માણસોનું પોષણ થાય અને જેમાંથી બહુજ જુજ માણસો શ્રીમંત બને એવી અર્વાચિન ઉદ્યોગ કળાથી ભીખારીઓ ઓછા થવાને બદલે વધે તેમાં શું નવાઈ? સાચો હુન્નર તો તે હોઇ શકે કે જેમાંથી હજારો માણસો બલ્કે લાખોને રોજી મળે. પૂર્વ કાળમાં ગૃહ ઉદ્યોગને ઉત્તેજન અપાતું હોવાથી એકલા ગરીબવર્ગનું પોષણ થતું એટલુંજ નહિ પણ સેંકડો નિરાધાર લુલાં, પાંગળાં સ્ત્રી પુરૂષો અને બાળકો પોતાનું ગુજરાન સહેલાઇથી મેળવી શકતાં હતાં. ઋગવેદમાં **तन्तु तत्वन् रजसो भानु मन्विहिः ॥** "સુતર કાંતો અને તેના ઉપર રંગ (સ્વતંત્રા) નું તેજ ચઢાવો." એવું જે વાકય છે, તેને પૃથ્વીના તમામ દેશના લોકો એ શિરવંદ કરી સુતર કાંતવાના ગૃહ ઉદ્યોગને આચારમાં મુકયો હતો. એવા પ્રાચિન દાખલા દરેક દેશના જુના ઇતિહાસના શોધનમાંથી મળી રહે છે. આવી જાતનાં ગૃહ ઉદ્યોગ રૂપી સદાવૃતો ઉઘાડવાથીજ હિંદ સુખી અને વૈભવશાળી ગણાતો હતો. આ ઉદ્યોગથી પરતંત્રા હણાય છે. કારણ કે પરતંત્રા જીવનમાં શ્રાપ રૂપ હોઇને ઇશ્વરની નિષ્ફળતા કરાવે છે.

## પુરાતન લંકા

લંકાનું વર્ણન રામાયણમાં આવી જાય છે તેથી દરેક હિંદીને લંકા વિશે ઘણા વિચારો આવે છે. અને હાલની લંકામાં અશોક વન અને રાવણની રાજધાનીનું શહેર તથા બીજાં પ્રાચિન સ્થાનોની નિશાનીઓ હશે કે નહિ તે જાણુવા ઘણા આતુર હોય છે. મને પણ તે જાણવાની ઘણી ઇચ્છા હતી.

કેટલાક જાવાને પ્રાચીન લંકા કહે છે, પરંતુ તેમ નથી. જાવા એ લંકેશના તાબામાં હતું. તે શિવાય દક્ષિણ હિંદનો બધો ભાગ અને લંકાની આજુબાજુના બેટો પણ હતા. લંકા બેટ સુંદર સ્થળ

હોવાથી રાવણે તેને રાજધાની બનાવ્યું હતું. અસલ લંકાપુરી તેજ હાલનું સિલોન છે.

**ત્રીંકોમાલી**—ધનુષકોડીથી દરીયા માર્ગે ત્રીંકોમાલી બંદરે જવાય છે. રાવણુના વખતમાં લંકાપુરીની પુરાતન રાજધાની 'ત્રીંકો-માલી' હતું. આ બંદરને કુદરતી એવું સંરક્ષણ છે કે તે એકદમ કોઇથી જીતી શકાય તેમ નથી. તેની ત્રણે બાજુએ ઉંચો પહાડ આવેલો છે. હાલ પણ આ પર્વત ઉપર લડાઇનાં સાધન રાખેલાં છે. આ પહાડને ત્રીકુટાચળ પર્વત કહે છે. હનુમાનજી સીતાની શોધમાં આવ્યા ત્યારે આ પર્વત ઉપર ચડીને લંકામાં સીતાજીને ક્યાં રાખ્યાં હતાં તથા રાવણુને રહેવાનાં ક્યાં ક્યાં સ્થાન હતાં તેનો પત્તો મેળવ્યો હતો. ત્રીંકોમાલી બંદર આગળ દરિઆેા ઉંડો હોવાથી મોટાં વહાણો આવી શકે છે. હાલ તો કોલંબો વેપારનું મથક થઈ થઇ પડયું છે. ત્રીંકોમાલી જવા માટે 'તલમનાર અને કોલંબોની વચ્ચે આવેલા 'માહો' જંકશનથી રેલવેની એક શાખા નીકળેલી છે. અનુરાધપુરાથી મોટર રસ્તે જલદી પહોંચાય છે.

**ન્યુવારાએલીઆ. (અશોકવન)**—પ્રાચિન અશોકવનને હાલ 'ન્યુવારાએલીઆ' કહે છે. કોલંબોથી કેન્ડી જવાના રસ્તે 'નાનુઓયા' જંકશનથી અશોક વન જવાય છે. આ સ્થળ દરિયાની સપાટીથી ૬૦૦૦ ફુટની ઉંચાઇએ આવેલું હોવાથી ગરમી લાગતીજ નથી. હમેશાં ઠંડી રહે છે. પહાડ ઉપરનો કુદરતી દેખાવ દીલને આનંદ પમાડે તેવો છે. ગરમીની મોસમમાં હવાખાવાનું સ્થાન બનેલું છે. આ રૂતુમાં ગવર્નર પણ અહિંજ રહે છે. આ નાનકડા સ્થાનની રમણિયતાથીજ શોક ટળી જાય તેવું છે. તેથીજ પૂર્વે તેનું નામ અશોકવન રાખવામાં આવ્યું હશે.

રાવણે સીતાજીને આ સ્થાનમાં રાખ્યાં હતાં તેની નીશાની તરીકે અહિંના હિંદુઓએ અહિં મંદિર બંધાવી તેમાં સીતાજીનાં

પગલાં મુકી તિર્થ ધામ બનાવ્યું છે, જેથી લંકા તથા દક્ષિણ હિંદમાં-થી યાત્રિઓ દર્શન અર્થે આવે છે. આ પ્રાચિન મંદિર નથી. પ્રાચિનતામાં તો ત્રીંકોમાલી અને અશોકવન, એ બે નામનાંજ છે. જેનું સેંકડો વખત પરિવર્તન થઇ ગયું એવી પુરાતન લંકાપુરીનું કોઇપણ ચિન્હ આજે શાનું હોય.

## રાજવંશ.

રામે રાવણને મારી લંકાનું રાજ્ય વિભિષણને સોંપ્યું, તે પછી ઘણાં વર્ષો સુધી લંકાનો ઇતિહાસ મળી શકતો નથી. પરંતુ રાજા વિજયસિંહ પછીનો ઇતિહાસ મળી આવે છે.

મગધ ( બિહાર ) દેશના સિંહાબાહુ નામના રાજાએ પોતાના પાટવીપુત્ર વિજયસિંહને દેશવટો દીધો હતો. જેથી તે પોતાની સાથે ૭૦૦ માણુસ લઇને લંકાના ' પુટાલમ ' બંદરે ઉતર્યો. ધીમે ધીમે બાહુબળથી લંકાનો ઘણો ભાગ જીતી લીધો. પછી દક્ષિણ હિંદના મદુરાના રાજાની કન્યાને પરણ્યો તેમાં તેને ૭૦૦ સ્ત્રીઓ ભેટ મળી. જેમને તેણે પોતાની સાથે લાવેલા ૭૦૦ માણસો સાથે પરણાવી દીધી. આ પછી તેમનો વંશ વધતો ગયો તે સિંહાલ કહેવાયો અને લંકાના લોકો તે વખતથી સિંહાલી તરીકે ઓળખાવા લાગ્યા. લંકા બેટનું નામ પણ તેજ વખતથી સિંહલદ્વિપ ઠરાવ્યું. આ વખતે લંકાની રાજધાની ' ઉપાતિસાનુવારા ' હતું.

જ્યારે વિજયસિંહ લંકામાં આવ્યો ત્યારે હિંદના આઉધ દેશની રાજધાની કપીલવસ્તુમાં શાકય વંશના રજપુતો રાજ્ય કરતા હતા. આ વંશના રાજા શુદ્ધોધનના પુત્ર સિદ્ધાર્થ પાછળથી બુદ્ધ ભગવાન થયા. તેમણે લંકામાં ત્રણ વખત મુસાફરી કરી ધર્મનો પ્રચાર કર્યો. વિજયના વંશના પ્રતાપી રાજા ' દુતુગમુનુ 'એ અનુરાધપુરામાં બુદ્ધ મંદિરો બંધાવ્યાં. તેના પછી તેનો ભાઇ ' સેડીટીસા ' થયો તેણે પણ સિંહલદ્વિપમાં ઘણા વિહાર (મઠ) બંધાવ્યા. થોડા વખતમાં તામીલના રાજાનો હુમલો થયો. તે વખતે બુદ્ધ મંદિરોની હાલત બગ-

ડતી ગઇ અને 'વલ્લાગામારૂહુ' નામનો રાજા જંગલમાં છૂપાઇ ગયો. ત્યાં તેને બુદ્ધ સાધુઓએ મદદ કરી તેથી જ્યારે તે પાછો રાજ્ય મેળવવા શક્તિમાન થયો, ત્યારે બુદ્ધ સાધુઓ માટે તેણે અમુક ભાગ અલગ કરી આપ્યો અને પાછી બુદ્ધધર્મની ચડતી થતી ગઇ. પછી 'બુદ્ધદાસ' રાજાના વખતમાં અનુરાધપુરા સિંહલદ્વિપની રાજધાની બન્યું. આ રાજાના વખતમાં ચીની મુસાફર 'ફાહીઆન' લંકામાં આવ્યો, તેણે બે વર્ષ રહી બુદ્ધધર્મના ગ્રંથોનો અભ્યાસ કર્યો. આ વખતે એકલા અનુરાધપુરામાંજ ૫૦૦૦ બુદ્ધ સાધુઓ હતા અને તેથી દસગણા આખા સિંહલદ્વિપમાં હતા. કેટલાક સમય પછી હિંદુસ્તાનમાંથી 'બુદ્ધઘોષા' નામના બ્રાહ્મણે સિંહલદ્વિપમાં આવી અનુરાધપુરામાં ત્રણ વર્ષ રહીને પાલી ભાષાના ગ્રંથો લખી બુદ્ધધર્મનો બરોબર પાયો નાખ્યો. આ પ્રમાણે લંકામાં બુદ્ધ ધર્મની ખરી જાગૃતિ થઇ.

એ સમયમાં કેવા શ્રેષ્ટ ઉદ્દેશથી આપણા વડવાઓ મુસાફરી કરતા હતા તે આ ઉપરથી જણાઇ આવે છે. જ્યારે હાલ કેવળ પૈસોજ કમાવાના સ્વાર્થી ઉદ્દેશથી અથવા તો મોજશોખની ખાતર પરદેશગમન કરવામાં આવે છે!

કેટલોક કાળ ગયા પછી કુમારદાસ રાજાના વખતમાં ચીન, અરબસ્તાન, ઇરાન અને યુરોપ સાથેના વેપાર વખતે મુર લોકે લંકામાં પગ પેસારો કર્યો. હાલ પણ મુરલોકના વંશજો લંકામાં છે. તેઓ મુરજાતિના મુસલમાન કહેવાય છે. આ પછી કેટલાક રાજાઓ થઈ ગયા તેમના વખતમાં કંઇ જાણવા જોગ બનાવ નથી. પછી કશ્યપ અથવા વિક્રમબાહુ, કીરતી, પરાક્રમપાન્ડુ, લોકેશ્વર અને વિજયબાહુ થઈ ગયા, જેમના સમયમાં લંકા સંપૂર્ણ આબાદીમાં આવ્યું હતું.

ઉપરના પાંચ રાજાઓના વખતમાં જાણવા જોગ બાબત એ છે કે પરાક્રમબાહુની વિધવા લીલાવતી અને કીરતીની વિધવા કલ્યાણવતીએ થોડો વખત રાજ્ય કર્યું હતું.

આ પછી ૪૦૦ વર્ષે એટલે સોળમા સૈકામાં ફીરંગીઓ લંકામાં આવ્યા, ત્યાંસુધી યુરોપીઅનોથી લંકા બેટ અજાણ્યો હતો. ઇ. સ. ૧૫૦૫ માં જ્યારે ડૅામલૅારેન્સ કોલંબો બંદરે ઉતર્યો તે વખતે લંકાની રાજધાની કોટે (કોલંબોથી ચાર માઇલ ઉપર) હતું. ૧૫૨૭ માં વિજયબાહુ પાંચમાના વખતમાં તેની નબળાઇને લીધે લંકાના જુદા જુદા ભાગલા પડીને અલગ અલગ રાજ્યો થઇ ગયાં. પાછું ૧૫૮૧ થી ૯૨ માં રાજસિંહ પહેલાએ સંપૂર્ણ લંકા સર કર્યું. આ રાજાના વખતમાં અંગ્રેજોએ લંકામાં વેપાર અર્થે પગપેસારો કર્યો. રાલ્ફ નામનો અંગ્રેજ સૌથી પ્રથમ આવ્યો હતો. ૧૬૦૩ માં ફીરંગીઓનું જોર વધવાથી તેમણે પ્રથમ કેન્ડી જીત્યું. અહિંથી લંકાના દેશી રાજ્યની પડતીનાં ચિન્હ દેખાવા લાગ્યાં. એજ સાલમાં વલંદાઓએ આવી ત્રીંકોમાલી જીત્યું. આ વખતે ઇસ્ટ ઇન્ડીયા કંપની હિંદુસ્તાનમાં જમાવ કરતી જતી હતી. વલંદા અને અંગ્રેજોને લડાઇ થઇ તેમાં વલંદા પાસેથી અંગ્રેજોએ લંકાનો ભાગ જીતી લઇને ઇસ્ટ ઇન્ડીયા કંપનીને કારભાર સોંપ્યો. આટલું છતાં દેશી રાજાઓ તદ્દન નાબુદ થયા નહોતા. રાજા રાજસિંહે ફીરંગીઓ પાસેથી કેન્ડી જીતી લીધું. આ વખતે લંકાની રાજધાની કેન્ડી હતું. આ રાજાને સંતાન નહિ હોવાથી રાણીનો સગો 'કન્ને સ્વામિ' મલબારથી આવ્યો અને શ્રીવિક્રમરાજ-સિંહ નામ ધારણ કરી ગાદીએ બેઠો.

લંકાનો આ છેલ્લો હિંદુ રાજા હતો. તેના વખતમાં (ઈ. સ. ૧૮૧૫). અંગ્રેજોએ લંકાનો તમામ ભાગ જીતીને ખાલસા કર્યો અને લંકા બેટને 'ક્રાઉન કોલોની' બનાવ્યું. ત્યારથી લંકામાં દેશી રાજ્યનો પણ અંત આવ્યો. છેલ્લા દેશી રાજાના વંશજો હાલ દક્ષિણ હિંદના તાંજોર શહેરમાં રહે છે. જેમને નિમતાણા તરીકે અમુક રકમ મળે છે.*

આ ઉપરથી સાબીત થઇ શકે છે કે જ્યારથી રામે લંકા લીધી

* 'હીસ્ટરી ઓફ સિલોન.' (એલ. ઈ. બ્લેઝ કૃત.)

ત્યારથી લંકા બેટ હિંદના તાબામાં હતો અને વિજયસિંહથી માંડીને છેક શ્રીવિક્રમરાજસિંહ સુધીના તમામ હિંદી રાજાઓનોજ અમલ હતો.

## સામાન્ય વર્ણન

ઘણા પ્રાચિન કાળથી લંકા નામ ધરાવતા સિંહલદ્વિપનો ઘેરાવો ૭૬૦ માઇલનો છે. હિંદના ૬૧ મા ભાગ જેટલો તેનો વિસ્તાર છે અને ઇંગ્લૅંડ કરતાં અડધો છે. લંબાઇ ૨૭૦ માઇલ અને પહોળાઇ ૧૪૦ માઇલ છે. તેમાં આવેલા મુખ્ય પર્વતોમાં 'પેડ્રોતાલાગલા' સૌથી ઉંચો છે. આ શિવાય કીરીગલપોટા અને 'આદમપીક' એ પણ મોટા પર્વતો છે. 'આદમપીક'ને મુસલમાનો દાદા આદમનો પહાડ કહે છે. દાદા આદમ અહિં આવી ગયેલા હોવાથી તેને તિર્થધામ માને છે. ખ્રિસ્તિઓ પણ તેવુંજ માને છે. બુદ્ધ ધર્મીઓ અને હિંદુઓ બુદ્ધ અને રામના ત્યાં પગલાં છે એમ માની તિર્થ ગણે છે. જેથી લંકામાં રહેતા બધી જાતના લોકો આને પોતાના દેવનું સ્થાન માનીને દર્શન માટે જાય છે.

આવું બધે માનતા હોય તો કેવું સારૂં! પ્રભુ તો દરેકનો એકજ છે અને તે મસ્જીદ, મંદિર, ચર્ચ અથવા બીજા કોઈ પણ દેવસ્થાનમાં બિરાજમાન છે, નદીઓ અને પહાડોમાં પણ તેનો તેજ પ્રભુ છે.

નદીઓમાં મહાવેલી, કેલેની, મેનીક અને વાલાવે એ મુખ્ય છે. બંદરોમાં કોલંબો, ગાલે, પુટાલમ, ત્રીંકોમાલી, બૅટીકલોઆ, તલમનાર અને જાફ્રના. આ સર્વમાં કોલંબો સૌ કરતાં આબાદ અને મોટું છે. અંગ્રેજોના હાથમાં લંકાનો સંપૂર્ણ કબજો આવ્યો ત્યારથી કોલંબોને લંકાની રાજધાની બનાવ્યું.

કેન્ડી, અનુરાધપુરા, રત્નપુરા, જાફ્રના અને ત્રીંકોમાલી એ મુખ્ય પ્રગણાં છે. આ બધા પ્રાંતોમાં જવા માટે રેલવે લાઇન પથરાઇ ગયેલી છે, કોલંબોથી ઉત્તરમાં પુટાલમ અને દક્ષિણમાં બદુલ્લા સુધી રોજ ઘણી લોકલ ટ્રેઇનો દોડે છે. લોકલ ટ્રેઇનોની

ધમાલ મદ્રાસ અને મુંબઈની માફક જોવામાં આવે છે. પૂર્વ પશ્ચિમ કીનારાનાં બંદરો સુધી પણ રેલવેનું સાધન છે.

લંકામાં આશરે પાંત્રીસ લાખ માણસની વસ્તી છે. તેમાં બૌદ્ધ ધર્મીઓની મુખ્ય વસ્તી છે. બાકીના દેશી ખ્રિસ્તિઓ, હિંદુઓ અને મુસલમાનો છે. લંકામાં જ્યારે પોર્ટ્યુગીઝ લોકોની સત્તા જામતી જતી હતી તે વેળા ખ્રિસ્તિ થઇ ગયેલાઓ ખ્રિસ્તિ રીત પ્રમાણે લગ્ન ન કરે તો તેમની સંતતીને તેમનો વારસો ન મળે એવો કાયદો હતો. લંકાની ઉત્તરે આવેલા જાફના પ્રગણામાં હિંદુઓની ઘણી વસ્તી છે, મુસલમાનો ઘણુ ખરા કેન્ડી અને કોલંબો પ્રાંતોમાં છે. પાશ્ચાત કેળવણીની અસરથી હિંદુસ્તાન કરતાં પણ લંકામાં વધુ સડો પેઠો જણાય છે. જમીનદારો અને અન્ય થોડા શ્રીમંત વર્ગ શિવાય સિંહાલી લોકોનો ઘણો વર્ગ નોકરીમાં જોડાયેલો છે.

સિંહાલી લોકોના રીત રીવાજ કંઇક હિંદુસ્તાનને મળતા છે. પરંતુ સામાજીક સ્વતંત્રતાની બાબતોમાં હિંદ કરતાં સારા રીવાજો છે, સ્ત્રીઓને સ્વતંત્ર રહેવાની છૂટ છે. કોઇપણ મહેમાન ઘર આગળ આવે તો ઘરધણી પ્રથમ પોતાની સ્ત્રી અને બાળકો સાથે ઓળખાણ કરાવે છે. આ સિવાય અહિંઆં હિંદુસ્તાનની જેમ જ્ઞાતિનાં બંધનો નથી. સ્ત્રીઓ અને પુરૂષો ઉમ્મરે આવ્યા પછીજ લગ્ન કરે છે. સોળથી ઓછી ઉમ્મરની કન્યાઓ લગ્ન કરતી નથી.

સિંહાલી પુરૂષો લગભગ દક્ષિણ હિંદના લોકો જેવોજ પોષાક પહેરે છે. કમરે લુંગીની જેમ કપડું વિંટે છે, અને બદન ઉપર ટુંકો કોટ પહેરે છે. માથાં ખુલ્લાં રાખે છે. જેઓ ઉચ્ચ કુળના હોય છે તેઓ માથામાં ગોળ કાંસકી ખોસી રાખે છે. પાશ્ચાતા સુધારાને અનુસરનાર ઘણા સિંહાલીઓ અંગ્રેજી પોષાક પહેરે છે. જેથી તેઓ ખ્રિસ્તિ હશે કે બૌદ્ધ તે પણ જાણી શકાતું નથી. સ્ત્રીઓ પુરૂષોની માફક કમરે કપડું વિંટે છે અને શરીર ઉપર ટુંકી બાંહ્યવાળા કેડ સુધી કબજા પહેરે છે. આ તેમનો સામાન્ય પોષાક છે. દક્ષિણ હિંદની

સ્ત્રીઓની માફક વાળ બાંધે છે. સુધરેલો સ્ત્રીવર્ગ મલમલના સફેદ ઘાઘરા અને સાડીઓ પહેરે છે જે લગભગ ખ્રિસ્તિ જેવો પોષાક લાગે છે. શ્રીમંત વર્ગની સ્ત્રીઓ હીરા, માણેક અને મોતીનાં ઘરેણાં પહેરે છે, સાધારણ લોકો પણ નકલી હીરાના દાગીના પહેરે છે.

લંકાની સ્ત્રીઓ ગામડામાં તેમજ શહેરોમાં ઘર આગળ ભરત ગુંથણનું કામ કરે છે. ગામડામાં ખાસ કરીને ઘાસના રેસાની ટોપલીઓ, ચટાઈઓ, થેલીઓ વગેરે કારીગરીની ચીજો બનાવવામાં આવે છે. 'એબની' નામના લાકડાની સોટીઓ, રમકડાં અને નાની પેટીઓ, નાળીએરની કાચલીના ચ્હા પીવાના પ્યાલા, રકાબીઓ, ફુલ મુકવાના કટોરા, તથા શાહુડીનાં પીછાં (સિસોળીયાં)ની સુંદર પેટીઓ તૈયાર થાય છે. લંકાનો આ ગૃહઉદ્યોગ છે. સિંહાલી લોકો રત્નજડીત કામની કારીગરીમાં પણ કુશળ છે.

લંકામાં ફળફળાદિ પુષ્કળ થાય છે. કેરી, કેળાં, પપઈ, ગુલાબજાંબુ ( એક જાતનાં ગુલાબી રંગનાં ફળ ) અનેનાસ અને નારંગી એવાં ફળો ઘણાં સસ્તાં વેચાય છે. નાળીએરનો અતિશય પાક થાય છે. કોઈ ઘણાં મીઠાં અને દળદાર કોપરાંવાળાં હોય છે. ગરમી લાગી હોય તે વખતે આવા નાળીએરનું પાણી પીતાંજ શરીરમાં શાંતિ થઈ જાય છે. ગુલાબજાંબુ પણ ઠંડા હોય છે. શાકભાજી ઘણી થાય છે. અનાજમાં ચોખાનો પાક બહોળો છે.

જે બુદ્ધે અહિંસાનો ઉપદેશ કર્યો હતો તે બુદ્ધના અનુયાયીઓ ( સિંહાલીઓ ) એ લંકા જેવા ફળદ્રુપ દેશમાં માંસાહાર કરી અહિંસા ધર્મને વિસારે મુકયો છે. માત્ર ગણ્યાગાંઠયા ધર્મચુસ્ત બૌદ્ધો નિરામિષાહારી છે. નિરામિષાહારમાં મગની દાળ અને ભાત ખાય છે. માંસાહાર કરનારાઓ વનસ્પતિ આહારીઓના જેવો ખોરાક બનાવી જાણતા નથી હિંદ જેવો ખોરાક તો હિંદ છોડયું એટલે મળવોજ મુશ્કેલ. ખોરાકની ચીજોમાં તો હિંદુસ્તાન સર્વોપરી છે એમ કહેવું જ પડશે. એકલા ઘઉંના આટામાંથી કેટલીએ પ્રકારનો સ્વાદિષ્ટ ખોરાક

બનાવવામાં આવે છે. પાકશાસ્ત્રનો હુન્નર હજી હિંદમાંથી નાશ પામ્યો નથી. તેનું અનુકરણ પણ હજી કોઇ દેશ કરી શકયો નથી. આ હુન્નર હજી હિંદમાં આબાદ છે એટલું હિંદનું સદ્ભાગ્ય છે. નહિ તો તેનું પણ સત્યાનાશ વળ્યું હોત.

અહિં વેપાર રોજગારમાં મુખ્યત્વે દક્ષિણ હિંદના ચેટી, મુરજાતિના મુસલમાનો અને બાકીના યુરોપીઅનો છે. સિંહાલી લોકો વેપારમાં બહુ જુજ છે. અન્ય વેપારી વર્ગમાં સિંધી અને મેમણ લોકો છે. હિંદુસ્તાનમાં કોઈ પણ પ્રજા કરતાં સિંધી લોકો વેપારમાં આગળ વધેલા છે. જે લોકો છીટછાટમાં જ ધર્મ જોઈ રહ્યા છે તેમનાથી આવું સાહસ થઇ શકવાનું નથી. આશરે ચાલીસ ગુજરાતિઓ કોલંબોમાં છે તેમાંના ઘણાખરા નોકરી કરે છે.

લંકામાં બોલાતી સિંહાલી ભાષામાં પાલી અને હિંદી ભાષાના શબ્દોનું મિશ્રણ હોવાથી થોડી સમજી શકાય છે. આ લોકો પાણીને 'વતુર' કહે છે પણ ઠંડુ પાણી કહેવું હોય તો 'શિતલ વતુર' કહે છે. ગરમને ઉષ્ણ, નદીને ગંગ, ભોજનને આહાર કહે છે. નમસ્કાર કરવા હોય તો 'આઈબો' હું જાઉં છું એમ કહેવું હોય તો 'મમ યાનવા.' લંકાને અંગ્રેજો સિલોન કહે છે પરંતુ સિંહાલી લોકો તો વાતચીતમાં પણ લંકા જ બોલે છે.

રામાયણમાં લંકાને સોનાની વર્ણવી છે તે સાચું છે. કારણ કે કુદરતી બક્ષીસથી રત્નો, જેવાં કે મોતી હીરા પાનાં અને સોનું પણ અહિંજ જડે છે. તે સિવાય હાથીદાંત, પ્લંબેગો, ગ્રેફાઇટ્ અને માઇકા (અબરખ) એવા બીજા કીમતી ખનીજ પદાર્થો ઘણા નિકળે છે.

હીરાની પેદાશ રત્નપુરા ડીસ્ટ્રીકટમાં થાય છે. આ પ્રાંતના 'કોરંડમ' ભાગમાં આસમાની હીરો નીકળે છે. આખા રત્નપુરા પ્રગણામાં જુદી જુદી જાતના હીરા નીકળે છે જેથી તેનું નામ રત્નપુરા

રાખવામાં આવ્યું છે. 'કુરૂગાલા' પ્રગણામાં ગ્રેફાઈટ અને પ્લંબેગો નિકળે છે. રત્નપુરામાં આવેલી ગ્રેવેલ્સ નામની નદીની રેતમાંથી સોનું જડે છે. લંકામાં મનારની ખાડી તો મોતી માટે જાણીતીજ છે.

આ સિવાય ચ્હા, કૉફી, કોકો, લવીંગ, તજ, મરી, ઇલાયચી, સોપારી, નાળીએર અને રબરઃ આ ચીજો પરદેશ બહુ ચઢે છે; ચ્હાની પેદાશ વધુ છે. દર અઠવાડીએ વીસ લાખ રતલ ચ્હા કોલંબોથી પરદેશ ચઢે છે. દર રતલે ત્રણ સેન્ટ (૦॥ આનો) જકાત લેવાય છે. એટલે માત્ર ચ્હાની જકાતની સરેરાસ પેંદાશ દર અઠવાડીએ સાઠ હજાર રૂપીઆ જેટલી થાય છે. પરદેશથી કપડું અને બીજી વિલાયતી ચીજો આવે છે તેના બદલામાં કાચો માલ લંકા પાસે ઘણો છે. સિંહાલી લોકોમાં જેઓ ધનાઢ્ય છે તેઓમાંના ઘણાખરા જમીનદારો છે.

આવાં કીમતી દ્રવ્યોથી ભરેલી લંકાને સોનાની લંકા કહેતા હતા. હિંદુસ્તાનમાં જેમ દ્વારકાંને માટે ત્યાંના બ્રાહ્મણગોર કહે છે કે કૃષ્ણના વખતની સોનાની દ્વારકાં સમુદ્રમાં ડુબી ગઈ છે, તેમ અહિંના હિંદુઓ પણ સોનાની લંકાને મહાસાગરમાં ડુબી ગઈ એમ કહે છે. પણ ખરી રીતે તો જ્યારથી પરદેશીઓના હાથમાં લંકા બેટ ગયો ત્યારથી સોનાની લંકા હિંદી મહાસાગરમાં ડુબેલીજ છે.

લંકાના લોકો પાશ્ચાત સુધારાને લીધે મોજશોખીલા ઘણા બન્યા છે. દોઢસોથી બસો રૂપીઆનો પગારદાર ઘર આગળ મોટર સાયકલ રાખી સાંજે ફરવા નીકળે. તેમને તે સંબંધી પૂછતાં કહે છે કે "We are contented" અમને અમારા જીવનથી સંતોષ છે.

કુદરતનો નિયમજ છે કે સદાકાળ એક સ્થિતિ રહેતી નથી. હિંદ જેવા મહાન દેશને દુનિયાના પરિવર્તનના નિયમે હાલ કઈ સ્થિતિમાં આણ્યો છે તે વિષે લંકાવાસીઓ અજાણ તો નહિજ હોય.

## હવાપાણી

કોલંબો શહેરનાં હવાપાણી સારાંજ કહી શકાય. શહેર વચ્ચે મોટાં મેદાનો, બગીચા અને પહોળા રસ્તાઓ છે. વસ્તી બહુ દુર સુધી પથરાયેલી છે. ત્રણે બાજુએ હિંદી મહાસાગર આવેલો હોવાથી તદ્દન ખુલ્લી હવા મળી શકે છે.

લંકામાં ખાસ કરીને હવાપાણી માટે ઉત્તમ સ્થળ તો ન્યુવારા એલીઆ છે. આ શિવાય બીજા ભાગનાં હવાપાણી પણ સારાં છે. માત્ર પૂર્વ કીનારાનો કેટલોક ભાગ વનસ્પતિનાં ઘાડાં જંગલોવાળો હોવાથી ત્યાંની હવા ભેજવાળી છે. ત્યાં વસ્તી પણ થોડી છે. ઉત્તર કીનારાની હવા બહુ સુકી અને સુખાકારી છે. આપણે ત્યાં શિયાળો અને ઉનાળો બેસે છે તે દરમિયાન લંકામાં વરસાદની મોસમ હોય છે. આ શિવાયના દિવસોમાં પણ અનિશ્ચિત પણે વરસાદ વરસે છે. જેને લીધે આખો દેશ લીલોતરીથી હમેશાં ભરપુર રહે છે અને પાક સારો ઉતરે છે.

## કોલંબોથી કન્યાકુમારી.

અહિંથી મારે કન્યાકુમારી જવાનું હતું. જેમ એસ. આઈ. રેલવેમાંથી સિલોન રેલવેના સ્ટેશનની ટીકીટ મળે છે તેવીજ રીતે સિલોન રેલવેમાંથી એસ આઈ રેલવેની પણ ટીકીટ મળી શકે છે. તા. ૧૩ મીની સાંજે કોલંબોથી મદુરાની ટીકીટ કઢાવી. સ્ટેશન ઉપર હિંદુસ્તાન જતા મુસાફરોની નોંધ લેવાઈ. આ વખતે ટ્રેઈનમાં મારા સાથી એક મુસલમાનભાઈ હતા, જેઓ કોલંબોમાં ખાંડના વેપારી હતા. ભાગી તુટી હિંદી બોલી શકતા હતા.

કોલંબોથી ટ્રેઈન ઉપડી પોલઘાવેલા ' જંકશને આવી ઉભી. એક જણ લીલાં નાળીએરનો ભરેલો ટોપલો લઈ અમારી ગાડી આગળ આવ્યો. પાણીની તરસ પણ લાગી હતી. એક નાળીએર લીધું. મુંબઈમાં ચોપાટી ઉપર લીલાં નાળીએર વેચતા મોપલા ' પાણી નાળીએર ' ' પાણી નાળીએર ' એમ બોલતા ફરે છે તેવુંજ પાણી

આ નાળીએરમાં હશે એમ હું ધારતો હતો. પણ આ નાળીએરના પાણી અને કોપરાની મીઠાશ તો જુદીજ લાગી. લંકામાં નાળીએરની ઘણી જાતો થાય છે. તેમાં કોઈ કોઇ એટલી બધી મીઠી જાત થાય છે કે મોંમાં સ્વાદ રહી જાય છે. પાસે બેઠેલા ભાઈ કહેવા લાગ્યા કે આથી પણ સારાં નાળીએર અહિંઆં થાય છે.

રાતના નવનો સુમાર થયો. સુવાની તૈયારી કરી. સવારે સાડા પાંચ વાગતાં ' મનાર ' સ્ટેશન આવ્યું. મનારથી તલમનાર સુધી રેતાળ પ્રદેશ છે જેમાં નાળીએરનાં પુષ્કળ ઝાડો ઉગેલાં છે. ' તલમનાર ' આવતાં આગબોટમાં જઈ બેઠા.

આગબોટ ઉપડી કે મુસાફરોના નામ ઠામની નોંધ લેવાઈ. લંકા જતાં અને આવતાં નાણું વટાવી લેવાની સગવડ આગબોટની અંદરજ રાખેલી છે. લંકા જતી વખતે વટાવ આપવો પડતો નથી પણ પાછા આવતાં હિંદના નાણા માટે સેંકડે બે ટકા વટાવ આપવો પડે છે.

ધનુષકોડી આવતાં જકાતી માલની તપાસ શરૂ થઇ. લંકાથી હીરા, માણેક અને હાથીદાંતની કારીગરી વાળી નાની પણ કીમતી ચીજો છૂપાવીને કોઇ લઈ ન જાય તે માટે પૂર્ણ ચોકસાઇથી તપાસ થાય છે. સામાનની ચુંથાચુંથ થઈ જાય છે. ખીસાં પાકીટ તપાસી લીધા પછી ટ્રેઈનમાં જવાની રજા મળી પણ ચુંથાઈ ગયેલા સામાનને ગોઠવવાનો હતો, બીછાનાની પણ તેજ દશા હતી. જેમતેમ ગોઠવીને ટ્રેઇનમાં જઇ બેઠા. જે દિવસે ત્રીજા વર્ગના મુસાફરો વધુ હોય તે દિવસે જકાતની તપાસ માટે તેમને મંડપમાં ઉતારી નાખવામાં આવે છે. ધનુષકોડીથી ગાડી ઉપડી રામેશ્વર આવી. ત્રણ વાગે મદુરા પહોંચ્યા.

મદુરામાં રેલવે સ્ટેશનની સામે કુરૂપતિ છત્રમ સારી વ્યવસ્થાવાળું છે. મદ્રાસ ઈલાકામાં આ બીજા નંબરનું શહેર છે. પુર્વે અહિં હાથથી તૈયાર કરેલા બારીક સુતરમાંથી ઝીણું કાપડ વણાતું હતું. હાલ એકલો

વણુવાનોજ હુન્નર રહ્યો છે. મીલોના ઉપયોગે દેશના હાથ કંતામણુના ઉદ્યોગને તોડી પાડયો, પરિણામે કાપડની મજબુતી અને શુદ્ધતા ગઈ. સાથે સાથે સેંકડો માણુસો ગૃહઉદ્યોગમાં આળસુ થઇ બેકાર બનવા લાગ્યા. ગણુત્રીના માણસો પૈસાદાર થતા ગયા પણુ લોકોની ઘણી સંખ્યા કંગાલીયત હાલતમાં સપડાઇ ગઇ.

લંકાની જેમ પરદેશ જતા કીમતી દ્રવ્યોમાંથી હિંદને હાલ પુષ્કળ પેદાશ થતી હોત તો હાલ છે તેથી પણુ વધુ મીલો હોય અને પરદેશી કાપડ પણુ આવ્યા કરતું હોય તો દેશને અડચણુ ન આવે પણુ વીપરીત હાલત એ જોવામાં આવે છે કે કપાસની જેમ બીજાં ઘણાં કાચાં વનસ્પતિ દ્રવ્યો અને ખનીજ પદાર્થો પરદેશ જઇ તેમાંથી તૈયાર થઇને આવતી ચીજોને માટે પણુ હિંદને તો કાપડની ખરીદીની માફક પાંચનો કાચો માલ આપી સાઠનો તૈયાર માલ લેવો પડે છે ! આપણું વ્યવહારીક જીવન એટલું પરાધિન બની ગયું છે કે આપણુને એક પણુ પરદેશી ચીજ વિના ઘરમાં કે બહાર ચાલી શકતું નથી. જ્યાંસુધી આપણે સાદુ અને સરળ જીવન ગુજારતા ન થઇએ ત્યાંસુધી આપણી આવશ્યકતાઓ ઓછી થવાની નથી.

## મિનાક્ષી.

દક્ષિણુ હિંદમાં પ્રાચિન કારીગરીથી ભરપૂર ઘણાં ભવ્ય મંદિરો જોવામાં આવે છે. પણુ તે બધામાં મિનાક્ષીનું મંદિર સર્વોત્તમ છે. ઈ. સ. ૧૬૧૩ માં મદુરાના રાજા ત્રીમુલ નાયકે આ મંદિર બંધાવ્યું હતું. ત્યારે ત્રીમુલ નાયકના તાબામાં પાંડીચેરી, ત્રીચીનોપોલી, તાંજોર, ચીંગલપેટ અને મલબારનો બધો ભાગ હતો.

મંદિરની વચ્ચે એક કુંડ છે. એક ભાગમાં નાનું કાપડ બજાર અને બીજા ભાગમાં પરચુરણુ ચીજોનું બજાર છે. ઈશાનખૂણામાં એક હજાર સ્તંભનો મહેલ બાંધેલો છે. દક્ષિણુ દિશાના દરવાજા પાસેના એક ચોરસ સ્તંભમાંથી સારીગમની સંજ્ઞા ધરાવતા નાનાનાના સાત

ગોળ સ્તંભ કોરી કાઢેલા છે. મુસલમાનોના હુમલા વખતે મંદિરની અંદરનો કેટલોક ભાગ ખંડિત કરેલો હોવાથી તેને સમરાવી રાખ્યો છે.

ભરતખંડમાં પૂર્વે એક મંદિરમાં દસ હજાર માણસો કામ કરતા હતા એવી પ્રાચિન વાર્તા છે. પુરાતન શિલ્પ વિદ્યાની કારીગરી દર્શાવતું મિનાક્ષીનું ભવ્ય અને વિસ્તારવાળું મંદિર હાલ તેની સાક્ષી પુરે છે. હિંદુસ્તાનમાં અત્યારે આવું એક પણ મંદિર નથી.

આ મંદિરની અંદર મુખ્ય પ્રતિમા મિનાક્ષીદેવીની છે. તે સિવાય દેવદેવીઓની બીજી પ્રતિમાઓ છે. એક દેવીની પ્રતિમા ઉપર રોજ સવારમાં અડધો મણ જેટલું માખણ ચઢે છે! આ પ્રતિમા ઉપર માખણના લુંદા નાંખી તેની સુંદરતાને બેડોળ કરી આસપાસની જગા અને મંદિરના બીજા ભાગને અસ્વચ્છ બનાવી મુકયો છે.

જ્યાં કેટલાએ માણસોને ધરાઈને રોટલો પણ મળતો નથી એવા દેશમાં માખણ જેવી મોંઘી ચીજનો આવો દુરૂપયોગ થતો જોઈ દેવમંદિરો વિષે લોકોને અશ્રદ્ધા ઉત્પન્ન થાય તેમાં શું નવાઈ.

મદુરા અને ત્રીચીનોપોલી વચ્ચેના 'ડીંડીગલ' સ્ટેશનથી સુબ્રહ્મન્યમ ( કાર્તિક સ્વામિ ) ની યાત્રાએ જવાય છે.

## કન્યાકુમારી.

મદુરાથી કન્યાકુમારી જતાં વચ્ચે 'મનીયાચી' જંકશન આવે છે. અહિંથી તુતીકોરીન જવાની શાખા નીકળી છે. મનીયાચીથી ગાડી ઉપડી, આઠ વાગે 'તીનેવેલી' સ્ટેશન આવ્યું. અહિંથી કન્યાકુમારી જવા માટે મોટર રસ્તો છે. 'તીનેવેલી'થી મોટર ઉપડી શહેર બહાર નિકળ્યા પછી તામ્રવરણી નદી ઓળંગી ૩૦ માઈલ ઉપર આવેલા 'પનવડી' ગામ આગળ આવી ઉભી. તે પછી ' આરામબલી ' આવ્યું. ત્રણેક માઈલ જતાં ત્રાવણકોર રાજ્યની હદ શરૂ થઈ. આ જગાએ જકાતી માલની તપાસ માટે મોટર થોભી. બાર વાગતાં 'નાગરકોઈલ' આવ્યું. આ નાનું શહેર ત્રાવણકોર રાજ્યનો મહાલ છે. વેપાર રોજગાર સારો છે.

નાસ્તોપાણી કર્યા પછી થોડી વારે કન્યાકુમારી જવાની મોટર આવી. નાગરકોઇલથી બે માઇલ ઉપર એક નાની નદીને કિનારે સુચિન્દ્રમનું મંદિર છે. કન્યાકુમારી ત્રણેક માઇલ દુર રહ્યું એટલે પવનની સુંદર લ્હેરો આવવા લાગી. ભૂશિરનો ખરો માર્ગ શરૂ થયો, ત્રાવણકોર રાજ્ય તરફથી મુસાફરો માટે બાંધેલી ધર્મશાળા આગળ જઈ મોટર ઉભી રહી. ધર્મશાળામાં ત્રણ દિવસ સુધી રહેવાનો કાયદો માત્ર મુસાફરો માટે હોય એમ લાગ્યું. રાજ્યના અમલદારો ગરમીની મોસમમાં ઘણા દિવસો સુધી ઉપયોગ કરે અને મુસાફરોને બે ત્રણ દિવસ માટે જગા ન મળે! વ્યવસ્થાપકને બહુ આજીજી કરવાથી એક રાત્રી માટે રહેવાની જગા મળી શકી. આ સિવાય બીજી એક બે ધર્મશાળાઓ છે પણ ગરમીની મોસમ હોવાથી કોઇમાં ખાલી જગા નહોતી.

હવાખાવા માટે આ જગા ઉત્તમ છે ખરી પણ મીઠા પાણીની તંગીને લીધે તકલીફ જેવું તો ખરૂંજ. પાસે કોઇ મોટું ગામ નહિ હોવાથી વધુ વખત રહેવું હોય તેણે સીધું સામાન સાથે લઇ લેવાં સારાં. બે ચાર દિવસ સુધી રહેનારને તો એક બે બ્રાહ્મણની વીશી છે ત્યાં કોપી, ચોખા,. ઇટલી, એવી ચીજો કહ્યું હોયતો બનાવી આપે છે. અહિં ત્રીસ ચાલીસ બ્રાહ્મણ રહે છે તેમાંના કેટલાક લાંબા કાળથી સિદ્ધપુરથી આવી વસેલા છે.

કન્યાકુમારી ભૂશીરને અંગ્રેજીમાં ' કેપકોમોરીન ' કહે છે આ ભૂશિર દક્ષિણ હિંદનું છેલ્લું બિંદુ છે. ઉત્તરે કાશ્મીર અને દક્ષિણે કન્યા કુમારી એ બન્ને એકજ સીધી લીટીમાં આવેલાં છે. આ સુંદર જગામાં સવાર સાંજ દરિયાકીનારે ફરતાં ભૂશિરની રમણિયતા અને સમુદ્રમાંથી આવતી પવનની લહેરોથી મગજ પ્રફુલ્લિત થઈ જાય છે! માછીઓ પોતાની જાળો લઇ સમુદ્રમાં ઘણે દુર સુધી ફરતા જોવામાં આવે છે. જ્યારે કોઈ બેટ અથવા સમુદ્રની વચ્ચે હોઈએ ત્યારે. સવારસાંજ સૂર્યોદય અને સૂર્યાસ્ત વખતનું દશ્ય જોઈ શકીએ છીએ; તેવીજ રીતે

આ ભૂશિર ઉપરથી સવારે પૂર્વ દિશામાંથી બહાર આવતો અને સાંજે પશ્ચિમ દિશામાં પાછો સમુદ્રમાં પડતો સૂર્ય જોવામાં આવે છે !

સમુદ્રના કાંઠે આવેલા મંદિરમાં કન્યાકુમારી (પાર્વતિ) ની સુંદર પ્રતિમા ત્રણ ફુટ ઉંચી છે. પ્રતિમાના કપાળ અને નથનીમાં તેજસ્વી કીમતી હીરા જડેલા છે. મંદિરમાં ખુલ્લા શરીરેજ દર્શન કરવા જવું જોઇએ એવો ધારો દક્ષિણ હિંદના ઘણા મંદિરોમાં છે. તેમાં પણ અહિંઆંતો એ નિયમ સખ્ત રીતે પળાતો લાગ્યો. ન્હાઇ ધોઇ સ્વચ્છ થઇ ખુલ્લા શરિરે દેવમંદિરમાં જઇ પ્રાર્થના કરવી, એ ઉત્તમ છે. મનુષ્ય પ્રાણી તરફ ખુલ્લા હૃદયથી સમભાવ રાખવો, એ તેથી પણ વધુ ઉત્તમ છે. પણ અફસોસ તો એ થાય છે કે અહિંની મૂળ વસ્તી માછીઓની છે, જેમની લગભગ એક હજાર જેટલી વસ્તી છે. આ દલીત વર્ગના લોકોનો અનાદાર કરવાથી તેમાંના બધા ખ્રિસ્તિ થઈ ગયા છે. જેથી આ પવિત્ર ગણાતા તિર્થસ્થાનમાં દેશી ખ્રિસ્તિઓના દેવળના ઘંટનો નાદ આપણા સંકુચિતપણાનું હરઘડીએ ભાન કરાવે છે.

## ત્રાવણકોર.

બીજે દિવસે સવારે 'ત્રીવેંદ્રમ' તરફ પ્રયાણ કર્યું. નાગરકોઇલથી મોટર બદલી. અહિંથી ત્રિવેંદ્રમ ૪૦ માઇલ દુર હતું. તીનવેલેથી 'નાગરકોઇલ' સુધીનો રસ્તો રળીયામણો છે પણ ત્રાવણકોર સંસ્થાનની હદમાં પ્રવેશ કર્યા પછીના રસ્તાની સુંદરતાથી મુસાફરી ખુશનુમાં પસાર થવા લાગી. નાગરકોઇલ છોડયા પછી ત્રીવેંદ્રમ આવતાં સુધી આખે રસ્તે સુંદર લીલાં ઝાડો, આજુબાજુની તમામ જમીન લીલોતરીથી ભરપુર તથા રળીયામણી પહાડીઓ જોવામાં આવતી હતી. રેલવે રસ્તે ત્રિવેંદ્રમ આવતાં વચ્ચે પહાડ ચીરીને ટનેલો (ભોંયરાં) બાંધેલી છે. તેની આસપાસનું પહાડી દશ્ય પણ જોવા લાયક છે. 'ત્રીવેંદ્રમ' શહેર બહાર 'કડીનુકુલમ' અને 'પારાવુર' એ બે સુંદર સરોવર છે. ત્રીવેંદ્રમ પાંચ માઇલ દુર રહ્યું, આસપાસના

ગામડામાંથી સ્ત્રીપુરૂષો શાકભાજી ફુલ, ફળો લઈને શહેરમાં જતાં હતાં. બાર વાગતાં શહેરમાં પ્રવેશ કર્યો.

ત્રીવેંદ્રમ એ ત્રાવણકોર રાજ્યની રાજધાનીનું શહેર છે. શહેર વિસ્તારવાળું અને વસ્તીમાં પણ મોટું છે. મેઈનરોડ ઉપર આવેલી મૂળજી જેઠાની ધર્મશાળામાં મુકામ કર્યો. અહિં વ્યવસ્થા સારી જોવામાં આવી. શહેરમાં હૉટેલ અને વિશીઓનો ખોરાક ઠીક નહિ હોવાથી ફળફળાદિ ઉપર નિભાવ કરવો વાજબી જણાયું.

ત્રીવેંદ્રમમાં વેધશાળા, લૉકૉલેજ, મહારાજા કૉલેજ ઑફ સાયન્સ, કૉલેજ ઑફ આર્ટસ, કન્યાઓની હાઈસ્કૂલ, સંસ્કૃત પાઠશાળા, સાર્વજનિક પુસ્તકાલય અને સંગ્રહસ્થાન એ બધાં ખાસ જોવા લાયક છે. હિંદમાં પ્રસિદ્ધ ગણાતા અહિંના સંગ્રહસ્થાનમાં દરિયાઈ ચીજોના પુષ્કળ નમુના છે. શહેરમાં હાથીદાંત ઉપર ઉત્તમ કારીગરીનું કામ થાય છે.

શહેરના મધ્ય ભાગમાં પદ્મનાભનું મોટું મંદિર છે. ચૈત્ર માસ હોવાથી મંદિરના મેદાનમાં રોજ રાત્રે ઘણા માણસોની ઠઠ જામતી હતી. આ દિવસોમાં સ્ત્રીપુરૂષો મંદિરના વિશાળ ચોકની અંદર ભજન ગાય છે. દાંડીઆ અને ઢાલ જેવાં સાધનો હાથમાં રાખીને તાલબદ્ધ ગાતાં બાળક બાળીકાઓનું દ્રશ્ય બહુ આકર્ષક લાગ્યું.

દક્ષિણહિંદની સુંદરતા ત્રાવણકોરમાંજ છૂપાઈ રહી હોય એમ જણાય છે. અહિ દરેક સ્ત્રીપુરૂષ સફેદ વસ્ત્ર પહેરે છે. તેમની સુંદરતા બીજા દેશની જેમ રંગ બેરંગી પોષાકમાં રહેલી નથી પણ તેમની સાદાઈ અને તેમના નમ્ર વદન ઉપર છવાયેલી છે. અહિંની નાયર જાતી શુદ્ર કોમ ગણાય છે, પણ કેળવણી અને સુધારામાં આગળ વધતી જતી આ જાતિની સ્ત્રીઓને વ્યવહારીક જીવનમાં છૂટ મળે છે.

ત્રાવણકોર રાજ્યમાં ૪૦ લાખ માણસની વસ્તી છે. રાજ્યમાં ચાલતુ નાણું—અર્ રૂપા (અડધો રૂપીઓ) અને 'ફેનમ' એ ચાંદીના સીક્કા છે. ત્રાંબાના સીક્કામાં 'ચક્રમ' અને 'કાશુ.' 'કાશુ' પાઈ કરતાં

નાનો અને કીંમતમાં ઓછો છે. 'ચક્રમ'ની કીંમત કલદાર બે પૈસા જેટલી થાય છે. 'ફેનમ'ના ચાર 'ચક્રમ' આવે છે. એક 'ચક્રમ'ના ૧૬ 'કાશુ' આવે છે. આ સીક્કો ગરીબો માટે ઘણો ઉપયોગી છે. રાજ્યમાં ચાલતા ટપાલખાતાને 'અંચાલ' કહે છે. 'અંચાલ'માં વપરાતી ટીકીટો કાર્ડ તથા કવર ત્રણથી પાંચ 'કાશુ'માં મળી રહે છે. દરેક સીક્કા અને રાજ્યધ્વજ ઉપર 'ચક્ર'ની નિશાની હોય છે.

પૂર્વે યયાતિ રાજાએ પોતાના પુત્ર દુર્વસુને દક્ષિણહિંદનું રાજ્ય સોંપ્યું હતું. કાળ વિતતાં પરશુરામે ક્ષત્રીઓનો સંહાર કર્યા પછી ઉત્તર હિંદમાંથી બ્રાહ્મણોને બોલાવી, ભાનુવિક્રમ નામના બ્રાહ્મણને દક્ષિણ-હિંદની ગાદી આપી. દક્ષિણમાં ચેરા, ચોલા, અને પાંડીઆ એમ ત્રણ ભાગ ગણાતા હતા. ચેરા (ત્રાવણકોર) ને કેરાલા પણ કહેતા. ગોકર્ણ અને કન્યાકુમારી વચ્ચેના પ્રદેશને 'પદ્મનાભપુરા' કહેતા. 'આદિત્યવર્મા' રાજાના વખતમાં 'કોલાથનાડ' કુટુંબમાંથી રાજ્યને બે સ્ત્રીઓ દત્તક લેવાની જરૂર પડી, ત્યારથી ત્રાવણકોરના રાજ્યનો વારસ રાજાનો પુત્ર નહિ પણ ભાણેજ ગણાવા લાગ્યો, અને જો વારસ સગીર ઉમ્મરનો હોય તો રાજાની મોટી બ્હેન રાજ્યકારભાર ચલાવે. આ રીવાજ આજ પર્યંત ચાલુ છે. રાજાનો ભાઈ હયાત હોય ત્યાં સુધી ભાણેજને ગાદી મળી શકતી નથી, પણ તેના પછી બ્હેનોમાંથી જેનો પુત્ર મોટો હોય તે ખરો વારસ ગણાય છે. રીજંટ (રાજ્યવહિવટ કરનાર) નો હક્ક હમેશાં મોટી બ્હેનનો હોય છે. હાલનાં રીજંટ શ્રીમતિ રાણી લક્ષ્મી સેતુબાઈ છે.

સોળમા સૈકામાં મુસલમાનોએ ત્રાવણકોર ઉપર ચઢાઈ કરી તે વખતથી લોકોમાં મુસલમાની રીવાજ દાખલ થયા હતા. નાયર જાતિમાં પુરૂષો જ્યારે ઘરની બહાર જાય ત્યારે માથું ઢાંકે. સ્ત્રીઓ શરીર ઉપર કપડું ઓઢે. જમતી વખતે પણ માથુ ઢાંકવું અને મુસલમાનોની માફક ટોળા બંધ બેસીને જમવું. હાલતો આ બધા રીવાજ લગભગ નાબુદ થઇ ગયા છે. જ્યારે કર્ણાટકના બાદશાહ હૈદરે ઉત્તર મલબાર લીધું અને તે

પછી ટીપુ સુલતાને દક્ષિણ મલબાર જીતી લીધું, ત્યારે ઉત્તર મલબારમાં સામુરીન (ઝામોરીન) રાજા રાજ્ય કરતો હતો, તેના વખતમાં અરબસ્તાનથી મોપલાઓ વેપાર માટે આવી વસવા લાગ્યા. ત્રાવણકોર ટીપુના હાથમાં ઝાઝો વખત ટક્યું નહિ. હિંદુ રાજાઓએ પાછું કબજે કરી રાજ્ય કરવા માંડયું. મલબારમાં હાલ ચાલતો સંવત બહુ લાંબા સમયમાં થઇ ગયેલા પ્રસિદ્ધ ઉદયમાર્તંડ રાજાના વખતથી શરૂ થયો છે.

**કવીલનથી કોચીન**—તા. ૧૬-૪-૨૭ ના રોજ ત્રીવેંદ્રમથી 'કવીલન' સુધી રેલવે ટ્રેઇનમાં જઇ, ત્યાંથી જળમાર્ગે સ્ટીમબોટમાં કોચીન તરફ રવાના થયો. આ નાની બોટોમાં પહેલા બીજા અને ત્રીજા વર્ગની બેઠકની ગોઠવણ છે. બધી બોટો દરીયાની સાંકડી ખાડીમાં થઇને કીનારે કીનારે જાય છે. મલબાર દેશ ગરમ તો ખરો પણ રાત્રીનો વખત હોવાથી ખુશનુમાં વખત પસાર થઇ ગયો. સવાર થતાં 'એલેપી' બંદર આવવા થયું. ખાડીની વચ્ચેના નાના નાના બેટો અને કીનારાનું દ્રશ્ય સુંદર લાગતું હતું.

'એલેપી'થી કોચીન જવા માટે દિવસમાં ત્રણ ચાર બોટ ઉપડે છે. એલેપી બંદર પણ જોવા જેવું હોવાથી અહિં ત્રણ ચાર કલાક માટે મુકામ કર્યો. આ બંદરેથી કાથીનાં દોરડાં, ચટાઇઓ, મરી, ઇલાયચી અને કોપરાં વહાણોમાં ભરીને હિંદના બીજા ભાગોમાં લઇ જવામાં આવે છે. ઇલાયચીની વાડીઓ અહિંથી થોડે દુર આવેલી છે. 'એલેપી' શહેરના રસ્તા સુઘડ અને સ્વચ્છ લાગ્યા. હવા પાણી સારાં છે. ગુજરાતી વેપારીઓની ઘણી સંખ્યા કોચીન અને ઉત્તર મલબારમાં છે. તેઓ વેપાર અર્થે અવરનવર અહિં આવતા હોવાથી 'ગોપાળપોતી' નામના મલબારી બ્રાહ્મણની વીશીમાં ગુજરાતીઓને માફક ખોરાક મળી શકે છે. અહિં મ્યુનીસીપાલ છત્રમમાં થોડા દામથી મુસાફરોને ઉતરવાની સારી વ્યવસ્થા છે.

એલેપીથી અગીઆર વાગતાં બોટ ઉપડી. બોટમાં બેઠા પછી બીજા વર્ગમાં પણ અતિશય ગીરદી થવાથી પહેલા વર્ગમાં જગા લીધી. ઉપલા વર્ગનાં ભાડાં વધુ ન લાગ્યાં. દિવસનો વખત હોવાથી હવે કુદરતી લીલા નિહાળવાનો પ્રસંગ ઠીક મળ્યો. એલેપી છોડયા પછી એક રમણીય બેટ પાસે થઇને બોટ પસાર થઇ. આ શિવાય બીજા નાના બેટો, તેની અંદર રહેતા માછીઓનાં ઝુપડાં, આસપાસ લીલાં વૃક્ષોથી ભરેલા સુંદર કીનારા ઉપરનાં છૂટાં છવાયાં ઘર, કુદરતી સૌંદર્યતામાં વધારો કરતાં હતાં. આવી જગાએ મછવો હંકારતી માછીની નિર્દોષ કન્યાઓ મત્સ્યગંધાની યાદ દેવડાવતી હતી.! પ્રસિદ્ધ ચિત્રકાર રાજા રવિવર્મા, ત્રાવણકોરનાં હાલનાં રીજંટના માતુશ્રીના કાકા થતા હતા. તેમણે મત્સ્યગંધા, મહાશ્વેતાકાદંબરી, અને એવાં બીજાં ચિત્રો ત્રાવણકોરની બ્હેનોની સુંદરતા ઉપરથી દોરેલાં હોય એમ લાગે છે. નાયરજાતિની સુંદર બ્હેનોમાં કોઇ કોઇ માથે કેશ વિંટીને બેઠેલી જોતાં કાદંબરીનું ચિત્ર યાદ આવતું હતું!

ઉપરનું મનોહર દ્રશ્ય પસાર કર્યા પછી કોઈ કોઇ જગાએ જ્યાં પહોળી ખાડી આવતી અને કીનારો બહુ દુર રહી જતો ત્યારે સમુદ્રનું સ્વચ્છ જળ અને આજુબાજુનો રમણીય દેખાવ જોતાં ચિત્ત કુદરતની લીલામાં ગરકાવ થઈ જતું! ઉત્તર હિંદના હિમ પ્રદેશમાં જેટલું કાશ્મીર રમણીય છે, તેટલું જ દક્ષિણ હિંદના ગરમ પ્રદેશમાં ત્રાવણકોર છે. હિંદની મુસાફરી કરનાર જો આ બન્ને દેશો જોવા ચુકે તો હિંદની ખરી સૌંદર્યતા તેણે જોઈ જ નથી એમ જ કહી શકાય.

'પાડીરામણ' અને 'તનેરમુખમ' બંદરો પસાર થઇ ગયાં. બપોર પછી 'વાઈકમ' બંદર આવ્યું. અહિં ગામમાં જતાં રસ્તા ઉપર શિવનું મંદિર છે. પહેલાં અસ્પૃશ્યોને આ મંદિરની પાસે થઈને પણ જવાનો હુકમ નહોતો. ૧૯૨૦ માં ત્રાવણકોર મહારાજાએ અસ્પૃશ્યો માટે રસ્તો ખુલ્લો કરાવ્યો છે. અહિંથી થોડા મુસાફરો ચઢયા

તેમાંના કેટલાક ઉત્તમ મલબારના વૈશ્ય ભાઈઓ હતા. બોટ ઉપડયા પછી બધાની વચ્ચે અસ્પૃશ્યતાનો વિષય ચાલ્યો.

મલબારમાં અસ્પૃશ્યાતાના ઘણા સખ્ત રીવાજો છે. કેટલીક અસ્પૃશ્યજાતિને ઉચ્ચ કોમના માણસો પાસે આવવાની પણ મનાઇ હોય છે. નાયડી જાતિના અસ્પૃષ્યે, જો કંઇ પણ ચીજ ઉચ્ચકોમ પાસેથી લેવાની હોય તો પ્રથમ અમુક અંતર સુધી દુર જઈ છૂપાઇ જવું પડે, ઉચ્ચ કહેવાતા ભાઇઓ નાયડીને આપવાનો ખોરાક રસ્તાની એક બાજુએ મુકીને અમુક અંતરે જાય નહિ ત્યાં સુધી નાયડીથી આવીને તે ખોરાક લઇ શકાય નહિ! તેટલા સમયમાં તો તે ખોરાકને કાગડા અને કુતરાં આવીને ખાવા લાગી ગયાં હોય! આવો ત્રાસ અને જુલમ 'सर्वं खल्विदं ब्रह्म' ગણાતા હિંદુ ધર્મમાં છે એવું જાણી કોને ખેદ ન થાય! અમારી સાથે એક તામીલ ગૃહસ્થ હતા. આ ભાઇ અંગ્રેજીમાં પારંગત હતા. તેમની સામે અંગ્રેજીમાં મારાથી ટકી શકાય તેમ નહોતું. તેમનું એમ કહેવું હતું કે જો અસ્પૃશ્યોએ ઉચ્ચકોમ સાથે મળી જવું હોય તો તેમણે ઉચ્ચ કોમમાંજ જન્મવું જોઇતું હતું! મારૂં તો એટલું જ કહેવું હતું કે સુવર્ણને કદાપિ મેલ લાગતો નથી. જો આપણે ઉચ્ચ જ હોઇએ તો કોઇ પણ નિચ વર્ગનો માણસ સ્પર્શ કરી આપણને ભ્રષ્ટ કરી શકે જ નહિ. પણ જો તેમ થવાથી આપણે અભડાઇ જતા હોઇએ તો ખરી તે આપણે જ ખોટું સોનું છીએ. સાચાને કંઇ બાધ નડતોજ નથી.

વાઇકમ બંદર છોડયા પછી 'અરૂકુતી' બંદર આવ્યું. અહિં ત્રાવણકોર રાજ્યની હદ પુરી થઈ. પાંચ વાગે ઇરનાકુલમ આવ્યું.

## કોચીન.

**ઇરનાકુલમ**—એ કોચીન રાજ્યની રાજધાની છે. ઇરનાકુલમ અને કોચીનની વચ્ચે ત્રણ માઇલની પહોળી ખાડી આવેલી છે, સ્ટીમબોટ વારંવાર દોડયાં કરે છે. અહિંનાં હવા પાણી સારાં હોવાથી

કોચીનમાં રહેતા કેટલાક શ્રીમંત વેપારીઓ અહિ રહે છે. રાજ્યની મુખ્ય ઓફીસો અને બીજી સુંદર ઇમારતોને લીધે આ બંદર સુશોભિત લાગે છે. રસ્તાઓ સુઘડ અને સ્વચ્છ લાગ્યા. વેપાર રોજગાર કોચીન જેટલો નથી પણ કોચીનને લઇને કેટલીક જથાબંધ માલની દુકાનો છે. કાળા યાહુદીઓની વસ્તી વધુ છે. અહિંથી જમીન માર્ગે રેલવે ટ્રેઇનથી 'શોરનુર' થઇને ઉત્તર મલબાર જવાય છે. શોરનુર સુધી કોચીન સ્ટેટ રેલવે છે.

**કોચીન** બેટનો ઘેરાવો આશરે પંદરથી વીસ માઇલ જેટલો છે. તેની આસપાસ 'વૉલ ધાટી' અને 'વન્ડ રૂતી' નામના બીજા બે ટાપુઓ છે. કોચીન બંદરમાં મુખ્ય વેપાર કાજૂ, લવીંગ, સુંઠ, મરી, કોપરાં અને કાથીનાં દોરડાંનો છે. તે શિવાય મલબારમાં થતો બીજો તેજાનો પણ અહિંથી દેશાવર ચઢે છે. બંદર ઉપર યુરોપીઅન અને દેશી વેપારીઓની વખારો તથા ઑફીસો છે. ગુજરાતના વેપારીઓ અહિં સારી સંખ્યામાં છે. એકંદરે ત્રણ હજાર જેટલી ગુજરાતીઓની વસ્તી છે. કેટલાક તો કાયમના વતની જેવા થઇ પડયા છે. કોકણસ્થ લોકો બહુ પહેલેથી આવી વસેલા છે. તેમની પાંચ હજાર જેટલી સંખ્યા છે. કોચીનમાં કુલ વસ્તિ ત્રીશ હજાર જેટલી છે.

બ્રીટીશ કોચીન, મટાનચેરી અને જ્યુટાઉન. એવા કોચીનના ત્રણ ભાગ પાડેલા છે. મટાનચેરી અને જ્યુ (યાહુદી) ટાઉન, બન્ને કોચીન સંસ્થાનના તાબામાં છે. મટાનચેરીમાં દેશી લોકોની ઘણી વસ્તી છે, અને જ્યુટાઉનમાં યાહુદીઓ રહે છે.

યાહુદી લોકો બહુ જુના કાળમાં આવી અહિં વસેલા છે. તે ઉપરથી જણાય છે કે હિંદમાં પરદેશીઓનો પગપેસારો સૌથી પ્રથમ કોચીનમાં થયો. ઇ. સ. ૩૭૮ માં મલબારના રાજા 'ઇરાવીવનવારા' એ યાહુદીઓને ત્રાંબાપત્ર ઉપર લેખ લખી આપ્યો, તે દિવસથી તેઓ અહિંના વતની ગણાવા લાગ્યા. અને વેપારરોજગારના સંપૂર્ણ હક મેળવતા થઇ ગયા. કોચીનમાં યાહુદીઓનાં બે સીનેગોગ (દેવળ)

છે: સીનેગોગમાં મોઝીઝની બાઇબલ ( હિબ્રુ ભાષામાં લખેલું યાહુદી ધર્મનું પુસ્તક ) વંચાય છે. પ્રાર્થના વખતે યાહુદીઓ પગમાં પાવડીઓ અને શરીર ઉપર રેશમી વસ્ત્ર પહેરે છે. ગોરા તથા કાળા યાહુદીઓના ભેદ દર્શાવતાં બન્ને દેવળો અલગ અલગ છે. બન્ને જણનો વસવાટ પણ શહેરની જુદી જુદી દિશામાં છે. ગોરા જયુનું સીનોગોગ બહુ પુરાતન છે. તેમાં સુંદર કારીગરીવાળી કીમતી ચીનાઇ તખ્તીઓ જડેલી છે. અસલ પેલેસ્ટાઇન'થી આવી વસેલા ગોરા યાહુદીઓ ઉંચા ગણાય છે !

ઇશ્વરને ત્યાં કદાપિ કાળા ગોરાનો ભેદ હોતોજ નથી. કોઇપણ ધર્મના પેગંબર અથવા મુખ્ય ધર્મગુરૂએ પ્રભુનાં બનાવેલાં પ્રાણિઓમાં ભેદ ગણ્યો નથી અને તેથીજ તેઓ પ્રભુ તુલ્ય મનાય છે. તેમના આદર્શો પ્રમાણે ચાલવું એજ તેમની ખરી પુજા કહેવાય. અને ઇશ્વરની પુજા માટે પણ સૌથી પ્રથમ તેજ પગથીયું હોઇ શકે.

મલબારનો કીનારો ઘીચ ઝાડી અને લીલી પહાડીઓવાળો હોવાથી મચ્છરોનો ઉપદ્રવ વધુ છે. જેને લીધે ઘણીખરી જગાનાં હવાપાણી ખરાબ હોય છે. કોચીનનાં હવાપાણી સારાં નહિ હોવાથી ઘણા લોકો 'આલવાઇ' અને 'ઇરનાકુલમ'માં રહે છે.

**ત્રીચુર.** 'ઈરનાકુલમ' અને શોરનુર' વચ્ચે કોચીન સંસ્થાનની પ્રાચિન રાજધાની ત્રીચુર શહેર આવેલું છે. આ પુરાતન શહેર પરશુરામે વસાવ્યું કહેવાય છે અને તેથી પવિત્ર ધામ મનાય છે. શહેર વચ્ચે વિશ્નુ ભગવાનનું ભવ્ય મંદિર છે, તેમાં પ્રવેશ કરવા માટે ચાર દિશાએ ચાર દ્વાર મુકેલાં છે. નંબુરી બ્રાહ્મણોની દેખરેખ નીચે શહેરમાં એક પાઠશાળા ચાલે છે.

## મલબારની જયોતિ.

ઇરનાકુલમથી ત્રીચુર જતાં ચોથું સ્ટેશન 'અંગેમાલી' આવે છે. અહિંથી છ માઇલ દુર 'આલવાઇ' નદીને કીનારે આવેલા 'કાલડી' ગામે ગયો.

આજથી બારસો વર્ષ પહેલાં આ નિર્જન સ્થાનમાં એક પવિત્ર બ્રાહ્મણ દંપત્તિ રહેતું હતું. તેમને એક પુત્ર હતો. નિવાસ સ્થાનમાં જગદંબા દેવીની રોજ પુજા થતી હતી. પુત્રે એક દિવસે જગદંબાને નૈવેદ ધરાવી દેવીને જમાડવાની હઠ કરી. દેવીએ દર્શન આપ્યાં અને બધું નૈવેદ જમી ગયાં. પ્રસાદ બાકી નહિ રહેવાથી પુત્રે રોવા માંડયું, જેથી દેવીએ સ્તનપાન કરાવ્યું. તેજ દિવસથી પુત્રને જ્ઞાન થઈ આવ્યું. ત્યારપછી એક દિવસ નદીમાં સ્નાન કરતાં મગરના મુખમાં સપડાઈ જતાં બુમ પાડી. જનેતા 'આઇરામ્બલ' દોડી આવ્યાં, અને પુત્રને કહેવા લાગ્યાં કે બેટા જગદંબાને યાદ કર, તે તને બચાવશે. પુત્રને જગદંબાના સ્તનપાનથી જ્ઞાન તો થયુંજ હતું અને તેથી સન્યસ્ત લેવાની ઇચ્છા ઘણી હતી. પરંતુ વાત્સલ્ય પ્રેમને લીધે માતુશ્રી 'આઇરામ્બલ' રજા આપતાં નહોતાં. આ સુયોગ જોઇ શંકરાચાર્યે કહ્યું કે જો તમે મને સન્યસ્ત લેવાની રજા આપો તો મગર મને છોડી દેશે. માતુશ્રીએ કહ્યું કે જો તેમ કરવાથી તું બચી જતો હોય તો ભલે સન્યસ્ત લે. એટલું કહેતાં મગર પાણીમાં ચાલ્યો ગયો અને શંકરાચાર્ય બહાર આવી ભગવાં ધારણ કરી ચાલી નિકળ્યા. તેજ દિવસથી મલબારની આ દિવ્ય જ્યોતીએ સમસ્ત ભારતમાં અદ્દૈત માર્ગનો પ્રકાશ ફેલાવ્યો. કેટલાએ કાળથી ભરતખંડ દિવ્યદેશ તરીકે પ્રસિદ્ધ છે. આવાં ઘણાં સબળ પ્રમાણો તેની સાક્ષી પુરે છે. પણ આવા દિવ્ય દ્રષ્ટિધારી મહાત્માઓના શુદ્ધ આદર્શને વિસારે મુકી મનુષ્ય પ્રાણિઓમાં ભેદ ભાવનાની દ્રષ્ટિ રાખી, અંતર્યામિથી વિમુખ થવાના પંથને ખુલ્લો કરતા જવું એ ઓછું શોચનિય નથી. જે ભગવાન—

" न मृत्युर्न शंका न मेजाति भेदः
पिता नैव मे नैव माता च जन्म ।
न बंधुर्न मित्रं गुरुर्नैव शिष्य
श्चिदानंद रूपः शिवोहं शिवोहम् ॥ "

આવી અભેદ ભાવનામાં નિમગ્ન રહેતા હતા તે ભગવાનની જન્મભૂમિ મલબારમાંજ હિંદુ ધર્મના કલંકરૂપ જાતિ ભેદ અને સ્પર્શા સ્પર્શના કડક નિયમો પાળવામાં ધર્મ મનાય છે!

કાલડીમાં હાલ નાના ગામ જેટલી થોડી વસ્તી છે. 'આલવાઇ' નદીમાં હજી કોઇ કોઇ જગાએ પાણી ઘણું ઉંડું છે. અને તેવી જગાએ મગરની વસ્તી હોય છે. લોકો ઉનાળામાં નાનાં હોડીયાં લઇને નદીમાં ખેલતા રહે છે. જ્યાં છાછરૂં પાણી હોય ત્યાં ન્હાવાની ઠીક સગવડ હોય છે. આ નદીના પાણીમાં એવો ગુણ છે કે તેમાં ગમે તેટલો વખત ન્હાઇએ છતાં શરદી લાગતી નથી. નદીકીનારે શંકરાચાર્ય અને શારદામ્બલ (મંડનમિશ્રની ધર્મપત્નિ–સરસ્વતિ) નું મંદિર છે. બન્ને પ્રતિમાઓ કાંસાની છે. દક્ષિણમાં શ્રૃંગેરી મઠના શંકરાચાર્ય શ્રી ચંદ્રશેખર ભારથી હાલ અહિં આવેલા હતા. જેટલો વખત તેમનો મુકામ રહે છે તેટલા દિવસ રોજ બ્રાહ્મણોને ભોજન અપાય છે. કાલડી ગામ ત્રાવણકોર રાજ્યના તાબાનું છે. મંદિરમાં પુજા અને બીજી વ્યવસ્થાનો હક કર્ણાટકી બ્રાહ્મણોનો ગણાય છે.

## ઉત્તર મલબાર.

ઉત્તર મલબારમાં કાનાનોર, તેલીચરી, કૅલીકટ અને મેંગલોર એ મુખ્ય શહેરો તથા બંદરો છે. કૅલીકટ સૌથી મોટું બંદર હોવાથી વેપારનું મુખ્ય મથક ગણાય છે. કાનાનોરનાં હવાપાણી સારાં છે. મેંગલોર ઍસ. આઇ. રેલ્વેનું છેલ્લું સ્ટેશન છે. આ બંદરેથી રેલ કરતાં ઓછે ભાડે મુંબઇ જવાય છે. અહિંથી ઉત્તરે કર્ણાટકની હદ શરૂ થાય છે. 'શીમોગા' સુધી મોટરસર્વીસ છે.

મલબારમાં 'મલયાલમ' ભાષા બોલાય છે. આ ભાષામાં કેટલાક સંસ્કૃત શબ્દોનું મિશ્રણ છે. એકલું પાણી એમ બોલવું હોય તો 'માત્ર જલમ્' એમ બોલાય છે. મલબારના લોકો દિવસમાં બે ત્રણ વખત સ્નાન કરે છે. સ્ત્રીઓ સ્નાન કરતી વખતે તેલની અંદર કાળાં

મરી અને હળદરનો ભૂકો મેળવી માથામાં ચોળે છે. શરીરે પણ હળદર ચોળે છે.

મલબારમાં માબાપની મિલ્કતનો ખરો વારસ પુત્ર નહિ પણ ભાણેજ ગણાય છે. આ રિવાજો મોપલાઓમાં પણ દાખલ થયા હતા, તે હવે ધીરે ધીરે ઓછા થયા છે.

બ્રાહ્મણ પરણેત સ્ત્રી સિવાય બીજી અન્ય જાતિની સ્ત્રી સાથે સંબંધ જોડી શકે છે. જેને માટે જ્ઞાતિનો પ્રતિબંધ હોતો નથી, તેમ પરણેત સ્ત્રી પણ વાંધો ઉઠાવી શકતી નથી. કારણ ઉપલગ્નનો સંબંધ ધરાવનાર સ્ત્રી પતિને ત્યાં ન રહેતાં પોતાના બાપને ત્યાં રહે છે. આ સ્ત્રીને પુત્ર થાય તે મામાના વારસાનો હકદાર ગણાય છે. કોઇ કોઇ બ્રાહ્મણો નાયરજાતિની કન્યાઓ સાથે લગ્ન કરે છે. જેને માટે નાયર જાતિ પણ વાંધો લેતી નથી. કેટલીક જાતોમાં એક સ્ત્રી પાંચ પુરૂષ કરી શકે છે પણ તે પાંચે પુરૂષ એક જ માબાપનાં સંતાન હોવાં જોઇએ. આવા લોકોનું એવું કહેવું છે કે પૂર્વે પાંચાળીને પાંચ પતિ હતા તેથી તેમાં દોષ ન હોય. પાંચ ભાઇ વચ્ચે એક પત્નિ હોય ત્યાં પાંચે પુરૂષ સાથે ન રહેતાં અમુક માસની મુદત પ્રમાણે સ્ત્રી સાથે રહે છે.

ઉત્તર મલબારમાં નંબુરી બ્રાહ્મણોની ઘણી વસ્તી છે. જેમનામાંના કેટલાકને પુષ્કળ જમીન હોવાથી ગુજરાનની ફીકર હોતી નથી. તેઓ ઘણો વખત કર્મકાંડમાં ગાળે છે. કોઇ કોઇ તો એવા કર્મકાંડી હોય છે કે સંધ્યાસમય સુધી યજ્ઞાદિ ક્રિયા કરતાજ રહે છે. જો ક્રિયા પૂરી થતા પહેલાં સૂર્યાસ્ત થઇ જાય તો પછી ભોજન લેતા નથી. શુદ્ર જાતિની સ્ત્રીઓ આવા નંબુરી બ્રાહ્મણો અને નાયર લોકોને ત્યાં સેવાચાકરી કરી ગુજરાન ચલાવે છે. જંગલમાં રહેતી આવી જાતિની સ્ત્રીઓ માત્ર કમરે કપડું વીંટી શરીરનો બીજો ભાગ ખુલ્લો રાખે છે.

અહિંની નાયર જાતિમાં પણ ઘણા જમીનદાર હોય છે. આ લોકોનાં મકાન જોવા લાયક છે. એક વિશાળ જગાની અંદર મોટું

મકાન બાંધી તેને ફરતી રિવાલ બનાવે છે. મકાનની અંદર બેસવાના, સુવાના, જમવાના, કામકાજ કરવાના, એવા જુદા જુદા મોટા ઓરડા બાંધેલા હોય છે. આવાં મકાનો ખાસ કરીને ગામડાંઓમાં હોય છે. આ જમીનદારની સ્ત્રીઓ ભાગ્યેજ બહાર નિકળે છે.

## નીલગીરી

કાલડીથી ' ત્રીચુર ' થઇ શોરનુર આવ્યો. અહિંથી વાંકવાળો ચઢાવ પસાર કરતી ગાડી ' પોદનુર ' જંકશને આવી. પોદનુરથી એક ફાંટો મેટુપલીઅમ જાય છે. મેટુપલીઅમ જતાં પહેલું સ્ટેશન કોઇમ્બતુર આવે છે.

રેલવે સ્ટેશનની પાસે આવેલી કૃષ્ણભુવન હૉટલમાં ઉતારો કર્યો. રસોઇ કરનારની સ્વચ્છતા અને ભોજનપાત્ર સ્વચ્છ હોય તો ભોજન સંતોષથી લઇ શકાય છે. આ હૉટેલમાં રાંધવા પીરસવાનાં સ્વચ્છ વાસણો અને પીરસનારના અંગ ઉપરનાં વસ્ત્રોની સુઘડતા હૉટેલની નિર્મળતા જાહેર કરતાં હતાં. હિંદના બીજા ભાગો કરતાં મલબાર અને તામીલ દેશના લોકો સામાન્ય રીતે ન્હાવા ધોવાની સ્વચ્છતા સારી જાળવતા જોવામાં આવે છે પણ હૉટેલો અને એવાં બીજાં સ્થળો ભાગ્યેજ સ્વચ્છ જોવામાં આવે છે. ઉપર્યુક્ત હૉટેલની સ્વચ્છતા અપવાદ રૂપી લાગી. આ હૉટેલની અંદરનું સ્નાનગૃહ રસોડું વગેરે સ્વચ્છ જોવામાં આવ્યાં.

આપણાં શહેરોની અંદર ભપકાબંધ હૉટેલોના નોકરોનાં ગંદાં કપડાં અને ટેબલ સાફ કરવા માટે તેમના હાથમાં રહેતા કપડાના ગંધાતા કુચા, તથા બેકાળજીથી ધોવાતા પ્યાલા રકાબીઓ, હૉટેલની મલીનતા દર્શાવે છે. મુસાફરો માટે વિશીઓ અને હૉટેલો જન સમાજની તંદુરસ્તીને નુકશાન ન કરે તેવી હોવી જોઇએ. સમાજના આગેવાનોએ સુખાકારીના નિયમોને જેઓ સંપૂર્ણપણે પાળી શકે તેવા લોકોનેજ હૉટેલ કે વિશીનો ધંધો કરવા દેવાની છૂટ આપવી જોઈએ. લોકહિત માટે ઉપસ્થિત થયેલા મહાજનથી આ જવાબ-

દારી કેમ ભૂલાય ? દુધ ઘી એવા ખાદ્ય પદાર્થો અસ્વચ્છ જગા અને મેલાં પાત્રોમાં ખુલ્લાં રાખી વેચનારાઓ સમાજની આરોગ્યતાને જે નુકશાન પહોંચાડે છે, તેને અટકાવવા માટે અહિંસા ધર્મનો દાવો કરનાર મહાજનની ફરજ નથી ? ઝીણી દ્રષ્ટિથી વિચારી જોઇશું તો જણાઈ આવશે કે જેને આપણે અહિંસા ગણીએ છીએ તેજ હિંસા છે અને જેને હીંસા સમજીએ છીએ તેમાંજ કેટલીક વખતે ખરી અહિંસા સમાયેલી હોય છે.

તામીલ અને મલબારની સરહદ ઉપર આવેલા કોઈમ્બતુર શહેરનાં હવા પાણી બેંગલોર જેવાં લાગ્યાં. અહિં ગરમીની મોસમમાં પણ સવાર સાંજ ઠંડી રહે છે. અહિંનાં પાન મહારાષ્ટ્ર અને ગુજરાતમાં બહુ જાય છે. સેલમના હાથ વણાટનું રેશમી કાપડ અહિં ઘણું ખપે છે. ખાદી વસ્ત્રાલયની પણ એક શાખા છે.

**તામીલ ખાદીકેન્દ્ર.** કોઈમ્બતુર અને સેલમની વચ્ચે, તામીલ નાડ (પ્રાંત) ની ખાદીનું કેન્દ્ર સ્થળ 'તિરૂપુર' આવેલું છે. તામીલનાડના આ ભાગમાં કપાસનો પાક સારો થાય છે. તીરૂપુરની આસપાસનાં ગામડાંમાં થતુ હાથ કંતામણુ અને હાથ વણાટ જોવાની જરૂર છે. અહિંની શુદ્ધ ખાદી હિંદના બીજા દેશો કરતાં સસ્તી વેચાય છે.

**નિલગીરી.** દક્ષિણ હિંદમાં નીલગીરી પ્રદેશ બહુ રમણીય છે. તેનું મુખ્ય સ્થળ 'ઉટાકામંડ' છે. મદ્રાસથી હંમેશાં ઉટાકામંડ મેલ ઉપડે છે. મેટુપલીઅમ જંકશનથી નાના માપની 'નીલગીરી માઉન્ટન રેલવે' જોડાય છે. આ ૨૯ માઈલની લાઇનમાં મુસાફરીના ભાડાના તથા લગેજ પારસલના દર થોડા વધારે છે, પણ સીમલા અને દાર્જીલીંગ રેલવે જેટલા ભારે નથી.

મેટુપલીઅમથી ત્રણ ચાર માઇલ ગયા પછી પહાડનો ચઢાવ શરૂ થયો. 'કલાર' અને 'ઍડરલી' સ્ટેશન છોડયા પછી 'હીલગ્રોવ' સ્ટેશન આવ્યું. અહિં પહાડી મેવા—કુરંગફલમ, તુન્ક

ફ્લમ, રામફ્લમ, ઇત્યાદિ લીલાં ફળો વેચાય છે. પરદેશીઓના આવ્યા પછી ફળોનાં નામ પણ અંગ્રેજી રાખવામાં આવ્યાં છે! તુન્ડફલને ' મંકીફ્રુટ ' કહે છે! હવે ટ્રેઈન વાંકી ચુકી થતી પહાડ ઉપર ચઢવા લાગી. ચઢાવને લીધે ધીમી ગતિ થઈ જવાથી કદાચ ગાડી લપસી જાઇ અકસ્માતમાં સપડાય નહિ માટે બે પાટાની વચ્ચે ખાંચા પાડેલો એક પાટો નાખેલો છે. જેથી બ્રેક બાંધતાંજ ખાંચા-વાળા પાટામાં લોખંડની કલીપો ભરાઇ જવાથી ગાડી એકદમ અટકીને ઉભી રહે છે. ત્રીજા વર્ગના ચાર પાંચ ડબ્બા લગાડવામાં આવે છે. પહેલા વર્ગનો બે ખાનાંવાળો એકજ ડબ્બો લગાડવામાં આવે છે, બીજો વર્ગ છેજ નહિ. હીલગ્રોવ સ્ટેશન પછી કેટલીક ટનેલમાં થઇને ટ્રેઇન જવા લાગી. રેલવે સડકની આજુબાજુ કુદરતી સુંદર ફુલોનાં અસંખ્ય ઝાડો આવવા લાગ્યાં, કોઈ ઠેકાણે નીચે ખીણમાં વહેતાં ઝરણોનો ધુધવાટ અને એક બાજુ ઉંચા પહાડ ઉપરથી પડતો સુંદર ધોધનો અવાજ દીલને આનંદ આપતાં હતાં. ગોળાકાર ફરતી ટ્રેઇન ઉંચે ગયા પછી પહાડ નિચેનાં બહુ દુરનાં મેદાનો દેખાવા લાગ્યાં! ચીડ અને યુકેલીપ્ટસનાં ઝાડોમાંથી આરોગ્ય ને ફાયદો કરે તેવી સુવાસ આવતી હતી. ચીડનાં વૃક્ષોમાંથી ઑક્સી-જન ( પ્રાણવાયુ ) નીકળતો હોવાથી તેની હવા ક્ષયના દર્દીને બહુ લાભદાયક નિવડે છે. યુકેલીપ્ટસની હવા શરદીથી બગડેલા મગજ વાળાને અને મેલેરીઆ તાવવાળાઓને તાજગી બક્ષે છે.

નિલગીરીમાં તૈયાર થતું યુકેલેપ્ટસ તેલ ચોખ્ખું અને સસ્તું મળે છે. આ શિવાય અહિં બીજી વનસ્પતિ અને જુદી જુદી જાત-નાં ફળો થાય છે.

' રૂનીમેડ ' અને ' કટેરીરોડ ' પછી ' કુનુર ' સ્ટેશન આવ્યું. કુનુરમાં હડકાયા કુતરાના કરડ માટે પેસ્ચ્યુનર ઇન્સ્ટીટયુ છે. પશ્ચિમ દેશના પેસ્ચ્યુર નામના ગૃહસ્થની સખાવતથી આવી સંસ્થા-ઓ દુનિયાના ઘણા દેશોમાં સ્થપાયેલી છે. આ સંસ્થા રેલવે સ્ટેશનથી

દોઢ માઇલ દુર છે. કુનુરમાં મુસાફરો માટે રીફ્રેશમેન્ટ રૂમ છે. ૭ હજાર ફુટની ઉંચાઇએ આ સ્થાન ચીડ અને યુકેલીપ્ટસના વૃક્ષોથી ભરપુર કુદરતી બગીચાની વચ્ચે આવેલું હોવાથી અહિંના હવાપાણી ઘણાં સારાં છે. કુનુર પછી વેલીંગ્ટન સ્ટેશન આવ્યું. અહિં ગોરા લશ્કરનો કેમ્પ છે. વેલીંગ્ટન પછી આરાવાકાન્ડુ, કેટી, લવડેલ અને ફર્નહીલ આવતા સુધીમાં ચ્હાના બગીચા દેખાવા લાગ્યા. કોઇ કોઇ જગાએ ચ્હાના છોડને ઉછેરવા માટે નર્સરી હાઉસ બનાવેલાં જોવામાં આવતાં હતાં. અહિંથી ઘણે દુર સુધી પહાડોમાં ચ્હાના બગીચાઓ છે.

૭૩૦૦ ફુટની ઉંચાઇએ છેલ્લું સ્ટેશન 'ઉટાકામંડ' આવ્યું. આ સ્ટેશન પાસે કુદરતી સુંદર તળાવ આવેલું હોવાથી દેખાવ ઘણો રળીયામણો લાગે છે. ગરમીમાં ઘણા લોકો હવા ફેર માટે અહિં આવતા હોવાથી હૉટેલો ભરાઈ જાય છે. દક્ષિણના લોકોની કરકસરને લીધે હૉટેલમાં રહેવા તથા જમવાના દર બીજાં હવા ખાવાનાં પહાડી સ્થળો કરતાં ઓછા છે. યુરોપીઅન હૉટેલોમાં વધુ દામથી રહેવા ઇચ્છે તેને વધુ સગવડ મળી શકે છે.

ઉટાકામંડને 'ઉટી' પણ કહે છે. ચારે તરફ લીલા મનોહર પહાડોની વચ્ચે આવેલા કુદરતી મેદાનમાં ઉટી વસેલું છે. શહેર વચ્ચે એક ઉંચી ટેકરી છે. આ હીલ ઉપર સરકારી ખાતાની ઑફીસો છે. પોસ્ટ ઑફીસ, કચેરી તથા ખ્રિસ્તિ દેવળનો દેખાવ બહુ સુંદર લાગે છે. 'કમરશીઅલ રોડ' સુઘડ અને દેખાવડો છે. આ રસ્તે કેટલાક સીંધી વેપારીઓની દુકાનો છે. અહિંનો ગવર્નમેન્ટ ગાર્ડન તેની સુંદરતા માટે પ્રસિદ્ધ છે. આવો બગીચો બીજે જોવામાં આવતો નથી. નીલગીરી ખુદ કુદરતી બગીચોજ છે! નીલગીરીની મુસાફરી એટલે ફુલોના બગીચાની મુસાફરી. નૈનીતાલ, મસુરી અને સીમલાનાં પહાડી દ્રશ્યો સુંદર છે ખરાં પણ નીલગીરીની સુંદરતા સર્વથી ચઢી જાય તેવી છે. લંકાથી




કુનુર સ્ટેશન (નીલગિરિ)

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

અહિં સુધીના પ્રવાસમાં લંકા, ત્રાવણકોર અને નીલગીરીનાં દશ્યો કદી ભૂલી શકાય નહિ તેવાં છે.

## કર્ણાટક-બેંગલોર અને મૈસુર.

નીલગીરીથી મદ્રાસમેલમાં બેંગલોર જવાનું હતું. સાઉથ ઈન્ડીઅન રેલવેનું હેડકવાર્ટર પોદનુર જંકશન આવતાં સંધ્યાકાળ થઈ. પોદનુર પછી સેલમ આવ્યું. આ જંકશનથી સેલમ શહેર જવાની ગાડી બદલાય છે. સેલમ રેશમી કાપડના વણાટ માટે પસિદ્ધ છે. અહિં પાનનો વેપાર ધમધોકાર ચાલે છે. અહિંનાં પાન ખાસ કરીને ગુજરાત અને કાઠીયાવાડમાં બહુ જાય છે. સેલમ પછી 'ઇરોડ' જંકશન આવ્યું. ઇરોડથી એસ. આઇ. રેલવેની મીટરગેજ લાઇનમાં ત્રીચીનોપોલી જવાય છે. ઇરોડ પછી ઝલારપેટ, કાટપડી અને આરકોનમ સુધી એસ આઇ રેલવે વિસ્તરેલી છે. કાટપડીથી વિલુપુરમ જવાની શાખા નીકળેલી છે.

આરકોનમ જંકશનથી બ્રૅન્ચ લાઇનમાં રેણુગુંટા થઇને 'તીરૂપદી' જવાય છે. બાલાજીની યાત્રા માટે તીરૂપદી સ્ટેશને ઉતરવું પડે છે. અહિંથી દોઢ માઇલને રસ્તે એક ડુંગર ઉપર બાલાજીનું મંદિર છે. તીરૂપદીથી સાત માઇલ ઉપર ચંદ્રગીરી દેશી રાજ્ય છે. અહિંના રાજાએ ઇસ્ટ ઇન્ડીયા કંપનીને મદ્રાસમાં જગા આપી હતી. એ વખતે ચંદ્રગીરીના તાબામાં દક્ષિણનો ઘણો પ્રદેશ હતો. આરકોનમ પછી મદ્રાસ આવે છે.

બેંગલોર જવા માટે તો ઝલારપેટથી ગાડી બદલવી પડે છે. અહિંથી મદ્રાસ સધર્ન મરાઠા રેલવેમાં બેંગલોર સીટી સ્ટેશને ઉતરી શહેરમાં ગયો. સીટીથી ત્રણ માઇલ ઉપર બેંગલોર કેન્ટોન્મેટ છે.

**બેંગલોર સીટી**—એ મૈસુર રાજ્યનો મુખ્ય મહાલ છે. વસ્તી એકંદરે પોણાબે લાખની છે. શહેરની પૂર્વ દિશાએ હૈદરઅલીએ બંધાવેલા

કિલ્લાનો થોડો ભાગ સલામત છે. આ જગાએ ઇ. સ. ૧૭૯૧ માં અંગ્રેજો અને ટીપુ સુલતાનને લડાઇ થઇ તેની નિશાની તરીકે કિલ્લાના ઉત્તર તરફના બુરજ ઉપર એક તખ્તી બેસાડેલી છે. અહિંથી ૦॥ માઇલના રસ્તે લાલબાગ જવાય છે. આ બાગનો ઘેરાવો એક માઇલ જેટલો છે, તેમાં વર્ષમાં બે વખત ફુલઝાડનું પ્રદર્શન ભરાય છે.

ઇ. સ. ૧૫૨૧ થી ૧૫૬૯ માં બેંગલોર શહેરના વસવાટ વખતે 'મગાડી' ગામના રહીશ, કેમ્પેગોડા નામના પ્રખ્યાત માણસે શહેરને ભવિષ્યમાં વધવાની હદનું અનુમાન કરીને, ચારે દિશામાં ચાર ટાવર બાંધ્યા હતા, તેમાંનો હાલ માત્ર એકજ ટાવર લાલબાગની પાસે હયાત છે. ૩૪૦૦ ફુટની ઉંચાઇએ વસેલા બેંગલોરનાં હવા પાણી સારાં હોવાથી ગરમીની મોસમમાં લોકો હવાફેર માટે આવે છે. ગરમ રૂતુમાં સવાર સાંજ ઠંડી હવા આવ્યાં કરે છે.

બેંગલોરથી એમ એન્ડ એસ એમ રેલવે (મીટરગેજ)ની મેઇન લાઇન પુના સુધી વિસ્તરેલી છે. તેની એક શાખા અહીંથી ગુંટાકલ જાય છે. મૈસુર રેલવે પણ અહિંથીજ જોડાય છે:

વેપાર રોજગારમાં મૈસુર કરતાં બેંગલોર વધુ આબાદ છે. સીંધી, ગુજરાતી અને મારવાડી વેપારીઓની ઠીક વસ્તી છે. અહિંનું સીલ્ક વસ્તર ( રેશમી અંગવસ્ત્ર ) સાડીઓ તથા પંચી (ધોતીયાં) વખણાય છે. પણ તે બધાં વિલાયતી સુતરમાંથી બનાવવામાં આવે છે. ખાદી વસ્ત્રાલયમાં હાથે કાંતીને વણેલ શુદ્ધ કાપડ મળી શકે છે.

દક્ષિણ હિંદના લોકો સાદું જીવન ગુજારનાર હોય છે. લગ્નપ્રસંગે ગુજરાતની જેમ વિલાયતી વાજાં અને કીમતી પોષાક વગેરેમાં અઢળક ખર્ચ કરવાના રીવાજ નથી છતાં શ્રીમંત લોકો રામજણીઓના નાચમાં ઘણો પૈસો ખરચે છે! લગ્નોમાં જેટલું આપણે ત્યાં અઘટીત ખર્ચ જોવામાં આવે છે તેવું બીજે ભાગ્યે જ હશે. નાનાં શહેરો અને કસ્બાઓમાં લગ્નના દિવસોમાં દુધ, શાક, ઘી એવી ચીજો મોંઘી થઈ જવાથી ગરીબોને પોતાનાં છોકરાંઓ માટે તેની ચીજોના ઉપવાસ કરાવવા પડે છે!

બેંગલોરમાં પાઇને 'કાસ' કહે છે. ઘણીખરી ચીજોના ભાવ 'કાસ' ઉપર થાય છે શાકભાજીતથા અહીં થતો મેવો—નારંગી, દ્રાક્ષ તથા કેળાં ઇત્યાદી સસ્તાં મળે છે. "પાઇના સોદામાં શું કમાવાય ?" એવું કહીને બીજા શહેરોના વેપારીઓ થોડો સોદો કરાવનાર ગ્રાહકને દાદ દેતા નથી ! ગરીબોની સાથે પાઇ પાઇનો સોદો કરવો એ ખરા વેપારીનું લક્ષણ છે. આ વખતે સિંધ અને પંજાબ દેશના લોકો ના રીવાજ મને યાદ આવે છે. બલુચિસ્તાનમાં સિંધી અને પંજાબી ભાઇઓની મુખ્ય વસ્તી છે. તેઓ થોડું થોડું અનાજ બજારમાંથી લાવીને ખાય છે. અનાજના વેપારીઓ મીઠાઇની જેમ અનાજ પણ ૦। શેર કે ૦॥ શેર જેટલું જોઇએ તેટલું ગ્રાહકને તોળીને આપતા હોવાથી ગરીબોને સારી સગવડ મળે છે. આપણે ત્યાં શ્રીમંતો અને મધ્યમ વર્ગના લોકો સામટું અનાજ ખરીદી લેતા હોવાથી ગરીબો માટે અનાજ મોઘું વેચાય છે.

કર્ણાટકમાં કુંવારી કન્યા અને સાધવી સ્ત્રીને સુમંગલી કહે છે. તેઓ સ્નાન કરતી વખતે મ્હોડે અને પગે હળદરનું પાણી ચોપડી તેને ખુબસુરતી માને છે. બહાર નિકળતાં કમરે પટા જેવા કંદોરા પહેરે છે. શ્રીમંત વર્ગની સ્ત્રીઓ સોનાના કંદોરા પહેરે છે.

**નંદીદુર્ગ.** બેંગલોરથી 'બાઉરીંગપેટ' બ્રન્ચ લાઇનમાં ચીક-બાલાપુર અથવા નંદી સ્ટેશનથી નંદીહીલ જવાય છે. મૈસુર રાજ્યમાં આ એક ઉત્તમ સ્થળ છે ઉનાળામાં અહિં ઠીક માણસો એકઠા થાય છે. નંદી હીલના કીલ્લાની દીવાલો હૈદર અને ટીપુના વખતમાં બંધાવેલી છે. ટીપુ સુલતાને અંગ્રેજો સાથે લડતાં આ ગઢ ઉપર હાર ખાધી હતી. ટેકરી ઉપરનાં સુંદર ઝાડો પાછળથી વાવેલાં છે. મેલેરી-આની દુષિત હવાનો નાશ કરનાર યુકેલેપ્ટસનાં ઝાડો ઘણાં છે. ટોચ ઉપર યોગ નંદીશ્વરનું મંદીર છે. તે ઉપરથી આ ગઢનું નામ નંદીદુર્ગ રાખેલું છે. દરિયાની સપાટીથી ૪૮૫૦ ફુટ ઉંચે આવેલા આ સુંદર દુર્ગ ઉપર ઉનાળામાં ગરમી લાગતી નથી. હવા ઠંડી અને તંદુરસ્ત છે. કર્ણાટકને આ કુદરતી બક્ષિસ છે.

**કોલારની સોનાની ખાણોઃ**—બેંગલોરથી ' બાઉરીંગપેટ ' જતાં હૈદરની જન્મભૂમિ ' કોલાર ' આવે છે. અહિં સોનાની ત્રણ મોટી ખાણો છે, જેમાંની ચેમ્પીઅન રીફ્સ સૌ કરતાં મોટી અને ઉંડી છે. દરેક સો ફુટની ઉંડાઇએ હરવા ફરવા માટે સપાટી બનાવી રાખી છે. બીજી ખાણ ' મેરીકોપમ ' નામની છે. આ બન્ને ખાણો પરદેશી કંપનીઓની વ્યવસ્થા નીચે છે. ત્રીજી ' ઉરીગામા ' મૈસુર રાજ્ય તરફથી ચાલે છે. પરદેશી કંપનીઓને અમુક વર્ષને પેટે મૈસુર રાજ્યે કામ સોંપેલું છે. તેઓ નફામાંથી ૭૫ ટકા કાપી બાકીના ૨૫ ટકા મૈસુર રાજ્યને આપે છે. ઉપરની પહેલી કંપની સૌ કરતાં વધુ નફો કરે છે. ખાણો જોવા જવા માટે રૂ. ૧૦ ડીપોઝીટ મુકવા પડે છે. ખાણમાં અકસ્માત થવાનો સંભવ હોવાથી ડીપોઝીટની સાથે રીસ્ક નોટ ફોર્મ પણ ભરી દેવું પડે છે.

આ ખાણોમાં એક જાતના પીળા પત્થરની અંદર સોના જેવા રજકણો હોય છે. આવા રજકણોવાળા પત્થરોને એક મોટા યંત્રમાં નાખી તેનો રસ બનાવી, પારાથી ભરેલા જસતના વાસણમાં તેને રેડે છે. પારામાં એવો ગુણ છે કે તે સોનાને ઝટ ગ્રહણ કરે છે. નાખેલો રસ સુકાઇ ગવા પછી પારાને વળગી રહેલું સોનું હોય તેને પાછું ભઠ્ઠીમાં નાખી બાષ્પ રૂપે પારાને ઉડાવી દે છે અને છેવટે એકલું ચોખ્ખું સોનું રહી જાય છે. આ કામ માટે હજારો માણસો કામે લાગેલા છે. કાવેરી નદીના ધોધમાંથી વીજળી ઉત્પન્ન કરી તેના બળ વડે આ ખાણોમાં પત્થરો ખોદવાનું કામ થાય છે. શ્રીરંગપટમ અને મૈસુરની આસપાસના ડુંગરોમાંથી પણ ચાંદીનાં રજકણોવાળા પત્થરો જડે છે.

કર્ણાટકની રાજધાની મૈસુર જવા માટે બેંગલોરથી રાત્રે ૧૧ વાગે ઉપડતી ટ્રેનમાં રવાના થયો, પરોઢીયું થતાં ચામુંડા હીલ ઉપરની વિજળીનો પ્રકાશ દેખાવા લાગ્યો. શહેરની દક્ષિણ દિશામાં એક નાનો ડુંગર છે તેના ઉપર ચામુંડા દેવીનું મંદિર છે. ડુંગર ઉપર ચઢવા

આટે સુંદર રસ્તા બાંધેલા છે. આખે રસ્તે વિજળીના દીવા રાખેલા હોવાથી દુરથી દીપમાળ જેવો દેખાવ લાગે છે. રેલવે સ્ટેશનથી શહેરમાં જવાના રસ્તા ઉપર બન્ને બાજુએ થોડા થોડા અંતરે વિજળીની બત્તીઓ રાખેલી છે. દરેક બત્તી ઉપર કાચના સુંદર સફેદ મોટા ગોળા ઢાંકેલા હોવાથી રસ્તો સુશોભિત લાગે છે. હિંદુસ્તાનનાં બીજાં શહેરોમાં રસ્તાઓ ઉપર વિજળીની આવી સુંદર બત્તીઓ નથી.

રેલવે સ્ટેશન પાસે સ્વચ્છ અને સગવડવાળી 'મૉડર્ન હિંદુ હૉટેલ'માં મુકામ કર્યો. શહેરના મધ્ય ભાગમાં એક ફુવારો છે. દક્ષિણે કર્ઝન પાર્ક નામનો સુશોભિત રસ્તો છે. રાજમહેલના ઘુમટ ઉપરની લાલ અને સફેદ કાચની બત્તી—મહારાજા શહેરમાં છે કે બહાર તે સુચવે છે. ઘુમટ ઉપર સૂવર્ણનો સુંદર વાવટો છે. ઝુગાર્ડન, ચામુંડા હીલ, જગમોહન પૅલેસ, કૃષ્ણરાજ હૉસ્પીટલ, હાઈસ્કૂલ, સાર્વજનિક પુસ્તકાલય અને મહારાજા સંસ્કૃત પાઠશાળા, એ સ્થળો જોવા લાયક છે. દુનિયામાં સૌથી નાની જાતનાં વાંદરાં જેને અંગ્રેજીમાં પૉકેટમંકી કહે છે તે 'ઝુ' ગાર્ડનમાં છે. અહિંની ગવર્નમેન્ટ સોપ ફેકટરી (સાબુનું કારખાનું) પણ જોવા લાયક છે.

મૈસુરના જંગલોમાં હાથીની ઘણી વસ્તી છે. વાઘ રીંછ અને ચીત્તા પણ ઘણા છે. પહાડીઓમાં ચંદનનાં વૃક્ષોની ઘણી ઉત્પત્તિ છે. અસલના વખતમાં તો એટલા બધા પ્રમાણમાં ઉગતાં કે પર્વત ઉપર રસ્તે ચાલતાં પણ ચંદનવૃક્ષજ નજરે પડતાં, આવી અતિ ઉત્પત્તિથી તે વખતમાં મલય પર્વત ઉપર રહેતા અનાર્ય લોકો કીમતી ચંદનકાષ્ટનો ઉપયોગ બળતણ તરીકેજ કરતા હતા.

મૈસુર રાજ્યમાં હાલ ખાદીપ્રવૃતિ ઠીક ચાલે છે. મહારાજા કૃષ્ણ રાજેન્દ્ર વડીઆર બહાદુર પોતે હાથે કાતે છે. દીન પ્રતિદીન આ શુભ પ્રવૃતિ વધવા સંભવ છે.

પુરાતન વખતમાં મૈસુર, એ મહિષાસુર રાક્ષસની રાજધાની હતું. મહાભારતમાં જનમેજયે જે સર્પસત્ર કર્યો તે પણ અહિઆંજ થયો

હતો એમ કહેવાય છે. કર્ણાટકમાં આજ દીન સુધી હૈદર અને ટીપુ શિવાય તમામ હિંદુ રાજાઓ રાજ્ય કરતા આવ્યા છે.

આ તરફ લોકો વેપાર કરતાં નોકરીમાં વધુ જોડાયેલા છે. અંગ્રેજી ભાષાનો અભ્યાસ જેમ જેમ વધતો જાય છે તેમ તેમ નોકરી વધતી જાય છે. દક્ષિણમાં સ્કૂલ ફાઇનલ અને મેટ્રીક થયેલા ભાઇ આઠ કે દસ રૂપીઆમાં હોટેલમાં રસોઇની નોકરી કરતા જોવામાં આવે છે.

સંસારનો મુખ્ય આધાર લગ્ન ઉપર છે તેવા મહત્વના લગ્નને જેમ આપણે વેપારનું એક સાદું ગણી લગ્નગ્રંથીમાં જોડાઇએ છીએ તેમ કેળવણી જે સ્વતંત્રાની દેવી હોઇ ચારિત્ર્યનું બંધારણ છે, તેને પણ માત્ર નોકરીનું સાધન ગણી ગ્રહણ કરીએ છીએ! આવી કેળ-વણીથી જીવનમાં નિષ્ફળતા વિના બીજું શું મળે?

જે શિક્ષણ સ્વાશ્રયી થતાં ન શીખવે તેને શિક્ષણ કેમ કહી શકાય? એક અભણ ખેડુતને 'હળ' એ અક્ષરો વાંચતાં કે લખતાં આવડતા નથી હોતા, છતાં તે હળની દરેક ક્રિયા જાણતો હોય છે, અને તે વડે જમીન ખેડી તેમાંથી પોતાના કુટુંબનું ગુજરાન નિભાવે છે. જ્યારે 'હળ'નું આખું પુસ્તક હું વાંચી શકુ છું પણ મને જમીનના ગુણ દોષની ખબર નથી. હળ વડે જમીન ખેડી તેમાંથી ગુજરાન નિભાવવાનું હું જાણતો નથી, તો હું ભણેલો છું એમ શી રીતે કહી શકાય? ખરો ભણેલો ઉપરનો ખેડુત છે પણ ખેદ થવા જેવું એ છે કે કવિવર ટાગોરના કથન મુજબ આ કળીયુગ=યંત્રયુગમાં નિર્દોષ ઉદ્યમી ખેડુતનેજ બેકારીનો પ્રસંગ હિંદ જેવા ખેતીવાડીનાં દેશમાં પ્રાપ્ત થયો છે!

**કૃષ્ણરાજ સાગર**—મૈસુર રાજ્યના કુશળ એંજીનીઅરની સુક્ષ્મ બુદ્ધિથી બાંધેલું 'કૃષ્ણરાજ સાગર' ૧૫૦ ફુટ ઉંચી વિસ્તર્ણ જગા ઉપર છે. દુષ્કાળના સમયમાં આ સરોવરમાંથી નહેર વાટે ખેતરોમાં પાણી પહોંચાડવામાં આવે છે. આ સરોવર જેટલું

ઉપયોગી છે તેટલુંજ સુંદર છે. મૈસુરની મુસાફરીમાં 'કૃષ્ણુરાજ સાગર' નું અવલોકન જરૂરનું છે.

## ગોમતેશ્વર

મૈસુરથી 'આરસીકર' જતાં વચ્ચે આવતાં 'મંડીગીરી' સ્ટેશનથી સાત માઈલ દુર હિંદુસ્તાનનું પ્રસિદ્ધ જૈન તિર્થક્ષેત્ર શ્રમણ બેળગુળ આવેલું છે. અહિંચંદ્રગીરી અને ઇંદ્રગીરી નામની બે ટેકરીઓ સામ સામે ઉભી છે. ઈંદ્રગીરીના શિખ્ખરમાંથી કોરી કાઢેલી શ્રી ગોમતેશ્વરની ૬૨ ફુટ ઉંચી પ્રતિમા છે. તેની નજદીક જઇ ઉભા રહેતાં તેના ઢીંચણુ સુધી પહોચી શકાતું નથી. આવી પ્રચંડ ઉંચી પ્રતિમા હિંદમાં બીજે કોઈ ઠેકાણે જોવામાં આવતી નથી. હિંદની પ્રાચીન શિલ્પ કળાનો નમુનો દર્શાવતી એક હજાર વર્ષ કરતાં વધારે વખતની જુની આ નગ્ન મૂર્તિ મનુષ્યના વિકારો ને હણી લેતી હોય તેવી લાગે છે.

ગોમતેશ્વર વિષે એવી કથા છે કે પહેલા તિર્થંકર ઋષભદેવે (આદીનાથ) દીક્ષા લીધા પછી તેમના પુત્રો રાજ્ય ગાદી માટે અરસપરસ લડવા લાગ્યા. મોટો પુત્ર ભરત ગાદીનો વારસ હતો પણુ નાના પુત્ર બાહુબલીએ ભરતને હરાવી ગાદી લીધી. થોડા સમય પછી પોતાના અયોગ્ય કર્મનો પશ્ચાતાપ થવાથી જયેષ્ટ બંધુ ભરતની માફી માગી રાજ્ય પાછું સોંપ્યું, અને તપશ્ચર્યા માટે ઈંદ્રગીરી ઉપર આવ્યા. કૈવલ્યજ્ઞાન પ્રાપ્ત થયા પછી ગોમતેશ્વર નામથી ઓળખાવા લાગ્યા. તેમના અવસાન પછી ભરતે આ પહાડની ટોચમાં તેમની મૂર્તિ કોતરાવી. ચંદ્રગુપ્ત રાજાએ પણ અહિં જૈન ધર્મની દીક્ષા લીધી હતી એમ કહેવાય છે. ઇંદ્રગીરીની સામેની ટેકરી ઉપર તેમણે તપશ્ચર્યા કરી દેહ છોડયો હતો જેથી તે ટેકરી ને ચંદ્રગીરી કહે છે.

ગોમતેશ્વરની સામે તેમની ભક્તબાઈ ગુલકાયાજીની પ્રતિમા છે. ગુલકાયાજી હમેશાં બીલીફળના કાચલામાં દુધ લઇને ગોમતેશ્વરને

ચડાવવા આવતાં હતાં. આ બન્ને પ્રતિમાઓ ગંભિર અને આકર્ષક છે. હિંદના પ્રવાસીએ આ દીવ્ય મૂર્તિઓનાં દર્શન કરવા ચુકવું નહિ.

## શ્રીરંગપટમ

મૈસુરથી બેંગલોર પાછા આવતાં નવ માઇલ ઉપર કર્ણાટકની જુની રાજધાની શ્રીરંગપટમ ઉતર્યો. ગતકાળમાં આ પુરાતન શહેર ઉપર વિતેલા બનાવોનું સ્મરણ તેની અંદર પ્રવેશ કરતાં જ થઇ આવ્યું.

ટીપુ સુલતાનના વખત સુધી શ્રીરંગપટમની જાહોજલાલી પુર જોશમાં હતી. આ શહેરની પશ્ચિમ દિશાએથી કાવેરી નદીના બે ફાંટા છૂટા પડી એક ફાંટો ઉત્તર દિશાએ કીલ્લાને ઘસડાતો જાય છે અને દક્ષિણ તરફનો ફાંટો શહેરથી અડધો માઇલ દુર વહે છે. બન્ને ફાંટા ચારેક માઇલ જેટલે દુર જઇને પૂર્વ દિશામાં એકત્ર થઇ જાય છે. જેથી શ્રીરંગપટમ એક સુંદર બેટ બની રહ્યો છે. સંગમ તરફ જતાં ગંજામ નામનું નાનું ગામ પણ બેટની અંદર આવેલું છે. આવા રમણીય સ્થાનની વર્તમાન સ્થિતિ જોનારને દીલગીરી ઉપજાવે તેવી છે.

શહેરને ફરતો જુનો કીલ્લો જીર્ણ હાલતમાં છે. આ કીલ્લો ઘણા જુના વખતમાં હિંદુ રાજાઓનો બાંધેલો છે. તેની દિવાલ દશ ફુટ પહોળી છે. ઉત્તર દિશાની દીવાલો કાવેરીના પુરથી તદ્દન જીર્ણ થઇ ગઇ છે છતાં પ્રાચીન બાંધકામનું નિરિક્ષણ કોઇ કોઇ જગાએ થઇ શકે છે. દીલ્હી દરવાજા પાસે કીલ્લાની દીવાલમાંથી ઘડી કહાડેલું કારાગૃહ છે. જેમાં દુશ્મનોના માણસોને કેદ કરી રાખવામાં આવતા હતા. અંગ્રેજો સાથેની લડાઇ વખતે કીલ્લા ઉપરથી એક તોપ ફોડતાં જમીન તોડીને આ કારાગૃહમાં પડી ગઇ હતી, તે હજી પણ છે. વૉટરગેટ (પાણીનો દરવાજો) ના ઉત્તર તરફના છેડે જ્યાં ટીપુ લડતાં લડતાં પડી મરણ પામ્યો હતો તે જગાએ નિશાની દાખલ એક

લાકડાનો કઠેરો બનાવી રાખ્યો છે. ઉત્તરથી પૂર્વમાં જતાં એક બીજું કારાગૃહ છે. શ્રીરંગપટમ લીધા પછી કેટલાક વખત સુધી આ જગાની કોઇને ખબર નહોતી. ઇ. સ. ૧૮૯૫ માં થોમસ ઈનમેન નામના અંગ્રેજ મુસાફરે આ કારાગૃહ શોધી કહાડયું. એકાએક કોઈને માલુમ પડે નહિ તેમ દીવાલની અંદર તે છૂપાયેલું છે. અંદર જવા માટે એક નાની બારી રાખેલી છે. અંદર અંધારૂં રહેતું હોવાથી બત્તી શિવાય જઇ શકાતું નથી. શહેરમાં એક જગાએ ટીપુના મહેલની ખંડેર જગા છે, તેની પાસેની કચેરીનો કેટલોક ભાગ હયાત છે. રેલવે સ્ટેશનની પાસે ઈંટ ચુનાથી બનાવેલી એક ઝુલતી કમાન છે. આ કમાન ફ્રેન્ચ એન્જીનીઅરે ટીપુ સુલ-તાનના વખતમાં બાંધી હતી. એની ઉપર થઇને ચાલતા હોઇએ ત્યારે તે હીંચકાની માફક ઝુલા ખાય છે. ટીપુના રાજમાં ફ્રેન્ચ લશ્કરનો સેનાધિપતિ સ્કૅાટ કરીને હતો તેનું મકાન નદીના કાંઠે હતું. આ જગાને સ્કૅાટ ગાર્ડન કહે છે. આની અંદરના બંગલામાં ટીપુને બેસવાનું સિંહાસન રાખેલું છે. શહેરથી ત્રણ ગાઉ ઉપર ફ્રેન્ચ રોક છે, જ્યાં હીરોડ નામનું ગામ હતું. પણ જયારથી ત્યાં ફ્રેન્ચ લશ્કર રહેવા માંડયું ત્યારથી તે ફ્રેન્ચરૅાક નામથી ઓળખાવા લાગ્યું, પૂર્વ તરફના દરવાજાની પાસે હૈદરઅલીની બંધાવેલી એક મસ્જીદ છે. તેમાં આશરે સો ફુટના બે મીનારા છે, તેના ઉપર ચડીને જોતાં શ્રીરંગ પટમ અને મૈસુરનો બધો ભાગ જોઇ શકાય છે. અહિંથી આગળ જતાં શહેર બહાર અડધા માઇલ ઉપર ટીપુ સુલતાનનો દરિયાદોલત મહેલછે. પાસે કાવેરી નદી વહેછે. આ સુંદર મહેલની દીવાલો ઉપર હૈદર તથા ટીપુની રાજ્યવ્યવસ્થાનાં ચીત્રો ચીતરેલાંછે. દરિયા દોલતથી બે માઇલ ઉપર ચળકતા 'સંગે મુસા' પત્થરોનો એક સુંદર ઘુમ્બજ બાંધેલો છે. તેના દરવાજા ઉપર લાકડાની અંદર હાથી દાંતનું જડીત કામ કરેલું છે. આ ઘુમ્બજની અંદર હૈદર, ટીપુ અને તેમની માતાની એમ ત્રણ કબરો સાથે સાથે છે.

ઇ. સ. ૧૭૯૯ માં શ્રીરંગપટમ અંગ્રેજોએ સર કર્યું તે લડા-

ઈમાં માર્યા ગયેલા લશ્કરી અમલદારોની યાદગીરીમાં સ્તંભ બનાવી રાખ્યા છે તેમાંનો એક સ્તંભ ઘુમ્મજ અને શહેરના વચ્ચેના મેદાનમાં છે. બીજો સ્તંભ પશ્ચિમ દિશામાં કીલ્લાની દીવાલ નજદીક છે. આ જગા ઘણી ઉંચી હોવાથી કાવેરી નદીની બે શાખાઓ ઉત્તર દક્ષિણે પ્રસરેલી છે. આ સ્થળેથી અંગ્રેજી લશ્કરે શ્રીરંગપટમમાં પ્રવેશ કર્યો હતો.

ટીપુ જેવા દ્રઢ મનના અને બાહોશ રાજાને ઇતિહાસમાં માત્ર તે બહાદુરીથી લડયો અને મરાયો. તે શિવાય તેના ચારિત્ર ઉપર આધાર રાખતા બનાવોનું વર્ણનજ નથી. જેનામાં બહાદુરી અને દ્રઢતાના ગુણ હોય તેના આંતરિક જીવન વિષે હાલની પાઠશાળાઓમાં શીખતા વિદ્યાર્થીઓને અજાણ રાખવામાં આવે છે. તેનું કારણ હાલના ઈતિહાસનાં પુસ્તકોમાં જીવન ચારિત્ર સંબંધી ઘણી બાબતો પડતી મુકવામાં આવે છે. જીવન ચારિત્રો વિદ્યાર્થીઓના મગજને પુષ્ટી આપી શકે એ ધ્યેયને ઉદ્દેશીનેજ ઈતિહાસ લખાવો જોઇએ.

ટીપુએ દારૂની બદી પ્રજામાં ન ફેલાય તે માટે તેના ઉપર ભારે કર મુકી બંદોબસ્ત રાખ્યો હતો. પોતાના લશ્કરના માણસોને દારૂ પીવાની સખ્ત મનાઈ કરી હતી. ફ્રેંન્ચ સીપાઇઓ જેઓને દારૂનું વ્યસન તેમના દેશમાંથી વળગેલું હતું તેમને માટે છાવણીની અંદર માત્ર એકજ દુકાન રાખવામાં આવી હતી, તેમાંથી પણ ખુદ ટીપુની સહીના પરવાના શિવાય કોઈ પણ સીપાહીને દારૂ મળી શકતો નહિ. આશિવાય તેની રાજ્યવ્યવસ્થામાં રૈયત પ્રત્યેના કેટલાક મહત્વના બનાવો જાણવા જેવા છે. મૈસુર રાજ્યના પુસ્તકાલયમાં ટીપુના જીવનવૃતાંત વિષેના પુસ્તકમાંથી તેનું સુંદર ચારિત્ર વંચાય છે.

નેપોલીઅન બોનાપાર્ટ અને મહારાણા પ્રતાપના ઇતિહાસનાં પાનાં જો તેમના આંતરીક જીવનથીજ ભરાયેલાં હોત, તો વિદ્યાર્થીઓને પોતાના ચારિત્રનો રસ્તો સરળ થઈ પડત. રામ અને કૃષ્ણનાં ચારિત્રો દર્શાવતાં રામાયણ અને મહાભારત જેવા ઇતિહાસનાં પુસ્તકો, ભારતનાં સંતાનો

અક્કે જગતના લોકો માટે લખાયેલાં છે, પણ આવા ઇતિહાસ આધુનીક કેળવણીની શાળાઓમાં યથાર્થ રીતે શીખવવામાં આવતા નથી!

શ્રીરંગપટમ પણ તિર્થધામ ગણાય છે. સ્ટેશનથી શહેરમાં જતાં ડાબા હાથ ઉપર રંગનાથ સ્વામિનું મોટું મંદિર છે. આ મંદિર નવસે વર્ષ ઉપર બંધાયેલું છે. જેની અંદર શેષનાગ ઉપર સુતેલી આઠ ફુટ લાંબી વિશ્નુ ભગવાનની પ્રતિમા છે. દક્ષિણમાં વિશ્નુના પરમ ભક્ત રંગનાથ સ્વામિ થઈ ગયા છે તેમના નામ ઉપરથી આ મંદિરને રંગનાથ સ્વામિનું મંદિર કહે છે. ફાગણ શુદ પાંચમને રોજ અહિંઆં મોટો મેળો ભરાય છે.

હાલનું શ્રીરંગપટમ શહેર એક નાના કસ્બા જેવડું છે. મૈસુર કરતાં અહિંનાં હવા પાણી સારાં કહી શકાય. શહેરના લોકોને સંપૂર્ણ સગવડ તો કાવેરી નદીની છે. મૈસુર અને બેંગલોર કરતાં અહિં કાવેરી નદીના નિર્મળ જળમાં ન્હાવા ધોવાથી અને કુદરતી સૌંદર્યતા નિહાળવાથી મને વધુ આનંદ મળ્યો.

## શ્રીરંગપટમથી ધારવાડ

**કાવેરીનો ધોધ**—શ્રીરંગપટમથી બેંગલોર આવતાં વચ્ચે 'મદુર' સ્ટેશનથી ત્રીસ માઇલ ઉપર 'શીવ સમુદ્રમ' નામના ગામ પાસે કાવેરી નદીનો ધોધ આવેલો છે. અહિં કાવેરીની બે શાખાઓ વહે છે, જેમાંથી ૪૦૦ ફુટ ઉંચેથી ધોધ પડે છે. આ ધોધના પાણીમાંથી વીજળી ઉત્પન્ન કરી મૈસુર શહેરના રસ્તાઓ ઉપર અને બીજા સ્થળે રોશની પુરી પાડવામાં આવે છે.

**ગેરસપ્પાનો ધોધ**—બેંગલોરથી પુના જતાં 'બીરૂર' જંકશનથી 'શીમોગા' બ્રેન્ચ લાઇનમાં 'શીમોગા' જઇ, ત્યાંથી ૬૪ માઇલ દુર ગેરસપ્પાના પ્રસિદ્ધ ધોધના અવલોકન માટે જવાનો રસ્તો છે. આ રસ્તે 'જટકા' ભાડે મળી શકે છે. ગેરસપ્પાનો ધોધ વિસ્તારવાળો અને અતિ રમણિય છે. સરસ્વતિના પાણીમાંથી અહિં ૨૫૦ ફુટના વિસ્તારમાં ચાર છૂટા છૂટા ધોધ પડયા કરે છે. પહેલો ધોધ ૮૩૦ ફુટ

ઉંચેથી પડે છે. ચારે ધોધના પાણીનો ગર્જના કરતો અવાજ અને તેની સુંદરતા અમેરિકાના જગપ્રસિદ્ધ 'નિયાગ્રા'ના ધોધની હરીફાઇ કરે છે.

ગેરસપ્પાનો ધોધ જોઇ પાછા ફરતાં 'શીમોગા' આગળ વહેતી 'તુંગા' નદીનું અવલોકન કરી 'બીરૂર' અવાય છે. 'શીમોગા' અને 'બીરૂર' વચ્ચે 'ભદ્રાવતી' સ્ટેશન આગળ 'ભદ્રા' નદી વહે છે. 'તુંગા' અને 'ભદ્રા' બન્ને નદીઓ આગળ જતાં મળી જાય છે, અને 'તુંગભદ્રા' નામથી ઓળખાય છે. તુંગભદ્રાને કીનારે 'શૃંગેરી' ગામ છે. આ ગામથી નવ માઇલ ઉપર શૃગેરી પર્વત છે. પૂર્વે આ પર્વત ઉપર શૃંગી ઋષિનો આશ્રમ હતો. હાલનો શૃંગેરી મઠ પણ આ પર્વત ઉપર છે.

'બીરૂર' જંકશનથી કેટલાંક સ્ટેશનો પસાર કરતી ગાડી 'હરીહર' સ્ટેશને આવી ઉભી. હરીહર પણ તુંગભદ્રા નદી ઉપર આવેલું છે. અહિં આવતાં મૈસુર રાજ્યની હદ પુરી થાય છે. હરીહર છોડયા પછી હુબલી ને ધારવાડ આવતાં કર્ણાટકની પણ હદ મુકી ધારવાડ જીલ્લામાં પ્રવેશ કર્યો. આ બન્ને સરહદી શહેરોમાં કાનડી અને મરાઠી એ બે મિશ્ર ભાષા બોલાય છે, ધારવાડ જીલ્લામાં મુખ્ય શહેર હુબલી વેપારનું મોટું મથક છે. મદ્રાસ સધર્ન મરાઠા રેલવે ( મીટરગેજ ) લાઇનનું આકેન્દ્ર છે. અહિંથી ગદગ, હૉસ્પેટ, બેલારી, બીજાપુર, ગુંટાકલ, બેઝવાડા અને મછલીપટમ જવાની ગાડીઓ બદલાય છે. 'ગદગ'માં કચ્છી ભાઇઓની સારી વસ્તી છે. આ ભાઇઓ અહિંથી આગળ વધીને બેંગાલ નાગપુર રેલવેમાં કંટ્રાકટરનું કામ કરે છે. ગદગમાં ગુજરાતિ સ્કૂલ અને પુસ્તકાલય છે. ગદગથી એક શાખા વીજાપુર (बीजापुर) જાય છે. મછલીપટમ તરફ જતાં બેલારી સ્ટેશનથી મોટર રસ્તે વિજયનગર જવાય છે.

હુબલીથી 'કારવાર' જવા માટે મોટર રસ્તો છે. હુબલી છોડયા પછી લોંડા જંકશન આવ્યું. અહિંથી ગોવા જવા માટે ગાડી બદલી.

---

# મહારાષ્ટ્ર

"હિંદીઓ ભારતની પુજા કરી શકશે ત્યારેજ બીજા દેવોની પુજા કરવાને તેઓ લાયક થશે." સ્વામિ વિવેકાનંદ.

## ગોવા

'લોંડા' જંકશનથી ગાડી ઉપડી પોર્ટુગીઝ સંસ્થાનની સરહદ ઉપર આવેલા 'કૅસલરોક' સ્ટેશને આવી ઉભી. અહિં બ્રિટિશ રાજ્ય તરફથી મીઠા અને બીજી વસ્તુઓ માટે જકાત ઑફીસ રાખેલી છે. 'કૅસલરોક' થી ડબલ્યુ. આઈ, પી. આર. (વેસ્ટ ઇન્ડીયન પોર્ટુગીઝ રેલવે) જોડાય છે. હાલ બધી વ્યવસ્થા સધર્ન મરાઠા રેલવે કરે છે.

'કૅસલરોક' પછી 'ગરાનઝોલ અને 'દુધસાગર' સ્ટેશનો મુકીને ટ્રેઇન એક ટનેલમાં થઇને બહાર નીકળી. દુધસાગર સ્ટેશનની પાસે ૩૦૦ ફુટ ઉંચેથી પડતા પાણીના ધોધનું દ્રશ્ય જોતાંજ આંખ ઠરી જાય છે! આ ઉંચા ખડક ઉપર એક નાનું તળાવ છે. તેમાંથી વહેતું પાણી ઢળતા ખડકો ઉપર એવા જોશથી પછડાતું પડે છે કે જે દુધ જેવું સફેદ દેખાય છે. દુધની ધારા પડતી હોય તેવા આ સુંદર ધોધનું 'દુધસાગર' નામ રાખેલું છે. આ તરફનો બધો રસ્તો લીલા ખડકો અને વનસ્પતિથી ભરપુર છે. હવે કેટલીક ટનેલોમાં થઇને ટ્રેઇન નીચે ઉતરવા લાગી. માર્મા ગોવાથી આવતી ગાડીઓને ચઢાવ ચઢવા માટે બે એંજીન લગાડવામાં આવે છે. 'કોલમ' સ્ટેશને જઇને ગાડી ઉભી કે તુરતજ પોર્ચ્યુગીઝ રાજ્ય તરફથી ગાડીમાં બેઠેલા મુસાફરો અને તેમના સામાનની તપાસ થવા લાગી. દરેક ડબ્બા આગળ એક એક સીપાહી ગોઠવાઇ ગયો. સામાન પ્લેટફૉર્મ

ઉપર કઢાવી જોઈ લીધા પછી મુસાફર દીઠ સામાન માટે એક આનો ફી લેવામાં આવી. બીજાનાં બાફમાં નાખવામાં આવ્યાં. નાડીપરિક્ષા કરી લીધા પછી ટ્રેઇનમાં બેસવાની રજા મળી. 'કોલમ'માં ચોખાનો પાક સારો થાય છે. ગુજરાત અને મહારાષ્ટ્ર ખાતે અહિંના ચોખા વધુ ચઢે છે.

'કોલમ'થી આગળ બે સ્ટેશન છોડી 'સાવરદાં' આવ્યું. અહિંથી પાંચ ગાઉ દુર 'સેતુન' (સોનાની કસોટીનો પત્થર) નો પહાડ છે. આ કીમતી સેતુન વિલાયત ઘણો જાય છે. 'સાવરદાં' પછી 'મડગાંવ' આવતાં કારવાર જનાર મુસાફરો ઉતરી પડયા. 'મડગાંવ'થી કારવાર સુધી ૪૦ માઇલનુ અંતર છે, મોટર બસ હમેશાં દોડયાં કરે છે. મડગાંવથી ખ્રિસ્તિ મુસાફરોની ભીડ થવા લાગી, તે છેક 'વાસ્કોડી ગામા' સ્ટેશન આવ્યું ત્યાં સુધી રહી, અહિં બધા ખ્રિસ્તિઓજ વસે છે. ઉત્તમ કેરીના પાક માટે 'વાસ્કોડીગામા' પ્રસિદ્ધ છે. અહિંની કેરી આફુસ કરતાં પણ સારી થતી હોવાથી મોંઘી વેચાય છે. છેલ્લે 'મામંગોવા' સ્ટેશન આવ્યું.

**પંજીમ**—મામંગોવાથી સ્ટીમલૉન્ચમાં પંજીમ જવા માટે ઘોંડપાલની ટીકીટ કઢાવી. ઘોંડપાલથી અડધા કલાકના રસ્તે મોટરમાં પંજીમ જઇ માધવાશ્રમમાં વિશ્રામ કર્યો. જમવાનો વખત થતાં હૉટેલનો માણસ આવી ગુપચુપ પૂછવા લાગ્યો. 'મચ્છી ખાતે હો ?' ગોવામાં પણ બંગાળની જેમ સર્વ કોઇ મચ્છી ખાય છે એમ જાણી હવે તો આ રસોડે શાકાહારી અને માંસાહારીની વ્યવસ્થા અલગ અલગ છે કે નહિ તેની ખાત્રી કર્યા શિવાય જમાય નહિ એમ મેં જણાવ્યું. તપાસ કરતાં માલૂમ પડયું કે બન્ને રસોડાં અલગ હતાં. જે બ્રાહ્મણો માંસાહાર નથી કરતા તેમને અહિં શાકાહારીની રસોઈ બનાવવા માટે રાખેલા હોય છે. ગોવાના લોકોનો મુખ્ય ખોરાક ચોખા અને મચ્છી છે. દરેક કોમ માંસાહાર કરે છે પણ લીંગાયત બ્રાહ્મણો માંસાહારી નથી હોતા.

ગોવાના લોકો મરચું પુષ્કળ ખાય છે. લીલાં મરચાંનો તો શાક ભાજી તરીકેજ ઉપયોગ કરે છે. મરચાંની અતિશય તીખાશ લાગતી છતાં સુસવાટા મારતા ભોજન કરે છે. આવા તીખા પદાર્થોની ગરમીને શાંત કરનાર કોપરૂં, દહીં અને છાશનો ઉપયોગ સાથે સાથે ન થતો હોય તો જરૂર મગજના જ્ઞાનતંતુઓ બહેર મારી જાય.

અહિંના દેશી ખ્રિસ્તિઓ પણ મરચાંનો અતિશય ઉપયોગ કરે છે. પૂર્વઆફ્રિકામાં વસતા ગોવાનીઝ ખ્રિસ્તિ ભાઇઓની બહુ મરચાં ખાવાની આદાતને લીધે તેમને માટે ત્યાં એક હાસ્યજનક દ્રષ્ટાંત બનેલું છે. આ ભાઇઓએ પાંચ સાત માણસની મંડળી વચ્ચે આફ્રિકાનો એક દેશી રસોઇઓ રાખેલો. આફ્રિકન રસોઈ કરતો હતો તેવામાં મંડળીમાંના એકાદ ભાઈ બહારથી આવી તેને પૂછવા લાગ્યા. 'પીલી પીલી ટીયા ગાપી ?' (મરચાં કેટલાં નાખ્યાં ?) આફ્રિકન રસોઇઆએ જવાબ આપ્યો 'કીડોગોબાના' (થોડાં, શેઠ) 'ટીઆ અગીની કીડોગો' (બીજાં થોડાં નાખ) એમ કહી તે ભાઈ ચાલ્યા ગયા, થોડી વારે બીજા ભાઇ આવ્યા, તેમણે પણ મરચાં વિષે ઉપર પ્રમાણે પૂછયું. પૂર્વ આફ્રિકાના લોકો નકલ કરવા શિવાય બીજી સામાન્ય બુદ્ધિ વાપરી નહિ શકતા હોવાથી 'થોડાં નાખ્યાં છે' એટલોજ જવાબ આપે. પણ એમ તો નજ કહે કે પેલા ભાઈ આવી થોડાં વધારે નંખાવી ગયા છે. મૂળમાં ઓછાં મરચાં નાખ્યાં હશે એમ સમજીને આ ભાઇ પણ બીજાં થોડાં નાખવાનાં કહીને ગયા, આવી રીતે ચાર પાંચ માણસો એક બીજાની ગેરહાજરીમાં આવી મરચાં વધારે નાખવાનું કહી ગયેલા હોવાથી તે દિવસની રસોઇ જમી શકાય નહિ તેવી તીખી થઇ ગયેલી, છતાં સુસવાટા મારતા તેઓ ખાઈ ગયા! આફ્રિકાના દેશીઓ મરચું ખાતાજ નથી. હિંદુસ્તાનીઓના સહવાસથી થોડું થોડું ખાતાં શિખ્યા છે, પણ ગોવાનીઝ ભાઇઓને મરચાંથી ભરપુર શાકભાજી ખાતા જોઇને તાજુબ થઇ જાય છે અને તેથીજ તેઓ તેમને કોઇ કોઈ વખત મજાકમાં 'બાના પીલી પીલી' (મરચું ખાનાર શેઠ) એ નામથી બીજાને ઓળખાવે છે.

પંજીમ ગોવાની રાજધાની હોવાથી સીવીલ અને મીલીટરી ખાતાનાં સુંદર મકાનો છે. શહેર વચ્ચે એક ભવ્ય ખ્રિસ્તિ દેવળ છે. આ ભાગમાં ખ્રિસ્તિઓની ઘણી વસ્તી છે. પૂર્વથી પશ્ચિમ તરફ જતાં એક ટેકરી ઉપર પોર્ટુગીઝ કન્યાશાળા છે. ટેકરીની નિચેના ભાગમાં 'બીબ્લીઓતીક નાશીઓનલ' (નેશનલ લાયબ્રેરી) છે. શહેરના રસ્તા સુઘડ પહોળા અને સફાઈદાર છે.

'પંજીમ'ની પૂર્વ પશ્ચિમ તથા દક્ષિણે દરિયાની ખાડીના કાંઠા ઉપરના રસ્તાઓ, તેની પાસેના મેદાનમાં આવેલા સુંદર બગીચા, તથા લીલાં વૃક્ષોથી ભરેલા 'બારદેશ'ના કીનારાનું દ્રશ્ય ગોવાની કુદરતી સૌંદર્યતામાં વધારો કરે છે. ગોવાનાં ઘીચ જંગલો અને ખડકોવાળા ભાગની હવા ભેજવાળી હોવાથી સારી ગણાતી નથી, પણ ત્રીસોડા બેટનાં હવા પાણી સારાં છે, તેમાં પણ 'પંજીમ'ની હવા ઘણી ઉત્તમ છે. વળી 'પંજીમ' તેની સુંદરતા માટે પણ તેટલુંજ પ્રસિદ્ધ છે.

ગોવાની ત્રણે બાજુએ પાણી અને એક બાજુએ જમીન આવેલી હોવાથી તેને દ્વિપકલ્પ કહે છે. તેના લીલોતરી ભરેલા કીનારાનો દેખાવ દીલને આનંદ પમાડે તેવો છે.

ત્રીસોડા, સાષ્ટિ અને બારદેશ, એ ત્રણ ગોવાના મુખ્ય ભાગ ગણાય છે. કોકણી ભાષામાં ત્રીસોડે એટલે ત્રીસગામ, સાષ્ટિ એટલે સાઠ, અને બારદેશ એટલે બારગામ, એવો અર્થ થાય છે. પોર્ચ્યુગીઝ લોકો ત્રીસોડેને 'ઇલીઆસ', બારદેશને 'બારદેઝ,' અને સાષ્ટિને 'સાલસેટ', કહે છે. આ ત્રણે ભાગ મળી કુલ ૧૦૨ ગામના વિસ્તારવાળો ગોવા પ્રદેશ પોર્ટુગીઝ સંસ્થાન ગણાય છે. ત્રીસોડા બેટનો ઘેરાવો ૨૫ થી ૩૦ માઇલ જેટલો છે. સાષ્ટિ અને બારદેશ બન્ને પૂર્વ દિશામાં એક બીજાને મળેલા છે. ત્રીસાડામાં મુખ્ય શહેર પંજીમ છે. મામૉ ગોવા, વાસ્કોડીગામા, કુંડલા અને મંગેશ, વગેરે ગામો સાષ્ટિમાં આવેલાં છે. પંજીમની ઉત્તરે બારદેશમાં શીવાજી મહારાજનો કીલ્લો છે.

ત્રીસોડા બેટની પશ્ચિમે અરબી સમુદ્ર આવેલો છે. દક્ષિણ તથા

ઉત્તરમાંથી વહેતી આવતી જુવારી અને માંડવી નદીઓનું પાણી પૂર્વ દિશામાં દરિયાની ખાડીને મળી જાય છે. આવી રીતે એક દિશામાં વિસ્તારવાળો સમુદ્ર અને ત્રણે દિશામાં ખાડી પ્રસરેલી હોવાથી ત્રીસોડા બેટ બની ગયો છે. પંજીમથી સાષ્ટિ તથા બારદેશ જવા આવવા માટે સ્ટીમર્લૉન્ચનું સાધન છે. આ બન્ને ભાગના લોકોને પંજીમ સાથે ઘણો વહેવાર રહે છે. ત્રીસોડામાં હિંદુ મંદિરો બહુ થોડાં છે. પણ તેના સામે કીનારે મંગેશ, મહાડોલ, મહાલક્ષ્મી અને રામનાથ, એ ગામડાઓમાં ઘણાં મંદિરો છે. તેમાં મહાલક્ષ્મીનું મંદિર સૌથી મોટું અને સુંદર છે.

ગોવામાં નાચગાન કરનારી નાયકીણીઓને કલાવતી કહે છે. તેમાંની મુંબઇમાં રહેતી એક પૈસાપાત્ર નાયકીણીએ ઉપરનું મહાલક્ષ્મીનું મંદિર એક લાખ રૂપીઆ ખર્ચી બંધાવેલું છે. અહિંની નાયકીણીઓ દેવ દેવીઓના મંદિરોમાં વાર તહેવારે નાચગાન કરે છે. પુજાની સામગ્રી પણ તેઓજ તૈયાર કરી આપે છે. તે બદલ તેમને મંદિર તરફથી પગાર મળે છે. તેમનામાં એવો રીવાજ હોય છે કે તેમને થતી સંતતીમાંથી પુત્રીઓમાંની એકને તો અવશ્ય દેવની આગળ ભેટ મુકવીજ જોઇએ, એટલે કન્યા ઉમ્મર લાયક થતાં દેવ આગળ લઇ જઈ ધામધુમથી વિધી સાથે તેને વેશ્યા બનાવે છે. બીજી કન્યાઓનાં લગ્ન થઇ શકે છે. ભેટ ધરાવેલી કન્યા મંદિરમાં દેવની આગળ નાચગાન કરી વેશ્યાનો ધંધો કરી શકે છે. આવા રીવાજો કારવાર તરફની નાયકીણીઓમાં પણ છે.

ઉપરનાં ગામોમાં શિવરાત્રી અને બીજા તહેવારોમાં ભરાતા મેળા વખતે લોકો નાયકીણીઓને ત્યાં ઉતરે છે. દેવને નામે નિર્દોષ કન્યાઓનાં જીવન ખરાબ દશામાં વ્યતિત થાય, એવા રીવાજોને અહિં પોષવામાં આવે છે!

ગોવામાં જેટલી દેશી ખ્રિસ્તિઓની સંખ્યા છે તેટલી હિંદુસ્તાનમાં બીજે ઠેકાણે ભાગ્યેજ હશે. ૭૫ ટકા ખ્રિસ્તિ અને ૨૫ ટકા હિંદુઓ

છે. લોકો સ્વભાવે નમ્ર છે. લુંટફાટ અને કાતરાંવાળા બનાવો અહિં બહુ ક્વચિતજ બને છે. સામાન્ય રીતે ગોવામાં 'એંગાડી' ભાષા બોલાય છે. કોકણી અને મરાઠી પણ બોલાય છે. લીપી મરાઠી છે. કોર્ટ, ટપાલ તથા બીજા સરકારી ખાતાઓમાં પોર્ચ્યુગીઝ ભાષા વપરાય છે, એમ. એ. અને બી. એ. ની જેમ પોર્ચ્યુગીઝ ભાષામાં પણ 'એકસાવ'ની ડીગ્રી ઉંચી ગણાય છે.

અહિંના લીંગાયત બ્રાહ્મણ માંસભક્ષણ કરતા નથી, તેમજ કોઇના હાથનું ભોજન પણ જમતા નથી. ઉપવીત સંસ્કાર થઇ ગયા પછી શીવલીંગને ચાંદીની ડબ્બીમાં રાખી જનોઈ સાથે બાંધી રાખે છે.

વેપારમાં ગોવાના હિંદુઓ તથા કાઠીયાવાડના મેમણ, ખોજા તથા થોડા દીવ બંદરના રહેવાશીઓ છે. મેમણ અને ખોજા કોમ લાંબા વખતથી અહિંના વતની જેવા થઇ ગયા છે. અહિં તોલ ૩૨ રૂપીઆ ભારનો છે. માપમાં ૪૦ તોલાનો શેર ગણાય છે. ચોખા, નાળીએર અને કાજુ એ મુખ્ય પેદાશ છે. કાજુમાંથી ફીણી નામનો દારૂ બનાવવામાં આવે છે. જેને ગોવા બહાર લઇ જવાની સખ્ત મનાઇ છે. યુરોપથી આવતી ચીજોમાં વિલાયતી કાપડ, મીઠાઇ, ચૉકલેટ અને દારૂ એ મુખ્ય ચીજો છે. મુંબઇથી અનાજ સૌ કરતાં વધુ પ્રમાણમાં આવે છે. અહિંથી મુંબઇ જતી આવતી આગબોટો છેક પંજીમના કાંઠે આવી શકે છે. આફ્રિકા અને યુરોપ જવાની આગબોટો મારર્મા ગોવાથી થોડે દુર દરિયામાં લંગર કરે છે.

ગોવાના મુખ્ય અધિકારીને પોર્ચ્યુગીઝ ભાષામાં ગવર્નર દાર ઝરાલ દુ ઇસ્તાદદુ ઇન્દીઆ (ગવર્નર જનરલ ઓફ ધી સ્ટેટ્સ ઓફ ઇન્ડીયા) કહે છે, લશ્કરી માણસોની ટોપીઓ ઉપર C T (કૉપ્સ દી ત્રોપ) લખેલું હોય છે.

ઇ. સ. ૧૯૧૦ માં પોર્ટુગાલ પ્રજાસત્તાક થયું ત્યાં સુધી ગોવામાં આવનાર ગવર્નર રાજકુટુંબમાંથી આવતા. પરંતુ ત્યાર પછી પ્રજા તરફથી ચુંટાયેલા ગવર્નર આવે છે. ગોવાના લોકોને પણ તે વખતથી

પોર્ટુગાલની પ્રજાના જેટલા હક મળવા માંડયા અને ગોવા રીપબ્લીક ગણાવા લાગ્યું.

ગોવામાં પોર્ચ્યુગીઝ રાજ્યનો પાયો નાખનાર વાસ્કોડીગામા, ઇ. સ. ૧૪૯૭ ની ૮ મી જુલાઇએ પોર્ટુગાલથી નીકળી ૧૪૯૮ ના મે માસની ૨૦ મી તારીખે ગોવાબંદરે ઉતર્યો. તે વખતે ગોવામાં ઝામોરીન બાદશાહ રાજ્ય કરતો હતો. વાસ્કોડીગામાએ અહિં વેપાર ધંધો કરી ખાવા માટે ઝામોરીનને વિનંતિ કરી. ભોળા રાજાએ વેપાર કરવાની રજા આપી. વેપારના બહાને બે ત્રણ વર્ષમાં દેશની હીલચાલ જોઇ, ઇ. સ. ૧૫૦૩ માં પુરતાં સાધનો અને માણસો લાવી યુક્તિ પ્રયુક્તિથી વાસ્કોડીગામાએ ગોવા જીતી લીધું !

મુસલમાનો પછી યુરોપથી ફીરંગી, વલંદા, ફ્રેન્ચ અને અંગ્રેજ એમ એક પછી એક વેપાર ધંધા માટે હિંદમાં આવ્યા. તેમને એક બીજા સાથે સ્વાર્થબુદ્ધિથી લડવું પડેલું. કારણ દરેકનું દ્રષ્ટિબિંદુ હિંદ તરફ હતું. જેને માટે વેપાર એ તેમનું શસ્ત્ર હતું. એજ વેપારથી હાલ હિંદનું તંત્ર ચાલે છે, એજ વેપારથી પાયમાલ થઇ જતા હિંદને કુંભકરણની નિદ્રા છે, એમ કહેવા કરતાં સ્વાર્થપરાયણતા અને લોભને વશ થઇ માત્ર પરદેશીઓ સાથેના વેપારમાં પોતાનું હીત જોઈ રહી પોતાનીજ વાડીનો નાશ ઇચ્છનાર આપણે સ્વાર્થ અને લોભમાં મચ્યા રહ્યા છીએ, એમ કહેવું ખોટું નથી.

**ખ્રિસ્તિ દેવળો:** ઝામોરીન બાદશાહની રાજધાની જુનું ગોવા, પંજીમથી પાંચ માઇલ દુર ત્રીસોડા બેટની અંદર આવેલું છે. અહિં હિંદુ મંદિરો તથા મસ્જીદો હતી તેની જગાએ હાલ ખ્રિસ્તિ દેવળો છે. તેમાંનાં ત્રણ મુખ્ય દેવળો રોમનાં દેવળોનો મુકાબલો કરી શકે તેવાં ભવ્ય અને સુંદર છે.

પહેલું મંદિર સંત કેતાનનું છે, જેમાં ક્રાઇસ્ટ અને મેરીનાં પુતળાં બેસાડેલાં છે. એક જગાએ ઇસુનો જન્મ, જેને 'મીનનજુણુ' કહે છે તે દ્રશ્ય બતાવેલું છે. આ મંદિર વચ્ચે એક કુવો છે, તેનો

ઘણો ભાગ પુરી નાખેલો છે. માત્ર થોડી જગ્યા ખુલ્લી રાખી તેના ઉપર ઢાંકણુ રાખેલું છે. પૂર્વે અહિં શંકરનું મંદિર હતું.

પાસેના સંત કેથેરાઈનના મંદિરના મધ્ય ભાગમાં મેરીની પ્રતિમા છે. નજીદીકના હૅાલમાં ઇસુ, મેરી અને જોસફની પ્રતિમાઓ છે. આ દેવળની દિવાલો ઉપર પાદરીઓ અને મુસલમાનો વચ્ચેની લડાઈમાં પાદરીઓના વધનાં ચીત્રો દોરેલાં છે. "યાહુદીઓ મેરીને છાતીમાં બાણુ મારે છે. ઇસુને ઝાડ સાથે બાંધી મારે છે." એ દ્રશ્યો લાકડા ઉપર કોરી કાઢી તેના ઉપર સોનેરી રંગ ચઢાવેલો છે.

ત્રીજું સંત ઝેવીઅરનું દેવળ સર્વથી મોટું છે. આ દેવળ બાંધવામાં ઘણું દ્રવ્ય ખર્ચાયેલું છે. ૨૫ થી ૩૦ ફુટની ઉંચાઇના સ્તંભ ઉપરના ઘુમટ તથા આસપાસની દિવાલો ઉપર સોનેરી રંગનું સુશોભિત કામ કરેલું છે. મંદિરની પડખે બહાર ગામથી આવનાર પાદરીઓને રહેવા ઉતરવા માટે ઓરડાઓ બાંધેલા છે. વચ્ચેના ભાગમાં એક સુંદર બગીચો છે. આ વિશાળ જગાની પાસે મુસાફરો માટે એક ધર્મશાળા બાંધેલી છે.

ઝેવીઅર એક મહાન સંત પુરૂષ હતો. ચીન અને જાપાનના બેટોમાં જતાં તેને ત્યાંના લોકો તરફથી ઘણું દુઃખ દેવામાં આવ્યું હતું. અને જ્યારે તેને તે દેશમાંથી હાંકી કહાડવામાં આવ્યો, તે વખતે દરિયા કિનારે પડેલું પ્રચંડ લાકડું કે જેને ખસેડવા ત્યાંના લોકોએ ઘણો પ્રયત્ન કરેલો પણ સૌ કોઇ નિષ્ફળ નિવડયા હતા. તે લાકડાને તેણે પોતાના હાથથી ધકકો મારી દરિયામાં નાખી તેના ઉપર બેસીને સમુદ્ર પસાર કરી બીજા કીનારે ગયો હતો! ઝેવીઅરે જાપાનના બેટોમાં દેહ છોડતી વખતે પોતાના દેહાંત પછી શબને ગોવામાં લઇ જવા માટે તેના શિષ્યોને સુચના કરી હતી. દેહાંત પછી તેની સુચના મુજબ શબને ગોવામાં લાવવામાં આવ્યું. એમ કહે છે કે શબને ગોવાને કીનારે ઉતાર્યું કે તુરતજ દેવળોમાંના ઘંટ આપોઆપ વાગવા લાગ્યા હતા. ત્યાર પછી અહિં સંત ઝેવીઅરનું દેવળ બંધાવવામાં આવ્યું.

મંદિરના પ્રવેશ દ્વાર પાસેજ તેનું પૂતળું રાખવામાં આવેલું છે. ઝેવીઅરનું મૂળ નામ "ઑાનઝીસુસ" હતું. તેના ગુરૂ "સંતઇનસ" નું પૂતળું પાસેના હૉલમાં છે. દેવળના મધ્ય ભાગમાં સુંદર કીમતી પત્થરનો ઓટલો બનાવી તેના ઉપર એક ચાંદીની પેટી મુકેલી છે. ચાંદીની પેટીમાં સુવર્ણની પેટી છે. જેમાં ઝેવીઅરના શબને સુવાડેલું છે. આ પેટીને ત્રણ કુંચીઓ રહે છે. તેમાંની એક ગોવાના ગવર્નર જનરલ પાસે, બીજી રોમના મંદિરના પાદરી પાસે અને ત્રીજી ચાવી આ દેવળના મુખ્ય પાદરી પાસે રહે છે. દર બાર વર્ષે અહિં મોટી યાત્રા ભરાય છે. તે વખતે રોમનો પાદરી અહિં આવી પેટી ખોલવાની આજ્ઞા આપે છે. તેની આજ્ઞા શિવાય કોઇથી પેટી ઉઘાડી શકાતી નથી. શબને ગોવામાં લાવતી વખતે ગોવાના પાદરીએ ઝેવીઅરનો જમણો હાથ રોમમાં લઇ જવા માટે ઝેવીઅરને અરજ કરી હતી. જેથી શબનો જમણો હાથ છૂટો થઈ ગયો, અને તેને રોમમાં લઇ જવામાં આવ્યો. ત્યારથી ઝેવીઅરના જમણા હાથની પુજા રોમમાં થાય છે.

યાત્રા વખતે યુરોપ અમેરિકા અને બીજા દેશોમાંથી હજારો ખ્રિસ્તીઓ અહિં આવે છે. એમ કહે છે કે તે વખતે ડૉકટરો ઝેવીઅરના શબનું લોહી તપાસે છે. તે જીવતા માણસનું હોય તેવું માલુમ પડે છે. આ વખતે પેટીને દેવળના ચોકની અંદર લાવીને મુકે છે. દરેક યાત્રી શબને ચુંબન કરી પાસે મુકેલી ધર્માદા પેટીમાં પૈસા નાખે છે. કેટલાક લોકો પોતાની માંદગીમાં આરામ થાય તો સોના અથવા ચાંદીનું પૂતળું ચઢાવવાની માનતા રાખે છે. જેથી સોના ચાંદીનાં ઘણાં પુતળાં ઝેવીઅરના શબને યાત્રા વખતે ચઢાવવામાં આવે છે. હાથ પગની બીમારીમાંથી સાજા થાય તો સોના ચાંદીના હાથ પગ ભેટ મૂકે છે. બળીઆ કાકાને હાથી, ઘોડા, પારણાં ઇત્યાદી ચઢાવવાની બાધાના જેવી આ બાધાઓ છે!

ઇનસના પુતળાની સામે સંગેમરમરનો ચોક છે. ચોકની આ-જુબાજુ લાકડાનો સુંદર કઠેરો બાંધેલો છે. બન્ને તરફ સામસામે મોટા ગોખ બનાવેલા છે. યાત્રાના દિવસે તેમાં બે પાદરીઓ ઉભા રહી ઉપદેશ કરે છે. એક બાજુએ બે ત્રણ કેબીનો બનાવેલી છે તેના ઉપર 'ઇસુ પાપ માફ કરે છે' એવું લૅટીન ભાષામાં લખેલું છે. આ કેબીનોમાં મુખ્ય પાદરીઓ બેસે છે. કેબીનમાં બેઠા બેઠા સાંભળી શકાય માટે તેની બન્ને બાજુએ નાની જાળીઓ રાખેલી હોય છે. જાળી આગળ આવી દરેક યાત્રી પોતાના પાપની માફી માગે છે. પાદરી દરેકનું સાંભળીને 'તારાં પાપ માફ છે' એમ કહી આશીર્વાદ આપે છે. પાદરીનાં વચનોથી પાપ માફ થઈ ગયાં એમ સમજી ખ્રિસ્તિ ભાઇઓ ખુશી થતા ઘેર જાય છે! પાપનું પ્રાશ્ચિત દુઃખ, એ દરેક ધર્મનો સત્ય નિયમ છે. માટે દુઃખ સહન કરી ફરીથી પાપ કરવાની કલ્પના પણ ન કરવી એજ તેની માફી. અંતરમાં રહેલો ઇસુ આવી પ્રાર્થના સાંભળીને માફી આપે છે. પરંતુ દરેક ધર્મમાં કંઇને કંઇ અંધ શ્રદ્ધા ચાલતીજ હોય છે. જેથી એક બીજા ધર્મની ખામીઓ જોવા કરતાં દરેક ધર્મના મૂળમાં રહેલા સનાતન સત્યને વિચારી જોવાની ખાસ જરૂર છે. પેગંબર, સાધુ, સંત કે સંન્યાસિ કોઈને પણ આ સનાતન સત્ય=અંતર્યામિના ઉંડા અભ્યાસ વિના સફળતા પ્રાપ્ત થઇ નથી.

જુના ગોવામાં વસ્તી બહુ જુજ છે. ખ્રિસ્તિ દેવળોને લઇને મુસાફરોમાટે એક બે સામાન્ય હૉટેલો છે. અહિંથી કુંડઇ સુધી રસ્તો બાંધેલો છે. રસ્તે છુટા છવાયા ખ્રિસ્તિ વસેલા છે. પંજીમ આવતાં વચ્ચે એક બે નાનાં ગામ આવે છે. આ રસ્તો ખાડીના કાંઠે કાંઠે જતો હોવાથી તેનો દેખાવ બહુ સુંદર લાગે છે.પંજીમ પાછા ગયા પછી બીજે દિવસે પુના જવાનું હતું. ગોવાથી બહાર જનાર દરેક મુસાફર ઉપર દશ આના કર રાખેલો છે. સ્ટીમર તથા રેલવે રસ્તે ટીકીટના ભાડામાંજ દસ આના વધુ લેવામાં આવે છે.

## ગોવાથી સતારા.

ગોવાથી સવારે ૭ વાગે ઉપડતી ટ્રેનમાં પુના જવા નિકળ્યો. આ ટ્રેઈન સીધી મછલીપટમ જવાની હોવાથી લોંડા જંકશને ગાડી બદલી બેલગામ ગયો.

**બેલગામ**—શહેરનો વિસ્તાર મોટો છે. તેના બે ભાગ પડેલા છે. એક તરફના ભાગને શાહપુર અને બીજા ભાગને બેલગામ કહે છે. પૂર્વ દિશામાં પુરાતન કીલ્લો છે તેની આસપાસ ઉંડી ખાઇ છે. બેલગામની પશ્ચિમેથી શરૂ થતી કોકણપટી છેક રત્નાગીરી સુધી વિસ્તરેલી છે. સાવંતવાડી જવા માટે અહિંથી સીધો રસ્તો છે. આ દેશી રાજ્યની રૈયતને તેમના રાજા તરફથી સંતોષ છે. કારણ રાજા-પ્રજાના હીત માટે દરેક શુભ પ્રવૃતિને ઉત્તેજન આપે છે.

**શ્રીવર્ધન**—બેલગામથી ૫૦ માઇલ દુર આવેલું શ્રીવર્ધન સોપારીના વેપાર માટે પ્રસિદ્ધ છે. અહિંની સોપારી મુંબઇ અને ગુજરાતનાં બીજાં શહેરોમાં ઘણી જાય છે. અહિં થતી સારી જાતની સોપારી મુંબઇમાં 'શેવરધન' નામથી ઓળખાય છે.

**મીરજ**—બેલગામથી મીરજ જતાં વચ્ચે કેટલાક ભાગમાં મેદાન આવે છે. જેમાંના રસાળ ભાગમાં આંબાનો પાક સારો થાય છે. ખેતરોમાં મસુરની દાળ, ઘઉં, જુવાર, ચણા અને તંબાકુનું વાવેતર ઠીક જોવામાં આવતું હતું.

મીરજ દેશી રાજ્ય છે. અહિંના રાજા 'ચીફ ઓફ મીરજ' કહેવાય છે. પેશ્વા સરકારના સરદાર પરશુરામ ભાઉ બ્રાહ્મણ હતા. તેમને પેશ્વા સરકાર તરફથી કેટલીક જાગીર બક્ષીસ મળી હતી. મીરજ, સાંગલી, જત અને જમખીંડી આ ચારે સંસ્થાનોમાં પરશુ-રામ ભાઉના વંશજો રાજ્ય કરે છે. જેથી તે બ્રાહ્મણી રાજ્ય કહેવાય છે.

અહિં મુખ્ય વેપાર ગોળ અને મગફળીનો છે. કોલ્હાપુર અને સાંગલી જવાની રેલવે લાઇનની બે શાખાઓ છે. સાંગલી તરફના રસ્તે ચાર માઇલ ઉપર કૃષ્ણા નદી વહે છે. શહેરમાં વાવ કુવા છે પણ ઉનાળાની મોસમમાં પાણીની તંગી રહે છે. મીરજ તેની વિશુદ્ધ હવા માટે પ્રસિદ્ધ છે.

શહેરથી એક માઇલ ઉપર ખુલ્લા મેદાનમાં 'અમેરિકન પ્રેસ્બી-ટેરીઅન મીશન' હોસ્પીટલ છે. પુરતી સગવડવાળી જગામાં બાંધેલી આ દવાશાળામાં દર્દીઓને રહેવા માટે સારી યોજના કરેલી છે. ઓરડા ભાડે રાખનાર પાસેથી મધ્યમ દામ લેવાય છે. ગરીબોને કોઇ જાતની ફી વગર રહેવા દેવામાં આવે છે. હાલ હિંદુસ્તાનમાં શસ્ત્રક્રિયાના કાર્ય માટે આ સંસ્થા મશહુર છે. આ શિવાય અહિં બીજા દરેક જાતના દર્દીઓની પણ સારવાર થાય છે. દાખલ ફીના રૂ. ૫) લીધા પછી સારવાર તથા દવા માટે કંઇ ફી લેવામાં આવતી નથી.

દવાખાનાની બાજુના એક હોલમાં ગર્ભથી જન્મ દરમિયાન દિવસે દિવસે ગર્ભમાં રહેલા જીવાત્માની બદલાતી જતી સ્થિતિના નમુના રાખવામાં આવેલા છે. તે શિવાય ગુદા, ગર્ભસ્થાન અને પેટના ભાગના અવયવોમાં થતાં દર્દોના નમુના પણ ગોઠવી રાખેલા છે. પાસે મુડદાં ચીરવાની ઓરડી છે. શસ્ત્રક્રિયાની માહિતી મેળવવા માટે કેટલાક ખ્રિસ્તિ વિદ્યાર્થીઓ અહિં અભ્યાસ કરે છે.

ખ્રિસ્તિ ધર્મની આ ધર્માદા સંસ્થા અમેરિકામાં સ્થપાયેલી છે જેને માટે ત્યાં અનામત ફંડ રાખવામાં આવ્યું છે. તેમાંથી સ્વધર્મી-ઓ અને જગતના અન્ય લોકો માટે પરોપકાર અર્થે દ્રવ્યનો ઉપ-યોગ થાય છે.

આપણે ત્યાં પણ ધર્માદા સંસ્થાઓ તો ઘણીએ છે. તેમાં દ્રવ્ય પણ અતિશય છે. વૈશ્નવ અને સ્વામિનારાયણ પંથનાં મંદિરોમાં રહેલું અખુટ દ્રવ્ય તેની સાક્ષી પુરે છે. પણ તે દ્રવ્યનો ઉપયોગ

જ્યાં પોતાનાજ પંથના લોકોના ઉદ્ધાર માટે થતો નથી તો પછી ઉપ-યુંક્ત ખ્રિસ્તિ સંસ્થાના ઉદ્દેશ મુજબ પરોપકાર અર્થે જગતના લોકો માટે ક્યાંથી હોય ! તેનો ઉપયોગ તો રાજભોગોમાં, બૅરીસ્ટર વકીલ અને કોર્ટોની ફી ભરી મંદિરની ગાદીઓના દાવા લડવા માટે હોય છે !

**સાંગલી**—મીરજથી ૭ માઇલ દુર કૃષ્ણા નદીને કાંઠે સાંગલી શહેર આવેલું છે. ૧૮ થી ૨૦ લાખની આવકવાળું આ દેશી રાજ્ય છે. શહેરમાં જતાં રાજગઢ આવે છે. શહેરની ઉત્તરે ગણપતિનું મોટું મંદિર છે, જેમાં લીસો કાળો આરસ વાપરેલો છે. અહિં હળદર, ગોળ, મગફળી અને કપાસનો વેપાર સારો ચાલે છે.

**કોલ્હાપુર**—મીરજથી પશ્ચિમ દિશામાં કોલ્હાપુર જવાની બ્રૅન્ચ લાઇન છે. અહિંના મહારાજા છત્રપતિ શિવાજીના વંશજ છે. શહેર વચ્ચે જુનો રાજવાડો છે, તેના ઉપર ભગવો ઝુંડો ફરકે છે. અહિં પણ ગણપતિનું ભવ્ય મંદિર છે. નોબતખાનું લીસા પારદર્શક કાળા આરસનું બાંધેલું છે. મકાન ઘણું ખરૂં બંધ રહે છે. મુસાફરોને જોવા માટેઉઘાડવામાં આવે છે. શહેરની પશ્ચિમે એક માઇલના ઘેરાવાવાળું 'રંકાલ' તળાવ છે.

અહિંથી હળધર, ગોળ અને મગફળી બહાર ગામ બહુ ચઢે છે. આ વેપારને અંગે ગુજરાતિ વેપારીઓ ઠીક પ્રમાણમાં રહે છે. કોલ્હાપુર અને સાંગલીમાં શેરડીનો પાક ઘણો થતો હોવાથી બજારમાં શેરડીના કોલ ફરતા રહે છે. જેથી જ્યારે જોઇએ ત્યારે શેરડીનો તાજો રસ મળી રહે છે. રેલ્વે સ્ટેશન અને શહેર વચ્ચેના ભાગને શાહુપુરી કહે છે. જ્યાં પરચુરણ માલની ઘણી દુકાનો છે. મુંબઇમાં જેમ અનાજ ભરવાનાં પાલી અને ટીપરીનાં માપ છે તેમ અહિંઆં પણ ચીપડું અને માપડું એવાં માપીયાં છે.

**મહાબળેશ્વર**—મીરજથી સતારા આવતાં વચ્ચે વઠાર સ્ટેશન આવે છે. અહિંથી મોટર રસ્તે પંચગીની અને મહાબળેશ્વર જવાય

છે. પંચગીની ૨૯ માઇલ દુર છે અને મહાબળેશ્વર ૪૦ માઇલ છે. પંચગીનીના કાચા લોખંડ જેવા ખડકોમાંથી વહેતાં ઝરણોનું પાણી લોહી સુધારક હોવાથી પ્રખ્યાત છે.

મહાબળેશ્વરમાં 'રીપન સેન્ટ્રલ રેસવ્યુ' હોટેલ સર્વથી મોટી અને સગવડ વાળી છે. એક બે પારસી હોટેલો પણ છે. પંચગીની અને મહાબળેશ્વરની ચોખ્ખી અને પ્રફુલ્લીત હવાથી આકર્ષાઇ લોકો ગરમીની મોસમમાં આવે છે. મહાબળેશ્વર વિષે પુરાતન કથા એવી છે કે અહિં પહેલાં બ્રાહ્મણો યજ્ઞ કરતા હતા, તે વખતે તેમને રાક્ષસો ત્રાસ આપતા હોવાથી તેમણે શંકરની સ્થાપના કરી તેનું મહાબળે-શ્વર નામ આપ્યું.

**સતારા**—સતારા રોડ સ્ટેશનથી દસ માઇલ દુર સતારા શહેર આવેલું છે. શિવાજી મહારાજની રાજધાની રાયગઢમાં હતી પણ તેમના મરણ પછી તેમના પૌત્ર શાહુએ સતારાને રાજધાની બનાવી હતી, શહેરની પાસેજ શાહુરાજાનો જુનો કીલ્લો છે. કીલ્લાનું મૂળ નામ 'આજીમતારા' હતું. જ્યાંસુધી સતારાની રાણી રાજ્ય કરતી હતી ત્યાં સુધી શિવાજીના રાજ્યનો અમલ ચાલુ હતો પરંતુ આ અપુત્ર રાણીને દત્તક લેવાનો હક નહિ મળવાથી ગાદીનો અંત આવ્યો અને સતારા ખાલસા થયું. શાહુ રાજાના મહેલની અંદર હાલ અંગ્રેજી સ્કૂલ બેસે છે.

## પુના અને નાસીક.

સતારાથી મહારાષ્ટ્રની રાજધાની પુના ગયો. પેશ્વા સરકારનો રાજમહેલ શનવાર વાડામાં છે. મહેલનો ઘણો ભાગ જીર્ણ થઇ ગયેલો હોવાથી સુધરાવવામાં આવ્યો છે. રાજમહેલની સામે નાના ફડનવિસની હવેલી છે તેમાં હાલ હાઇસ્કૂલ બેસે છે. થોડે દુર જતાં એકવાંક આગળ શાહિસ્તખાનની હવેલી આવે છે.

ગાયકવાડામાં લોકમાન્ય તિલક મહારાજ રહેતા હતા. અહિં તેમનું એક સુંદર પુસ્તકાલય છે. શહેરથી દુર સ્વ. ગોખલેજીનું "હિંદ

સેવક સમાજ " જોવા લાયક છે. અહિંના પુસ્તકાલયમાં ઘણું દ્રવ્ય ખર્ચી રાજકીય અને સામાજીક વિષયોનાં પુષ્કળ પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો છે.

પર્વતિટેકરી એ પુનાના શહેરીઓ માટે હરવા ફરવાનું સુંદર સ્થળ છે. આ નાની ટેકરી ઉપર આવી રહેલાં મંદિરો તેની શોભામાં વૃદ્ધિ કરે છે.

પુનાથી સિંહગઢ જતાં એક મોટું સરોવર આવે છે. સિંહગઢ પણ ચિતોડના કીલ્લાની હરીફાઇ કરી શકે તેવો છે. શિવાજીમહારાજ અને તાનાજી માલસુરની યાદ દેવડાવતા સિંહગઢનું કુદરતી દ્રશ્ય ઘણું સુંદર છે. ગઢની નીચે એક પ્રચંડ શીલા આવેલી છે. આ શીલા ઉપર તાનાજી માલસુરે પાટલા ઘો ચોંટાડી ગઢ ઉપર ચઢી રાઠોડોને હરાવી ગઢ જીતી લીધો હતો જેથી ' તાનાજી દગડ ' તરીકે તે ઓળખાય છે.

મહારાષ્ટ્રના લોકોમાં વિનય સારો જોવામાં આવે છે. ઉત્તર હિંદની માફક અહિં સ્ત્રીઓમાં પડદાનો બીલકુલ રીવાજ નથી છતાં તેમનો વિનય અને મર્યાદા વખાણવા લાયક છે. હિંદમાં મુસલમાનોના આવ્યા પછી પડદાનો રીવાજ દાખલ થયેલો છે. પડદામાં રહેવાથી વિનયી થવાય છે અને સુરક્ષિત રહી શકાય છે એવું એક પણ પ્રાચિન દ્રષ્ટાંત મળતું નથી અને તેથીજ પૂર્વે હિંદમાં બીલકૂલ પડદો નહોતો. તેનું તાદ્રશ્ય દ્રષ્ટાંત નેપાળમાં મળી આવે છે કે જે ભૂમિ પરદેશીઓના હુમલાથી બચી ગઇ છે. હિંદમાં પરદેશીઓના આવવાથી સમયને અનુસરી જે જે સુધારા યોગ્ય લાગ્યા તે પૂર્વજોએ કરેલા. સમાજની અનુકૂળતા સાચવવા માટે કાયદાઓ ઘડાય છે. પ્રતિકૂળ સંજોગોમાં તેમાં ફેરફાર કરવા એજ ખરી મર્યાદા અને વિનય કહેવાય. મહારાષ્ટ્રની બ્હેનોનો પોષાક પણ ભરતખંડનો પ્રાચિન પોષાક છે.

**નાશીક**—પુનાથી નાસીક થઇને અહમદનગર જવાનું હતું. પુના અને કલ્યાણ જંકશનની વચ્ચે ખંડાલાનો ઘાટ આવે છે. આ ઘાટમાં કેટલીક ટનેલો અને રીવરસન સ્ટેશન આગળનું કુદરતી દ્રશ્યનિરિક્ષણ કરવા લાયક છે. કલ્યાણ પછી નાસીક જતાં આવતો કસારાનો ઘાટ આટલો દેખાવડો નથી. નાસીક આગળ ગોદાવરીના સામે કાંઠે સીતા ગુફા છે તેને પંચવટી કહે છે. નાસીકમાં દ્રાક્ષની ઘણી વાડીઓ છે. અહિંઆં ઘાટદાર તાંબા પીતળનાં વાસણો બને છે. શહેરની પશ્ચિમે ત્રણ ગાઉ ઉપર એક પહાડ છે. બાર વર્ષના વનવાસ વખતે પાંડવોએ આ પહાડમાં આવી કેટલોક વખત ગાળ્યો હતો. અહિં પહાડમાંથી મોટી મૂર્તિઓ અને ગુફાઓ કોરી કાઢેલી છે. આને પાંડવ ગુફા કહે છે.

નાસીકથી બાર ગાઉ ઉપર ઉંચા પહાડની તળેટીમાં ત્રંબક ગામ છે. ગામમાં પ્રવેશ કરતાં શ્રી ત્રંબકેશ્વરનું મંદિર છે. ગામની વચ્ચે કુશાવત કુંડ છે. પશ્ચિમ દિશાએ આવેલા ખડકમાં ગોદાવરીનું મૂળ છે બાર વર્ષે અહિં મોટી યાત્રા ભરાય છે.

## નાસીકથી અહમદનગર.

નાસીકથી જી. આઇ. પી. રેલવેની મેઇન લાઇનમાં મનમાડ જંકશન થઇને અહમદનગર જવાય છે. અહમદનગરનો કીલ્લો કાળા પત્થરનો બાંધેલો છે. તેની દિવાલ ૮૦ ફુટ ઉંચી છે. તેને ફરતી ૧૦૦ ફુટ કરતાં વધારે પહોળી અને વીસેક ફુટ ઉંડી ખાઈ છે. આ સુદ્રઢ કીલ્લાનું અને અહમદનગરનું ગૌરવ વધારનાર રાણી ચાંદબીબીજ હતી. પોતાની જન્મભૂમિના રક્ષણ માટે સાહસીક અને તિક્ષ્ણ બુદ્ધિની રાણીએ મોગલ સામ્રાજ્ય સાથે લડતાં લડતાં દારૂગોળો ખુટી જવાથી તાંબા અને ચાંદી નાણું બંદુકોમાં ભરી શત્રુનો સંહાર કરવાનો પ્રસંગ ચાલુ રાખ્યો હતો ! અફસોસ થવા જેવું એ છે કે દેશદ્રોહી સૈનીકોએ આ વિર રમણીને વિશ્વાસઘાતથી મહેલમાંજ

મારી નાખી ! પણ તેની વીરતા અને પરાક્રમની ખરી કદર તો કીલ્લાને ઘેરો ઘાલનાર મુરાદ કરી શકયો. રાણીના વિરત્વની પ્રસંશા કરતા મોગલોએ તેને ' ચાંદ સુલતાન ' અને ' ચાંદરાણી ' નું નામ આપ્યું હતું. અહમદનગરથી વિજાપુર જવા માટે ઘોંડ જંકશને જઈ ગાડી બદલી.

પંઢરપુર—ઘોંડ પછી આવતા ' કુરડુવાડી ' જંકશનથી બારસી લાઇટ રેલવેમાં પંઢરપુર ગયો. ચંદ્રભાગા નદીને કાંઠે વસેલા પંઢરપુરમાં વિઠ્ઠલનાથજીનું મોટું મંદિર છે. પુંડરીક, નામદેવ, અને તુકારામ ઇત્યાદી ભકતો એ આ સ્થળે ભકિત માર્ગનો ઉત્તમ ઉપદેશ કર્યો હતો. પંઢરપુરથી મોટર રસ્તે સોલાપુર જવાય છે અથવા તો પાછા કુરડુવાડી જઈ રેલવે રસ્તે પણ જવાય છે. સોલાપુરથી હોટગી જંકશન આવતાં મદ્રાસ સધર્ન મરાઠા રેલવે રસ્તે વિજાપુર ગયો.

## વિજાપુર.

મુસલમાન બાદશાહોના અમલ પહેલાં વિજાપુરમાં જૈનધર્મી રાજાઓ રાજય કરતા હતા. ઈ. સ. ૧૪૮૯ માં બાહમીની કૂળનો યુસુફઅલીખાન વીજાપુરનો સુબો હતો. તે પાછળથી સ્વતંત્ર થઈને આદીલશાહ નામ ધારણ કરી વિજાપુરનો બાદશાહ બન્યો તે પછી ઔરંગઝેબ બાદશાહે વિજાપુરમાં આદિલશાહીનો અંત આણ્યો. તેના વખતમાં વીજાપુરમાં કીલીચખાન સુબો હતો તેણે સ્વતંત્ર થઇ વિજાપુરના રાજ્યને નિઝામના રાજ્ય સાથે જોડી દીધું. પાછળથી બાલાજી પેશ્વાએ નિઝામને હરાવી વિજાપુર લીધું. ૧૮૧૮ માં પેશ્વા પાસેથી બ્રીટીશ સરકારે લઇને સતારાના રાજાને સોંપ્યું. ૧૮૪૮ માં સતારાનો રાજા અપુત્ર મરી જવાથી સતારા ખાલસા થયું. ત્યારથી વિજાપુર અંગ્રેજ સરકારની સત્તા નીચે છે.

આ પુરાતન શહેર આદીલશાહીના વખતમાં મોટા વિસ્તારવાળું હતું. પાંચમા આદિલશાહના વખતમાં શહેરની આબાદી વધી

ગઇ હતી. તે વખતે વિજાપુરમાં અઢાર લાખ માણસની વસ્તી હતી. આખા શહેરમાં હમેશાં નવલાખ રોશની બળતી હતી. શહેરની અંદર વિશાળ મેદાનો અને સુંદર બગીચાઓ હતા. અંદર તથા બહારના ભાગમાં એકંદરે બત્રીસ બજાર હતાં. જેના રસ્તા લગભગ સો ફુટ પહોળા હતા, જે હજી પણ જોવામાં આવે છે. બજારની સુઘડતા અને દુકાનોમાં ગોઠવેલા માલની સુવ્યવસ્થા પ્રશંસનીય હતી. પશ્ચિમ દેશના વેપારીઓની દુકાનોમાં માલ ગોઠવી રાખવાની સુવ્યવસ્થાની હરિફાઈ કરી શકે તેવી રીતે બજારમાં ચાલતા માણસોથી જોઇ શકાય તેમ દરેક વસ્તુઓ વ્યવસ્થિતપણે ગોઠવી રાખવામાં આવતી હતી. વેપાર કરવાની આવી પ્રાચિન સુવ્યવસ્થાને હાલ આપણે વિસારે મુકી છે. એ જોઇ પશ્ચિમના લોકો આપણને અવ્યવસ્થિત અને અસ્વચ્છ ગણે તે ખોટું નથી. હાલ આપણે યુરોપના લોકોનું સાચું અનુકરણ કરવાને બદલે ખોટું અનુકરણ કરીએ છીએ. તેમનો બાહ્ય આડંબર જાહેરખબરો પ્રાઈસલીસ્ટો, દુકાન ઉપરનાં બોર્ડ ઇત્યાદી ભપકાબંધ રાખવાનું અનુકરણ કર્યું. પણ તેમની દુકાનોની અંદરની સુઘડતા, તેમાં માલ ગોઠવવાની સુંદર વ્યવસ્થા અને કોઈ પણ ગ્રાહકને ઠરાવેલા ભાવ કરતાં વધુ દામ લઇ છેતરવો નહિ એ તેમનામાં રહેલા એક ઉત્તમ ગુણનું અનુકરણ કર્યું નહિ.

વિશ્વાસુ ગ્રાહકને ચીજોના ઠરાવેલા ભાવ કરતાં વધુ દામ લઈ છેતરવો એ શરમાવનારી રીત વેપાર નિતિને લાંછનરૂપ છે. વળી દુધ, મીઠાઇ, ઘી, તેલ ઇત્યાદી ખાનપાનની ચીજો અસ્વચ્છ રીતે રાખી આપણી દુકાનોમાં વેચવામાં આવે છે! સાધારણ ગ્રાહક જોડે બેકાળજીથી વર્તવામાં આવે છે! આ રીતભાત વેપારીની ગ્રાહક પ્રત્યેની વિવેક શુન્યતા દર્શાવે છે. યુરોપિઅન વેપારીઓની રીતભાત કદી આવી હોતીજ નથી. તેઓ શ્રીમંત કે ગરીબ દરેક ગ્રાહકની જોડે એકજ પ્રકારનું વર્તન રાખી તેમને સંતોષે છે.

હાલનુ વિજાપુર પંદરથી વીસ હજારની વસ્તીવાળું શહેર છે. તેને ફરતો જુનો કીલ્લો ખંડેર દશામાં છે. કીલ્લો રેલવે સ્ટેશનની પાસેજ છે. દોઢ માઈલ સુધી વિસ્તિર્ણ ઇમારતોનાં ખંડેર પસાર કર્યા પછી શહેર આવે છે. આ પુરાતન નિશાનીઓ જુના વિજાપુરના વિસ્તારની સાક્ષી પુરે છે. શહેરની ચોતરફ કીલ્લાની અંદર જુની ઇમારતો અને મોટા રસ્તાઓ છે. ગોળ ઘુમટ નામની પ્રસિદ્ધ ઇમારત સ્ટેશનની નજદીક છે. આને ગોળ ઘુમ્બજ પણ કહે છે.

**ગોળઘુંબજ**—આ ઇમારત ૨૦૦ ફુટ ઉંચી છે. તેના શિખરનો ઘેરાવો ૧૨૫ ફુટ છે, દીવાલ દસફુટ પહોળી છે. અંદર જવા માટે ત્રણ મોટાં પ્રવેશદ્વાર છે. મધ્યમાં સુલતાન મેહબુબશાહની કબર છે. તેની ડાબી બાજુ તેની મોટી બેગમ, દીકરી, તથા રંભા નાયકી-ણીની અને જમણી તરફ નાની બેગમ તથા પૌત્રની કબરો છે. મેહ-બુબની કબરનો કઠેરો ચાંદીથી મઢેલો હતો હાલ માત્ર લાકડુંજ રહ્યું છે. આ મકાનના ઉપલા માળે જવા માટે ચાર ખૂણે પત્થરની ચાર સીઢીઓ રાખેલી છે તેમાંની હાલ માત્ર એકજ સીઢીનો ઉપ-યોગ થાય છે, બાકીની ત્રણ બંધ કરી દીધી છે. ઉપર જતાં એક સાંકડી બંધ ગેલેરી આવે છે. જેમાં હવા આવવા માટે કોઇ કોઇ જગાએ દીવાલમાં બાકાં રાખેલાં છે. વધુ અજવાળું આવવા માટે કેટલીક નવી બારીઓ બનાવી રાખી છે. આ બંધ ગેલેરી પસાર કર્યા પછી ઘુમટની મધ્યમાં અગીઆર ફુટ પહોળી અને ૧૫૦ ફુટના ઘેરાવાવાળી તેની ગોળાકાર ખુલ્લી ગેલેરી આવે છે. ચારે દિશાએ પત્થરના ચાર બાંક ગોઠવેલા છે. સામસામેના બાંક ઉપર બે માણસો બેસી ધીમા અવાજથી બોલી એક બીજાની વાત સાંભળી શકે છે. આપણે બેઠા હોઇએ તેજ બાંકમાંથી અવાજ આવતો હોય તેમ દરેક શબ્દ સાંભળી શકાય છે. ઉચ્ચાર પણ સ્પષ્ટ આવ્યાં કરે છે. આ શિવાય આ શીલ્પકળામાં અદ્દભુત કારીગરી તો એ જોવામાં

આવે છે કે ગોળાકાર ગેલેરીમાંથી એકજ અવાજ કરતાની સાથે ઉપરાઉપરી આઠ દસ પ્રતિધ્વનિ થયાં કરે છે. ઘુમટ જ્યારે સંપૂર્ણ હાલતમાં હતો ત્યારે એક્કી વખતે ૬૦ પ્રતિધ્વનિ આવતા હતા! તેના કેટલા ભાગમાં ચીરા પડી જવાથી સમરાવી રાખ્યો છે ખરો પણ પહેલાં જેટલા અવાજ આવતા નથી.

પ્રાચિન ઇજનેરોની કુશળતા દર્શાવતો આ ઘુમટ દુનિયામાં સર્વથી મોટો છે. આથી ઉતરતો ઘુંમટ રોમમાં પેન્થરની કબરનો છે. જેણે ૧૫૮૩૩ ચોરસ ફુટ જગા રોકી છે. જ્યારે આ ઘુંમટે ૧૮૩૩૭ ફુટ જગા રોકી છે. વીજાપુરની પુરાતન ઇમારતોમાં સૌ કરતાં શ્રેષ્ટ અને જોવા લાયક ઇમારત આ એકજ છે. આ ઇમારતની પાસે એક સંગ્રહસ્થાન છે. જેમાં વીજાપુરમાં બનતી પુરાતન કારીગરીના નમુના ચીનથી, આવતી માટીમાંથી હિંદમાં બનેલાં વાસણો અને પત્થરની પ્રતિમાઓ બહુ જુના વખતની છે. દીગંબર પાર્શ્વનાથની પ્રતિમા શાકે ૧૨૩૨ માં બનેલી છે. વીજયનગરના રામરાજાનું સ્મારક ખંડીત હાલતમાં છે. આ શિવાય પાંચ તોપો છે જેમાંની એક પંચ ધાતુની બનેલી છે. સંગ્રહસ્થાનના સેન્ટ્રલ હૉલમાં પુરાતન વીજાપુરનો એક નકશો પણ છે તેમાં રસ્તાઓ, બજાર અને અન્ય સુંદર ઇમારતોનો ચીતાર દર્શાવેલો છે.

**બારાકમાન**—સોળમા સૈકામાં બીજો આદીલશાહ વીજાપુરમાં રાજ્ય કરતો હતો. તેણે ૧૬૫૬ માં 'બારાકમાન' ઇમારત ગોળ ઘુમટની ઇમારત સાથે મુકાબલો કરે તેવા ઇરાદાથી બંધાવવા માંડી હતી જેમાં પોતાના પિતા મહમદની કબર બનાવવાની હતી. પરંતુ તેના બાંધકામ દરમિયાન રાજ્ય ઉપર કેટલીક આફતો આવી પડવાથી તે અધુરી રહી ગઈ.

**ઉપલી બુર્જ**—ઇબ્રાહીમ બીજાના વખતમાં હૈદરખાને 'ઉપલી-બુર્જ' બંધાવી જેથી તેને હૈદર બુર્જ પણ કહે છે. આ બુર્જની ઉંચાઇ ૮૦ ફુટ છે. તેના ઉપર ચઢીને જોતાં વીજાપુર શહેરનો તમામ

ભાગ જોઇ શકાય છે. બુર્જ ઉપર બે તોપો છે. તેમાંની 'લંબછડી' નામની તોપ ત્રીસ ફુટ લાંબી છે.

**નમીબુર્જ**—આ બુર્જ ઉપર ' કસબ ' નામની પ્રખ્યાત તોપ છે. તોપનો ઘેરાવો સાડા ચાર ફુટનો છે. એકવીસ ફુટ લાંબી અને વજનમાં ૪૭ ટન છે. આલમગીરના ઘેરા વખતે આ તોપનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. વીજાપુરની બધી તોપોમાં આ સૌથી મોટી છે.

**મલીક મેદાન**—શહેરની પશ્ચિમે કીલ્લા ઉપરના એક મજબુત બુર્જને શેરબુર્જ કહે છે. તેના ઉપર 'મલીક મેદાન' તોપ અલીબાદશાહના વખતમાં મુકવામાં આવી હતી; આ બુર્જ ખાસ તોપને માટે બાંધવામાં આવ્યો હતો, આ તોપને 'મુલ્ક મેદાન' પણ કહે છે.

ઇ. સ. ૧૫૪૮માં અહમદનગરમાં ' મહમદબીન હુસેનરૂમી'એ આ તોપ પંચ ધાતુની બનાવી હતી. ઇ. સ. ૧૬૩૨માં મહમદ બાદશાહના સેનાધિપતિએ સુલતાન અહમદ પાસેથી જીતી લીધી, તે પછી આલીમગીર બાદશાહે વીજાપુરની જીત પછી ૧૬૮૬માં આ તોપ ઉપર અરબી ભાષામાં લેખ કોતરાવ્યો. આ પ્રસિદ્ધ તોપનો ચળકાટ એવો તો પારદર્શક છે કે તેની પાસે જતાં જોનારનું પ્રતિબીંબ જણાય છે. ૪૦૦ વર્ષ કરતાં પણ વધુ વખત થયો છતાં તે હાલજ બની હોય તેવી લાગે છે. મિશ્ર ધાતુની બનેલી છતાં મજબુત છે. તેના ઉપર જરા ટકોરો મારતાં ઘંટની માફક અવાજ થાય છે. તેના મુખનો ઘેરાવો એટલો વિસ્તારવાળો છે કે તેમાં માણુસ બેસીને માથે સાફો કે પાઘડી વીંટી શકે છે! ૫ ફુટ ૨ ઇંચના ઘેરાવાવાળી આ તોપનું વજન ૪૦ ટન છે. લંબાઇ ૧૪ ફુટ છે. તેનો ઉપયોગ કરતી વખતે જામગીરી સળગાવનાર માણુસ પાસેના પાણીના હોજમાં ડુબકી મારી જતો કે જેથી તેના ભિષણુ અવાજથી કર્ણેન્દ્રીયને નુકશાન ન પહોંચે. હિંદની કારીગરીનો આ એક પુરાતન નમુનો છે.

વીજાપુરમાં જુમા મસ્જીદ, આસરમહાલ, સાત મજલી, ગગન-મહાલ અને મહેતર મહાલ ઇત્યાદી બીજી પ્રાચિન ઇમારતો જોવા લાયક છે. મહમદ બાદશાહના વખતમાં 'ગદ' નામના ભંગીએ બંધાવેલા મહેલને મહેતર મહાલ અથવા ભંગી મહાલ પણ કહે છે.

સર્વ પ્રાચિન ઇમારતોમાં 'ગોળ ઘુંમટ' અને 'મલીક મેદાન' બન્ને અવલોકન કરવા લાયક છે. આ શિવાય અહિં સેંકડો વર્ષનું એક જુનું ગોરક્ષ આમલીનું વૃક્ષ છે. જેનો ઘેર ૫૦ ફુટ જેટલો છે. પૂર્વે ઘાતકી ગુન્હેગારોને આ વૃક્ષ સાથે બાંધીને સજા કરવામાં આવતી હતી.

વીજાપુરથી હુબલી જતાં હૉસ્પેટ જંકશનથી સાત માઇલ ઉપર હાપી ગામ છે, ત્યાંથી પગ રસ્તે વિરૂપાક્ષની યાત્રાએ જવાય છે. વિરૂપાક્ષથી અડધો ગાઉ તુંગભદ્રાની ઉત્તરે પંપા સરોવર આવેલું છે. હૉસ્પેટથી બેલારી જવાય છે. અહિં લશ્કરી છાવણી રહે છે. અહિંથી થોડે દુર વિજયનગર આવેલું છે.



# આંધ્ર અને ઓરીસા

" તમારા દેશને ચ્હાતા પહેલાં તેને પુરો નિરખજો. "

ભગિની નિવેદીતા.

## વિજાપુરથી હૈદ્રાબાદ ( નિઝામ )

વીજાપુરથી હોટગી થઈને વાડી ગયો. વાડી જંકશનથી નીઝામ્સ ગેરંટીડ સ્ટેટ રેલવે જોડાય છે. આ પહોળા માપની લાઈન હૈદ્રાબાદ અને સીકન્દ્રાબાદ થઇને બેઝવાડા જાય છે. બીજી નાના માપની લાઇન સીકન્દ્રાબાદથી મનમાડ જાય છે. વાડીથી બે વાગે ગાડી ઉપડી સાંજે સાત વાગે હૈદ્રાબાદ આવી.

રેલવે સ્ટેશનથી શહેર ત્રણ માઇલ દુર છે. શહેર બહાર ઘણાં મોટાં પરાં આવેલાં હોવાથી સ્ટેશન પાસેના ' નામપલ્લી ' ભાગથીજ શહેર શરૂ થાય છે. મુસી નદીનો પુલ ઓળંગી શહેરમાં પ્રવેશ કરતાં ત્રણ દરવાજા આવે છે. પૂલની પૂર્વ પશ્ચિમ નદીના કાંઠે બે સુંદર બગીચા છે. આ બગીચામાં સુશોભિત રસ્તાઓ અને પત્થરની કેટલીક બેઠકો છે. હોજ, ફુવારામાંથી વહી જતા પાણી માટે બનાવેલા પત્થરના ઢોળાવ તથા લીલા ઘાસની વચ્ચેથી પસાર થવા માટે બાંધેલી પત્થરની સાંકડી પણ સુંદર પગથી જોતાં કાશ્મીરના નિશાતબાગનું સ્મરણ થઈ આવે છે. મુસલમાન બાદશાહોનાં ઉદ્યાનો મનોહર હતાં. બગીચા અને ખેતીવાડીનો તેમને ઘણો શોખ હતો. બાબર બાદશાહે હિંદમાં મેવાનાં ઝાડો વવરાવ્યાં હતાં. તેનું આ એક ચિન્હ છે.

પશ્ચિમ તરફના બગીચાની અંદર આમલીનું એક વૃક્ષ છે. ઇ. સ. ૧૯૦૮ માં જ્યારે મુસી નદીમાં ભારે પુર આવ્યું ત્યારે મુસીનો પુલ તુટી ગયો હતો. પુરમાં તણાઇ જતા ૧૫૦ માણસો આ વૃક્ષ

ઉપર ચડી જવાથી બચી ગયા હતા. તે દિવસથી ૧૫૦ મનુષ્યોની જીંદગી બચાવનાર તરીકે આ પરોપકારી વૃક્ષ પ્રસિદ્ધ છે. એક કવીએ સાચુંજ કહ્યું છે " સંત સરોવર તરૂવર સરિતા પર ઉપકારી ચાર. "

રેલવે સ્ટેશન પાસે બાગામ (સાર્વજનિક બગીચો) આવેલો છે. જાનેવારી અને ફેબ્રુવારી માસમાં અહિં પ્રદર્શન ભરાય છે, જેમાં હૈદ્રાબાદ રાજ્યમાં થતી દેશી કારીગરીના નમુના રાખવામાં આવે છે.

શહેરના મધ્ય ભાગમાં ચાર મીનાર બાંધેલા છે તેનો ઘાટ તાજીઆ જેવો છે. તેની દીવાલો પાંચ ફુટ પહોળી છે. વચ્ચેના ચોકમાં ફુવારો ગોઠવેલો છે. ચારે દિશામાં ચાર રસ્તાઓ પડે છે. મીનારાથી દક્ષિણે જતાં મક્કા મસ્જીદ આવે છે. જેમાં બાદશાહ નિઝામ ઉલ્મુલ્ક અને આલમગીરની જુની કબરો છે. તેની પાસે હાલના નિઝામ સરકાર મીર ઉસમાન અલીખાન બહાદુરના પિતા મેહબુબ અલીખાનની કબર છે, પાસે જનાનાની કબર છે. ચાર મીનાર અને મક્કા મસ્જીદ આજથી ચારસેં વર્ષ ઉપર ગાઝી મહમદઅલીએ બંધાવેલા કહેવાય છે. મક્કા મસજીદની પાસે પાદશાહી દેવડી ( રાજવાડો ) છે.

હૈદ્રાબાદમાં ૭૫ ટકા મુસલમાનની વસ્તી છે. બાકીના હિંદુ છે. વેપાર રોજગારમાં મારવાડી ભાઇઓ ઘણા છે. અહિં ઉર્દુ અને તેલુગુ ભાષા બોલાય છે. લખનૌ અને દીલ્હીમાં બોલાતી અસલ ઉર્દુ જબાન અહિંના મુસલમાન ભાઇઓ બોલે છે. એકંદરે ઉર્દુનો પ્રચાર હિંદુઓમાં પણ વધારે હોવાથી સામાન્ય રીતે દરેક જણ હિંદી ભાષા સહેલાઇથી સમજીને બોલી જાણે છે. આર્ય સમાજ અને મહાસભાના પરિશ્રમથી દક્ષિણ હિંદમાં તામીલ અને મલબાર દેશમાં પણ હવે ધીરે ધીરે હિંદીનો પ્રચાર વધતો જાય છે.

અહિંના મુસલમાન ભાઈઓ એક ટોપી પહેરે છે. જેનો આગળનો ભાગ ઉંચો હોય છે. આ ટોપીને દસ્તાર કહે છે. લાંબો કોટ

અને દસ્તાર એ રાજ્ય પોષાક ગણાતો હોવાથી હિંદુ કે મુસલમાન સર્વ અધિકારી વર્ગ તેવો પોષાક પહેરે છે.નિઝામ સંસ્થાનનું ટપાલ-ખાતું ઈલાયદા છે. કલદાર અને હાલી એમ બે પ્રકારનાં નાણાં ચાલે છે. હાલી નીઝામ રાજ્યનું નાણું છે. તેમાં ત્રાંબુ, ચાંદી, સોનું અને નોટોનું પણ ચલણ છે.સોનાના શીકકાને અશરફી (મહોર) કહે છે.

શહેરમાં પત્થરગટીમાં સરદારભુવન હિંદુ હૉટલ છે. રેલવે સ્ટેશન પાસે રાજ્ય તરફથી મુસાફરખાનું બાંધેલું છે જેમાં ઉતરનાર મુસાફરને રસોઈ માટે વાસણકુસણ મળી શકે છે.

મુંબઈ કલકત્તા અને મદ્રાસ શિવાયનાં બીજાં શહેરો કરતાં હૈદ્રાબાદનો વિસ્તાર મોટો છે. શહેરથી પાંચ માઈલ દુર સીકન્દદ્રાબાદ આવેલું છે. ત્યાં સુધી મોટા પહોળા રસ્તાઓ ઉપર છૂટી છવાઈ વસ્તી છે. બન્ને શહેરો એક બીજા સાથે જોડાયેલાં છે. તેનો લાંબો વિસ્તાર દુરનાં ગામડાઓમાં પહોંચેલો છે. એકંદર ઘેરાવો ૨૦ થી ૨૫ માઈલ જેટલો છે. ઉમદા નગરથી મેડચાલ સુધી મીટરગેજ, અને ભોંગીરથી લાલપાલે સુધી બ્રૉડગેજ લાઈનની લોકલ ટ્રેઈનો દોડે છે. સીકન્દ્રાબાદ બન્ને લાઇનોનું કેન્દ્ર છે.

**સીકંદ્રાબાદ.** હૈદ્રાબાદ અને સીકન્દ્રાબાદ વચ્ચે રેલવે ટ્રેઈન અને મોટર ગાડીઓનાં સાધનો છે. સીકન્દ્રાબાદમાં હિંદુઓની ઘણી વસ્તી છે. વેપારનું મુખ્ય મથક છે. કાપડ અનાજ ઇત્યાદી માલ પહેલાં સીકંદ્રાબાદમાં આવી પછી હૈદ્રાબાદ જાય છે. શહેરની ઉત્તરે ગોરા તથા દેશી લશ્કરની છાવણી છે.

**ગોવળકાંડા.** હૈદ્રાબાદથી ચાર ગાઉ ઉપર એક પહાડ છે, તેના ઉપર પુરાતન કીલ્લો છે જેમાં નિઝામ રાજ્યની પલટણ રહે છે. કેટલીક જગા વેરાન છે. એક જગાએ દેવીનું મંદિર છે. નવરાત્રીમાં મેળો ભરાય છે. તેટલાજ દિવસોમાં આ કીલ્લા ઉપર જવાની છૂટ છે. બાકીના દિવસોમાં રજા શિવાય જઇ શકાતું નથી. પહાડની

તળેટીમાં ગોવળકાંડા ગામ છે. પહેલાં આ સ્થળ હીરાની ખાણો માટે પ્રસિદ્ધ હતું.

**નાંદેડ.** દેશ ભક્ત ગુરૂ ગોવિંદસિંહની નાંદેડમાં સમાધિ છે. સીકન્દ્રાબાદથી મનમાડ લાઇનમાં નાંદેડ જવાય છે. આ જગાએ ઇ. સ. ૧૭૦૮માં હિંદુ મુસલમાનની ભારે લડાઈ થઇ હતી. જેમાં પ્રતાપી વીર ગુરૂ ગોવિંદસિંહ મૃત્યુ પામ્યા હતા.

નાંદેડથી ઔરંગાબાદ સ્ટેશને ઉતરી ૧૫ માઇલના પગ રસ્તે. ઇલોરા જવાય છે. બીજું સ્ટેશન દૌલતાબાદ આવે છે ત્યાંથી ઇલોરા દસ માઇલ છે. બન્ને જગાએથી વાહનો મળી શકે છે.

ઇલોરાનાં મંદિરો અને ગુફાઓ પર્વતમાંથી કોરી કાઢેલાં છે. આ પ્રાચીન કારીગરીના અવલોકન માટે હાલ જવાનું બની શક્યું નહિ.

હૈદ્રાબાદથી બેઝવાડા ૧૨૫ માઇલ દુર છે. ત્યાં થઇને વીઝીઆ નગરમ જવાનું હતું.

## બેઝવાડા.

આ આંધ્રદેશનું મધ્ય સ્થળ ગણાય છે, અને વેપારનું મુખ્ય મથક છે. નિઝામ સ્ટેટ રેલવે અને સધર્ન મરાઠા રેલવેનું આ જોઇન્ટ જંકશન છે. સ્ટેશન ઘણું મોટું અને દેખાવડું છે. અહિંથી મછલીપટમ તથા ગુંટાકલ જવાની શાખાઓ નિકળેલી છે ગુંટાકલ તરફ જતાં ગંતુરથી આગળ 'વિનુકુન્ડા' સ્ટેશને ઉતરી બે ગાઉ દુર મલ્લીકાઅર્જુન જવાય છે. ગંતુર ઝીણી ખાદીના વણાટ માટે પ્રસિદ્ધ છે. આ શિવાય પૉનેરી, ગદુર અને નેલોરનું વણાટ કામ પણ વખણાય છે. ગંતુર બધાનું કેન્દ્ર છે.

બેઝવાડા છોડતાં આંધ્રની ગરમીનો અનુભવ થવા લાગ્યો. સીબી અને મુલતાનમાં ઉનાળામાં પુષ્કળ ગરમી પડે છે. લગભગ તેટલીજ ગરમી હૈદ્રાબાદ અને આંધ્રના બીજા ભાગોમાં પડતી હોય તેવી લાગી. એપ્રીલ માસની આખર હતી, રાત્રીના દોઢનો સમય હતો, છતાં હવા

એટલી બધી ગરમ હતી કે સ્ટેશન ઉપરના પાણીના નળમાંથી ધગ-ધગતું પાણી આવતું હતું !

## બેઝવાડાથી વિઝીયાનગરમ

**રાજમંદ્રી.** બેઝવાડાથી ચારકલાકના રસ્તે ગોદાવરીના તીર ઉપર રાજમંદ્રી શહેર આવેલું છે. નાસીક આગળ સાંકડા પ્રવાહમાં વહેતી ગોદાવરીએ અહિં આવતાં ગંભીર અને વિસ્તિર્ણ સ્વરૂપ ધારણ કરેલું છે. અહિંથી સમુદ્રનું અંતર પંદર માઇલ જેટલું છે. શહેરની આસપાસના ગામડાઓમાં કાંતવા પીંજવાનું કામ જોવા લાયક છે. દરિયા કીનારા પરનાં ગામોમાં લોકો માછલીના જડબાંથી રૂ ને સાફ કરી પૂણીઓ બનાવે છે. આ ક્રીયાથી રૂમાં બીલકૂલ કીટી રહેતી નથી. આવી રીતે બનાવેલી પૂણીઓને કેળના પત્તામાં લપેટી કાંતે છે. જેથી ઝીણું સફાઇદાર સુતર તૈયાર થાય છે.

**કોકનાડા**—રાજમંદ્રિમાં અડધો દિવસ રહી આગળ જતાં સામલકોટ જંકશન આવ્યું. અહિંથી બાર માઇલ ઉપર એક નાનો ડુંગર છે, જેને તોતાપલી હીલ કહે છે, અહિં સ્વામી રામતીર્થનો શાંતિ આશ્રમ છે. ઓમસ્વામી આ આશ્રમ ચલાવે છે. આ ભાગને ગોદાવરી ડીસ્ટ્રીકટ કહે છે. સામલકોટથી બ્રેન્ચલાઇનમાં કોકનાડા જવાય છે. આ બંદરનો મુંબઇ અને કલકત્તા સાથે સારો વહેવાર ચાલે છે.

**વિઝાગાપટમ**—સામલકોટ પછી વૉલ્ટર જંકશન આવ્યું. અહિંથી ચાર માઇલ ઉપર 'વિઝાગાપટમ' બંદર છે. હાથીદાંત ઉપર સુંદર કોતરકામ કરવાની કારીગરી માટે વિઝાગાપટમ પ્રસિદ્ધ છે. અહિંનાં હવા પાણી વૉલ્ટર જેટલાં સારાં નથી. હાલ આ બંદર મોટા વિસ્તારવાળું બંધાવવા માંડયું છે.

**વિઝીયાનગરમ**—વૉલ્ટરથી બેંગાલ નાગપુર રેલવે જોડાય છે. અહિંથી એક શાખા પાવર્તિપુર તરફ જાય છે. વિઝીયાનગરમ દેશી રાજ્ય છે. અહિં કેરી અને ચીકુનો પુષ્કળ પાક થાય છે. રાત્રે

નવ વાગે વિઝીઆનગરમ છોડયું. સવારે બરહામપુર આવ્યું. હવે આંધ્રદેશની હદ મુકીને ઓરીસાપ્રાંતમાં પ્રવેશ કર્યો.

## જગન્નાથપુરી.

દસ વાગતાં ખુરદારોડ જંકશન આવ્યું. અહિંથી એક ગાડી કટક થઇને કલકત્તા જાય છે. કટકમાં શીંગડાની સોટી, કલમ, કાંસકી ઇ. ચીજો બને છે. ઓઢીયા પ્રાંતનું આ મુખ્ય શહેર છે.

બે કલાક પછી પુરી જવાની ગાડી આવી. પુરીમાં જગન્નાથજીનું મોટું મંદિર છે તેના કમ્પાઉન્ડનો ઘેરાવો ૦ા માઇલ જેટલો છે. મંદિરમાં તૈયાર થતું ભોજન યાત્રીઓને પંડયાઓ તરફથી આપવામાં આવે છે. આ ભોજન સામગ્રી, મંદિરમાંથી શુદ્ર લોકો પાસે ઉપડાવીને લાવવામાં આવે છે. બધા સાથે બેસીને શુદ્રોના હાથે પીરસેલું ભોજન જમે છે. આમ જ્ઞાતિભેદ નહિ ગણવા માટે ઘણા લાંબા વખત ઉપર અહિં એક પ્રસંગ બનેલો છે. એક શુદ્ર જાતિનો ભક્ત જગન્નાથજીની યાત્રાએ આવેલો તેણે મંદિરમાં જઇ પ્રભુને પ્રાર્થના કરી કે પ્રથમ મારા હાથનું ભોજન જમો અને તે પ્રસાદ અન્યને વહેંચ્યા પછીજ હું જમીશ. તેની આવી અડગ શ્રદ્ધા જોઇ પ્રભુએ આવી ભોજન કર્યું, અને તે પ્રસાદ સૌને વહેંચવામાં આવ્યો. ત્યાર પછી સર્વ કોઇ અતિથ ધામમાં આવી સાથે બેસીને જમે છે.

પ્રભુને ત્યાં કોઇનો ભિન્નભેદ હોતો નથી. પ્રભુનો વાસ એકલા જગન્નાથજીના તિર્થક્ષેત્રમાં નહિ પણ સર્વત્ર છે. બાળકોને શાળાઓમાં શિક્ષણ પણ આપવામાં આવે છે—

" આસપાસ આકાશમાં અંતરમાં આભાસ;
ધાસ ચાસની પાસ પણ વિશ્વપતિનો વાસ."

પણ આ તિર્થધામ છોડયા પછી યાત્રિઓની આવી સમજ શક્તિ કયાં ચાલી જાય છે તે સમજાતું નથી!

જગન્નાથજીની આસપાસ સેંકડો ભિખારીઓ રખડતાં હોય છે. તથા આ પ્રાંતના બીજા ભાગમાં તેથી પણ વધુ સંખ્યા હાડ-

પિંજરોની જોવામાં આવે છે. રેલવે ગાડીમાં મુસાફરી કરતાં ઘણાં સ્ટેશનો ઉપર નિરંતર ભૂખથી રીબાતાં ગરીબો નજરે પડે છે! ગામડાંઓમાં જઈને જોતાં તેમની સંપૂર્ણ હાલતનો ખ્યાલ આવે છે. આવા દુઃખી દેશમાં આવેલા તિર્થક્ષેત્રમાં રોજ કેટલોએ પ્રસાદ યાત્રીઓને વહેંચી તેના પૈસા કરવામાં આવે તેને પૂણ્યક્ષેત્ર માની યાત્રા કરી શી રીતે કહેવાય!

એક દિવસ પુરીથી બે માઇલ ઉપર જનકરાજાનું મંદિર જોવા ગયો. અહિં એક કુંડ છે. યાત્રીઓ કુંડમાં સ્નાન કરી જનકરાજાનાં દર્શન કરે છે. આ દર્શનનો ઉદ્દેશ એવો છે કે જેમ રામચંદ્રજીએ પોતાના સાસુસસરાને માતાપીતા માની તેમની તરફ જેવો પ્રેમ દર્શાવ્યો હતો તેવો પ્રેમ દરેક જણે પોતાના શ્વસુરપક્ષ તરફ રાખી વર્તવું જોઇએ.

જ્યાં સુધી બાળલગ્નો કાયમ રહેશે અને ઇચ્છા લગ્નો થશે નહિ ત્યાંસુધી આ ઉદ્દેશના પાલનની આશા મિથ્યા છે. અહિં જનક વિદેહીના મંદિરની દીવાલો ઉપર બિભત્સ ચિત્રો કાઢેલાં છે! અપવિત્ર વિચારોને પોષનાર આવાં બિભત્સ ચિત્રો દેવમંદિરોમાં હોય એ ઓછું શોચનિય નથી.



# મધ્ય ભારત.

" સ્થિરતા એટલે પ્રગતીનો અભાવ અથવા ધર્માંધપણું એ અનેક દુઃખો અને આપત્તિનું કારણ છે. જ્યારે ધર્મનું તત્વ વિદ્યાદ્વારા શોધવામાં આવશે ત્યારેજ આપણું અને દેશનું કલ્યાણ થશે.

**સ્વામિ રામતીર્થ.**

## પુરીથી નાગપુર.

પુરીથી નીકળી નાગપુર રસ્તે મધ્ય પ્રાંતમાં જતાં ખરગપુર જંકશને ગાડી બદલવાની હતી. ખરગપુર એ બેંગાલ નાગપુર રેલવેનું હેડ ક્વાર્ટર હોવાથી વર્કશોપ અને તેને લગતી ઘણી ઑફીસો છે. ખરગપુરથી થોડાં સ્ટેશન પસાર કર્યા પછી ટાટાનગર આવ્યું, અહિં ટાટા આયર્ન વર્કસ ફેકટરી છે. જેમાં ઘણી જાતના યંત્રોનાં ઓજારો તૈયાર થાય છે. હિંદમાં આ એકજ મોટું કારખાનું છે. કારખાનાને અંગે ઘણાં માણસો રહેતા હોવાથી એક નાના શહેર જેટલો વિસ્તાર છે. તેની વ્યવસ્થા પણ સારી છે.

ટાટાનગર પછી બીલાસપુર જંકશન આવ્યું. અહિંથી કટની જવાની શાખા નિકળેલી છે બીલાસપુર પછી રાયપુર જંકશન આવે છે. ત્રણ વાગતાં ગોંડીઆ આવ્યું. આ જંકશનથી બાલાઘાટ નૈનપુર તથા જબલપુર જવા માટે બી એન રેલવેની નાના માપની લાઈન જોડાય છે. રાત્રે આઠવાગે નાગપુર આવ્યું.

ઇસ્ટ ઈન્ડીયા કંપનીના વખતમાં નાગપુરથી દેશી કાપડ પુષ્કળ પ્રમાણમાં ઇંગ્લાંડ જતુ હતું. શહેરના મધ્ય ભાગમાં ઘીચ વસ્તી છે. ઉનાળામાં ગરમી પુષ્કળ પડે છે. નારંગીનો પાક અહિં ઘણા પ્રમાણમાં થાય છે. તેની મીઠાશ માટે તે આખા હિંદમાં પ્રસિદ્ધ છે. મધ્ય પ્રાંતમાં નાગપુર મુખ્ય શહેર ગણાય છે. બીજું શહેર જબલપુર છે. આ બંન્ને શહેરો વેપારનાં મથક છે. અહિંથી જી. આઇ. પી રેલવેમાં ભૂશાવળ થઇને ખંડવા જવાય છે.

## નાગપુરથી ખંડવા.

અહિંથી ભૂસાવળ જતાં વરાડ પ્રાંત શરૂ થયો. વર્ધા, બદનેરા, અમરાવતી, મૂર્તિજાપુર અને અકોલા એ વરાડનાં મુખ્ય શહેરો છે. વર્ધામાં શ્રી. વિનોબા ભાવેના હાથ નિચે ચાલતા સત્યાગ્રહ આશ્રમમાં રહેતા વિદ્યાર્થીઓ સ્વાશ્રયનું શિક્ષણ મેળવી રહ્યા છે. શ્રી જમનાલાલજીએ અહિં લક્ષ્મીનારાયણનું મંદિર બંધાવી અંત્યજો માટે ખુલ્લુ મુકયું છે. ખરેજ પ્રભુના દરબારમાં આચાર કેટલો પાળ્યો તે પુછાતું નથી પણ પ્રાણીઓ તરફ કેટલી સમાનતા રાખી તેનો હિસાબ લેવાય છે.

બદનેરા જંકશનથી અમરાવતી જવાય છે. વરાડનું આ મુખ્ય શહેર વેપારનું મથક છે. ખાનદેશમાં આવેલાં ધૂળીઆ, જલગામ નંદરબાર અને આમલનેર એ પણ વેપારનાં મથક છે. આ પ્રદેશમાં કપાસ પુષ્કળ પ્રમાણમાં થાય છે. ભૂશાવળથી આમલનેર થઇને ટાપ્ટી રેલવેમાં સુરત જવાય છે.

ભૂશાવળથી જી. આઇ. પી. રેલવેની મેઇન લાઇનમાં ખંડવા જતાં બુરાનપુર આવે છે. આ શહેરમાં પૂર્વે કસબી શેલાં અને રેશમી કાપડનો ધંધો બહુ સારો ચાલતો હતો.

**આસિરગઢ**—ખંડવાને પહેલાં ખાંડવદેશ કહેતા. પાંડવોના વખતથી ખાંડવ દેશ પ્રસિદ્ધ છે, જેની રાજધાની આસીરગઢ એક પ્રસિદ્ધ કીલ્લો છે. આ કીલ્લો આશરે એક હજાર ફુટ ઉંચા ડુંગર ઉપર બાંધેલો છે. મુખ્ય કીલ્લામાં પ્રવેશ કરવાના દ્વાર આગળ બે નાના કીલ્લા બાંધેલા છે. ડુંગર ઉપર હાલ એક નાનું ગામ છે. આશા આહિર નામના હિંદુ રાજાએ આ ગઢ બંધાવેલો કહેવાય છે. આ ડુંગરની રચનાજ એવી છે કે તેની આસપાસ બીજા નાના ડુંગરો કે ઘીચ ઝાડી નથી કે જેમાં દુશ્મનો ભરાઇ રહીને અચાનક હુમલો કરી શકે. ડુંગરની ચારે તરફ ખુલ્લાં મેદાનો છે. તળેટીમાંથી કીલ્લાની ટોચ ઉપર નજર નાખતાં જાણે આકાશ સાથે વાત કરતું કોઇ સુશોભિત શહેર હોય તેવું દેખાય છે.

હિંદમાં ઐતિહાસીક સ્થળોનું અવલોકન કરનાર પ્રવાસીને આસીરગઢના કીલ્લાનું નિરિક્ષણ કર્યા પછી એટલું તો જણાઈ આવશે જ કે આવો ગઢ બીજે ભાગ્યેજ હશે.

## જબલપુર અને ભોપાળ.

**જબલપુર**—ખંડવાથી ઇટારસી જંકશન થઇને જબલપુર ગયો. શહેર બહારના રસ્તા પહોળા અને સુઘડ લાગ્યા પણ શહેરની અંદરના રસ્તા સાંકડા અને અસ્વચ્છ માલુમ પડે છે. મકાનો જુની પદ્ધતિનાં છે. અનાજ અને ગોળનો અહિં મુખ્ય વેપાર છે. શહેરથી ચાર ગાઉ ઉપર નર્મદા નદી વહે છે. નદી કાંઠે સંગેમરમરનો પહાડ જોવા લાયક છે. જબલપુરથી ખંડવા થઇને રાયગઢ જવાય છે. રાયગઢમાં શિવાજી મહારાજનો કીલ્લો છે.

જબલપુરથી કટની જઇ ત્યાંથી બેંગાલ નાગપુર રેલવેમાં 'પેન્ડ્રારોડ' સ્ટેશનથી પગ રસ્તે વિંધ્યાચળ ઉપર આવેલા અમરકંટકનાં શિખ્ખરે જવાય છે. કલકત્તાથી નાગપુર આવતા મુસાફરો માટે બીલાસપુરથી કટની લાઇનમાં પેન્ડ્રારોડ આવી અમરકંટક જવાનો રસ્તો ટુંકો છે. અમરકંટકના શીખ્ખરમાં નર્મદાનું મૂળ હોવાથી તિર્થક્ષેત્ર ગણાય છે. તેની ઉંચાઇ ૩૫૦૦ ફુટ છે. ઉનાળામાં આ જગા બહુ ઠંડી રહે છે.

**બુંદેલખંડ**—કટનીથી માણેકપુર જતાં બુંદેલખંડની સરહદ ઉપરના 'સતના' સ્ટેશનથી પગ રસ્તે પન્ના જવાય છે. હીરાની નિપજ માટે પન્ના પ્રસિદ્ધ છે. આ દેશી રાજ્ય છે. સતનાથી બુંદેલખંડની રાજધાની 'રેવાં' જવાનો પણ રસ્તો છે. ઝાંસી અને માણેકપુર વચ્ચે આવતા 'બાંદા' સ્ટેશનથી પણ પન્ના જવાય છે. સતનામાં પોલીટીકલ એજંટ રહે છે.

**ભોપાળ**—જબલપુરથી ઈટારસી આવી ભોપાળ ગયો. ભોપાળને ફરતો અસલી કીલ્લો છે. મધ્ય બજારનો ભાગ વીચ વસ્તીવાળો છે. આવી જગાએ દુકાનો અને ઘરો ખીચોખીચ આવેલાં છે.

હિંદુસ્તાનમાં મુસલમાની રાજ્યોમાં ભોપાળનું રાજ્ય બીજે નંબરે ગણાય છે. અહિંનું 'ભોજપાલ' સરોવર આખા હિંદમાં સૌથી ઉત્તમ ગણાય છે. આ પ્રસિદ્ધ સરોવર ધારાનગરીના રાજા ભોજના પ્રધાને બંધાવ્યું હતું. શહેરનું નામ પણ ભોજપાળ હતું. અપભ્રંશ થતાં ભોપાળ બોલાય છે. સરોવરને કાંઠે નવાબ સાહેબનો 'રહેમત મંઝીલ' મહેલ છે. સામે કીનારે આવેલી લીલી ટેકરીઓની હાર તથા આસ-પાસનું રમણીય દ્રશ્ય બહુજ આનંદજનક લાગે છે. ગ્રીષ્મ રૂતુમાં સવાર સાંજ સરોવરની સહેલ કરવા માટે કીનારે કેટલાક મછવા પડયા રહે છે. ચોમાસામાં પાણી વધી જતાં એક બંધના દરવાજા વાટે પાસેના નાના તળાવમાં કાઢી નાંખવામાં આવે છે. આ વિસ્તિર્ણ સરોવરની સુંદરતા માટે મધ્ય પ્રાંતમાં કહેવત છે "તાલમે તાલ ભોપાલ ઔર સબ તલૈયાં."

ભોપાળમાં ૧૦૦ રૂપીઆભારનો શેર ગણાય છે. ઘી દુધ અનાજ શાકભાજી સસ્તાં મળે છે. અહિંથી સીહોર કેન્ટોન્મેન્ટ થઇને ઉજ્જૈન જવાની શાખા છે.

**સાંચી**—ભોપાળથી મેઇન લાઇનમાં બીના જતાં વચ્ચે સાંચી આવે છે. સાંચીથી બે ફર્લાંગ ઉપર એક ઉંચી ટેકરી છે. અહિ બૌદ્ધ સ્તુપ અને ઐતિહાસીક પ્રસિદ્ધ ખંડેરો જોવા લાયક છે.

## ઝાંસી અને ગ્વાલીઅર.

સાંચી છોડયા પછી બીના જંકશન આવે છે. અહિંથી એક શાખા કટની તરફ જાય છે. બીજી કોટા તરફ જાય છે. બીના અને ઝાંસી વચ્ચે 'લલીતપુર' દેશી રાજ્ય આવેલું છે. રેલવે સ્ટેશનથી ઝાંસી શહેર બે માઇલ દુર છે. દક્ષિણ તરફ ગોરા અને દેશી લશ્કરની છાવણી છે. શહેરમાં પહોંચતાં સુધી વિશાળ રસ્તો બાંધેલો છે. શહે-રને ફરતો પુરાતન કીલ્લો છે. પશ્ચિમ દિશાએ એક ટેકરી ઉપર સુદ્રઢ ગઢની અંદર પલટણ રહે છે. આ ગઢની અંદર શંકરનું મંદિર છે. શિવરાત્રીને દિવસે મેળો ભરાય ત્યારેજ આ ગઢની અંદર જવાની

પરવાનગી મળે છે બાકીના દિવસોમાં કોઇને અંદર જવાની છુટ નથી. એમ કહે છે કે મેળાના દિવસે ગઢની અંદર જનાર લોકો પાસે લાકડી પણ રાખવાની મનાઈ છે. ગઢની પૂર્વે તથા ઉત્તરે બે દરવાજા છે.

ઇ. સ. ૧૮૫૭–૫૮માં ઝાંસીની રાણી લક્ષ્મીબાઇએ આ કીલ્લામાં દારૂગોળો અને ખાદ્ય ખોરાકીની ચીજો ભરી રાખી બ્રીટીશ સરકાર સાથે લડાઇ શરૂ કરી હતી. કીલ્લાની દક્ષિણે એક નાનો ડુંગર છે તેના ઉપરથી અંગ્રેજી લશ્કરે મારો ચલાવ્યો હતો. તે વખતે રાણીએ પોતાના લશ્કરી સીપાહીઓને પુરતો ખોરાક આપી પોતે ધાણી ચણા ખાઈને અંત સુધી લડાઇ જારી રાખી હતી ! એ ઉપ-રથી અદ્યાપિ પર્યંત આ વીર રમણીનું વિરત્વ અને ઉદારતા દર્શાવતું આ તરફના લોકોમાં એક કવિત ગવાય છે તેમાંની એક કડી આ છે–

" અપને સીપાઇઓકુ લડુ જલેબી,
આપ ખાવે ગુડ ધાણી. ઝાંસીકી રાણી ! "

કીલ્લામાં જ્યારે દારૂ ગોળો ખુટી ગયો અને ખાત્રી થઇ કે હવે દુશ્મનોના હાથે પકડાઈ જવાશે ત્યારે રાણી પૂર્વ તરફના દરવાજા માંથી ઘોડા ઉપર પુરૂષના પોષાકમાં સજ થઇ પોતાના દત્તક પુત્રને સાથે લઇ ચાલી નિકળી હતી. અંગ્રેજોએ પુંઠ પકડી છતાં રસ્તામાં કેટલીક ઝપાઝપી કરતાં પોતાનો બચાવ કરતી કરતી ઝાંસીથી સાઠ માઇલ દુર ગ્વાલીઅરની હદમાં પ્રવેશ કર્યો, શરીર ઉપર પડેલા ઘાથી કષ્ટ થતું હોવાથી શીથીલ બની જતાં દુશ્મનોને હાથે પકડાવું તે કરતાં મરવુંજ ઉત્તમ છે. એમ વિચાર કરી જંગલમાં ઘાસની ગંજી સળગાવી તેની અંદર પોતાનો દેહ ઝંપલાવી દીધો ! શહેરમાં જે જગાએ આ પરાક્રમી રાણીનો મહેલ હતો ત્યાં હાલ નિશાળ તથા કચેરી બેસે છે. !

શહેરથી ત્રણ માઇલ ઉપર સીપ્રી કરીને નાનું શહેર છે. રેલવે

રેલવે સ્ટેશનથી 'સીપ્રી' બહુજ પાસે છે ઝાંસી જંકશન સ્ટેશન છે. અહિંથી એક શાખા કાનપુર જાય છે. બીજી માણેકપુર જાય છે. માણેકપુર લાઇનમાં 'બાંદા' છોડયા પછી ચાર સ્ટેશન મુકીને 'ભારતકુપ' સ્ટેશન આવે છે. તે પછી 'ચિત્રકુટ' આવે છે. અહિંથી ચિત્રકોટના પહાડ ઉપર જવાય છે. અલ્હાબાદ તરફથી ચીત્રકોટની યાત્રાએ આવનાર મુસાફરને માણેકપુરથી નજદીક પડે છે.

**ગ્વાલીઅર**—ઝાંસીથી ગ્વાલીઅર જતાં વચ્ચે દતીઆ દેશી રાજ્ય આવેલું છે. ગ્વાલીઅર સીંધીઆ સરકારની રાજધાની છે. ચીનાઇ વાસણોની હરીફાઇ કરી શકે તેવાં માટીનાં વાસણો બનાવવાનું અહિં કારખાનું છે. ગ્વાલીઅરની લગોલગ આવેલા 'લશ્કર' શહેરમાં રાજ્ય તરફથી ચાલતા ટેકનીકલ ઇન્સ્ટીટયુટમાં વણાટ અને સુતારી કામ શિખવવામાં આવે છે. અહિંનીએક શાખા ચંદેરીમાં છે.

**ચંદેરી**—બહુ જુના વખતથી વણાટ કામ માટે ચંદેરી મશહુર છે. બીનાથી કોટા જતાં પગ રસ્તે ચંદેરી જવાય છે. ચંદેરીના ખંડ આજ દીન સુધી ગુજરાતમાં વપરાય છે. અહિં કેટલાક મુસલમાન કારીગરો ૩૦૦ આંકના બારીક સુતરમાંથી સુંદર ઝીણું કપડું વણી શકે છે. આ શિલ્પકળાનો નમુનો છે એમ તો નજ કહી શકાય. કારણ બધું કાપડ હાલ વિલાયતી સુતરમાંથી વણાવામાં આવે છે.

ચંદેરી શિવાય રાજ્યમાં બીજે કેટલેક સ્થળે આવી શાખાઓ ઉઘાડવામાં આવી છે. પણ મૂળ કાંતવાના હુનરનો સર્વ સ્થળે લોપ છે. કુશળ વણકરોને માટે કુશળ કાંતનારાઓ તૈયાર હોય તોજ શીલ્પકળાની શાળાઓથી દેશને ફાયદો થાય. ગ્વાલીઅર રાજ્યના ઉજૈન મહાલનાં ગામડાંઓમાં કાંતવાની કળાના શિક્ષણ માટે હાલ થોડા વખતથી ખાદી ઇન્સ્પેક્ટર નિમવામાં આવેલ છે. આવું બધી વણાટ શાળાઓમાં થાય એ ઇચ્છવા જોગ છે.

## ગ્વાલીઅરથી કોટા.

ગ્વાલીઅરથી બીના જંકશનથી ગાડી બદલી કોટા જવાય છે. કોટા શહેર, રેલ્વે સ્ટેશનથી પાંચ માઈલ દુર છે. વચ્ચે બે માઈલના વિસ્તારવાળો મોટો બગીચો આવેલો છે. પશ્ચિમે ચંબલ નદી વહે છે. આ જગાએ બે ઉંચા ખડકોની વચ્ચેના સાંકડા પ્રવાહમાં પાણી ઘણું ઉંડુ રહેતું હોવાથી જળચર પ્રાણીઓ રહે છે. નદી કીનારે પાતાળ મહેલ છે. આ મહેલને છેક જમીનની ઉંડાઇમાંથી સપાટી ઉપર આવતાં પાંચ માળ બાંધેલા છે. ઉનાળામાં અંદર ગરમી લાગતી નથી. હવા અજવાળાની પુરતી વ્યવસ્થા છે. પાસેના ઉંચા ખડકમાંથી કુદરતી રીતેજ એક શીલાનો ઘણો ભાગ બહાર નીકળેલો છે તેને અધર શીલા કહે છે તેના ઉપર ખડકની નમીગયેલી ટોચને લીધે ઉનાળામાં પણ કાયમ છાંયો રહે છે.

કોટાથી બાર ગાઉ ઉપર બુંદી શહેર આવેલું છે. ત્યાં હાડાવંશના રજપુત રાજા રાજ્ય કરે છે. ઉત્તરે સવાઇમાધોપુર થઇને રણથંભોર જવાય છે. અહિંથી જયપુર રાજ્યની હદ શરૂ થાય છે. રતલામથી છેક ભરતપુર સુધી, ઝાલાવાડ, શ્રીછત્રપુર, ઇંદ્રગઢ ઈ. બીજાં નાનાં દેશી રાજ્યો છે. આ તરફ કોટા અને ભરતપુર શિવાય બીજા ભાગનાં હવાપાણી ઘણાં સારાં છે.

## ઉજ્જૈન—માળવા.

માલવદેશની પ્રાચિન રાજધાની ઉજ્જૈન જવા માટે કોટાથી નાગદા આવી ગાડી બદલવી પડે છે. પૂર્વે આ પવિત્ર સ્થાન ગણાતું હતું. તેનાં ઘણાં પ્રમાણો ઇતિહાસમાંથી મળી આવે છે. અહિંના ઐતિહાસીક સ્થળોનું અવલોકન કર્યા પછી જે કંઇ શંકા જેવું લાગ્યું તે વિષે માધવ કૉલેજના શિક્ષક શ્રી કનૈયાલાલને મળવાથી ખુલાસો થયો.

**અવન્તિકા**—ઉજ્જૈનથી બે માઇલ ઉપર પ્રાચિન અવન્તિકા જમીનદોસ્ત હાલતમાં છે. પૂર્વે ધરતીકંપથી નગરનો કેટલોક ભાગ

જમીનમાં દટાઇ ગયેલો, તેનું પણ પ્રમાણ મળી આવે છે. જમીનમાં ખોદતાં કોઇ જગાએ એક ઉપર એક એમ ચાર પાંચ માટીનાં વાસણો ગોઠવી રાખેલાં નીકળે છે. આ શિવાય અન્ય ચીજો પણ મળી આવે છે. જે જગાએ હાલ ભતૃહરીની ગુફા છે ત્યાં મૂળ ગુફાનું કોઇ ચીન્હ નથી. માત્ર ગુફાના આકારમાં પત્થરની નાની શીલાઓ ગોઠવી ચાર પાંચ ઓરડા જમીનની અંદર બનાવી રાખેલા છે. જેમાં ભતૃહરી અને ગોપીચંદ રાજાની સમાધીઓ બનાવી છે. ગુફાની બહારના ભાગમાં શંકરનું એક નાનું મંદિર છે અહિં એક ભરથરી સાધુ રહે છે. તે મુસાફરોને ગુફાની અંદર લેઇ જઇ સમાધીઓ બતાવે છે. ભતૃહરીએ અવન્તિકામાં થોડો વખત રાજ્ય કરી યોગ-સમાધી લીધી હતી. તે પછી બંગાળ, નેપાળ, કાશ્મીર વગેરે દેશોમાં ભ્રમણ કર્યું હતું. તેમની સાથે જે શિષ્યો હતા તેમણે પોતાના ગુરૂના સ્મારક ચિન્હ તરીકે જે તે જગાએ સમાધીઓ બનાવી રાખી હતી.

પુરાતન કાળમાં રાજાઓજ પ્રજાને સંસારીક તેમજ અધ્યાત્મીક જ્ઞાન આપતા હતા. હરિશ્ચંદ્ર, રામચંદ્રજી કૃષ્ણ પરમાત્મા, ભર્તૃહરી, અને વિક્રમ. એ રાજાઓએ પ્રજાને ધર્મનું શિક્ષણ આપેલું છે. પીંગળાની ખાતર ભર્તૃહરીએ પોતાના ભાઇ વિક્રમને દેશવટો દીધો એવું જે કહેવાય છે તેનો મૂળ ભાવાર્થ તો એ હોવો જોઇએ કે દેશાટન કર્યા પછીજ રાજા રાજ્ય કરવાને લાયક થાય છે. એ ઉદ્દેશથી વિક્રમને દેશવટો દેવામાં આવ્યો હશે. કારણ ભર્તૃહરી તો મૂળથી ત્યાગી હતા.

શ્રીકૃષ્ણ ભગવાન, બળદેવજી, અને સુદામાજી અવન્તિકામાં વિદ્યાભ્યાસ માટે રહેતા હતા. તેમના ગુરૂ સાંદિપનિ મૂનિનો જે જગાએ આશ્રમ હતો તે જગાએ હાલ એક મંદિર છે તેમાં સાંદિપનિ ગુરૂની આરસની પ્રતિમા છે. આ મંદિર હોલ્કર સરકારે બંધાવેલું છે.

બાજુમાં વલ્લભ સંપ્રદાયનું મંદિર છે. પાસે એક કુંડ છે તેને ગોમતી કુંડ કહે છે. અહિંથી પાંચ માઈલ દુર 'સુલતાના નરાના' ગામ આગળ પૂર્વે ધાડું જંગલ હતું. જ્યાં કૃષ્ણ ભગવાન પોતાના ગુરૂ માટે બળતણ લેવા જતા હતા. સાંદિપનિ મૂનિના આશ્રમમાં રહેતા વિદ્યાર્થીઓને અભ્યાસ કરવાના સ્થાનને અંકપાદ કહેતા. હજી પણ તે જગા 'અંકપાદ'ના નામથી ઓળખાય છે.

વિક્રમના વખત સુધી હિંદમાં માલવ સંવત ગણાતો હતો. આશરે ઇ. સ. ૪૦૦ માં જ્યારે વિક્રમ રાજાએ મધ્ય એશીઆના સીથીઅન લોકો અને ગ્રીસ દેશના ગ્રીક લોકોને હરાવી વિજય પ્રાપ્ત કર્યો તે પછી તેની અનુપમ કીર્તિને લીધે માલવ સંવત મટી વિક્રમ સંવત ગણાવા લાગ્યો, જે આખા હિંદુસ્તાનમાં પ્રસરી ગયો અને આજ દીન સુધી ચાલે છે. કોઇને એમ શંકા થાય કે વિક્રમ સંવત હાલ ૧૯૮૬ છે અને વિક્રમ તો ઇ. ૪૦૦ માં થયો તો તે માટે એટલુંજ પ્રમાણ બસ છે કે ઉપર જણાવ્યું તેમ માલવ સંવતજ વિક્રમ સંવત ગણાવા લાગ્યો. વિક્રમે વિજય પ્રાપ્ત કર્યો તેની નિશાની દાખલ અવન્તિકાની પાસે નવું શહેર વસાવી તેનું ઉજ્જૈનિ નામ રાખ્યું તેજ હાલનું ઉજ્જૈન શહેર છે. હજી પણ દક્ષિણ દેશના લોકો આને ઉજ્જૈનિ કહે છે. અને મૂળ નામ અવન્તિકા તો સામાન્ય રીતે બધે બોલાય છે. અહિંના બ્રાહ્મણો તો અવન્તિકાનાં ઘણાં નામ બોલે છે જેવાં કે—અમરાવતિ, અવન્તિ, કનકશૃંગ, કુમુદવતિ, કુશસ્થલી, નવેત્રીનગર, પદ્માવતિ, પ્રકલ્પ, શિવપુરી અને વિશાલ. છઠ્ઠું નામ તે વખતની શહેરની ૧૩ કોસની લંબાઇ અને ૯ કોસની પહોળાઇ ઉપરથી પડયું હતું.

ઉજ્જૈનની પશ્ચિમે ક્ષિપ્રા નદીના કીનારે પૂર્વે ઘાડુ જંગલ હતું તેને મહાકાળ વન કહેતા. આ વનમાં હિંસક જાનવરો રહેતાં હતાં, મનુષ્યનો વસવાટ નહોતો. સ્વયંભુ મહાન્કાળેશ્વરનું સ્થાન બહુ જ પ્રાચિન છે તે જગાએ ઋષિ મૂનિઓએ આશ્રમ સ્થાપી વિશ્વ વિદ્યાલય

ઉઘાડયું હતું. દેશદેશથી બ્રહ્મચારીઓ આવી વિદ્યાભ્યાસ કરતા અને આત્મબળનું જ્ઞાન મેળવી જગતના જીવોના ઉદ્ધાર માટે પરિશ્રમ કરતા હતા. અવન્તિકાનું મહાત્મ આવાં કારણોને લીધેજ શ્રેષ્ઠ ગણાતું હતું.

अयोधा मथुरा माया काशिकान्चि अवन्तिका ।
पुरीद्वारावति चैव सप्तैच मोक्षदायकः ॥

આ સાત તિર્થધામો મોક્ષ ને આપનાર છે એવું જે આપણાં ધર્મ શાસ્ત્રોમાં જણાવેલું છે તેનું રહસ્ય તો એ છે કે તે સાતે સ્થાનોમાં આવાં વિશ્વવિદ્યાલયો હતાં જેમાં વિદ્યાભ્યાસ કરી મનુષ્ય મોક્ષ મેળવવાને લાયક થતો. નહિ કે તેવાં સ્થાનોમાં જઇ ઘાટ ઉપરના અસ્વચ્છ જળમાં સ્નાન કરી દેવ દર્શન કરવાથી મોક્ષ મળે. સર્પ ગયા ને લીસોટા રહ્યા તેના જેવું વર્તમાન સમયમાં આવાં તિર્થ-ક્ષેત્રોનું મહાત્મ રહ્યું છે.

મહાકાળેશ્વરનાં બે મંદિરો છે. જુના મંદિરમાં સાદુ શિવલીંગ છે. નવા મંદિરની અંદર દોઢ હાથ ઉંચું સુંદર કાળા પત્થરનું શિવલીંગ છે. આ મંદિરની સપાટી ઉપર ઓમકારેશ્વરનું શિવલીંગ છે. બાર વર્ષ પુરાં થતાં મહાકાળનું એક વર્ષ ગણાતું હોવાથી દર બાર વર્ષે અહિં મોટી યાત્રા ભરાય છે. મહાકાળેશ્વરના મંદિરથી આગળ જતાં નદી કાંઠે વિક્રમની કૂળદેવી હરસિદ્ધી માતાનું મંદિર છે. આ બન્ને મંદિરો બાજીરાવ પેશ્વાએ બંધાવેલાં છે. વિક્રમની વાર્તામાં ૬૪ યોગિ-નીઓનું જે વૃત્તાંત આવે છે તેની નિશાની તરીકે ઉજ્જૈન શહેરની ઉત્તરે ચોસઠ જોગણીનો દરવાજો છે.

**વર્તમાન ઉજ્જૈન**—આ શહેર પણ વિક્રમના વખતથી વસેલું હોવાથી ઘણું જુનું છે. શહેરની પશ્ચિમે અને ઉત્તરે ઘણાં ખંડેર મકાનો છે. વિક્રમના સમયમાં તે ઉજ્જૈયનિ કહેવાતું હતું. પણ પાછળથી જૈન ધર્મ ગુરૂઓએ અહિંઆ આવી જૈન ધર્મનો પ્રચાર કરી તેને ઉત+ધન+જૈન=જૈન ધર્મની ઉન્નતિનું સ્થાન ગણી ઉજ્જૈન

નામ આપ્યું. જૈન મંદિરોની પુરાતન મૂર્તિઓ હજુ કોઇ કોઈ જુના મકાનોમાંથી મળી આવે છે હાલ અહિં પાંચ હજાર કરતાં વધુ જૈન લોકોની વસ્તી છે.

વિક્રમના સમયબાદ કેટલાક કાળે રાજા મુંજ થયો તેણે ઉજ્જૈન શહેરમાં 'પાનદરીબા' માં જતાં ડાબે હાથે ૨૪ સ્તંભનું એક રાજદ્વાર બંધાવ્યું હતું, જેને હાલ ૨૪ ખંભાનો દરવાજો કહે છે, તેનો થોડો ભાગ ખંડીત થયેલો છે. રાજા મુંજના વખત સુધી દરવાજા બાંધવાની હિંદમાં કેવી કળા હતી તે આ દરવાજાના બાંધકામ ઉપર થી જણાઇ આવે છે. પહેલાં હિંદમાં કમાનદાર દરવાજા બનાવવાની કળા નહોતી પણ સામસામેની બે દિવાલોની ઉપર આડા પત્થર નાંખીને દરવાજા બાંધવામાં આવતા. મુસલમાનોના આવ્યા પછી કમાનદાર દરવાજા બાંધવાની કારીગરી દાખલ થઇ. ૨૪ ખંભાના દરવાજાની દિવાલની અંદર દેવીની મૂર્તિ ઘડી કાઢેલી છે. તેને ૨૪ ખંભાની દેવી કહે છે. અહિંઆં નવરાત્રીમાં મેળો ભરાય છે. દુર્ગાષ્ટમિને દિવસે પાંચ કન્યાઓનો ભોગ આપવાનો રિવાજ લાંબા વખત ઉપર હતો. હાલ બકરા અને પાડાનો ભોગ અપાય છે. અને કન્યાઓની આંગળીમાં ટાંકણી મારી લોહીનાં ટીપાં દેવીને ચઢાવવામાં આવે છે! ગરીબ લોકો પૈસાની લાલચથી પોતાની કન્યાઓને લાવી લોહી કહાડી આપે છે!

રાજા મુંજ પછી ઇ. સ. ૭૦૦ અને ૮૦૦ વચ્ચે રાજા ભોજ થયો. એ સમયમાં માળવાની રાજધાની ધાર હતું. કેટલાક સમય પછી માળવા મુસલમાન સલ્તનતમાં ગયું.અલ્તમશના વખતથી અઢારમી સદી સુધી ઉજ્જૈન મુસલમાનોના હાથમાં રહ્યું, અલ્તમશે મહાકાળનું મંદિર લુંટયું અને લીંગ દીલ્હી લઇ ગયો. કાળ વિતતાં મુસલમાનો પાસેથી મરાઠાઓએ માળવા જીતી લીધું. ઇ. સ. ૧૭૪૩ માં બાજીરાવ પેશ્વા માળવાના સુબા હતા. ૧૭૫૦માં સીંધીઆ સરકારના હાથમાં ગયું. દોલતરાવ સિંધીઆએ થોડો વખત માળવાની

રાજધાની 'લશ્કર' માં રાખી હતી. ત્યારબાદ જશવંતરાવ હોલ્કરે ઉજ્જૈન લીધું. તેમની સત્તા નીચે થોડો વખત રહ્યા પછી પાછું સિંધીઆ સરકારના કબજામાં આવ્યું. જે આજ સુધી સીંધીઆ સરકારના તાબામાં છે. +

ઉજ્જૈન શહેરની અંદર અને બહાર પહેલાં પુષ્કળ ઝાડ હતાં. હજી પણ શહેરની અંદર ઘણાં વૃક્ષો જોવામાં આવે છે. ૧૭૮૫માં યુરોપીઅન મુસાફર મી. મેલેટ જણાવે છે " ઉજ્જૈનમાં અનાજ અને કાપડની પુષ્કળ દુકાનો છે. તે શિવાય શાકભાજી અને લીલો મેવો-અંગુર, સેવ, તરબુચ, ખરબુચાં, અનાર અને નારંગી પુષ્કળ પ્રમાણમાં થાય છે." હજી પણ નારંગી તરબુચ અને ખરબુચાં ઘણાં સસ્તાં વેચાય છે.

શહેરના રસ્તાઓ હમણાં સુધી વાંકાચુકા અને સાંકડા હતા પણ થોડા વખતથી રાજ્ય તરફથી રસ્તાઓની મરામત તેમજ વીજળીની બત્તીની ગોઠવણ થવાથી કેટલોક ભાગ અને બજાર સુશોભિત લાગે છે. દોલતગંજનો રસ્તો સૌ કરતાં પહોળો છે. શહેર વચ્ચે સરાફાની સામે અહલ્યાબાઇનું બંધાવેલું ગોપાળમંદિર છે. કચેરી અને બીજા સરકારી મકાનો ઉપર વિક્રમના વખતનું ( સૂર્ય અને તેની આસપાસ બે નાગ ) સૂર્યવંશી રાજ્યનું ચિન્હ છે. પૂર્વ દિશામાં મ્યુનિસીપાલ ગાર્ડન અને સરકારી ધર્મશાળા છે. ધર્મશાળાથી આગળ રેલવે લાઇન ઓળંગી ડાક બંગલા તરફ જવાય છે. ડાક બંગલાની પૂર્વમાં હાલ ' માધવનગર ' શહેર વસાવવા માંડયું છે. ' માધવનગર ' ના રસ્તા અને મકાનોની રચના તદ્દન નવી ઢબ ઉપર થતી હોવાથી સુશોભિત દેખાય છે. દેવાસને રસ્તે જતાં ત્રણ માઇલ ઉપર કોઠીમાં ઉજ્જૈન મહાલની તમામ કચેરીઓ બેસે છે.

ઉજ્જૈનમાં મુખ્ય વસ્તી માળવી અને મહારાષ્ટ્રીઓની છે. વેપાર રોજગારમાં માળવી લોકો મુખ્ય છે. અહિં ગુજરાતિ ભાઇઓની

+ ગ્વાલીઅર ગેઝેટ.

૨૦૦ થી ૩૦૦ માણુસની વસ્તી છે. ગુજરાતિ સમાજ તરફથી ગુજરાતિ નિશાળ અને પુસ્તકાલય ખોલવામાં આવ્યાં છે. તેને અંગે ગુજરાતિ મુસાફરોને ઉતરવા માટે મુસાફરખાનું પણ બાંધેલું છે. આ બધાં મકાન શહેર વચ્ચે ગોગેશ્વરીની ટેકરી ઉપર સુંદર શોભે છે. આ ટેકરીમાંથી પૂર્વે વિક્રમનું સિંહાસન જડી આવ્યું હતું.

**કાલીયા દેહ**—ઉજ્જૈનની ઉત્તરે સાત માઇલ દુર 'કાલીયા દેહ' જવાય છે. ક્ષીપ્રા નદીની કાળી ખાડીને 'કાલી દેહ' કહેતા. તેનો અપભ્રંશ થતાં 'કાલીયા દેહ' બોલાવા લાગ્યું. આ જગામાં પ્રવેશ કરતાં ક્ષીપ્રાનો પુલ આવે છે. પૂલ ઓળંગી આગળ જતાં ગ્વાલીઅર મહારાજાનો મહેલ આવે છે. મહેલની દક્ષિણ દિશાએથી કુદરતી રીતેજ પૂર્વ પશ્ચિમ દિશામાં નદીના બે ભાગ પડી ગયેલા છે. ઉત્તર દિશામાં બન્ને ફાંટા મળી જાય છે. વચ્ચેના દ્વિપને કાલીયા દેહ કહે છે, આ બેટ ઉપર અકબર બાદશાહના પુત્ર જહાંગીરે મહેલ બંધાવ્યો હતો. તેની પાસે ૧૦ થી ૧૬ હાથ જમીનથી ઉંચે પાણી ચઢી શકે તેવો ફુવારો બાંધેલો હતો. ફુવારાની પાસે સીઢીના આકારનો એક પત્થર મુકેલો છે, તેમાં છીપના આકારનું કોતરકામ કરેલું છે. ફુવારામાંથી બહાર આવતું પાણી આ પત્થર ઉપર પછડાતું પડતું હતું, હાલ તે ક્રીયા બંધ છે. મહેલની આસપાસનો ભાગ બધો સલામત રહ્યો નથી. ફુવારા શિવાય નાના મોટા મળી બાવન હોજ બાંધેલા છે. ચોમાસાની ૠતુમાં એક પછી એક બાવન હોજની અંદર થઇને નદીનું પાણી પસાર થાય છે. એક જગાએ ગોળ ચકાવામાં થઇને પછી આગળ સાથીઆના આકારના છાછરા હોજમાં ચક્કર ખાતુ પાણી ત્યાંથી બીજા હોજમાં જઇને પડે છે. કેટલાક હોજની વચ્ચે બેસવાની બેઠક બાંધેલી છે. ગરમીની મોસમમાં બાદશાહને આરામ લેવા માટે આવી વ્યવસ્થા કરવામાં આવી હતી. જે વખતે આ હોજ બંધાવ્યો હશે અને ઉનાળામાં પણ ક્ષીપ્રાનું નિર આ

હોજોમાં થઇને પુર જોશમાં વહેતું હશે તે વખતેજ આ સ્થાનની ખરી કીંમત આંકી શકાય.

કાલીયા દેહની પાસેના ગામને પણ 'કાલીયા દેહ' કહે છે. કાલીયા દેહના રસ્તે ખ્વાજા સાહેબની કબર છે. ખ્વાજા સાહેબ મુઇનુદ્દીન ચીસ્તના શિષ્યોએ અહિં આવી સમાધી લગાવેલી તે ઉપરથી તેને હજી ખ્વાજા સાહેબની દરગાહ કહે છે. અહિં દર સાલ હીજરી ૩૦ મી તારીખે મોટો મેળો ભરાય છે.

ગૌઘાટ—ઉજ્જૈન શહેરની દક્ષિણ દિશાએ ક્ષીપ્રા ઉપર ગૌઘાટ બાંધેલો છે. ઇ. સ. ૧૭૪૦માં શાહઆલમના વખતમાં રાજા જયસિંહ જ્યારે માળવાનો સુબો હતો ત્યારે તેણે અહિં વેધશાળા બંધાવી હતી, તે હજી હયાત છે. રાજા જયસિંહ વિદ્વાન હતો. તેણે દીલ્હીમાં તેમજ જયપુરમાં પણ વેધશાળાઓ બંધાવી છે. વિક્રમના વખતમાં ઉજ્જૈનથી પૃથ્વીના અક્ષાંશરેખાંશનું માપ લેવાતું હતું. વર્તમાન સમયમાં ઈંગ્લંડ દેશમાં આવેલા ગ્રીનીચ શહેરથી ગણવામાં આવે છે. ઉજ્જૈન શહેરની પ્રાચિન ઇમારતોમાં વેધશાળા પણ ખાસ અવલોકન કરવા જેવી છે. વેધશાળા અને ગૌઘાટ બન્ને લગોલગ છે. ગૌઘાટની પાસેના ગામને 'જયસિંહ પુરા' કહે છે.

## ઉજ્જૈનથી ધાર.

ફત્તેહાબાદ—ઉજ્જૈન જંકશનથી એક લાઈન નાગદા જાય છે. બીજી મીટરગેજ લાઇન ફત્તેહાબાદ થઇને ઇંદોર તથા મહુ જાય છે. જી. આઈ. પી. રેલવેમાં ઉજ્જૈનથી ભોપાળ જવાય છે. ઉજ્જૈનથી ફત્તેહાબાદ ઘણુંજ પાસે છે. ઈ. સ. ૧૬૫૮માં આ જગાએ જોધપુરનો રાજા જસવંતસિંહ દારાનો પક્ષ લઈ ઔરંગઝેબ સામે લડયો હતો. તેમાં ઔરંગઝેબની ફત્તેહ થવાથી આ જગાનું નામ ફત્તેહાબાદ રાખ્યું આ લડાઇમાં રતલામના રાજા રતનસિંહનું મરણ થયું હતું. તેની યાદગીરીમાં બંધાવેલી છત્રી ફત્તેહાબાદના મેદાનની વચ્ચે છે.

**ઇંદોર**—ફત્તેહાબાદની દક્ષિણે માલવ દેશમાં હાલ આબાદી ભોગવતું શહેર ઈંદોર ગણાય છે. માળવામાં આવેલાં શહેરોમાં વેપાર રોજગાર અને વસ્તીમાં પણ ઇંદોર સર્વથી મોટું છે. અનાજ ઘી અને કાપડનો મુખ્ય વેપાર છે. સીયાગંજમાં જથાબંધ માલનો વેપાર ચાલે છે. શહેરના મધ્ય ભાગમાં ઘીચ વસ્તી છે. સ્ટેશનથી શહેરમાં જવા માટેનો મુખ્ય રસ્તો સ્વચ્છ અને સુંદર છે. રસ્તાની બાજુએ બાગબગીચા વાળાં સરકારી મકાનો આવેલાં હોવાથી આખો રસ્તો રળીયામણો લાગે છે. તોપખાનુ છોડીને નદીનો પૂલ ઓળંગી શહેરમાં જતાં એક વિશાળ ચોક આવે છે. નદીને કાંઠે અહલ્યાબાઇનું સમાધી મંદિર છે. ચોકની સામે રાજમહેલ છે. અહિંથી ચાર રસ્તા પડે છે. સરાફો છોડી આગળ જતાં હુકમચંદ શેઠનું બંધાવેલું જૈનમંદિર જોવા લાયક છે. આ મંદિરની અંદર કાચ ઉપર મીનાકારી કામ કરી દીવાલ, સ્તંભ તથા કમાન વગેરેને સુશોભિત બનાવ્યાં છે. ઈંદોર સ્ટેશનની પાસે આ ગૃહસ્થે એક વિશાળ ધર્મશાળા બંધાવી છે.

ઇંદોર અને મહુ વચ્ચે લોકલ ટ્રેનો દોડે છે. અહિનું ગુડઝ સ્ટેશન હમેશાં આવક જાવક બન્ને માલથી ભરપુર રહે છે. બી. બી. રેલવેની મીટરગેજ લાઈનમાં ગુડઝ ટ્રાફીક માટે સૌથી મોટું આગ્રા ફોર્ટ સ્ટેશન છે બીજે નંબરે ઇંદોર છે. ઇંદોર સ્ટેશનની પૂર્વમાં બ્રીટીશ કેમ્પ છે. કેમ્પનાં હવા પાણી શહેર કરતાં સારાં છે.

**મહુ**—ઇંદોરથી પંદર માઇલ ઉપર મહુમાં બ્રીટીશ રેજીમેન્ટ રહે છે. કેમ્પના રસ્તા સ્વચ્છ અને પહોળા છે. મુખ્ય વસ્તી માળવી વેપારીઓ અને સરકારી નોકરોની છે.

મધ્ય હિંદુસ્તાનમાં માળવાનો ઉચ્ચ પ્રદેશ હવાપાણી માટે સારો ગણાય છે. તેમાં ઉજ્જૈન, મહુ અને રતલામ, એ સ્થળો સૌથી વધુ ઉંચાઇ એ આવેલાં હોવાથી ઉનાળામાં સવાર સાંજ ઠંડી રહે છે. મહુ ૧૫૦૦ (પંદરસે) ફુટ ઉંચું છે.

ધાર—આ દેશી રાજ્ય મહુથી ૨૦ માઇલ દુર છે. પૂર્વે રાજા ભોજના સમયમાં આ શહેર ધારાનગરીને નામે પ્રસિદ્ધ હતું. મહુથી ધાર સુધી હમેશાં મોટર સરવીસ ચાલુ રહે છે. ધાર શહેરમાં કમાલ મૌલાની મસ્જીદ છે. આ સ્થળે પૂર્વે ભોજપાઠશાળા હતી. 'પાણીની વ્યાકરણ' નો ગ્રંથ વિદ્યાર્થીઓને કઠણ જણાતો હોવાથી રાજા ભોજે તેના શ્લોકો વિદ્યાર્થીઓને કંઠસ્થ થવામાં સરળ થઈ પડે માટે પાઠશાળાની દિવાલોના પત્થરોમાં કોતરાવી રાખ્યા હતા. ધારસ્ટેટના આર્કીટેકચર ખાતાના સુપ્રીન્ટેન્ડેન્ટ શ્રી. લેલેએ થોડાં વર્ષ ઉપર આ મસ્જીદની અંદરના તુટેલા ભાગમાંથી નિકળેલા પત્થરોમાં કોતરેલા શ્લોકો વાંચી જોવા પ્રયત્ન કરેલો અને રાજ્યની મદદથી તે પત્થરો કઢાવી ધોઇ સાફ કરી શ્લોકો વાંચી જોતાં 'પાણીની વ્યાકરણ'ના શ્લોકો રાજા ભોજના વખતના લખાયેલા છે એમ સાબીત કર્યું છે. આ પુરાતન શ્લોકોને અહિંના લોકો તાંત્રીક મંત્ર કહે છે.

શહેરથી અડધા માઇલને અંતરે દક્ષિણ અને પશ્ચિમ દિશાની વચ્ચે એક તુટેલો લોખંડનો સ્તંભ પડેલો છે. આને ગંગલીધાંચણની લાટ કહે છે. ખરી હકીકત તો એ છે કે રાજા ભોજે તૈલંગ દેશના રાજાને હરાવી જીત મેળવી હતી. તેની યાદગીરીમાં આ કીર્તિ સ્તંભ બંધાવ્યો હતો. તૈલંગ દેશના રાજાનું નામ ગંગુ હતું. રાજા ભોજે ગંગુનું રાજ્ય પોતાના રાજ્ય સાથે જોડી દીધું. તે ઉપરથી કહેવત ચાલી કે 'કયાં રાજા ભોજ ને કયાં ગંગુ તૈલંગ' કાળ વિતતાં ગંગુ તૈલંગને બદલે 'ગાંગો તેલી' બોલાવા લાગ્યું અને અર્થનો અનર્થ કરવા માંડયો. હજી પણ આવી ભૂલ ભરેલી કહેવત ગુજરાત અને માળવામાં બોલાય છે!

## માંડવગઢ

રાજા મુંજે ઉજ્જૈનથી માળવાની રાજધાની ફેરવી માંડુમાં રાખીને ત્યાં કીલ્લો બંધાવ્યો હતો. આ ગઢ ધારથી દસ માઇલ દુર

છે. માંડુ ગઢને 'માંડવગઢ' પણ કહે છે. ગઢ પાસે રાણી રૂપમતિનો મહેલ છે. બાજબહાદુરના પંજામાં સપડાએલી આ પવિત્ર દેવીએ આ મહેલમાં પોતાના શિયળના રક્ષણ અર્થે આપઘાત કર્યો હતો.

માંડવગઢની ખ્યાતી રાણી દુર્ગાદેવીએ વધારી મધ્યભારતને ઉજવળ બનાવી મુકયું છે. પૂર્વે દમયંતિના પીતા વિદર્ભ રાજા અહિં રાજ્ય કરતા હતા જેથી તે વિદર્ભ દેશ કહેવાતો. કાલંજરની રાજ્યકન્યા રાણી દુર્ગાવતિએ માળવાના બાદશાહ બાજબહાદુરને પરાજીત કરી માંડવગઢ જીતી લીધો. તે પછી સમ્રાટ અકબર માંડવગઢ ઉપર ચઢી આવતાં મોગલો સામે રણમાં પડી હતી. બે વખત મોગલોને હરાવી તેમની પુંઠ પકડી. પણ દુર્દૈવે તેણીના સરદારો પ્રતિકૂળ થઇ પડયા. યુદ્ધમાં મરાયેલા સગાસંબંધીઓનાં શબને દેશાચાર મુજબ અગ્નિદાહ વગેરે ક્રિયા કરવામાં રોકાયા. આનો લાભ લઇ મોગલોએ દ્રઢ પ્રતિજ્ઞાથી ચઢી આવી રાણી દુર્ગાવતિના પૂત્રને હણ્યો. તીરથી વિંધાઇ ગયેલી વીર રમણી અંતસુધી લડી. એક પણ યોધ્ધો રણમાં રહ્યો નહિ! હાથી ઉપર આરૂઢ થયેલી દુર્ગાદેવી જ્યારે શત્રુઓથી ઘેરાઇ ગઇ ત્યારે મોગલોના હાથમાં બંદીવાન તરીકે રહી જીવન વ્યતિત કરવા કરતાં આત્મહત્યાને શ્રેષ્ટ માની માવતની પાસેથી ખંજર ઝુંટવી લઇ પોતાની છાતીમાં ભોંકી રણમાંજ દેહ છોડી દીધો! જે સ્થળે રાણીએ દેહ છોડયો હતો તે જગા જબલપુરથી પાંચ ગાઉ ઉપર છે*.

રાણી દુર્ગાવતીના યશોગાન મુસલમાન ઈતીહાસ લેખકોએ ગાયાં છે. તેણીનું વિરત્વ એક વિર યોદ્ધાને શરમાવે તેવું હતું. તેણીની આંખ તથા ગળામાં તીર વાગ્યાં હતાં છતાં હિંમતથી લડયાં કરતી હતી! આ પુજ્ય દેવીએ ભારતની કીર્તિને ઉજવળ કરી મુકી છે. પરંતુ લખતાં અતિશય ખેદ થાય છે કે દુ:ખ અને આપદ્ સમયે તેણીના સરદારો દેશાચારને માન આપવામાં દેશને ભૂલી ગયા!

* 'સમ્રાટ અકબર'

દેશાચાર એટલે જેમાં દેશનું હીત સમાયેલું હોય તે. નહિ કે રસોઇના પાત્રને કોઇને સ્પર્ષ કરવા ન દેવો અથવા મુવેલાંની પાછળ તેમની ક્રિયા કાંડમાં મચ્યા રહી દેશને વિસરી જવું. વળી વર્તમાનકાળમાં તો સ્ત્રીઓને સરખા હક નહિ આપવા, અજ્ઞાન રાખવી અને તેમની સ્વતંત્રતાની વચ્ચે પડવું. એ દેશાચાર નહિ પણ એક પ્રકારનો અનાચાર છે. એથીજ દેશનું અધઃપતન થાય છે.

## પાતાલપાની અને કાલાકુંડ.

**પાતાલપાની**—મહુની દક્ષિણે વિંધ્યાચળ પર્વતની ખીણો આવેલી છે. આ ખીણોમાં થઇને ટ્રેઇન ખંડવા તરફ જાય છે. પહેલું સ્ટેશન પાતાલપાની આવે છે. અહિં ડુંગરની ટોચ ઉપરથી એક ઉંડી ખાઇમાં ઝરણ પડે છે. આ જગાને 'પાતાલપાની' કહે છે. 'પાતાલપાની'ની પડખે થઇને રેલવે ટ્રેઇન વાંકીચુકી સર્પાકારે પસાર થાય છે. આવી જગાએ રેલના પાટા એક તરફ નમેલા રહે છે. તેના ઉપર ચાલતી ટ્રેઇનને સમતોલ રાખવા માટે ટ્રેઇનની બ્રેકવાનમાં લોખંડનાં ભારે વજન રાખવામાં આવે છે. 'મહુ' અને 'કાલાકુંડ' સુધી આવાં વજન મુકવા માટે ટ્રેઇનમાં બ્રેકસમેન રાખેલા હોય છે. તેઓ ટ્રેઇનના નમી જતા ભાગ ઉપર લોખંડનાં વજન મુકતા રહે છે. કોઇ કોઇ જગાએ ગોળાકાર ચક્કર ખાતી ટ્રેઇન જાય છે. આવે સ્થળે એંજીન અને ગાર્ડની બ્રેક બન્ને સામસામે આવી જાય છે. આ પ્રમાણે કેટલીક ટનેલોમાં થઇને પસાર થતી ગાડી કાલાકુંડ સ્ટેશને આવી પહોંચી. કાલાકુંડની મારી આ મુસાફરી બીજી વખતની હતી. શીયાળો અને ચોમાસાની મોસમમાં આ પહાડ રળીયામણો લાગે છે. ગરમીના દિવસોમાં શુષ્ક દેખાય છે.

**કાલાકુંડ**—અહિં પહેલાં હિંસક પ્રાણીઓનો ભય રહેતો હતો. સ્ટેશનની પશ્ચિમે એક ખીણમાં થઇને નદી વહે છે. આ ખીણમાંનું પાણી કાળું અને ગંભીરપણે વહે છે. અકટોબર નવેમ્બર માસમાં આ

આ સ્થળેથી કુદરતી દૃશ્ય નિહાળવાનો પ્રસંગ ઠીક મળે છે. ખીણની ઉંડાઇને લીધે પાણી બહુજ કાળું દેખાતું હોવાથી તેને કાલાકુંડ કહે છે. ખંડવા તરફથી આવતી ગાડીઓને અહિંથી મહુ જતાં બે એંજીન લગાડવામાં આવે છે.

## નિમાડ

કાલાકુંડ સ્ટેશન આગળ વિંધ્યાચળ પર્વતની આડ લગભગ પુરી થાય છે. તેને જોડાયેલા દેશને નિમાડ કહે છે. આ વિંધ્યાચળની આડથી હિંદુસ્તાનના ઉત્તર દક્ષિણ એમ બે ભાગ પડેલા છે. નિમાડ દેશમાં ઓમકારેશ્વર, મોરટક્કા, માહેશ્વર, બરવાહા ઇત્યાદી ગામો આવેલાં છે. કાલાકુંડ છોડી સપાટમેદાનમાં થઇને ટ્રેઇન જવા લાગી. ત્રીજું સ્ટેશન બરવાહા આવ્યું.

**માહેશ્વર**—બરવાહાથી આશરે પાંચ ગાઉ ઉપર નર્મદા કીનારે માહેશ્વરનું મંદિર છે. આ જગાનું મહાત્મ મોટું ગણાતું નહિ હોવાથી યાત્રીઓ બહુ આવતા નથી અને તેથીજ કંઇક આનંદરૂપ ભાસે છે.

**ઓમકારેશ્વર**—બરવાહા પછી મોરટક્કા આવ્યું. અહિંથી સાત માઇલ ઉપર નર્મદાના તટ ઉપર ઓમકારેશ્વરનું તિર્થક્ષેત્ર છે. મોટર બસમાં અડધા કલાકના રસ્તે વિશ્નુપુરી ગામની ધર્મશાળા આગળ જઇ પહોંચ્યા, વિશ્નુપુરીની પૂર્વ દિશામાં બ્રહ્મપુરી છે. નર્મદાના દક્ષિણ કીનારે પૂર્વ પશ્ચિમ દિશામાં આ બન્ને ગામો વસેલાં છે.

ઉત્તર કાંઠે ઢળતા ડુંગર ઉપર 'માન્ધાતા' ગામ છે. અહિં ઓમ કારેશ્વરનું મંદિર છે. નદી કાંઠે એક વિશાળ ધર્મશાળા છે. પૂર્વે આ પહાડ ઉપર એક અવધુત રહેતા હતા. માન્ધાતા નામના ભીલ રાજાએ અવધૂતની સેવા ચાકરી કરી પાછળથી શિવાલય બંધાવી ગામ વસાવ્યું. પહાડની કુદરતી રચના ॐના આકારની હોવાથી તેને 'ॐકાર' પહાડ કહે છે. ભીલરાજા માન્ધાતાએ ગામ વસાવ્યું હોવાથી તે 'ॐકાર માન્ધાતા' પણ કહેવાય છે. ગામની અંદર માન્ધાતાનું

મંદિર છે. પહાડની ટોચ ઉપર માન્ધાતા વંશના રાજાનો મહેલ છે. આ રાજા તરફથી દરેક યાત્રી દીઠ અડધો આનો કર ઓમકારેશ્વરના દર્શનનો લેવાય છે. તે શિવાય ઓમકારેશ્વરની બધી ઉપજ આ રાજા લે છે.

પર્વતની ઉંડી ખીણોમાં થઈને અહિં નર્મદા નદી વહે છે. અહિં પાણી ઘણું ઉંડું હોવાથી બન્ને ઘાટ વચ્ચે કાયમ હોડીઓ ફરતી રહે છે. બન્ને કીનારાની આજુબાજુનું દ્રશ્ય સુંદર છે. બે માઇલ દુરથી આવતું એક ઝરણુ બ્રહ્મપુરી અને વિશ્નુપુરી વચ્ચેની ખીણમાં થઈને નર્મદાને મળે છે. આને કપીલ ગંગા કહે છે. અહિંથી જરા આગળ ઉપર પૂર્વમાં દુરથી વહેતો આવતો નર્મદાનોજ ફાંટો મળી જાય છે. જેથી આ તિર્થ ક્ષેત્રના સ્થળને ત્રીવેણી સંગમ કહે છે. યાત્રીઓને સ્નાન કરવાના ઘાટને બ્રહ્મકુંડ કહે છે.

બ્રહ્મકુંડ આગળનું જળ મનુષ્યોનાં અસ્તિ, ફુલ, મચ્છોને નાખવામાં આવતી આટાની ગોળીઓ, તથા કાચબાને નંખાતા ધાણી ચણા ઇત્યાદી ચીજોથી અસ્વચ્છ રહે છે. મૂળમાં જ્યાં પાણી જોશમાં વહેતું ન હોય ત્યાં આવી વસ્તુઓ નાખવાથી અસ્વચ્છતા વધે તેમાં શું નવાઇ? પંડયા લોકો કહે છે કે બ્રહ્મકુંડનું જળ પવિત્ર છે માટે અહિંથીજ આચમન કરો, અહિંજ સ્નાન કરો. અંધ શ્રદ્ધાળુ યાત્રીઓ પણ તેમજ માની બેસે છે!

જે જગા નિર્જન અને એકાંત હોય છે ત્યાંજ કુદરતી ભાવના ઉત્પન્ન થાય તે સ્વાભાવિક છે. પશ્ચિમ દિશાએ ૦| માઇલ ઉપર પત્થરના ખડકો ઉપર થઇને દરીયાના મોજાંની માફક પુષ્કળ અવાજ કરતું નર્મદાનું જળ વહે છે. આ અવાજ રાત્રે એક માઇલ સુધી સંભળાય છે. આ જગાએ પાણીનાં વમળ ઘણાં થાય છે. નર્મદા મૈયા ગુજરાતમાં જેટલી ગંભીરપણે વહે છે તેટલીજ આ પહાડોમાં ખેલતી કુદતી વહે છે. કોઇ કોઇ નાના ખડક ઉપર થઈને કાચના કોટ જેવો દેખાવ કરતું પાણી નીચે ધોધ રૂપે પડી ચક્કરખાતું આ-

ગળ જોશમાં વહી જાય છે! હું તથા મારા કુટુંબીજનો અહિં રોજ સ્નાન કરી ઓમકારેશ્વરની યાત્રાને સફળ માનતા હતા. ઓમકાર પહાડનું કુદરતી દ્રશ્યજ દીલને આનંદ પમાડે તેવું છે. જ્યાં કુદરત એકલી કામ કરતી હોય ત્યાં જીવનને આસ્વાદ મળે છે અને યાત્રા પુર્ણ થાય છે.

નિમાડ અને માળવા બન્ને દેશમાં મૂળ લીપી નથી. રાજકાજના કામમાં ઉર્દુ કે દેવનાગરી લીપી વપરાય છે. ભાષા ભળતીજ બોલાય છે. માળવામાં સામાન્ય રીતે હીંદી, ઉર્દુ અને બહુધા ગુજરાતી શબ્દો વપરાય છે. પહેરવેશ પણ થોડો ગુજરાતીઓને મળતો છે. નિમાડના લોકોની બોલીમાં કોઈ કોઇ શબ્દો ઉલટા અર્થમાં વપરાય છે. આ લોકો ચુલો સળગાવવો હોય તો કહે છે 'મસાણ ધકાઓ.' ગુજરાતીમાં મસાણ સ્મશાનને કહે છે. આવા ઘણા શબ્દો ઉલટા અર્થમાં વપરાય છે.



# ગુજરાત કચ્છ અને કાઠીયાવાડ.

" બાળકોને મુસાફરી કરાવી પ્રેક્ષણીય સ્થાનો, પરાક્રમી પુરૂષો, જીવનદાયી સંસ્થાઓ અને સંસ્કૃતિનાં કેન્દ્રોનો તેમને પરિચય કરાવવો. એટલું માબાપ કરી શકે તો બાળકો પ્રત્યેની તેમની બધી ફરજ અદા થઈ છે. "

કાકા કાલેલકર.

## મુંબઈ

ઓમકારેશ્વરથી ખંડવા થઈને મુંબઇ જવાય છે. રતલામ અને દાહોદ થઇને અમદાવાદ અને વડોદરે જવાય છે. ગુજરાત દેશનો પ્રવાસ આજદીન સુધીમાં અવકાશના વખતે થઇ ચુકયો હતો. જેથી ગુજરાતનું બ્યાન મુંબઈથી શરૂ કરૂં છું.

**મુંબઈ.** વર્તમાન સમયમાં મુંબઇ શહેર હિંદમાં સમૃદ્ધિવાન અને મોટું ગણાય છે. મુખ્ય રસ્તાઓ વિશાળ અને સુઘડ છે પણ સરાફ બજાર અને ભૂલેશ્વર કબુતરખાના આગળના રસ્તાઓ, એટલાતો ઘીચ વસ્તીથી ભરેલા રહે છે કે સવારથી માંડીને રાતના દશ વાગતા સુધી માણસને એક સરખી રીતે ચાલવુંજ મુશ્કેલ પડે. અહિં કીડીઓની માફક માણસો ઉભરાતાં જોવામાં આવે છે. બાજુમાં આવેલી ગલીઓમાં રહેનાર લોકોની સ્થિતિ વિષે શું લખવું ! આ જગતમાં છાણામાંના ખદબદતા કીડાની માફક મનુષ્યો પણ જીંદગી ગુજારે છે ! ભૂલેશ્વર બંબાખાના સામેની ડોકાગલીની અંદરના માળાઓના ભોંય તળીએ રહેનાર લોકો એવી અધમ સ્થિતિ ગુજારતા હોય છે કે તેનું બ્યાન લખે પાર આવે તેમ નથી. જે મનુષ્ય એઠેલું અન્ન જોઇને ઘૃણા કરે છે પણ એઠેલી હવા લેવામાં સંકોચ કરતો નથી તેનું જીવન જંગલી પ્રાણીઓ કરતાં પણ તુચ્છ છે એમ કોણ ના કહી શકશે. આવી ગંદી જગાઓને લીધે મુંબઇ શહેરનાં હવા

પાણી હિંદનાં બીજા શહેરો કરતાં દુષિત બનતાં જાય છે અને ત્યાં વસનારાના આયુષનો ક્ષય થાય છે. મુંબઇ શહેરનાં હવા પાણી ને બગાડનાર અસંખ્ય હૉટેલો પણ છે. આ હૉટેલોમાં વપરાતી ખોરાકની ચીજો સેળભેળ વાળી અને અસ્વચ્છ હોવાથી તેમાં જમનાર આખરે નિર્બળ અને કમજોર બની જાય છે. મ્યુનીસીપાલીટી જેટલું લક્ષ શહેર સુધારા તરફ આપે છે તેટલુંજ જનસમાજની તંદુરસ્તીને હાની પહોંચાડનાર કેવા ધંધાદારીઓ વસે છે તેમને દુર કરવા તરફ આપતી રહેતોજ શહેર સુધરાઇનું શુભ ફળ આવે.

દરિયાની હવા હમેશાં સારી ગણાય છે પણ જ્યાં શહેરની ગટરોનું પાણી જતું હોય અને ગણત્રી વગરની આગબોટોનો કચરો દરિયામાં પડે જેને લીધે ચાલીસ પચાસ માઇલ સુધી દરિયો ડોળાયેલો રહે ત્યાં ચોખ્ખી હવાની આશા ક્યાંથી રખાય? કોટ, કોલાબા, વાલકેશ્વર અને ચોપાટી ઉપરનાં મકાન અને તે જગાઓના સ્વચ્છ સુંદર રસ્તાઓએ મુંબઈની ખરી શોભા છે. આ શિવાય પ્રિન્સેસસ્ટ્રીટ, ગીરગામ, સેન્ડહર્સ્ટરોડ એ લત્તાઓ સારા કહી શકાય પણ ત્યાં ભાડાં વધુ આપવાની શક્તિ હોય તેજ રહી શકે.

આજકાલ મુંબઇનો વેપાર અને તેની રોનક બીજાં શહેરોને ઇર્ષા કરાવે તેવાં છે. પૂર્વ દિશામાં સેંકડો આગબોટો રહી શકે તેવી રીતે બંદર ઉપર વિશાળ ડૉક બાંધેલા છે. દુનિયામાં સૌથી મોટું ગણાતું બંદર ન્યુયોર્ક છે. બીજે નંબરે મુંબઈ છે. આ બંદર ઉપર યુરોપ અને અમેરિકાના મુસાફરો માટે સગવડવાળા ડૉક બાંધેલા છે. આ શિવાય રેલવે ટ્રેઇનની પણ સાથે સાથે સગવડ રાખેલી છે. આફ્રિકા, અરબસ્તાન, ચીન, જાપાનના મુસાફરો માટે તેવી સગવડ હોતી નથી! આફ્રિકાના મુસાફરોને ઘણી વખત માલગુદામવાળા ડૅાકમાંથી ચડવા ઉતરવાનું હોય છે! તેમાં વળી જકાત ખાતા તરફથી હેરાનગતી પડે તે જુદું. બંદર ઉપરના મજુરો તો એમજ સમજે છે કે આતો આફ્રિકાથી પૈસો કમાઇને આવે છે માટે લુંટો

જ લુંટો. આ બાબત બંદરના અધિકારીઓ લક્ષ આપતા હોય તો આવું થવા પામે નહિ.

## વસઈ અને દક્ષિણ ગુજરાત.

વસઈ—મુંબઇથી નીકળી દરિયાની ખાડી ઓળંગ્યા પછી વસઇ સ્ટેશન આવે છે. સ્ટેશનથી શહેર પાંચ માઇલ દુર છે. આ શહેર પ્રથમ સુરતના નવાબના તાબામાં હતું. તે પછી પોર્ચ્યુગીઝ લોકોના હાથમાં ગયું. બસેં વર્ષ ઉપર જ્યારે વસઈ તેમના તાબામાં હતું ત્યારે તેઓ હિંદુઓને ખ્રિસ્તિ બનાવવાનો બહુ પ્રયત્ન કરતા હતા. તેમાં તેઓ નહિ ફાવી શકવાથી બળાત્કાર અને યુકિત શરૂ કર્યાં. એમ કહે છે કે રાત્રીના સમયે, શહેરમાં ફરતા હિંદુઓને પકડી આખી રાત જેલમાં રાખતા, જેલની સામે શહેરના લોકોને પાણી ભરવાનો કુવો હતો, તે કુવામાં ફીરંગી લોકો રાંધેલું અનાજ નાખતા. આ બનાવ જેલમાં રહેલા માણસો જોતા, અન્ય લોકો સવારે કુવામાંથી પાણી ભરી ગયા પછી કેદમાં રાખેલા માણસોને છોડી મુકતા. જેમણે કુવામાંથી પાણી પીધું હોય તેમને કેદમાંથી છૂટેલા માણસો ધર્મભ્રષ્ટ થયેલા સમજી તેમની સાથે ખાવા પીવાનો સંબંધ રાખતા નહિ. આ પ્રમાણે બહિષ્કાર કરેલા માણસોને ન છૂટકે ખ્રિસ્તિ ધર્મ સ્વિકારવો પડતો હતો! તેમાં ખાસ કરીને બ્રાહ્મણ વર્ગ વધારે હતો. આવી રીતે જ્યારે ધર્મ સંબંધી ત્રાસ પડવા માંડયો ત્યારે પુનાના પેશ્વા સરકારને અરજ કરવામાં આવી, પેશ્વા સરકારે વસઈ ઉપર ચઢાઇ કરી.

ફીરંગોઓએ વસઇને ફરતો મજબુત કીલ્લો બાંધ્યો હતો. તેના ઉપર દારૂગોળો ગોઠવી પેશ્વા સામે લડાઇ કરી. કીલ્લો બહુ મજબુત હોવાથી જીતી શકાશે નહિ એમ ધારી પેશ્વા સરકારે નિરાશ થઇ પાછું ફરવા માંડયું. રસ્તામાં દમણથી નીકળેલા એક

વહાણના વેપારીએ ખબર આપી કે હમણુમાં દારૂગોળા ખુટી જવાથીહવે વસઇને મદદ મોકલી શકાય તેમ નથી. તે ઉપરથી પેશ્વા સરકારે પાછા ફરીથી ઘેરો ઘાલી વસઇ જીતી લીધું. હાલ વસઇનો કીલ્લો પુરાતન હાલતમાં હોઇને તેનો કેટલોક ભાગ જીર્ણ થઈ ગયો છે. છતાં તેનું બાંધ કામ હજી જોવા લાયક છે. દરીયાની ખાડી ઉપર જ કીલ્લાનો મુખ્ય દરવાજો છે.

વસઇ, નાલાસોપારા, માણેકપુર, ભાયંદર, માલાડ વગેરે જગાએ હાલ જે ખ્રિસ્તિ લોકોની વસ્તી છે તે સર્વમાં ઘણાખરા ઉચ્ચકોમના હિંદુઓ છે. તેઓ બધા હિંદુધર્મનાજ રીત રીવાજ પાળે છે માત્ર લગ્ન પ્રસંગે દેવળમાંજ જઈ લગ્ન વિધી ખ્રિસ્તિ રીત પ્રમાણે કરે છે.

બળાત્કારે કે યુક્તિ પ્રયુક્તિથી બીજાને આપણો ધર્મ પળાવી શકાય નહિ. ધર્મમાં જ એવું તત્વ રહ્યું હોય છે કે તે બીજાને કદી બળાત્કાર નહિ પણ પ્રેમથી પ્રેરે છે. એ ધર્મ તે સનાતન ધર્મની શ્રુતિઓ (ઉપનિષદો) છે. જે તેને સાંભળી મનન કરે છે તે તેને પ્રેમપૂર્વક ગ્રહણ કરે છે. આખી સૃષ્ટિમાં આ એકજ ધર્મ એવો છે કે જેમાંથી જગતના તમામ ધર્મોની શાખાઓ નિકળેલી છે, સર્વનું મૂળ તે છે. દરેકને તેના શરણથી જ શાંતિ મળે છે.

વસઈ શહેર પાન અને કેળાંના વેપાર માટે પ્રસિદ્ધ છે. રોજ શહેરમાં એક જગાએ પાન, કેળાંનું મોટું બજાર ભરાય છે. અહિં છૂટક તથા જથાબંધ માલનો સોદો થાય છે. આ બજાર આગળથી પાન કેળાંની વાડીઓ શરૂ થાય છે, જે લગભગ ૩૦ થી ૩૫ માઇલના વિસ્તારમાં પ્રસરેલી છે. જેમાં જાત જાતનાં કેળાં અને પાન નિપજે છે. કેળાંમાં સૌથી સારી જાત લાલ કેળાંની થાય છે. આ લાલ કેળાં તેની મીઠાશ માટે હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે. પીળી અને લીલી છાલનાં પણ પુષ્કળ કેળાં થાય છે, પાનની પણ ઘણી જાત થાય છે.

સામાન્ય રીતે બારે માસ પાક ઉતરે છે, પણ ખાસ કરીને ચોમાસામાં અતિશય પ્રમાણમાં થાય છે. દરરોજ બે હજાર કરતાં વધુ હાગીના રેલમાં ચઢે છે. કેળાં અને પાન સૌ કરતાં વધુ પંજાબ દેશમાં જાય છે. આદુ, શાકભાજી પણ ચોમાસામાં ઘણી થાય છે. અહિંનાં હવા પાણી સારાં છે.

વસઇ છોડયા પછી પાલઘર અને સંજાણ આવે છે. ઇરાનથી આવેલા પારસીઓને દીવના રાજાએ ૧૯ દિવસ સુધી રાખી કાઢી મુકેલા તે પછી તેઓ સંજાણના રાજાના આશ્રય નિચે આવ્યા. સંજાણના રાજાએ તેમને હિંદુધર્મના કેટલાક રીતરીવાજો પાળવાની કબુલાત સાથે સંજાણમાં રહેવા દીધા. તે રીવાજો પારસી લોકો હજી પણ લગ્ન અને એવા બીજા માંગલીક પ્રસંગોમાં પાળે છે.

સંજાણ પછી આવતા ઉદવાડામાં પારસીઓનું તિર્થસ્થાનછે. ઉદવાડા પછી વલસાડ અને બીલીમોરા મોટાં સ્ટેશન આવે છે. બીલીમોરાથી 'બીલીમોરા કાલા અંબાલા રેલવે' માં ગણદેવી, ધરમપુર અને વાંસદા જવાય છે.

ઉનાઇ—વાંસદા રોડ સ્ટેશનથી ઉનાઇ માતાએ જવાય છે.

આ સ્થળ વડોદરા અને વાંસદા રાજ્યની સરહદ ઉપર આવેલું છે. અહિં ગરમ પાણીના બે કુંડ છે. એક કુંડમાં સાધારણ ગરમ પાણી છે અને બીજો કુંડ ધગધગતા ગરમ પાણીનો છે. સાધારણ ગરમ પાણીનો કુંડ ઢેડાઓ માટે મુકરર છે, તેમાં ન્હાવાથી જેને છોકરાં ન જીવતાં હોય તો જીવે છે એવી લોકોની માન્યતા છે. જેથી બાળકો જીવરાવવાના સ્વાર્થમાં ઉચ્ચ વર્ગના લોકો આ વખતે સ્પર્શાસ્પર્શના ધર્મને બાજુ પર મુકી ઢેડાઓના ન્હાએલા પાણીમાં ન્હાય છે! અહિં ચૈત્રી પૂનમે મોટો મેળો ભરાય છે.

બીલીમોરાથી સુરત આવી ટાપ્ટી રેલવેમાં બારડોલી જવાય છે. બારડોલી, તેના ખેડુતોના સત્યાગ્રહથી જાણીતું થયું છે. અહિંના સ્વરાજ આશ્રમની વણાટશાળા હાલ 'મઢી' માં રાખેલ છે.

જેઓ ઘર આગળ સુતર કાંતીને તૈયાર કરે તેમને અહિં કપડું વણાવવાની સારી સગવડ છે. સત્યાગ્રહ આશ્રમ સાબરમતી કરતાં અડધી કીંમતે અહિં કપડું વણી આપવામાં આવે છે. આપણું હૃદય હોય તો આપણને ખાદી સસ્તી પડે તેવી સગવડ મળી રહે છે. હિંદુસ્તાનમાં ગુજરાત દેશના સુરત અને ભરૂચ જીલ્લાનું રૂ સૌથી શ્રેષ્ટ ગણાય છે. આ રૂમાંથી ૮૦ થી ૧૦૦ આંકનું સુતર સાધારણ રીતે હાથે કાંતી શકાય છે. અમેરીકાની પાસે આવેલા 'ઓકલેન્ડ' બેટના રૂમાંથી ૫૦૦ આંક સુધીનું સુતર નીકળી શકે છે. તેથી ઉતરતો કાનડા ધ્રુજીપ્ર અને હિંદુસ્તાનમાં નવસારીનો કપાસ ગણાય છે.

સુરત—સુરત શહેરમાં ક્ષત્રીભાઇઓની પુષ્કળ સંખ્યા છે. તેઓના દરેક ઘરોમાં પહેલાં રેંટીઆ હતા તે ઉપર કાંતી ને બારીક સુંદર કાપડ તૈયાર કરતા હતા. હાલ પણ તેમના દરેક ઘરમાં સાળ તો છેજ. પણ એ સાળો ઉપર વિલાયતી સુતરમાંથી કાપડ વણવામાં આવે છે. તેમની વણવાની કળા ઉત્તમ છે. આ ભાઈઓ સાહસીક અને ઉદ્યમી છે. આ એકજ કોમ ધારે તો આખા હિંદને ખાદી પુરી પાડી શકે તેમ છે.

સુરત મુકીને ભરૂચ આવતાં નર્મદાનો પૂલ આવે છે. કાનપુર તથા અલ્હાબાદ આગળ ગંગા યમુના, અને કરાંચી જતાં હૈદ્રાબાદ અને કોટ્રી વચ્ચેના સિંધુના પુલ કરતાં આ પૂલ મોટો છે. તેનું કારણ અહિંથી સમુદ્ર નજદીક હોવાથી નર્મદાનું પાણી આ જગાએ ઉંડું અને વિસ્તારમાં વહે છે.

## પુસ્તકાલય—( વડોદરા રાજ્ય. )

વડોદરા—ભરૂચથી પાલેજ ને મીયાગામ છોડયા પછી વડોદરા આવે છે. આ શહેરનો વિસ્તાર ઘણો મોટો છે. પણ તેના પ્રમાણમાં વેપાર રોજગાર નથી. સ્ટેશનથી શહેરમાં જતાં રાજ્યની મોટી સુંદર ઇમારતો આવેલી છે. રસ્તાઓ વિશાળ અને સુઘડ છે. રેલવે સ્ટેશન

પાસે અંગ્રેજી મુળાક્ષર Eના આકારમાં કૉલેજનું સુંદર અને ભવ્ય મકાન છે. શહેરમાં જોવા લાયક લક્ષ્મીવિલાસ પેલેસ, નજરબાગ, ન્યાયમંદિર અને કમેટીબાગનું સંગ્રહસ્થાન છે. વિશેષતામાં તો અહિંનું પુસ્તકાલય કે જેનો મુકાબલો ભરતખંડમાં બીજું કોઇ પુસ્તકાલય કરી શકે તેમ નથી.

કેટલાંક પુસ્તકોની દસ કરતાં પણ વધુ કોપીઓ રાખેલી છે. જે પુસ્તકો મુંબઈ જેવાં મોટાં શહેરોની લાયબ્રેરીમાંથી ન મળી શકે તેવાં તમામ પુસ્તકો સેન્ટ્રલલાયબ્રેરીમાંથી વાંચકને મળી શકે છે. વડોદરા રાજ્યની રૈયતને આ એક અમુલ્ય લાભ છે. સંસ્કૃત લાયબ્રેરીમાં બસેંથી અઢીસેં વર્ષના પ્રાચિન હસ્ત લીખીત ગ્રંથોના નમુના—ભગવદ્ગીતા, ભાગવત વગેરે ધાર્મિક ગ્રંથો જોવાથી આપણી પ્રાચિન સંસ્કૃતિનું ભાન થઇ આવે છે. જે સમયે હિંદુસ્તાનમાં છાપખાનાં નહોતાં તે વખતના આપણા પૂર્વજોના હસ્તાક્ષર એવી તો સીધી લાઇનમાં અને મોતીના દાણા જેવા સ્વચ્છ લખાયેલા છે કે તે છાપખાનામાં છાપેલાજ હોય એમ હરકોઇ કહી શકે.

મનુષ્યને ઇશ્વરે જે ગતિ અને હદમાં મુકેલું છે તેમાંજ તેના જીવનનો પ્રભાવ જણાઇ આવે છે. જો તે હદ ઓળંગી આગળ પ્રગતિ કરવા જાય તો તેનામાં રહેલી એક અદ્ભુત શક્તિનો જરૂર નાશ થાય. આપણને દરેક ચીજ માટે યંત્રોનો ઉપયોગ પાશ્ચાત કેળવણીએ શીખવાડયો, અને તેને લીધેજ આપણે આપણામાં રહેલી દીવ્ય શક્તિ ગુમાવી છે. પૂર્વે બાણાસુરની કન્યા ઉષાની સખી ચિત્રલેહાની દીવ્ય દ્રષ્ટિનો ખ્યાલ તો કરી જુઓ ! જેણે ઉષાની મૂર્છા કાળે તેની આંતર સ્થિતિ જોવા માટે ભરતખંડના દરેક રાજાઓનાં ચિત્રો આબેહુબ ચીતરી બતાવ્યાં હતાં !

વડોદરા રાજ્યમાં ગામે ગામ ફરજીયાત કેળવણી દાખલ થયેલી છે. અંત્યજો માટે પણ નિશાળો ઉઘાડવામાં આવી છે. નિરાધાર

બાળકોને કપડાં તથા પુસ્તકો રાજ્ય તરફથી પુરાં પાડવામાં આવે છે.

આ શિવાય અહિંનું કલાભવન ( સ્કૂલ ઑફ આર્ટ ) પણ હિંદુસ્તાનમાં જાણીતું છે. બંગાળ સિંધ વગેરે દુર દેશોમાંથી વિદ્યાર્થીઓ હુન્નર શિખવા આવે છે.

ગોવાગેટ સ્ટેશનથી બરોડાસ્ટેટ રેલવે રસ્તે ડભોઇ જંકશનથી ચાંદોદ જવાય છે. અહિંથી હોડીમાં અનુસુયા, શુક્લતિર્થ, કબીરવડ, વ્યાસ વગેરે તિર્થક્ષેત્રોમાં જવાય છે.

આ બધાં તિર્થક્ષેત્રોમાં વ્યાસ અને કબીરવડ સૌ કરતાં રમણીય જગાઓ છે. આ બન્ને નર્મદાની વચ્ચેના કુદરતી બેટો છે. વ્યાસબેટનો ઘેરાવો ત્રણથી ચાર માઇલ જેટલો છે. ચોમાસામાં નદીનું પુર આવવાથી કેટલાક ભાગ ઉપર પાણી ફરી વળે છે પણ બેથી અઢી માઇલ જેટલી જગા તદ્દન કોરી રહે છે. અંદર વેદ વ્યાસમૂનિનું મંદિર છે. પૂર્વે વેદવ્યાસમૂનિનો અહિં આશ્રમ હતો. જાત જાતનાં વૃક્ષોથી ભરેલી આ સુંદર બેટની ભૂમિ હાલ જીર્ણ હાલતમાં છે! ભરતખંડમાં આવાં જેટલાં સ્થળો યુરોપીઅનોના હસ્તે ગયાં છે તે બધાંને તેમણે એટલાં તો સુંદર બનાવી દીધાં છે કે તે જોતાંજ આનંદ થાય છે પરંતુ તે આનંદ શુષ્ક લાગે છે કારણ કે જેનો ઉપયોગ પોતાથી ન થઇ શકે તેમાં આનંદ કેવો ?

આપણી પ્રવૃતિજ કેવળ ગપ્પાં મારવામાં થાય છે. " આપણા બાપદાદા આકાશમાં કપડાં સુકવતા હતા, ભૃગુઋષિએ વિશ્નુને લાત મારી હતી." પણ આ બધાનું રહસ્ય જાણવા પ્રયત્નજ કર્યો નથી. વ્યાસ બેટ વિશ્વવિદ્યાલય સ્થાપિ શકાય તેવી ભૂમિ છે.

**સંખેડા બહાદરપુર**—ડભોઇથી છોટાઉદેપુર જતાં સંખેડા બહાદરપુર આવે છે. રેલવે સ્ટેશન પાસેના ગામને બહાદુરપુર કહે છે ત્યાંથી ઓર નદી ઓળંગી સંખેડા જવાય છે. અહિં ખરાદી લોકો લાકડાનો સામાન જેવો કે પારણાં, પાન સોપારી રાખવાના ડબ્બા

વગેરે ચીજો ઉપર જાત જાતનો રંગ ચઢાવી સુશોભિત બનાવે છે. રંગને લાખની અંદર મેળવી એવો તો પક્કો અને ચળકતો બનાવે છે કે જે કદી ઝાંખો પડતો નથી. આ ગામ તેની સુંદર કારીગરી માટે મશહુર છે. પરદેશી કાપડ શિવાય આપણે ત્યાં હદ વિનાની વિલાયતી ચીજો વપરાય છે. વિલાયતના લોકો અહિંથી આપણી કારીગરીના આવા નમુના તેમના દેશમાં લઈ જાય છે. આપણા દેશમાં સંખેડા જેવાં બીજાં કેટલાંએ સ્થળો એવાં છે કે જ્યાં બનતી ચીજો જો આપણે દીલથી વાપરવા ઇચ્છીએ તો આપણને પરદેશી ચીજની જરૂરજ પડે તેમ નથી. સ્ટેશનરી પણ આપણા દેશમાં હવે તૈયાર થવા લાગી છે. મદ્રાસની પેનસીલ વાપરવાથી તેની ખાત્રી થશે.

## પાવાગઢ અને ગોધરા.

વડોદરેથી એક લાઇન ગોધરા તરફ જાય છે. સંખેડાથી ડભોઇ આવી સયાજી સરોવરનું નિરિક્ષણ કરતા કરતા વાઘોડીઆ થઇને ચાંપાનેર જવાય છે. ચાંપાનેરરોડ જંકશનથી ગાડી બદલી પાવાગઢ ડુંગરની તળેટીમાં આવેલા ચાંપાનેર જવાય છે. ચાંપાનેર પૂર્વે મોટું નગર હતું. આ શહેરનો પુરાતન કીલ્લો અને તેની અંદરનાં ખંડેરો તેની સાક્ષી પૂરે છે.

**પાવાગઢ**—અહિંથી પાવાગઢના વાંકાચુકા ચઢાવ ઉપર થઇને છેક શિખરે જતાં ચારથી પાંચમાઇલ જેટલું અંતર છે. વચ્ચે સાત કીલ્લા આવે છે. તેની જુની નીશાનીઓમાં કોઇ કોઇ દરવાજા અને આજુબાજુની દિવાલોનો કંઈક ભાગ નજરે પડે છે. ખાપરા ઝવેરીના મહેલના ખંડેરની નીચે વિશ્વામિત્રી નદીની ઉંડી ખીણો આવેલી છે. આસપાસની ગંભીર ઝાડીનું દૃશ્ય ગંભીરતા સાથે આનંદ ઉપજાવે છે. અહિંથી આગળ જતાં ભદ્રકાળી જવાનો રસ્તો આવે છે. છેક ઉપર જતાં એક નાનું મેદાન આવે છે. અહિં એક કુંડ છે. કુંડથી શિખર ઉપર જવાની પગથી બાંધેલી છે. શીખર ઉપર મહાકાળીનું મંદિર

છે. અગાસીઉપર પીરનું સ્થાનક છે. આ જગાએથી આસપાસનાં મેદાનોનું દૃશ્ય ઘણુંજ સુંદર દેખાય છે.

**ગોધરા**—પાવાગઢથી ચાંપાનેરરોડ આવી ગોધરા જવાય છે. ગાયોના ચરવાના સ્થાન=ગોધરાની પૂર્વ દિશામાં ઘાડું જંગલ છે. આ જંગલમાં રહેતા ભીલ લોકો ધનુષબાણથી નીશાન તાકવામાં ઘણા કુશળ છે. અજ્ઞાન કહેવાતી આ પ્રજામાં જેટલું નિર્દોષપણું જોવામાં આવે છે તેટલું સુધરેલા લોકોમાં હોતું નથી. વિકાર વિનાનાં આ સ્ત્રીપુરૂષો કેળવણીને અભાવે બહારથી અજ્ઞાન દેખાય છે. ભીલ લોકોનો વસવાટવાળો ભાગ દાહોદ તરફ વધારે છે. ગુજરાત અને માળવાની બન્ને હદો અહિં ભેગી થતી હોવાથી આ જગાને દોહદ કહે છે. ગોધરા પંચમહાલ જીલ્લાની રાજધાની છે. પંચમહાલ જીલ્લો પહેલાં સિંધીઆ સરકારને તાબે હતો.

## ગોધરાથી અમદાવાદ.

**ડાકોર**—ગોધરાથી આણંદ લાઇનમાં ગુજરાતમાં મોટું તીર્થધામ ડાકોર આવેલું છે. ડાકોરમાં શ્રીરણછોડજીનું મોટું મંદિર છે. " અછૂતોને અંદર આવવાની મનાઇ છે " એવાં પાટીયાં મંદિરના કમ્પાઉન્ડ આગળ લગાવેલાં છે. ગોમતીના ઘાટ ઉપર પણ અછૂતોને જવાની છૂટ નથી ! આ આજ્ઞા ઇશ્વરની નથી. ઈશ્વરના દરબારમાં તો બહારથી અછૂત ગણાતા પણ અંદરથી વિશુદ્ધ ભાવનાવાળાને પ્રથમ સ્થાન છે. પ્રભુનાં સંતાનોમાં ઉંચ નિચનો ભેદભાવ ગણી તિર્થયાત્રા કરવાથી કદાપી ઇશ્વર પ્રાપ્તિ થતી નથી. આવી રીતનું તીર્થભ્રમણ એ બુતપરસ્તિ જ છે. આને માટે અખા ભકતે સાચુંજ ગાયું છે—

" તિર્થ ફરી ફરી થાકયા ચર્ણ
તોએ ન પહોંચ્યા હરિને શર્ણ
કથા સુણી સુણી ફૂટયા કાન
'અખા' તોએ ન આવ્યું બ્રહ્મજ્ઞાન. "

ડાકોર પછી ઉમરેઠ છોડીને આણુંદ અવાય છે. આણુંદ ખ્રિસ્તિ મીશનનું મુખ્ય સ્થળ છે. આ જંકશનથી પેટલાદ અને ખંભાત જવાય છે. ખંભાત તેના પુરાતન વેપાર માટે પ્રસિદ્ધ છે. હાલ હકિકનું કામ સારૂં થાય છે. મુંબઇ અને દક્ષિણ હિંદમાં તે માલ ઘણો જાય છે. આણુંદની આસપાસનો ભાગ ચારૂતર કહેવાય છે,

**ચારૂતર**—ચારૂતરમાં મુખ્ય વસ્તી પાટીદાર વર્ગની છે. આ ભાઇઓ કેળવણીમાં આગળ વધેલા છે. ગુજરાતીઓમાં પરદેશ ગમનનું સાહસ ખેડવામાં તેઓ પ્રથમ પંક્તિએ છે. તેમનામાં આતિથ્ય સત્કારનો એક ઉત્તમ ગુણ છે. આ ભાઇઓમાં જેઓ ઉચ્ચ કૂળના ગણાય છે. તેઓમાં વર વિક્રયનો રિવાજ છે. ઉચ્ચ કૂળના લોકો સામાન્ય વર્ગના લોકો પાસેથી પુષ્કળ પહેરામણી લે છે. વર વિક્રય અને કન્યા વિક્રય બન્ને આસુર વિવાહ કહેવાય છે. આવી સુધરેલી અને ખાનદાન કોમ આવા અધમ રીવાજને પોષે તે ઓછું શોચનિય નથી.

ગુજરાતમાં સ્વામિનારાયણનું મુખ્ય ધામ વડતાલ જવા માટે આણુંદથી નડીઆદ આવતાં બોરીઆવી ઉતરવું જોઇએ. આણુંદ પછી નડીઆદ અને મહેમદાવાદ, એ બે મોટાં સ્ટેશનો મુકી છેલ્લે અમદાવાદ આવે છે. નડીઆદ, સાક્ષર ગોવર્ધનરામ ત્રીપાઠી તથા બ્રહ્મનિષ્ટ મણિભાઇ નભુભાઈ દ્વિવેદીનું જન્મ સ્થાન છે. આ શહેર ખેડા જીલ્લાના વેપારનું મથક ગણાય છે.

**અમદાવાદ**—અમદાવાદ શહેર એ ગુજરાતનું કેન્દ્ર છે. વેપાર ઉદ્યોગને લીધે વસ્તીનું પ્રમાણ અતિશય વધી ગયું છે. બાદશાહી વખતની બાંધણીનાં ખીચોખીચ ઘરોથી પોળો ભરપુર છે. જેને લીધે ગલીઓ અને પોળોમાં બેહદ ગંદકી જોવામાં આવે છે. આપણી રહેણીકરણીજ આપણને વધુ ગંદા બનાવે છે. આવી જગાએ વસવું અને કુદરતના નિયમો પાળવામાં બેદરકાર રહેવુ. પરિણામે પ્રાણઘાતક રોગ ફાટી નીકળતાં આપણનેજ સહન કરવું પડે છે. એવે

વખતે સુધરાઇનો દોષ કહાડવા કરતાં પહેલેથીજ સ્વચ્છતાના નિયમોનું પાલન કરી આરોગ્યતાના સંરક્ષણ માટે નિયત થયેલા સુધરાઈ ખાતા તરફથી થતી બેદરકારી તરફ તેનું લક્ષ ખેંચવું તે વધારે ઉત્તમ છે, અને બીજી ઉત્તમ બાબત એ છે કે સુધરાઇના મેમ્બરો ચુંટાતા હોય તેવા વખતે નિષ્પક્ષપાતપણે તેમને મત આપવો.

શહેરની પશ્ચિમે રાષ્ટ્રીય વિદ્યાપીઠ છે. જેને અંગે વિનયમંદિર પણ છે. પૂર્વકાળમાં તક્ષશીલાનગરીમાં ચાલતી વિદ્યાપીઠના ઉદ્દેશને વિચારી સમજીને હાલની કાશી વિદ્યાપીઠ, હરદ્વારનું ગુરૂકૂળ, વૃંદાવનનું પ્રેમ મહાવિદ્યાલય અને ઉપર્યુક્ત ગુજરાત વિદ્યાપીઠમાં શિક્ષણ મેળવવા જ્યારે હિંદના નવયુવકો ઉત્સાહી બનશે ત્યારેજ દેશની સંસ્કૃતિ તરી આવશે.

વિદ્યાપીઠથી થોડે દુર સત્યાગ્રહ આશ્રમ છે. અહિં યુરોપ અને અમેરિકાના લોકોની ધારણા પ્રમાણે ભભકા બંધ ઑફીસો નથી. હિંદની પ્રાચિન પદ્ધતને અનુસરી સાદાઈ, સરળતા અને સત્યના નિયમોનું પાલન કરવાનું શિક્ષણ અને અનુભવ લેવાનું સ્થાન છે. અહિં જાતિ પંથ કે દેશનો ભેદ નથી.

અમદાવાદ તેના મીલ ઉદ્યોગ માટે હાલ આખા હિંદમાં પ્રસિદ્ધ છે. હજી દરસાલ નવી મીલો તૈયાર થતી રહે છે. રેંટીઆનાં કારખાનાં ઉઘાડવા માટે આટલા ઉત્સાહની હાલ દુઃખી ભારતને આવશ્યકતા છે. રેંટીયાના ગૃહઉદ્યોગથીજ પૂર્વે ગુજરાત પ્રસિદ્ધ હતું. જેમાં અમદાવાદ સર્વથી શ્રેષ્ટ ગણાતું હતું. આ શહેરમાં પુષ્કળ વણકરો હતા. હાલ પણ હાથ સાળ ઉપર મશરૂ અને કસબી કાપડ વણાય છે. ગુજરાતના પ્રાચિન ઉદ્યોગ માટે મુસાફર ટેવર્નિઅર લખે છે 'અમદાવાદ હિંદુસ્થાનમાં સૌથી મોટાં શહેરો માંહેલું એક છે અને ત્યાં રેશમી કાપડ સોનેરી રૂપેરી પડદા તથા મશરૂનો બહોળો વેપાર છે.'

ઇ. સ. ૧૬૧૦માં ફીન્ચ નામના મુસાફરે અમદાવાદ વિશે વર્ણવ્યું છે 'આ શહેરનાં મકાન એશીઆ ખંડના કોઇ પણ શહેરોની

હરીફાઇ કરી શકે તેવાં છે. એના રસ્તા મોટા છે તેની ઉપર લાદીઓ પાથરેલી છે. તેનો વેપાર જબરદસ્ત છે. માલથી ભરેલાં લગભગ ૨૦૦ ગાડાં દર અડવાડીએ ખંભાત જાય છે. અહિના વેપારીઓ ધનાઢ્ય છે. ( હજી પણ છે ) અહિના કારીગરો, કોતરકામ, છાપકામ, ભરતકામ તથા જડીઆના કામમાં એકકા છે*

દાદાહરીની વાવ, જુમા મસ્જીદ, શાહઆલમનો રોજો, હઠીસીંગનું દેહરૂં એ અમદાવાદ શહેરમાં જોવા લાયક સ્થળો છે.

## અમદાવાદથી ભુજ.

અમદાવાદથી વિરમગામ થઇને કાઠીયાવાડમાં જવાય છે. વિરમગામ, એ કાઠીયાવાડનું પ્રવેશદ્વાર છે, કાઠીયાવાડના પરિક્રમણ માટે વઢવાણ જંકશન મુખ્ય સ્થળ છે. અહિંથી મોરબી રેલવેમાં વાંકાનેર જંકશનથી માળીયા રસ્તે કચ્છ જવાય છે. કચ્છનો મુખ્ય રસ્તો જામનગર થઇને છે.

ઇ. સ. ૧૯૨૫ ની શરૂવાતમાં મેં જામનગર થઇને કચ્છ પ્રવાસ કર્યો હતો. જામનગરથી મુસાફરો ટ્રામમાં રોઝીબંદર જાય છે. બેડી બંદર જવા માટે પણ ટ્રામનું સાધન છે. આ બંદરેથી કચ્છ જવા માટે વહાણ મળે છે. રોઝી બંદર ઉપર પહોંચતાં જામનગર રાજ્ય તરફથી દરેક મુસાફરનું નામ ઠામ નોંધી લેવામાં આવ્યું. જકાતી માલની તપાસ થઇ રહ્યા પછી મુસાફરોને લઈને ટ્રામ થોડે દુર જઇ ઉભી. અહિં ટ્રામના પાટાની બન્ને બાજુએ સમુદ્રનું પાણી છોળો મારતું ટ્રામ ગાડીને અથડાતું હતું. જો સંભાળ પૂર્વક ઉતરવામાં ન આવે તો કપડાં ભીંજાય અને પડી જવાય. કીનારો નહિ બાંધેલો હોવાથી ખડકોની ધારો વાગે ! આવી ખડઅચડી જગાએથી હોડીયામાં બેસીને દુર ઉભેલી આગબોટમાં બેસતાં પણ એટલોજ ત્રાસ. સવારે ત્રણ વાગે આગબોટ ઉપડી. રોઝી બંદર ઉપર તેમજ આગબોટમાં ખાવાની ચીજો મળતી નથી માટે મુસાફરો જામનગરથી

* નવજીવન પાન ૨૬૯. ૨૧ એપ્રીલ ૧૯૨૯.

નીકળતાંજ ભાતાની વ્યવસ્થા કરી લે છે. રોઝી અને તુણા બંદર વચ્ચેનું અંતર બાવીસ માઈલ જેટલું છે. સ્ટીમર સરવીસ જામનગર રાજ્ય તરફથી ચાલે છે. સવાર થતાં તુણા બંદરનો કાંઠો જણાયો. બંદર થોડે દુર રહ્યું એટલે આગબોટે લંગર નાખ્યું. કાંઠા ઉપરથી એક બે મછવા આવી મુસાફરોને લઇ ચાલ્યા. આ બંદરનો કાંઠો બાંધેલો હોવાથી રોઝી બંદર જેવી અડચણ પડી નહિ. મારી સાથે અમદાવાદના એક ગૃહસ્થ હતા, તેમને અંજાર જવાનું હતું. અમે બન્નેએ એક મજુર કરી અમારો સામાન લઇ, બંદરથી પોણો માઇલ દુર તુણા સ્ટેશન તરફ ચાલવા માંડયું. ત્યાં જઇ નાસ્તો પાણી કર્યો. પછી જકાત કારકુનને પેટી બીછાનાં ખોલી બતાવ્યાં. જેની પાસે જકાતી માલ ન હોય તેણે પણ એક ઢીંગલો (કચ્છી એક પૈસો) આપવો જોઈએ એવો કાનુન છે, કલદાર નાણું વટાવી કચ્છી નાણું પણ અહિંથીજ લઇ લીધું. કારણ કે કચ્છમાં બધે કચ્છી નાણાનોજ વપરાશ છે. અહિંથી કચ્છમાં પ્રવેશ કરતી વખતે મુસાફરોનાં નામ ઠામ નોંધી લેવાયાં.

થોડીવારે ગાડી આવી. અહિંથી ભૂજ સુધી ૩૬ માઇલની રેલવે લાઇનને કચ્છસ્ટેટ રેલવે કહે છે. આ લાઇનમાં તારખાતું રાખ્યું નથી. તાર ખાતાનો વહેવાર પોસ્ટખાતા તરફથી થાય છે. ૪ કોરી ૨ આના ૬ પાઈ આપીને ભુજ સુધીની ટીકીટ કઢાવી. ૧૨-૪૫ મીનીટે ગાડી ઉપડી. પહેલું સ્ટેશન અંજાર આવ્યું, આ શહેરને ફરતો જુનો ગઢ છે. કચ્છ રાજ્યનો આ એક મહાલ છે. રતનાલ અને કુકમા સ્ટેશન પછી ભુજ આવ્યું.

ભુજ—કચ્છમાં ભૂજ શહેરમાં જવાની પરવાનગી મેળવવા માટે ત્યાંના વહીવટદાર સાથે પત્ર વ્યવહાર કરી પાસ કઢાવી રાખ્યો હતો. તે પાસ લઈને વહીવટદાર તરફથી એક ભાઈ મને સ્ટેશન ઉપર લેવા આવ્યા હતા. શહેરમાં ઉતરવાનો બંદોબસ્ત વહીવટદાર સાહેબે કરી દીધો. મેં તેમનો આભાર માન્યો.

ભૂજ જવા માટે પાસ કઢાવવાનો કાયદો કચ્છની રૈયતને પણ લાગુ પડે છે. દીવાન સાહેબને પાસ માટે અરજી કરવી પડે છે. તે પાસ તેમના તરફથી ભૂજ શહેરના દરવાજાના કારકૂન ઉપર મોકલવામાં આવે છે. તેની મુદત પંદર દિવસ સુધી રાખી છે. તે દરમિયાન મુસાફર ન આવી શકે તો પાસ રદ કરવામાં આવે છે. વગર પાસે આવનાર મુસાફર શહેર બહારની ધર્મશાળામાં રહીને કોઇની સાથે અરજી મોકલી પાસ કઢાવી શકે છે. પાસનો હેતુ એ છે કે ચેપી રોગવાળા દર્દીઓ શહેરમાં પ્રવેશ ન કરી શકે. પાસ ઉપર મેડીકલ ખાતાના અધિકારીનો શેરો થાય છે. ભૂજ શિવાય કચ્છમાં બીજે સ્થળે જવા માટે પાસની જરૂર રહેતી નથી.

કચ્છની રાજધાનીનું મુખ્ય શહેર ભૂજ છે. શહેરને ફરતો કિલ્લો સંપૂર્ણ હાલતમાં હોઇને નવા જેવો લાગે છે, તેને પાંચ દરવાજા છે. સ્ટેશન તરફના દરવાજાને ભટગેટ કહે છે. શહેરની અંદરના રસ્તા સાંકડા પણ ચોખ્ખા લાગ્યા. કચ્છના રાવ ત્રીજા ખેંગારજી શહેર વચ્ચે રાજમહેલની અંદર રહે છે. જુના વખતમાં આવી રીતે શહેરની મધ્યમાં રાજાઓ રહેવાનું રાખતા જેથી ચોર લબાડી કે દુરાચારી ભટકતા માણસો શહેરમાં જોવામાં આવતા નહિ. દેશી રાજાઓએ હવે પ્રાશ્ચાત પદ્ધતને અનુસરી શહેરથી દુર મહેલો બંધાવી રહેવા માંડયું છે. જેથી શહેરમાં શરાબી અને બદમાશ માણસો નિર્ભયતાથી ભટકતા રહે છે !

શહેરની પશ્ચિમે હમીરસર તળાવ છે. આ તળાવની વચ્ચે નાનો બેટ છે, અહિંથી થોડે દુર શરદબાગ આવેલો છે. દક્ષિણ તરફ રેસીડન્સીનાં મકાનો છે. અહિં પહેલાં બ્રીટીશ રાજ્યનો કેમ્પ રહેતો હતો. ભૂજમાં આશરે ૨૦ થી ૨૨ હજારની વસ્તી છે. હિંદુસ્તાનમાં મુલતાન, કાશ્મીર અને કચ્છમાં મીનાકારી કામ થાય છે. તેમાં કચ્છની કારીગરી સર્વથી ઉંચા પ્રકારની છે છે.

રેલવે સ્ટેશનથી થોડે દુર એક ઉંચો ડુંગર છે તેને ભુજીઓ

ડુંગર કહે છે. તેમાં પૂર્વે એક ભુજંગ રહેતો હતો. રાવદેસલના વખતમાં દેવકરણ શેઠે ડુંગર ઉપર કીલ્લો બંધાવી તેમાં એક નાનો ચોરસ ટાવર બાંધી તેની અંદર ભુજંગની સ્થાપના કરી. નાગ પંચમીને દિવસે તેની વિધીસર પુજા થાય છે. શહેરમાં પણ તે દિવસે રાજ્યની સવારી ચઢે છે. રાવ પહેલા ખેંગારજીએ ભુજ શહેર વસાવ્યું કહેવાય છે. ડુંગર ઉપરના કીલ્લાનો ઘેરાવો બેથી ત્રણ માઇલ જેટલો છે. તેની અંદર પ્રવેશ કરવા માટે એકજ દરવાજો રાખેલો છે. આ કીલ્લો 'સરવીલીઅમકેર'ના હસ્તે જીતાયા પછી તે થોડો વખત બ્રીટીશ સરકારના કબજામાં રહ્યો તે પછી કેમ્પ અને પોલીટીકલ ખાતાને રહેવા માટે જમીન લઇ તેને પેટે પાછો કીલ્લો રાવને સોંપ્યો.

કચ્છદેશની મૂળ વસ્તી કાઠી, આહિર અને રબારીઓની હતી. ધીરે ધીરે સીંધમાંથી રણવાટે રજપુતોએ આવી તેમના ઉપર રાજ્ય કરવા માંડયું. તે પછી સિંધમાંથી રજપુત, લુહાણા અને ભાટીયા કોમ, ગુજરાત અને મારવાડમાંથી બ્રાહ્મણ, વાણીઆ આવી વસ્યા. ભાટીયા લોકોની ઉત્પત્તિ ભાટી રજપુતોમાંથી થયેલી છે. અહિં કચ્છી ભાષા બોલાય છે, જે ઘણી ખરી સીંધીને મળતી છે. લુહાણા ભાટીયા અને જાડેજા રજપુતોની આ મુળ ભાષા છે. લીપી ગુજરાતી વપરાય છે. લોકો સાદા અને માયાળુ છે.

સિંધમાંથી આવેલા જાડેજા રજપુતોમાં લાખો ફુલાણી તેમનો મૂળ પુરૂષ કહેવાય છે. જે બહુ શુરવીર અને પરાક્રમી હતો. તે કાશ્મીરથી બહુજ ખુબસુરત સ્ત્રી પરણી લાવ્યો હતો, તેને લોકો પરી કહેતા. તેણીના સૌંદર્ય તથા ગુણ વિષે 'ફુલાદે પરીની વાર્તા' એ નામનું પુસ્તક લખાયું હતું. હજી પણ કોઇ કોઈ ઠેકાણે આ પુસ્તક જોવામાં આવે છે. આ તથા 'સદેવંત સાવળીંગા' જેવાં પુસ્તકોમાંથી વાંચકને ઇચ્છાવર લગ્ન તેમાંથી નિવડી આવતાં ઉત્તમ પરિણામો અને જીવન વિકાસ માટે થતો પ્રયત્ન. એવી ઉત્તમ બાબનોનું શિક્ષણ

મળતું હતું. જ્યારે હાલના યુવકોને આવાં પુસ્તકોથી વંચીત રાખી તેમની આંતર શક્તિને દબાવતાં જાય તેવાં નોવેલો લખાય છે! અને આવાં નોવેલો સંસ્કાર રહિત યુવકો વાંચવા બહુ ઇચ્છા કરે છે! આટલા માટેજ મહાત્મા ટૉલસ્ટૉયે કહ્યું છે.–" આપણને અર્વાચિન કાવ્ય પસંદ પડે છે તો તે અતિ રમણીય અને શુદ્ધ છે એ કારણથી નહિ પણ આપણી બુદ્ધી ભ્રષ્ટ થઈ છે માટેજ ભ્રષ્ટ કાવ્યો પસંદ પડે છે."

કચ્છ દેશમાં ઘણીખરી પત્થરીઆ જમીન હોવાથી કેટલોક ભાગ ખેતી શિવાયનો પડતર રહે છે. માંડવી અને આસંબીઆની વચ્ચેનો ભાગ ખેતીને લાયક છે. ખેડુતો ઉપર મહેસુલનો ભારે બોજ છે. દરસાલ પાકનો ત્રીજો હીસ્સો રાજ્યમાં ભરવો પડે છે. થોડો પાક થતો હોય ત્યાં ચોથો હિસ્સો મહેસુલ ઠરાવેલું છે. રાજ્યમાં બીજા ધંધા ઉદ્યોગનાં સાધનો નહિ હોવાથી લોકો પરદેશ રહે છે. આથી ઉદ્યોગ અને ખેતીવાડીની આબાદી ઘણીજ ઓછી છે. જકાતના પણ ભારે કર લેવાય છે.

પુર્વે મુંબઇ, માછીમારનું ૧૦૦ ઘરનું એક નાનું ગામ હતું. બંદર થયા પછી સૌથી પ્રથમ કચ્છી લોકો ત્યાં જઇ વેપાર કરવા લાગ્યા. તે પછી ગુજરાત અને દક્ષિણ દેશના લોકો જઇ વસ્યા. મુંબઇમાં ચાલતું તોલ માપ, બધું કચ્છનેજ મળતું છે. કચ્છીઓના સૌથી પ્રથમ વસવાટની આ સાબીતી છે.

કચ્છ રાજ્યને એકંદરે એક કરોડ કોરીની આવક છે. તેમાં એકલા માંડવીની આવક ૪૦ લાખ કોરી આવે છે. કોરીના ભાવ હરવખત બદલાતા જાય છે. હાલ રૂપીઆની દોઢ કોરી આવે છે. મહોર, કોરી, ઢીંગલો, દોકડો, અને ત્રાંબીઓ એ કચ્છમાં ચાલતું નાણું છે. મહોર સોનાનો સીકકો છે. કોરી ચાંદીનો અને બીજા સીક્કા ત્રાંબાના છે. કોરીમાં પાચીઓ (પાંચકોરી) અને અડધીઓ (અડધીકોરી) એમ બે સીકકા છે. રાજમહોર સૌથી કીમતી સીક્કો છે, તેની ૮૦ કોરી આવે છે.

સોનાના સીક્કા નવા છપાતા નહિ હોવાથી વપરાસ ઓછો છે. દોક ડાનું નાણું પહેલાં ગુજરાતમાં બધે ચાલતું હોવાથી નિશાળોમાં લેખાં શિખવવામાં આવે છે. બદામનું પણ ચલણ હતું. હમણાં સુધી ગાયકવાડી રાજ્યમાં વડોદરા અને પાટણ શહેરમાં બદામો ચાલતી હતી. ૭ બદામનો ૦। જે ગણાતો હતો.

કચ્છમાં નાના જાગીરદારો પણ છે. આ રાજ્યમાં ભુજ, અંજાર, માંડવી, મુંદ્રા, અબડાસા અને લખપત એ મુખ્ય તાલુકાછે. મુંદ્રા, તુણા, માંડવી અને લખપત એ ચાર બંદરો છે. માંડવી સૌથી મોટું બંદર છે. કચ્છની ત્રણ બાજુએ અરબી સમુદ્રની ખાડી અને ઉત્તર તરફ રણ આવેલું છે. ચોમાસાની રૂતુમાં રણમાં દરિયાનું પાણી ફરી વળે છે. ઉત્તરમાં છેક સીંધમાં બદીન સુધી કચ્છની હદ ગયેલી છે. જ્યાંથી થરપારકરનું રણ જોડાય છે. કચ્છના રણની અંદર પચ્છમ ખડીર અને પ્રાથલ એ મુખ્ય બેટો છે. આ બેટોમાં છૂટા છવાયા રહેતા લોકો ઘેટાં બકરાં રાખી તેના ઉપર નિર્વાહ કરે છે. કચ્છની પૂર્વમાં આવેલા વાગડ દેશમાં મઠ અને બાજરી સારી થાય છે. વાગડથી મોરબી જતાં માળીયાનું નાનું દેશી રાજ્ય આવે છે. અહિંના મીયાણા લોકો ઝનુની અને શુરવીર છે. કોઇ કોઈ ભૂમીનું વાતાવરણ માણસને શુરાતન ચઢાવે તેવું હોય છે. માળીયામાં રહેતી વણીક કોમ પણ શુરવીર ગણાય છે. સરહીંદ ઉપર આવેલા ડેહરાઇસ્માઇલખાન, બલુચિસ્તાન અને અફઘાનિસ્તાનમાં રહેતા હિંદીઓની શુરવીરતા પણ પઠાણોના જેવીજ છે. માળીયાથી આગળ મોરબી રાજ્યની હદ આવે છે. મોરબીથી વવાણીઆ અને ખારીરોહર બંદરે થઇને કચ્છમાં આવવાનો માર્ગ છે.

## માંડવી.

ભૂજથી માંડવી ૧૮ ગાઉ દુર છે. આ રસ્તે રાજ્ય તરફથી મોટરલૉરીનાં સાધન રાખેલાં છે. લગભગ આઠ ગાઉ સુધી તો સુકા

ડુંગરો અને પત્થરીઆ જમીન આવે છે. ગામડાં ઘણે દુર દુર વસેલાં છે. આસંબીઆ ગામ આગળ મોટર થોડો વખત થોભી. આ ગામમાં સુંદર ઇમારતો બાંધેલી છે જેથી દુરથી બહુ રળીઆમણું લાગે છે. આસંબીઆ પછીનો રસ્તો કંઇક ઠીક આવતો ગયો. બાર વાગે માંડવી જઇ ધર્મશાળામાં મુકામ કર્યો. શહેર જુની બાંધણીનું છે, જેમાં ૩૦ થી ૩૫ હજારની વસ્તી છે. કોઇ કોઈ લત્તાઓ ખીચોખીચ વસ્તીથી ભરેલા છે. રસ્તાઓ બહુ સાંકડા અને ગંદા રહે છે. શહેરને ફરતો પુરાતન કોટ છે.

માંડવી પહેલાં નાનું ગામડું હતું. ભાટીયા ટોપનદાસની મદદથી શહેર બંધાવ્યું કહેવાય છે. અહિં લુહાણા અને ભાટીયા કોમની ઘણી વસ્તી છે. મુસલમાનોની વસ્તી પણ ઠીક છે. અહિના બંદરનો કાંઠો રાવ પ્રાગમલજીએ બંધાવેલો છે, તેનો કેટલોક ભાગ જીર્ણ થતો જાય છે. માલ ચડાવવાની ક્રેનો પણ કાટથી ખરાબ ગઇ છે. બંદરની પાસેનાં જુનાં મકાનો ઉપર ધૂળના ડુંગરો જામી ગયા છે. આવી રીતે ધૂળમાં દટાયેલો કેટલોક ભાગ છે. તેની મરામત કરવાની જરૂર ન હોય તેવું અહિંની વ્યવસ્થા ઉપરથી જણાય છે. કચ્છ રાજ્યને આ બંદરની સારી આવક છે. બહારથી આવતી ચીજોમાં ખજુર, મગફળી અને મેવો એ મુખ્ય છે. અહિંથી માટીનાં વાસણ સીસીલ બંદર ખાતે બહુ જાય છે.

## હુસેની વહાણની આફત.

માંડવીથી આગબોટમાં મુંબઈ, કરાંચી અને દ્વારકાં જનારા મુસાફરો ઘણા હોય છે. જામનગર જનારા મુસાફરોને અહિંથી વહાણમાં જવું પડે છે.

તા. ૨૨-૧-૨૫ ની સાંજે 'હુસેની' વહાણમાં હું જામનગર જવા માટે રવાના થયો. વહાણની આ મારી પ્રથમજ મુસાફરી હતી. અમે બધા ૨૫ મુસાફર હતા. રાત્રે દસ વાગે ભરતીનું પાણી કાંઠા

આગળ ભરાવા માંડયું એટલે માલમે વહાણુ હંકાર્યું. બધા મુસાફરો નિચે ફાળકામાં સુતા હતા એકજ મુસાફરભાઈ તુતક ઉપર બેઠા હતા. ભવિષ્યમાં આવતી ભયંકર આફતમાંથી બધા મુસાફરોને બચાવવાની ખાતરજ આ ભાઇને તુતક ઉપર રહેવા ઈશ્વરે પ્રેરણા કરી હશે એમ કહીએ તો ચાલે. હવા તો અનુકુળ હતી પરંતુ માલમ અને ખલાસીઓની બેદરકારીથી વહાણુ આડે રસ્તે ચઢી ગયું. રાત્રીના ત્રણુ વાગ્યાના સુમારે કાળુભાની ધારના ખરાબામાં વહાણુ જઇ ચઢયું. આ જગા એવી છે કે જેની અંદર જતાં સ્ટીમરો અને વહાણો ભાગ્યેજ બચી શકે છે. વહાણુ પણુ તદ્દન જુનુ અને જીર્ણ હાલતનું હતું. સઢ તો કડકડાટ અવાજ સાથે તુટ્ટુતુટ્ટુ થઈ રહ્યો હતો. બધા મુસાફરો ગભરાઈ જઈ ઇશ્વરને યાદ કરવા લાગ્યા. તુતક ઉપર બેઠેલા, મુંબઇના પોર્ટટ્રસ્ટ ખાતાના અનુભવી મુસાફરે આ સ્થિતિ જોતાં માલમને કહ્યું કે વહાણુને પાછૂં માંડવી તરફ લઇ લો, નહિ તો એક જણુ પણુ બચનાર નથી. વહાણુવાળાઓ સમજી ગયા અને વહાણુને પાછૂં લીધું. જો તેમ ન કર્યું હોત અને થોડો વખત તેની તે સ્થિતિ રહી હોત તો વહાણુના ચુરેચુરા થઇ જાત અને એક પણુ મુસાફર બચત નહિ. ઇશ્વર જેને બચાવવા ધારે છે તે ગમે તેવી ભયંકર આફતમાંથી બચે છે. આ રસ્તે થોડાજ દિવસ ઉપર મુસાફરોથી ભરેલું એક વહાણુ ડુબી ગયું હતું. માંડવી બંદર નજદીક પહોંચતાં વહાણે લંગર નાંખ્યું. એક મોટો મછવો આવ્યો. 'હુસેની' વહાણુમાંથી ઉતરતાં માલમે "તેના વહાણુમાં કોઈને કંઇ તકલીફ પડી નથી પણુ રાજી ખુશીથી પાછા ફર્યા છીએ" એવું લખી ન આપે તેને ઉતરવા દેવાની બંધી કરી. જીંદગી બચી એજ પ્રભુનો ઉપકાર એવું માની મુસાફરો તેની મરજી મુજબ લખી આપી છૂટા થયા.

માંડવી અને મુદ્રાથી જામનગરનો રસ્તો સહીસલામત નથી. તેમાં વળી આવાં વહાણોને બંદરના અધિકારી પરવાનગી આપે છે એજ નવાઈ જેવું છે. આ પાંચ વર્ષ ઉપરની હકીકત છે. હવે સુ-

ધારો થયો હોય તો ઇચ્છવા જોગ છે. કચ્છમાં ગામડાની વાટો ખડબચડી હોવાથી ગાડામાં બેસીને જતાં મુશ્કેલી ભોગવવી પડે છે.

કીનારે ઉતર્યા પછી મોટર ચાલી ગઇ હોવાથી ભુજ જવા માટે અમે ગાડાં ભાડે કર્યાં. ભુજથી તુણા જઈ ત્યાંથી જામનગર જવાનું હવે નક્કી કર્યું. ભુજ જતાં રસ્તામાં કેટલીક જગાએ ચીત્તાનો ભય રહે છે એમ ગાડાવાળાએ કહ્યું. વળી તે કહેવા લાગ્યો કે પહેલાં આવો ડર નહોતો પણ જ્યારથી અમારા રાજાએ જંગલમાં ચીત્તા છોડી મુકયા છે ત્યારથી તેવો ભય રહે છે અને રાવની પરવાનગી શિવાય કોઇથી ચિત્તાને મારી શકાય નહિ એવો કાનુન છે! બીજે દિવસે સવારે ભુજ આવી ગાડીમાં બેસી તુણા ગયા. સાંજે છ વાગે રોઝી બંદરે ઉતરી ત્યાંથી જામનગર ગયા.

## દ્વારકાં.

**દ્વારકાં.** જામનગરથી દ્વારકાં જવા નિકળ્યો. ખંભાળીઆ છોડયા પછી મેદાન આવે છે. કુરંગા સ્ટેશન પાસેના મેદાનમાં કુરંગ (હરણ)ની ઠીક વસ્તી છે. અહિંથી દ્વારકાંની હદ શરૂ થાય છે. રેલવે નહોતી ત્યારે પોરબંદર તથા જામનગરથી પગ રસ્તે વાઘેર લોકોનો ઘણો ભય રહેતો હોવાથી યાત્રીઓ આગબોટ રસ્તે દ્વારકાં જતા. વાઘેર લોકો કાબાના વંશજો કહેવાય છે. અર્જુનને આ રસ્તે કાબાઓએ લુંટયો હતો. દ્વારકાંમાં સૌથી પહેલાં કાબાઓનું રાજ્ય હતું. તેઓ લુંટફાટનો ધંધો કરતા. દરિયા રસ્તે જતાં આવતાં વહાણોને કીનારા ઉપર આગ સળગાવી પ્રકાશ બતાવી ભૂલાવામાં નાખી ખરાબામાં આવતાં લુંટી લેતા. અરબસ્તાન જતાં મુસલમાન યાત્રીઓનાં વહાણોને લુંટતા. કેટલાંક અંગ્રેજી વહાણોને લુંટવા માંડયાં. આવાં કારણોથી પ્રથમ મુસલમાન બાદશાહાઓએ દ્વારકાં ઉપર ચઢાઈ કરી તેમનું રાજ્ય જીત્યું. તેમ છતાં વાઘેર લોકો તેમને તાબે નહિ થતાં લુંટાફાટ કરતા રહ્યા અને તેમને જંપીને બેસવા દેતા નહિ. પછી બ્રીટીશ સરકારે ચઢાઇ કરી દ્વારકાં જીત્યું. ગાયકવાડ સરકારની તેમાં મદદ

હોવાથી તેનો કારભાર વડોદરા રાજ્યને સોંપ્યો. આ સંસ્થાનનું મૂળ નામ ઓખામંડળ છે. બાણાસુરની કન્યા ઉષા (ઓખા) ને અનિરૂધ્ધે અહિં લાવી રાખી હતી તે ઉપરથી તેને ઓખામંડળ કહે છે. આ બાબતની પૂર્ણ માહિતી અને વાઘેર લોકોનો ઇતિહાસ જાણવા માટે 'વાઘેર અને ઓખામંડળ યાત્રા પ્રવાસ' એ નામનું પુસ્તક મુસાફરે વાંચવું જરૂરનું છે.

દ્વારકાંમાં લશ્કરી છાવણીના બંદોબસ્તને લઇને હવે વાઘેર લોકો લુંટફાટ અને તોફાન કરતા અટકયા છે. અહિં વરસાદની ઘણી તંગી રહેતી હોવાથી આ લોકોને આજીવીકાની મુશ્કેલી રહે છે. વાઘેરને ત્યાં બાળક જનમ્યા પછી બાર વર્ષનું થાય ત્યાં સુધી રાજ્ય તરફથી રોજ તેને સવા આનો આપવામાં આવે છે.

દુનિયામાં બળવાન કહેવાતી કોઇપણ પ્રજા સાથે મુકાબલો કરી શકે તેવી શૌર્યવાન જાતિઓ હિંદુસ્તાનમાં કોઇ કોઇ ઠેકાણે વસે છે. કાઠી, મીયાણા અને વાઘેર એ કાઠીયાવાડની પ્રસિદ્ધ શુરવીર જાતો છે. વાઘેર લોકોની દ્રઢતા જોતાં તેમના બળનો ખ્યાલ આવે છે. આ લોકો જેટલા શરીરે કદાવર અને મજબુત છે તેટલાજ નિશ્ચયમાં દ્રઢ છે. દિવસોના દિવસો સુધી ભૂખ અને તરસ વેઠી ટાઢ તાપની પરવા કર્યા શિવાય નિભાવ કરી શકે તેવી પ્રજાને પરતંત્રા શાની પસંદ હોય ! આજ કારણથી તેઓ કોઇને તાબે થતા નહોતા. ભય સાથે પ્રિતિ બતાવી એકલા શ્રી કૃષ્ણેજ તેમને તાબે કર્યાં હતા. પઠાણોની સાથે મુકાબલો કરી શકે તેવી આ બહાદુર પ્રજાનું શુરાતન કેળવણીના અભાવે ધીરે ધીરે ઓછૂં થતું ગયું અને પરાધીન બની ગઇ !

દ્વારકાંમાં ગુગળી બ્રાહ્મણોની વધુ વસ્તી છે. દ્વારકાંનાથજીની યાત્રાએ આવનાર યાત્રીઓમાંથી જે કોઈ મંદિર ઉપર ધ્વજ ચઢાવવા ઇચ્છે તેણે ગુગળી બ્રાહ્મણોની જ્ઞાતિને એક દિવસ ભોજન આપવું જોઇએ એવો તેમણે રાજ્ય તરફથી નિયમ ઘડાવી લીધો છે.

બેટ:—બેટ શંખોદ્ધાર દ્વારકાંથી ૨૦ માઇલ દુર છે. દસવાગે આડત્રા સ્ટેશને પહોંચ્યા પછી મછવામાં બેસી બેટ ગયો. બેટ અને આડત્રા વચ્ચે દોઢ માઇલની ખાડી છે. બેટમાં દર્શન માટે રૂ.૧-૧-૦ કર આપવો પડે છે. બેટનો ઘેરાવો ૧૦ માઇલનો છે. અંદર થોડી ખેતી થાય છે. ઉનાળામાં પાણીનો ત્રાસ રહે છે. હવા શુદ્ધ અને નિરોગી છે. શંખનારાયણના મંદિર પાસે કુંડ છે. શંખાસુર નામના રાક્ષસને શ્રી કૃષ્ણે આ જગાએ મારી તેનો ઉદ્ધાર કર્યો હતો તે ઉપરથી શંખનારાયણની યાત્રા મનાય છે.

## દ્વારકાંથી જુનાગઢ

દ્વારકાંથી જામનગર આવ્યો. આ શહેર કાઠીયાવાડમાં સુંદર ગણાય છે. અહિંની સુડીઓ વખણાય છે. જામનગરથી રાજકોટ ૭૫ માઇલ દુર છે. રાજકોટમાં કાઠીયાવાડ એજન્સીના એજંટ ટુ ધી ગવર્નર રહે છે. શહેર અને સદરની વચ્ચેના ભાગને રાજકોટપરા કહે છે, કાઠીયાવાડમાં રાજકોટ વેપારનું મથક છે. રાજકોટથી જેતલસર જંકશન થઈને પોરબંદર જવાય છે. પોરબંદરમાં સુદામાજીનું મંદિર છે. પોરબંદર જતાં વચ્ચે આવતા બરડાના ડુંગરમાં જાતજાતની વનસ્પતિઓ થાય છે.

જેતલસર જંકશનથી જુનાગઢ રેલવેમાં જુનાગઢ જવાય છે. ગીરનારની તળેટીમાં આવેલા જુનાગઢ શહેરને પુરાતન કીલ્લો છે. ગીરનાર પર્વત ઉપર જૈન અને સનાતન ધર્મનાં મંદિરો છે. આ પહાડનું કુદરતી નિરિક્ષણ કરવા લાયક છે. ગીરની તળેટીમાં વહેતી નદીઓ અને તેની આસપાસનું રમણિય દ્રશ્ય અવલોકન કરવા માટે વસંત રૂતુ ઘણી અનુકૂળ પડે છે. આ રાજ્યને ગીરનારની મુખ્ય ઉપજ છે.

જુનાગઢ કૃષ્ણ ભગવાનના પરમ ભક્ત નરસિંહમહેતાનું જન્મ સ્થાન છે. તેમના રહેવાના સ્થળે હાલ કૃષ્ણ ભગવાનનું મંદિર છે. ભગવાનની પ્રતિમા પાસે આ ભક્તની પણ પ્રતિમા છે.

કાઠીયાવાડમાં જુનાનઢનું રાજ્ય બીજે નંબરે ગણાય છે. અહિંના નવાબ સાહેબ કેળવણીમાં ઘણો રસ લે છે. હું જ્યારે પહેલ વહેલો સૂર્યમાળાનાં દેશી યંત્રો લઈને જુનાગઢ આવ્યો ત્યારે તે નિમિત્તે અહિંના મરહુમ ખાનગીવઝીર સાહેબ બાહુદીન ભાઇની મુલાકાત થઇ હતી. શાંત અને દયાળુ સ્વભાવના આ સજ્જનની ખ્યાતિ હજી પણ લોકો ગાય છે.

## પ્રભાસપાટણ.

જુનાગઢથી વેરાવળ સ્ટેશને ઉતરી બે માઇલના રસ્તે પ્રભાસ-પાટણ પહોંચ્યો. ટ્રામનો રસ્તો સમુદ્રને કીનારે કીનારે બાંધેલો છે. પ્રભાસપાટણને સોમનાથપાટણ પણ કહે છે. આ પુરાતન શહેર હાલ જુનાગઢ નવાબના તાબામાં છે. શહેરની પૂર્વમાં ત્રવેણી સંગમ છે. અહિં દેવ દેવીઓનાં કેટલાંક મંદિરો છે. સોમનાથ મહાદેવનું મંદિર શહેરની અંદર છે, જેને વડોદરા અને જુનાગઢ બન્ને રાજ્યની આવક છે. ત્રણસેં વર્ષ ઉપર ઇંદોરની પુણ્યશ્લોક રાણી અહલ્યાબાઈએ આ મંદિર બંધાવ્યું છે. મંદિરમાં પેસતાંજ અહલેશ્વરનું શીવલીંગ છે, ભોંય તળીએ સોમનાથ મહાદેવનું જ્યોર્તિલીંગ છે. આ લીંગની ઉંચાઈ ત્રણ ફૂટ કરતાં વધુ છે. પુરાતન મંદિર સમુદ્ર કીનારે છીન્ન ભીન્ન હાલતમાં પડેલું છે. મંદિરની દિવાલોનો કેટલોક ભાગ જુનાગઢ રાજ્ય તરફથી મરામત કરી સાચવી રાખ્યો છે. એમ કહે છે કે આ બા-બત ઉપર ધ્યાન ખેંચાવનાર યુરોપ અને અમેરીકાના મુસાફરો છે. અહિંથી સમુદ્રનો દેખાવ બહુ રમણીય લાગે છે.

પ્રભાસપાટણમાં વસતા મુસલમાન ભાઇઓમાંના લગભગ બધા મુસલમાન બાદશાઓના વખતમાં વિધર્મી થયેલા હિંદુઓ છે. તેવીજ રીતે હાલ ક્રિશ્ચિયન થઇ જતા આપણાજ હિંદુ ભાઇઓ છે. આ-પણે એટલુંજ વિચારીએ કે આ પરધર્મી બનેલા આપણાજ ભાઇઓ છે અને એ પરધર્મી બનેલા ભાઇઓ પણ તેમનું મૂળ વિચારી જુએ તો આપસમાં ઝઘડા થવાનું કારણજ ન રહે.

## વેરાવળથી ભાવનગર.

પ્રભાસપાટણુથી વેરાવળ આવી જેતલસર જંક્શનથી જેતપુર થઇને ખીજડીયા જંક્શનથી અમરેલી જવા માટે ગાડી બદલી. અમરેલી ગાયકવાડી રાજ્યનો મહાલ છે. અહિંથી ધારી થઇને કોડીનાર જવાય છે. અમરેલીમાં ગાયકવાડ સરકાર તરફથી અનાથ આશ્રમ ચાલે છે. ખીજડીયાથી ધોળા જતાં 'ઢસા' આવે છે. અહિંથી સાવરકુંડલા અને મહુવા જવાય છે. સાવરકુંડલા ગામની વચ્ચે આવેલી નદીને લીધે ગામનો દેખાવ સુંદર લાગે છે.

**પાલીતાણા**—ઢસા પછી ધોળા અને સીહોર થઇને ભાવનગર જવાય છે. સીહોરથી પ્રસિદ્ધ જૈન તિર્થ પાલીતાણા જવાય છે.

અશાડ સુદ બીજને દિવસે અહિં મોટી યાત્રા ભરાય છે. દરેક યાત્રીને તે દિવસે પહાડ ઉપરથી ઉતરી નીચે આવતાં નાસ્તો આપવામાં આવે છે. આવી સખાવત કોઇને કોઇ હરસાલ કરતાજ રહે છે. આ તિર્થ ક્ષેત્રમાં યાત્રીઓને ઉતરવાની સગવડ સાથે વાસણુકુસણુ વગેરે ચીજો વાપરવા માટે મળે છે.

**ભાવનગર**—કાઠીયાવાડમાં સૌથી મોટું દેશી રાજ્ય ભાવનગર છે. અહિંનો વેપાર રોજગાર પણ કાઠીયાવાડમાં સૌથી સારો છે. મુંબઈ બંદરથી ખાંડ અને ઇમારતી લાકડાંનો જથો આગબોટ રસ્તે ઘણો આવે છે. શહેરની પશ્ચિમે એક ટેકરી ઉપર તખ્તેશ્વર મહાદેવનું મંદિર છે. પાસે દક્ષિણામૂર્તિ વિદ્યાર્થીભુવન અને બાલમંદિર છે.

ભાવનગરથી એક લાઇન બોટાદ, ધંધુકા અને ધોળકા થઇને અમદાવાદ જાય છે. વચ્ચે આવતા નિંગાળા જંક્શનથી ગઢડા જવાય છે. કાઠીયાવાડમાં ગઢડા સ્વામિનારાયણુ ધર્મનું મુખ્ય ધામ ગણાય છે. બોટાદથી રાણુપુર, ચુડા, લીંમડી અને વઢવાણુ શહેર થઇને વઢવાણુ જંક્શન આવતાં કચ્છ અને કાઠીઆવાડનો પ્રવાસ પુરો થયો.

## ઉત્તર ગુજરાત અને માઉન્ટ આબુ.

વિરમગામ જંકશનથી બી. બી. રેલવેની મીટરગેજ લાઇન સીધી મેસાણા જાય છે. બ્રૉડગેજ લાઇનમાં સાબરમતી જંકશથી ધોળકા જવાય છે. અમદાવાદથી પ્રાંતિજ રેલવેમાં ઇડર સંસ્થાનમાં આવેલા ખેડબ્રહ્મા શહેર જવાય છે. વચ્ચે આવતા તલોદ સ્ટેશનથી શામળાજી જવાય છે.

**ખેડબ્રહ્મા શહેર**—હીરણ્યગંગા નદી ઉપર આવેલું આ પુરાતન શહેર છે, અને તે ઇડર સંસ્થાનનો મહાલ છે. ઇડર અને ખેડબ્રહ્મા વચ્ચે ડુંગરાળો રસ્તો છે. ખેડબ્રહ્મા આગળ ત્રણ નદીઓનો સંગમ થાય છે. સંગમથી થોડે દુર ડુંગરોની ઝાડીમાં ભૃગુઋષિનો આશ્રમ છે. શહેર વચ્ચે દશેક ફુટ ઉંચી બ્રહ્માજીની આરસની પ્રતિમા છે. ઉત્તર દિશાએ ૦।। ગાઉ ઉપર શ્રી અંબીકાનું મંદિર છે. અહિંના લોકોનું એમ કહેવું છે કે આરાસુરની અંબીકાનું મૂળ સ્થાન અહિં હતું. અહિંથી મેવાડ જવાનો જુનો રસ્તો હજી છે. આ રસ્તે ચોર લુંટારાનો બહુ ભય રહે છે.

**અડાળજની વાવ**—અમદાવાદથી આબુ જતાં બી.બી. રેલવેની મીટરગેજ લાઇનમાં સાબરમતિ પછીના ખોડીઆર સ્ટેશનથી ત્રણ માઇલ ઉપર અડાળજ ગામમાં એક પુરાતન વાવ છે. વાવમાં ઉતરવા માટે પુર્વ પશ્ચિમ અને દક્ષિણ એમ ત્રણ દિશાએ વિશાળ ઘાટ બાંધેલા છે. પછી એક કોઠો આવે છે. અહિંથી નીચે ઉતરતાં એક પછી એક સાત માળ બાંધેલા છે. દરેક માળ ઉપર આઠથી દસ ફુટ લાંબા સળંગ પત્થરો જડેલા છે. સાત માળ પુરા થતાં પાછો બીજો કોઠો આવે છે. આ કોઠાના પાંચ માળ કાયમ પાણીમાં ડુબેલા રહે છે. છેલ્લે વિશાળ કુવો આવે છે. છેલ્લા કોઠાની બન્ને બાજુએ, છેક ટોચ ઉપર પૂર્વ પશ્ચિમે વાવમાં ઉતરવા માટે સીઢીઓ બનાવેલી છે તેને ભૂલભૂલામણી કહે છે. તેની અંદર ઉતરતાં ઘણું અંધારૂં રહે છે. અંદર વાંકાચુકા રસ્તા છે, જે વાટે વાવના ઘેરાવામાં ફરી શકાય છે. અંધારાને

લીધે અંદર ગયા પછી એકાદ બે માણસો રસ્તો ભૂલી જવાથી પાછા ફરી શકયા નહિ હોવાથી હાલ તેનાં બારીબારણાં બંધ કરી રાખ્યાં છે. ઘણા લાંબા વખત સુધી આ વાવ બાંધવાનું કામ ચાલ્યુ હતું. તો પણ ઉત્તર અને પશ્ચિમ દ્વારના ટોડલા અધુરા રહી ગયા છે. ટોડલાનો ઘેરાવો દસથી બાર ફુટ જેટલો છે. વાવની અંદર પત્થરની એક તખ્તી ઉપર જુનો લેખ છે. સંવત ૧૫૫૫માં ચક્ર ચુડામણિ વાઘેલ શ્રી મહિમત નરાશ્રી વરસાયીની ધર્મ પત્નિ રાણી રૂડા રાણીએ આ વાવ બંધાવી છે. તેને બાંધનાં અતિશય દ્રવ્ય ખર્ચાયું હોય એમ જણાય છે. વળી વગર યંત્રે પ્રચંડ પત્થરોની શીલાઓથી સાતે માળ જડી તેની આજુ-બાજુની પગથી અને તેની અંદરનું સુંદર કોતર કામ કરવા માટે કેવા કુશળ કારીગરો કામે લાગ્યા હશે તેનો ખ્યાલ આવ્યાં કરે છે.

આવી સુંદર અને વિશાળ વાવ ગુજરાતમાં તો કોઇ જગાએ છેજ નહિ, હિંદમાં પણ બીજે જોવામાં આવતી નથી. તેના બાંધ કામ માટે લાવવામાં આવતા પત્થરોનું વજન ગાડાંઓમાં વધી જતાં રસ્તામાંજ પત્થરો કાઢી નાખવામાં આવતા. આવી રીતે કાઢી નાખેલા પત્થરોથી અડાળજની ઉત્તરમાં આવેલા છત્રાલ ગામની વાવ બાંધવામાં આવી છે.

**તારંગા**—ખોડીઆરથી મેસાણા જંકશન થઇ તારંગા જવાય છે. રેલવે સ્ટેશનથી ત્રણ માઇલ ઉપર ડુંગરમાં જૈન ધર્મનું મોટું મં-દિર છે. મંદિરની અંદર બેઠેલી મૂર્તિની ઉંચાઇ આશરે પાંચ ફુટ જે-ટલી છે. ચંદન તથા કેશર ચડાવવા માટે મૂતની બન્ને બાજુએ ચાં-દીની સીઢીઓ બનાવી રાખી છે. આ મંદિરના ઘુમટને ફરતી પાંચથી સાત દીવાલો કીલ્લાની માફક બાંધેલી છે. વળી તેની અંદરના રસ્તા પણ ભૂલી જવાય તેવા વાંકા ચુકા છે. જુની શીલ્પ કળાનો આ એક નમુનો છે.

**પાટણ**—મેસાણાથી ગુજરાતની પ્રાચિન રાજધાની પાટણ અવાય છે. હાલનું પાટણ મુસલમાન બાદશાહે બંધાવેલું છે. તેની પશ્ચિમે ૦। માઇલ ઉપર પુરાતન અણહીલપુર પાટણ હાલ જમીન દોસ્ત હાલ-

તમાં પડયું છે. જેમાં પહેલા ભીમદેવની રાણી એ બંધાવેલી વાવ અને સિદ્ધરાજના મહેલનાં ખંડેરો છે.

આ પુરાતન શહેરનો વિસ્તાર ઘણો મોટો હતો. તેને ૮૪ ચૌટાં અને ૮૪ ચોક હતા. દરેક માલનાં અલગ અલગ બજાર હતાં. બાર ગાઉના ઘેરાવાવાળા આ પ્રાચિન શહેરના કીલ્લાની પ્રચંડ દિવાલનો થોડો ભાગ કાળીકાના મંદિર પાસે હજી હયાત છે.

મશરૂ પટોળા ઇ. રેશમી કાપડ વણવાના ઉદ્યોગ માટે આ શહેર પ્રસિદ્ધ હતું. હજી અહિંના સાળવી લોકોમાં વણવાનો હુન્નર ચાલુ છે. પણ દીલગીર થવા જેવું એ છે કે પુરાતન કાળના આવા ઉદ્યમી શહેરની પ્રજા મધ્ય અને દક્ષિણ ગુજરાતની પ્રજા જેટલી હાલ ઉત્સાહી નથી. અંદ્ધશ્રદ્ધા અને જુની હાનીકારક રૂઢીઓને વળગી રહે છે. અમદાવાદથી આતરફનો ભાગ કડી પ્રાંત કહેવાય છે. કડી એ ગાયકવાડી રાજ્યનો મહાલ છે.

**સિદ્ધપુર**—મેસાણાથી બી. બી. રેલવેની મેઇન લાઇનમાં સિદ્ધપુર જવાય છે. અહિં ભગવતિ દેવહુતિને તેમના પુત્ર કપીલ મૂનિએ આત્મજ્ઞાન આપી પરમપદની પ્રાપ્તિ કરાવી હતી. જેથી તે માતૃ શ્રાદ્ધનું તિર્થ ગણાય છે. શહેરમાં મૂળરાજના બંધાવેલા રૂદ્રમાળનો બહુ જુજ ભાગ હયાત છે. સરસ્વતિ નદી અહિંથી આગળ વહેતી પાટણ થઈને કચ્છના રણમાં મળી જાય છે.

સીદ્ધપુરથી પાલણપુર થઇ ને ડીસા જવાય છે. પાલણપુરથી દોઢ કલાક ને રસ્તે આબુરોડ સ્ટેશન આવે છે. રેલવે સ્ટેશનથી ૧૭ માઇલ દુર મોટર રસ્તે આબુ પહાડ ઉપર આવેલા દેલવાડા ગામે જવાય છે. આઠેક માઇલ ગયા પછી અચળેશ્વરનું શિખ્ખર દેખાય છે. નિચે ઢોળાવની પૂર્વ દિશામાં વિશાળ મેદાન આવેલું છે. આ સુંદર દશ્ય જોતા જોતા 'આબુ' શહેરની નજદીક આવતાં મોટર ઉભી રહી. આ શહેરને માઉન્ટ આબુ કહે છે.

**માઉન્ટ આબુ**—અહિં રજપુતાનાના એજંટ ટુ ધી ગવર્નર

જનરલ રહે છે. રાજા રજવાડાના કેટલાક બંગલા છે. શહેરના રસ્તાઓ સાંકડા હોવાને લીધે મુખ્ય અધિકારી શિવાય કોઇને આખું શહેરની અંદર મોટર કે મોટરસાયકલ ફેરવવાનો હુકમ નથી. પશ્ચિમે દોઢેક માઇલના ઘેરાવાવાળું નખી તળાવ છે. અહિં એક ધર્મશાળા છે. શહેરથી એક માઇલ દુર અર્બુદા દેવીના પહાડ ઉપર ચઢતાં પુંડરીક ભક્તનાં કેટલાંક બોધ વચનો પત્થરમાં કોરી કાઢેલાં છે. પાસે અર્બુદા દેવીનું મંદિર છે. પત્થરની બે ઉંચી શીલાઓ ઉપર જતાં એક બીજા સાથે મળી જવાથી નીચે ગુફા જેવો આકાર થઇ રહ્યો છે. તેમાં દેવીની પ્રતિમા બેસાડેલી છે. અહિંથી નીચે ઉતરતાં ડાબા હાથ તરફ દેલવાડા જવાય છે.

**દેલવાડા**—એટલે દેવળોનું સ્થાન. આ પુરાતન ગામમાં શ્વેતાંબરી અને દીગંબરી જૈન મંદિરો છે. પાસે એક જૈન ધર્મશાળા છે. શ્વેતાંબરી મંદિરોને ફરતો કોટ છે. આ જગપ્રસિદ્ધ મંદિરો ઈ. સ. ૧૦૩૧ માં ગુજરાતની પ્રાચીન રાજધાની પાટણના રહીશ વસ્તુપાળ તેજપાળે બંધાવેલાં છે. તેમની યાદગીરી માટે અંદર પ્રવેશ કરતાંજ હાથીખાનામાં ઘોડા ઉપર બેસાડેલી તેમની પ્રતિમાઓ રાખવામાં આવી છે. પ્રતિમાઓ, ઘોડા અને હાથી સ્ફટીકનાં બનાવેલાં હોવાથી તેમાં જોતાંજ આપણું પ્રતિબિંબ દેખાય છે. અને તુરતનાંજ બનાવેલાં હોય એવાં દેખાય છે હાથીખાનાની વચ્ચે એક નાના પહાડની આકૃતિ બનાવી તેના શિખ્ખર ઉપર ભગવાન મહાવીરની પ્રતિમા કોરી કાઢેલી છે. પહાડનાં ઝરણો પણ પત્થરમાંથી કોરી કાઢેલાં છે.

પહેલું મંદિર આદિનાથનું છે. આ મંદરની છત અને તેના આધાર માટે મુકેલા સ્તંભ ઉપરનું કોતરકામ બહુ બારીક છે. છતમાં ગુલાબ, કમળ, ઇત્યાદિ જાત જાતનાં ફુલો સુંદર લીસા આરસમાંથી ઘડી કાઢયાં છે. ફુલની ઝીણી પાંખડીઓનો આબેહુબ ચિતાર કાઢેલો છે. સ્તંભોની ચારે બાજુએ આંગળીના ટેરવા જેવડા નાના નાના

રાજહંસ કોરી કાઢેલા છે ! સપ્ત લીસા આરસ ઉપર આવું ઝીણું કામ કરવા માટે કેટલો વખત ગયો હશે અને તેને માટે કેવા ઉત્તમ કારીગરો કામે લાગ્યા હશે તેની કલ્પનાજ થઇ શકતી નથી. કોઈ કોઇ છત ઉપર વિષ્નુ, શંકર, દેવ દેવીઓ અને નૃસિંહ ભગવાન હિરણાક્ષ્યને ચીરે છે, તે વખતે નાનો બાળક પ્રલ્હાદ દ્વિહસ્ત જોડી પાસે ઉભો છે. આ બધાં દ્રશ્યો અવલોકન કરવા જેવાં છે. બીજા મંદિરમાં કાળાપત્થરમાંથી ઘડી કાઢેલી ભીમની પ્રતિમા છે. પાસેના મંદિરમાં નેમીનાથની પ્રતિમાના કપાળ અને ચક્ષુમાં હીરા જડેલા છે. ત્રીજા મંદિરમાં ઋષભદેવની પ્રતિમા પંચધાતુની બનાવેલી છે. તેમાં સોનાનો ભાગ વધુ હોવાથી સોનાની પ્રતિમા હોય તેવી લાગે છે. ચોથું મંદિર શાંતિનાથનું છે.આ મંદિરનો કેટલોક ભાગ મુસલમાન બાદશાહોએ ખંડિત કરેલો હોવાથી મરામત કરી રાખ્યો છે. જે અસલ કારીગરીથી જુદો પડી જાય છે. મંદિરોની બહાર પણ સંગેમરમર, સંગે મુસા (કાળો આરસ), અને સંગેઅબરી (પીળો આરસ)ની બનાવેલી કેટલીક પ્રતિમાઓ છે. મંદિરના ચોકમાં ત્રણે જાતના પત્થરો જડેલા છે. આ કારીગરીના દર્શનની ઉત્કંઠા થઇ આવે તેણે રૂ. ૧ા ફી તૈયાર રાખવી. દાંતાના રાણા તરફથી આ કર લેવાય છે.

જેણે એકલો તાજમહાલ જોયો છે તેને આ જગ વિખ્યાત મંદિરોની અદ્દભુત કારીગરીનો ખ્યાલ ન આવે તે સ્વાભાવિક છે. જેણે બન્ને જોયાં છે તેની દ્રષ્ટિ આગળથી બેમાંથી એક પણ અળગું થઇ શકે તેમ નથી તાજ મહાલની સુઘડતા ઘણી ઉત્તમ છે. હિંદુસ્તાનની પ્રાચિન કારીગરીથી શોભતાં આપણાં મંદિરોની જેમ જો તેનો પણ બેકાળજીથી ઉપયોગ થતો હોત તો તે હાલ છે તેવો સુઘડ ન દેખાત.

શહેરથી ૦ાા માઇલ દુર સનસેટ પોઇન્ટ ( સૂર્યાસ્ત બિંદુ ) છે. આ જગાની પશ્ચિમ દિશામાં મોટું મેદાન આવેલું હોવાથી સૂર્યાસ્ત વખતનું દ્રશ્ય બહુ સુંદર લાગે છે.

**વસિષ્ટાશ્રમ**—વસિષ્ટાશ્રમને ગૌમુખ પણ કહે છે. તે અહિંથી ચાર માઇલ દુર છે, આ રસ્તો જરા વિકટ છે. ત્રણેક માઇલ ગયા પછી ખૂબ ઉંચે ચઢવું પડે છે, આ જગાએ આવ્યો ત્યાં સુધી કોઇ મનુષ્યની આવજાવ જોવામાં ન આવી. અહિંઆ સંધ્યા સમયે હિંસક જાનવરોનો ભય રહે છે. દિવસના વખતે પણ એકાદ જણ માટે તો ભય જેવું ખરૂં. છેક ઉપર જતાં દક્ષિણ દિશામાં મોટું મેદાન દેખાવા લાગ્યું. અહિંથી પાલણપુર શહેર જોઇ શકાતું હોવાથી આ જગાને પાલણપુર પૉઇન્ટ કહે છે. નીચે ઉતરતાં સાંકડો અને સીધો ઢોળાવ હોવાથી રસ્તો કઠીણ માલુમ પડે છે. રસ્તાની બાજુ બાજુ પુષ્કળ ઝાડી છે. અડધો માઇલ ઉતર્યા પછી વસિષ્ટાશ્રમ આવ્યો. આશ્રમના મંદિરમાં કાળા પત્થરની વસિષ્ટ મૂનિની પ્રતિમા છે, આસપાસ રામ અને લક્ષ્મણની પ્રતિમાઓ છે. અહિંના જેવું મોટું અને ઉંચું ચંપાનું વૃક્ષ કોઇ જગાએ જોવામાં આવતું નથી. અહિં ફણુસનાં ઝાડ ઉપર પણ બહુ મોટાં ફળો થાય છે. કોઈ કોઇ ફણુસ દોઢથી બે મણ વજનનાં થાય છે. આશ્રમની આસપાસની પહાડીઓનું દ્રશ્ય બહુ રમણિય છે. આબુના પહાડોમાં આ એક શાંત અને આનંદદાયક સ્થાન છે. નિચે તળેટીમાં વસેલાં ગામો-માંથી લોકો અહિં દર્શન અર્થે આવે છે.

વસિષ્ટાશ્રમથી પાછા આવી અચળેશ્વર જવાનું હતું. આ રસ્તો દેલવાડા થઈને જાય છે. અચળેશ્વરનો ગઢ સીધો અને ઉંચો હોવાથી થાકી જવાય તેવું છે. અહિં આઠેક ગજના ઘેરાવાની એક ગુફા છે જેમાં દત્તાત્રયનાં પગલાં છે. પાસેનું મૂનિ શિખ્ખર આબુ પહાડમાં સૌથી ઉંચું શિખ્ખર ગણાય છે. આ શિખ્ખર ઉપરથી જોતાં નીચેનાં સંખ્યા બંધ કોતરો નજરે પડે છે. જયારે આકાશ સ્વચ્છ હોય છે ત્યારે અહિંથી જોધપુરનો કીલ્લો અને લુણી પાસેનું રેતીનું મેદાન જોઇ શકાય છે.

આબુરોડ સ્ટેશનથી શ્રી અંબીકાની યાત્રાએ જવાય છે. અહિંથી કોટેશ્વર તથા લાવારસથી બળી ગયેલાં વિમળશાનાં દહેરાં અને ગબ્બર જવાય છે. આ રસ્તે હીંસક પ્રાણિઓનો ભય રહેતો હોવાથી યાત્રીઓ ભેગા મળીને ચાલે છે. આરાસુર પર્વતમાં આવેલા અંબાજીના મંદિર આગળથી અરવલી પર્વત જોડાય છે.

આબુપહાડનાં હવા પાણી ઉત્તમ ગણાય છે. કુદરતી સૌંદર્ય પણ આનંદજનક લાગે છે. આવો કુદરતી અને માનુષિકળાથી સુશોભિત આબુપહાડ પ્રભુએ આપણને બક્ષિસ કરેલો છે. પણ દુઃખતો એ થાય છે કે હિંદમાં આવાં કેટલાએ સ્થળોનો લાભ હિંદનાં સંતાનો લઈ શકતાં નથી તેનું કારણ તો પરદેશી સત્તાધીશોનો વસવાટ છે.



# રજપુતાના.

" જ્યાં લગી સ્ત્રીઓ અશિક્ષિત અને શ્રીમંતો અવિદ્યાગ્રસ્ત તેમજ દેશહિતની ભાવનાથી અજ્ઞાત છે, કે તેના વિરોધી છે ત્યાંલગી શું થઇ શકવાનું છે—દેશનું કલ્યાણ થવું મુશ્કેલ છે." **સ્વામી રામતીર્થ**

## આબુથી ચિતોડગઢ.

આબુરોડ સ્ટેશન છોડયા પછી 'એરીનપુરા' ' ફાલના ' અને 'રાણી' એ સ્ટેશનો પસાર કર્યા પછી મારવાડ જંકશન આવે છે. અહિંથી જોધપુર બીકાનેર રેલવે જોડાય છે. મારવાડ જંકશનથી અજમેર જતાં વચ્ચે આવતું બીયાવર પત્થરના વેપાર માટે પ્રસિદ્ધ છે. અહિં કાચો પત્થર ઘણો નિકળે છે.

**અજમેર**—પૂર્વે પાંડવોના ગુરૂ દ્રોણાચાર્ય અહિં રાજ્ય કરતા હતા. કુરૂક્ષેત્રના યુદ્ધમાં ભિષણ યુદ્ધ કરી વિરગતિને પામેલા દ્રોણાચાર્યના ચિરંજીવી પુત્ર અશ્વસ્થામા પોતાના મામા કૃપાચાર્યની સાથે વિંધ્યાચળમાં જઇ રહ્યા પછી દ્રોણદુર્ગની હાલત બગડતી ગઇ. ઘણો કાળ વિત્યા પછી અજયપાળ રાજાએ ગઢને સમરાવી અજમેર વસાવ્યું. શહેરની પશ્ચિમે આવેલા દુર્ગને હાલ અજયગઢ કહે છે.

અજમેરમાં જૈન મંદિર, અન્નાસાગર અને ખ્વાજા પીરની દરગાહ જોવા લાયક છે. દરગાહમાં ખ્વાજા સાહેબ મઇનુદીન ચીસ્તની કબર છે. અફઘાનીસ્તાનમાં આવેલા ચિસ્ત પ્રાંતના રહીશ ખ્વાજા મઇનુદીન ઇ. સ. ૧૨૩૫માં અજમેર આવ્યા હતા. તેઓ બહુ જ્ઞાનિ અને પવિત્ર હતા. હિંદુસ્તાનમાં મુસલમાન ભાઇઓને માટે આ મોટું તિર્થધામ છે.

અજમેરથી પાંચ માઇલ દુર પુષ્કર જવા માટે સુંદર રસ્તો બાંધેલો છે. નાના પહાડોની મધ્યમાં એક કુદરતી સરોવર છે. સરોવરની આસપાસનું દ્રશ્ય બહુ રમણીય છે. પુષ્કરની યાત્રાએ ઘણા જણ

આવે છે. અહિના પંડયાઓ મથુરાના પંડયા ઓની જેમ ત્રાસ આપવામાં પાછા પડે તેમ નથી.

**ચિતોડગઢ.**—અજમેર જંકશનથી ખંડવા જતી લાઈનમાં ચિતોડગઢ જવાય છે. ઈ. સ. ૧૯૧૮ના માર્ચમાં મુંબઈથી રતલામ થઈને ચિતોડ આવ્યો હતો. રેલવે સ્ટેશનથી દોઢ ગાઉનો રસ્તો કાપી ગઢની તળેટીમાં આવેલા ઉદેપુર સંસ્થાનના દફતરમાંથી ગઢ જોવાનો પાસ મેળવ્યો.

પાંચથી છ ગાઉના ઘેરાવાવાળા પહાડને ફરતો કીલ્લો બાંધેલો છે, જેનો દેખાવ દુરથી બહુ રળીયામણો લાગે છે. દુશ્મનો એકાએક પ્રવેશ ન કરી શકે તેવી કુદરતી રચના છે. પહાડ ઉપર ચઢતાં એક મોટા દરવાજા આગળ બે સંત્રી ઉભા હતા. અહિં પાસ લઈ લેવામાં આવ્યો. ઉપર જતાં એક પછી એક સાત દરવાજા આવે છે. રસ્તાઓ પહોળા પણ વાંકાચુકા અને તેને ફરતી પત્થરની ડબલ દિવાલોની બાંધણી જોવા લાયક છે. ઉપર ગયા પછી એક વિશાળ રસ્તે ચાલવા માંડયું. રસ્તાની બન્ને બાજુએ વૃક્ષોની હાર આવેલી છે. મોતી બજારનાં મકાનો ખંડેર દશામાં પડેલાં છે. આ બજાર હીરામાણેકના વેપાર માટે પ્રસિદ્ધ હતું. અહિંથી આગળ જતાં મહાકાળીનું મંદિર આવે છે. તેની બાજુમાં ભક્ત મીરાંબાઈનું મંદિર છે. મહાકાળીના મંદિર પાસેનો કુંડ મેવાડની પવિત્ર ક્ષત્રાણીઓના વિરત્વનું સ્મરણ કરાવે છે. ચિતોડના ઘેરા વખતે આ કુંડમાં અગ્નિ સળગાવી વિરાંગનાઓ બળી મરી હતી! કીલ્લાની મધ્યમાં બે કીર્તિસ્તંભ છે. તેમાં વપરાયેલા લાલ પત્થર હજી પણ નવા જેવાજ લાગે છે. કીલ્લાની શોભામાં વધારો કરનાર આ બે કીર્તિસ્તંભ છે. દુરથી જોતાં જાણે કોઈ મોટું સુશોભિત શહેર હોય તેવું દેખાય છે. કીર્તિસ્તંભની પૂર્વ દિશામાં આવેલા એક નાના તળાવ ઉપર સતિ પદ્મિનીનો મહેલ છે. નજીકમાં તોપખાનું છે. તેમાંની કેટલીક તોપો બહુ જુની છે. આ જગાએ ઉદેપુર રાજ્યના થોડા લશ્કરી સીપાહીઓ રહે છે.

એક દિવસ એવો પણ હતો કે પવિત્ર અને શુરવિર ભૂમિનું દીગદર્શન કરાવનાર આ પહાડ ઉપરના ચિતોડ શહેરમાં પુષ્કળ વસ્તી અને ધમધોકાર વેપાર ચાલતો હતો. તે જગાએ આજે એક ખૂણે ૨૦૦ ઝુંપડાં છે, જેમાં જુજ વસ્તી છે!

ચિતોડગઢની ચારે દિશામાં મેદાન છે. પૂર્વ તરફ મેદાનથી થોડે દુર ડુંગરો છે. બે મોટાં દ્વાર કીલ્લામાં પ્રવેશ કરવા માટે રાખેલાં છે. દક્ષિણ તરફનું દ્વાર રાજમાર્ગ ગણાય છે. દુશ્મનોના હુમલા વખતે ડુંગરોમાં જઇને ભરાઇ રહેવા માટે પૂર્વ તરફ નાનું દ્વાર બનાવી રાખ્યું છે.

કીલ્લો જોઇ નીચે ઉતરતાં તળેટીમાં વસેલા હાલના ચિતોડ શહેરમાં પ્રવેશ કર્યો. આ શહેરને ફરતો પુરાતન કીલ્લો છે. અહિં પણ પહેલાં બહુ વસ્તી હતી. ચિતોડ ઉપર ઘણી આફતો આવી ગઇ હોવાથી તેની સ્થિતિ હર વખત બદલાતી રહી છે.

## શ્રી નાથજી અને ઉદેપુર

**શ્રી નાથજી.**—ચિતોડથી 'ઉદેપુર ચિતોડ રેલવે'માં 'નાથ દ્વારા' સ્ટેશને જઇ શ્રીનાથજી ગયો. ૧૮ માઇલના અંતરનો આ રસ્તો પક્કો અને ચોખ્ખો છે. તિર્થ ધામને લીધે આ એક નાનું શહેર વસી ગયું છે. શહેરની આસપાસ કીલ્લાની ગરજ સારતા કુદરતી ડુંગરોની હારો આવેલી છે. અંદરના ભાગમાં કેટલાંક જળાશયો હોવાથી પાણીની ઠીક સગવડ છે. પશ્ચિમ દિશામાં વહેતી નદી ઉનાળામાં સુકાઇ જાય છે. ઉત્તર તરફ લાલ બાગ આવેલો છે. 'શ્રીનાથજી'માં કુલ સત્તા મંદિરના મહારાજની છે. કચેરી લશ્કર વગેરે ખાતાંઓની ઓફીસ છે.

શ્રી નાથજી ભગવાનને રોજ સવારે રૂ. ૧૨૫૦ અને સાંજે રૂ.-૭૫૦ મળી કૂલ બેહજાર રૂપીઆનો રાજભોગ ધરાવાય છે! મંદિર ખાતે ઘણા નોકરો છે, તેમને પગારમાં રોજ રાજભોગની પત્રાળીઓ

આપવામાં આવે છે. આ પત્રાળીઓ તેઓ યાત્રીઓને વેચી નાંખે છે. મંદિર પાસેની કેટલીક દુકાનોમાં પણ રાજભોગની વસ્તુઓ વેચાય છે! શ્રી નાથજીની યાત્રાએ આવનાર દરેક યાત્રીને પહેલે દિવસે મફત પ્રસાદ આપવામાં આવે છે. રાજભોગમાં વપરાતી ચીજોમાં કેસર, અંબર, કસ્તુરી વગેરે ઉત્તમ દ્રવ્યો શ્રી નાથજીના ભંડારમાં રહે છે. કસ્તુરી પીસવા માટે ચાંદીની નાની ચક્કી રાખેલી છે. ત્રણચાર મોટા દેગમાં ગુલાબજળ બનાવવામાં આવે છે. આટલા મોટા રાજભોગનું ખર્ચ સાધારણ યાત્રીથી આપી શકાતું નથી. કોઇ કોઈ યાત્રીઓ પોતા તરફથી રાજભોગ કરાવે છે તેઓ બધા શ્રીમંતોજ હોય છે. તેમાં પણ જે કોઇ વધુ પૈસા આપે તેનો રાજભોગ તે દિવસે સ્વીકારાય, નહિ તો તેણે બીજા દિવસ માટે રાહ જોવી જોઇએ. આથી કોઈ કોઇ વખત એક બીજા શ્રીમંતોની હરીફાઇ થાય છે. એમ કહે છે કે એક વખત કલકત્તાના એક વૈષ્નવ બાબુએ હરીફાઇમાં એક લાખ રૂપીઆ રાજભોગમાં આપ્યા હતા! રોજના સામાન્ય રાજભોગ શિવાય વાર તહેવારે અતિશય ખર્ચ કરવામાં આવે છે. આટલું બધું ખર્ચ કરી તૈયાર કરવામાં આવતી ભોજન સામગ્રીથી ભૂખ્યા જનોને સંતોષવા એ ઉદ્દેશ પુષ્ટીમાર્ગનો હતો. તેને બદલે પ્રસાદ વેચી દેવામાં આવે છે!

ધર્મ શાસ્ત્રોને સુક્ષ્મ બુદ્ધિથી વિચારી જોવા માટે અંતરને અવકાશ આપીએ તો તેમાંથી સાચું હોય તે મળી આવે. જન્મથી વારસ બનેલા કે નિમાયેલા ધર્મગુરૂઓ બધા પવિત્ર આત્માઓ હોતા નથી, તેમ બધા અપવિત્ર પણ નથી હોતા. સાચો ધર્મગુરૂ અંતર આત્મા છે, તેજ સાચું ધર્મશાસ્ત્ર છે. સત્ય અને અસત્ય, હિંસા અને અહિંસા, પાપ અને પુણ્ય એ દરેકનો પડદો ખોલી બતાવનાર અંતર્યામિ છે. એના શરણ વિના કોઇનો ઉધ્ધાર થયો નથી. આવા વિશ્રાંતિના પંથે લઇ જનાર ધર્મગુરૂ હોય તો તેના ચરણ સેવવામાં બાધ ન હોઇ શકે.

શ્રી નાથજીમાં હિંદનું પ્રાચિન ચિત્રકામ હજી આબાદ છે. વૉટર કલરનું અહિંનું સુંદર ચિત્રકામ હિંદમાં સર્વોપરી છે. શ્રીનાથજીથી સાત માઇલ ઉપર એકલીંગજી મહાદેવનું મંદિર છે. આ જગાને કાંકરોલી કહે છે.

**ઉદેપુર.** શ્રીનાથજીથી બાર ગાઉના પગ રસ્તે ઉદેપુર જવાય છે. નાથદ્વારા સ્ટેશનથી રેલ રસ્તો સરળ છે. આ રસ્તે જતાં ઉદેપુરને ફરતા ડુંગર ઉપર બાંધેલા કીલ્લાના દરવાજામાં થઇને ટ્રેઈન પસાર થવા લાગી. વટેમાર્ગુઓ માટે રેલવે સડકની બાજુની નીચી જગાએ બીજો દરવાજો છે. હવે ટ્રેઇન એક ટનેલમાં થઇને બહાર નીકળી ડુંગર પસાર કરતી ઉદેપુર સ્ટેશને આવી પહોંચી. અહિંથી શહેર ચાર માઈલ દુર છે.

આજથી ૨૪મી પેઢી ઉપર થઈ ગયેલા ઉદયસિંગનું વસાવેલું ઉદેપુર શહેર હાલ મેવાડની રાજધાની છે. શહેર એવી ભૂમિમાં વસેલું છે કે જેનું ચારે તરફ કુદરતી પહાડોથી રક્ષણ થયેલું છે. આ શિવાય તેને ફરતો કીલ્લો છે. શહેરની પશ્ચિમથી ઉત્તરમાં બે ત્રણ માઈલના ઘેરાવાવાળું સરોવર છે જેને પીચોળા સરોવર કહે છે, તેની વચ્ચે આવેલા બે ત્રણ બેટની અંદર સુંદર બાગબગીચા અને મકાનો છે. પીચોળા મહેલ આગળ પાણી ઘણું ઉંડું છે. મછવામાં બેસી એક બેટથી બીજા બેટ તરફ જતાં સરોવરની એક તરફ શહેર.અને બીજી બાજુએ કુદરતી જંગલનું દ્રશ્ય આનંદજનક લાગે છે. પીચોળા મહેલની દીવાલો ઉપરનું નકશી કામ પુરાતન કારીગરીનો ચિતાર દર્શાવે છે. મહેલની સપાટી નીચેના ભોંયતળીયામાં એક વિશાળ હૉલ છે. આ હૉલની ચારે બાજુની દિવાલો પાણીમાં ડુબેલી રહે છે. ઈ.સ. ૧૮૫૭ ના બળવા વખતે શરણે આવેલા ૧૫૦ અંગ્રેજોને ઉદેપુરના રાણાએ આશ્રય આપી આ હૉલમાં રાખ્યા હતા.

શહેરની અંદર આવેલા રાજ મહેલના દરવાજા ઉપર સોનાનો સૂર્ય ગોઠવેલો છે. મહેલના કંપાઉન્ડની વચ્ચે જ્યાં મહારાણા પ્રતાપે

પોતાનો ભાલો રોપ્યો હતો તે જગાએ હમેશાં સવાર સાંજ દીવાબત્તી ધુપ ઇ. કરવામાં આવે છે. મહેલની બારીઓ અને દીવાલો ઉપર મહારાણા પ્રતાપ, રાણોસંગ, હમીર વગેરે પ્રતાપી રાજાઓની સુંદર તસ્વીરો ચીતરેલી છે.

મહારાણા પ્રતાપના ભાલાની પુજા કરવામાંજ હવે માત્ર મેવાડના સૂર્યવંશી પોતાનું ગૌરવ જોઇ રહ્યા છે. એ પ્રાતઃ સ્મરણિય વીરના સિદ્ધાંતો જો હાલ પળાતા હોત તો આજે હિંદની કુમારિકાઓ અને બ્હેનો ઉપર બ્રીટીશ નોકર શાહીનો થતો અમાનુષિ જુલમ જોઇને મેવાડના શુરવિરો બેસી રહ્યા હોત નહિ. ક્ષત્રીઓ દુશ્મનની સ્ત્રીઓને પણ આફતમાંથી બચાવવા દોડી જતા હતા. તેમાં પણ મેવાડના સૂર્યવંશીઓ તો આને માટે મશહુર ગણાતા હતા. આ રાજ્યમાં ચાલતા ચાંદીના સીક્કા ઉપર એક તરફ "લંડન દોસ્તી" અને બીજી બાજુ "ચિત્રકોટ ઉદયપુર" લખેલું છે. આ દોસ્તી તો માત્ર નામનીજ રહી છે. ઉદેપુર રાજ્ય ઉપર બ્રીટીશ રેસીડન્ટ રહે છે.

**કેસરીયાજી**—ઉદેપુરની ઉત્તરે ૪૦ માઇલ દુર જૈન તિર્થક્ષેત્ર છે. અહિ ડુંગરોની વચ્ચે કેસરીયાજીનું મોટું મંદિર છે. મંદિરમાં તિર્થંકરની પ્રતિમાને દર હમેશ ઘણું કેસર ચઢાવવામાં આવે છે. કોઇ કોઇ યાત્રીઓ એકી વખતે મણ દોઢ મણ કેસર ચઢાવે છે! કેસર જેવી કીમતી ચીજનો આવી રીતે અહિં ઘણો વ્યય થાય છે!

પ્રભુ પ્રાપ્તિ માટે કરવામાં આવતાં આવાં નિરર્થક કર્મકાંડ માટે "ધર્મમાત્ર સામાજીક રૂઢી નહિ પણ વાસ્તવીક સત્ય છે, મોક્ષ બહારના કર્મકાંડથી નથી મળતો પરંતુ સત્ય ધર્મ સ્વરૂપનો આશ્રય લેવાથી મળે છે." એવું જે વાક્ય ભગવાન મહાવીરે ઉચ્ચાર્યું છે તેનું યથાર્થ પાલન ભાગ્યેજ કોઇ જૈન મંદિરોમાં થતું હશે.

## ચિતોડથી ભરતપુર.

ઉદેપુરથી ચિતોડ થઇને રતલામ આવી નાગદા કોટા અને

ઈંદરગઢ થઇને સવાઇ માધોપુર આવ્યો. સવાઇ માધોપુરથી દોઢ માઇલ ઉપર જીર્ણ દશા ભોગવતો રણથંભોરનો પ્રસિદ્ધ કીલ્લો છે. આ જંકશનથી જયપુર જવાની બ્રેન્ચ લાઇન છે. પ્રથમ ભરતપુર થઇને જયપુર જવાનું હોવાથી મથુરા જતી લાઇનમાં ગંગાપુર, હીંડોન, અને બયાના વટાવી ભરતપુર ગયો.

**ભરતપુર**—આ શહેરને ફરતી જુના વખતની બે દિવાલો છે સૌથી પ્રથમ કાદવનો કીલ્લો આવે છે. તેની ચોમેર ફરતી પાણીની ખાઇ છે, કાદવનો કીલ્લો વટાવી પત્થરના કીલ્લામાં જવાય છે. તોપના ગોળા ખુંચી જાય તેવો કાદવનો કીલ્લો અસલ ભરતપુરનું રક્ષણ ગણાતું હતું. પૂર્વે સુદ્રઢ ગણાતો આ કીલ્લો હૃદય પીગળાવી નાખે તેવી જીર્ણદશા હાલ ભોગવી રહ્યો છે ! અહિના રાજા જાટ રજપુત કહેવાય છે.

ભરતપુરથી મથુરા વૃંદાવન અને આગ્રા બહુ નજદીક પડે છે. પશ્ચિમે બાંદીકુઇ જંકશનથી દીલ્હી લાઇનમાં અલવર જવાય છે. અલવર દેશી રાજ્ય છે. અહીં ભતૃહરીના શીષ્યોનાં બાર સમાધિ મંદિરો છે. અલવરથી આગળ રેવાડી જંકશનથી ભટીંડા અને ફઝીલકા જવાની શાખા છે. એક શાખા નારનોલ થઇને ફુલેરા જાય છે.

## જયપુર અને બીકાનેર.

**જયપુર**—બાંદીકુઇથી મેલ ટ્રેનમાં જયપુર જતાં બેકલાક લાગે છે. કલકત્તા અને મુંબઇ જેવાં શહેરોની રોનક વધી તે પહેલાં જયપુર હિંદુસ્તાનમાં તેની સુંદરતા માટે પ્રખ્યાત ગણાતુ હતું. હજી પણ અહિંનું બજાર તેની સુંદરતા દર્શાવી રહ્યું છે. અહિં જુની પદ્ધતથી ચાલતી વેધશાળા જોવા લાયક છે. આને અહિંના લોકો 'જંતર મંતર' કહે છે. ઇતિહાસ પ્રસિદ્ધ અંબર ( જુનુ જયપુર ) અહિંથી સાત માઇલ દુર છે.

**સાંભર**—જયપુરથી બીકાનેર જતાં વચ્ચે આવતા ફુલેરા જંકશનથી કુચામન બ્રેન્ચ લાઈનની ટ્રેનમાં બેસવું પડે છે. કુચામન-રોડથી જોધપુર રેલવે જોડાય છે. કુચામન અને ફુલેરાની વચ્ચે સાંભર સરોવર આવેલું છે. આ ૨૦ માઇલના ઘેરાવાવાળા ખારા પાણીના કુદરતી તળાવમાંથી સેંકડો મણ મીઠુ નિપજે છે. સાંભર સ્ટેશનથી કુચામનના રસ્તે રેલની બન્ને બાજુએ સરોવરનું પાણી પથરાયેલું છે. અહિ મીઠાના વેપારીઓની કોઠીઓ છે. ભરત-ખંડમાં આ શિવાય ખડકો અને દરિયામાંથી પુષ્કળ મીઠું ઉત્પન્ન થાય છે. છતાં તે મોઘા ભાવે વેચાય છે! પણ આ કરતાંએ ઇસ્ટ ઇન્ડીયા કંપનીનો ભાવ સાંભળતાં કંપારી છુટે છે. જે વખતે ૭ા રૂપીએ મણ મીઠું વેચાતું હતું!

**બીકાનેર**—કુચામનરોડ,છોડયા પછી મેરતારોડ જંકશન આવતાં બીકાનેર રેલવે જોડાય છે. બીકાનેરને રસ્તે ખુલ્લાં મેદાનો શિવાય બીજુ કંઈ જોવા જેવું આવતું નથી. આ અરણ્યમાં ગરમીના દિવસો જેટલા ભયંકર લાગે છે તેવીજ શિયાળામાં કડકડતી ઠંડી પડે છે. ચારે તરફ નજર નાખતાં બધું શુન્યકાર જેવું ભાસે છે. તો પણ રાજધાની 'બીકાનેર' ના રસ્તા અને ઇમારતો કંઇક દેખાવડાં છે. અહિં સોનેરી ભરતકામ સારૂં થાય છે. ઉનાળામાં પાણીની અતિશય તંગી રહે છે. શ્રીમંત અને રાજવંશીઓ ઉંટ ઉપર પખાલો મંગાવી કંઈક છૂટથી પાણી વાપરી શકે છે. હવે તો બીકાનેર નરેશ નહેર લાવવાનો પ્રબંધ કરી રહ્યા છે. બીકાનેરથી બીજે દિવસે મરુભૂમીની રાજધાની જોધપુર ગયો.

## જોધપુર.

**મંડોર**—મરુભૂમીની પુરાતન રાજધાની 'મંડોર' જોધપુરથી પાંચ માઇલ દુર છે. આનાના ગામની પડખે એક સુંદર બગીચો છે. બગીચાની પાસેના ખડકોમાંથી પાણીનાં ઝરણો નિરંતર વહ્યાં કરે છે. આથી બગીચાને સારૂં પોષણ મળે છે. ગામને પણ આ ઝરણુથી

પાણીની ઘણી છૂટ રહે છે. બગીચાની વચ્ચે મારવાડના પ્રસિદ્ધ મહારાજાઓની પ્રતિમાઓ છે. ગામની ઉત્તરે તેમનાં સમાધિ સ્થાનો છે.

મંડોરથી પાછા આવતાં રસ્તામાં બાલસમંદ બગીચામાં થોડો વખત વિશ્રાંતિ લીધી. બે માઇલના વિસ્તારવાળા આ સુંદર બગીચાની પાસે કુદરતી પહોળી અને ઉંડી ખીણોમાં વરસાદનું પાણી ભરાઇ રહેતું હોવાથી જોધપુર શહેરને નળ વાટે પાણી પુરૂં પાડવામાં આવે છે. આવી કુદરતી બક્ષીસથી 'મંડોર' અને 'બાલસમંદ' બહુ રળીયામણાં લાગે છે. આ બન્ને સ્થાનો મારવાડની સુકી ભૂમિને દીપાવે છે.

**જોધપુર**—શહેરની વચ્ચે દોઢ માઇલના વિસ્તાવાળો ડુંગર છે. ઉંચાઇ ૫૦૦ ફુટ જેટલી છે, પહાડ ઉપર ચઢતાં વચ્ચે સિદ્ધ ચીડીયાનાથનું જુનુ સ્થાન આવે છે. એમ કહેવાય છે કે જોધાસિંગે આ પહાડની કુદરતી રચના જોઇ કીલ્લો બંધાવી અહિં શહેર વસાવવા માંડયું. સિદ્ધને સ્થાન છોડી જવાની ફરજ પડી. સિધ્ધે ચાલવા માંડયું કે તુરતજ અહિં વહેતા કુદરતી ઝરણનું પ્રમાણ ઓછું થતું ગયું. આ જોઇ જોધાસીંગે માફી માગી. ઝરણની આવીજ સ્થિતિ કાયમ રહેશે એમ સિધ્ધે કહ્યું. હજી પણ આ ઝરણ ધીમું ધીમું પડયા કરે છે.

ડુંગર ઉપરના કીલ્લાની અંદર રાજ કુટુંબ રહે છે. ચિતોડના કીલ્લાની જેમ આ કીલ્લો દુરથી બહુ સુશોભિત લાગે છે. છેક ઉંચે તોપખાનું છે આ વિશાળ તોપખાનાની અંદર અસલી તોપોના ઘણા નમુના છે. એક ચોકઠામાં ગોઠવેલી નાની નાની ૨૦ થી ૨૫ બંદુકો છે. આ ચોકઠું ચારે તરફ ફેરવી શકાય તેવું છે. ઉંટ ઉપર બેસનાર સીપાહીઓ તેનો ઉપયોગ કરતા હતા. હાલની મશીનગનના જેવું કામ આપનાર આ પુરાતન કારીગરીનો નમુનો અહિં પડયો પડયો કટાઇ જાય છે!

તોપખાનું જોઈ પાછા ફરતાં વરસાદ પડવા લાગ્યા. છત્રી કીલ્લામાં લાવવાનો હુકમ નહિ હોવાથી દરવાજા આગળ મુકવી પડી હતી.

વરસાદથી ભીંજાઈ જતી ટોપી કપડે વીંટીને હાથમાં લીધી કે તુરતજ તોપખાનાના દરવાજા આગળ બેઠેલા સીપાઈએ 'ટોપી સીરપર ધરો' એવી બે ત્રણ બુમો મારી. કીલ્લામાં પ્રવેશ કરનાર દરેક જણે મારવાડી પદ્ધતિથી ધોતીનો કચ્છ ભીડવો જોઇએ તથા માથે ટોપી કે સાફો મુકવો જોઇએ. એવો રાજ્યનો કાનુન છે!

તોપખાનાની પાસે રાજમહેલ છે. મહેલની અંદર ત્રીજે માળે દેશી કારીગરીના નમુના રૂપ સોનાની છત છે. દિવાલો તથા સ્તંભો સોનેથી રસેલાં છે. રાજ મહેલની લગોલગ વિધવા રાણીઓને રહેવાનો મહેલ છે. જોધપુર શહેરને પણ ફરતો કીલ્લો છે. પહેલાં જુના જોધ-શહેરના કીલ્લાનો દરવાજો 'સિંગપોલ' આગળ હતો.

પૂર્વે સૂર્યવંશી રજપુત રાજાઓ અને રાણીઓમાં દેશપ્રેમની અતિશય ધગશ હતી તેનું દ્રષ્ટાંત જોધપુરના મહારાજા જસવંતસિંગના વખતમાં બન્યું કહેવાય છે. ઔરંગઝેબથી હાર ખાઇ જ્યારે જસવં-તસિંગ પાછા આવ્યા ત્યારે તેમને શહેરમાં પ્રવેશ નહિ કરવા દેવા માટે રાણીએ સિંગલપોલનો દરવાજો બંધ કરાવી કહેણુ મોકલ્યું હતું "તમે દેશદ્રોહી થઇ તમારી જાતને પરાજીત કરી છે હવે તમે મારા પતી નથી માટે ચાલ્યા જાઓ." પહેલાં સ્વતંત્રતાથી સ્ત્રીઓ સ્વધર્મને કેવી રીતે સમજતી હતી તે આ ઉપરથી જણાઇ આવે છે. આવી સ્વતંત્રા છીનવી લેવાથી રાણીઓને પણ હાલ રાજમહેલમાં ગોંધાઇ રહેવું પડે છે!

ઉપર્યુક્ત રાજગઢમાં વિધવા રાણીઓ માટે એક મહેલ છે. રાજમાતાને વિધવા થતાંજ આ મહેલમાં રહેવાની ફરજ પડે છે. આ એકાંતવાસની સજા તેમને અંતકાળ સુધી ભોગવવી પડે છે. એમ કહે છે કે દેહાંત થયા પછીજ તેમના શરીરને કીલ્લાની નીચે ઉતારવામાં આવે છે!

વૈધવ્ય પ્રાપ્ત થયા પછી રાજા મહારાજાની રાણીઓને પણ જ્યારે આવી સ્થિતિ ગુજારવી પડે તો પછી પ્રજામાં સ્ત્રી ઉન્નતિની

આશા ક્યાંથી રખાય ! ચીતોડના પ્રતાપી વીર પુત્તની માતા વિધવા છતાં સમ્રાટ અકબર સામે લડવા રણમાં પડી હતી. ઝાંસીની રાણી લક્ષ્મીબાઇએ વિધવા છતાં અંગ્રેજો સાથે તુમુલ યુદ્ધ કર્યું હતું ! એ જમાનો બહુ લાંબાકાળનો નથી. જો તે વખતે આવી કઢંગી રૂઢી-ઓને માન અપાતું હોત તો તેમની દેશભક્તિ અને વિરતાને કોણ જાણી શકત ?



# સિંધ અને બલુચિસ્તાન

" જ્યારે હિંદનાં અનેક સ્ત્રી પુરૂષો અનેક વૈભવો અને ઈચ્છાઓને છાડીને તેમના દુઃખી થતા લાખો દેશ બંધુઓની સેવા કરવાને જીવન સમર્પણ કરશે ત્યારે હિંદ જાગૃત થશે." સ્વામિ વિવેકાનંદ

## જોધપુરથી હૈદરાબાદ.

જોધપુરથી લુણી જંકશન આવતાં બે કલાક લાગે છે. અમદાવાદથી ઉપડતી સિંધ મેલ રાત્રે આઠ વાગે લુણી આવે છે. આ ટ્રેનમાં ૧૯૨૪માં હવા ફેર માટે કવેટા જવા નિકળ્યો હતો. લુણી જંકશનથી ટ્રેન ઉપડયા પછી બારમેર સુધીનો પ્રદેશ કંઇક ઝાડપાન વાળો છે. બારમેરથી ૪૦ માઇલિ દુર મોટર રસ્તે જેસલમીર જવાય છે. મારવાડમાં બિકાનેર કરતાં જેસલમીરનું રણ વધુ ભયંકર છે. અહિં ઉનાળામાં પાણીનો ઘણો ત્રાસ રહે છે. ચોમાસામાં જે કંઈ થોડા છાંટા પડયા હોય તે પાણી ખાડાઓમાં ભરી રાખી તેના ઉપર લાકડાનાં પાટીયાં તથા ઘાસ મુકી રેતીથી ઢાંકી ઉનાળામાં ઢોરોને પીવા સારૂ સંઘરી રાખવામાં આવે છે. જેસલમીર રેતાળ હોવાથી હવા સુકી છે. પાણીના કુવા દોઢસોથી બસેં હાથ જેટલા ઉંડા હોય છે. આટલી ઉંડાઇએ રેતીમાં ગળાઈને આવતું પાણી પેટના દર્દીને ઘણું હલકુ અને પાચક છે.

બારમેર છોડયા પછી સવારે આઠ વાગે 'છોર' આવ્યું. જે મારવાડ પૂર્વે સિંધમાં આવેલા ઉમરકોટ સુધી વિસ્તર્ણ હતો તેજ મારવાડની હદ હાલ અહિં આવતાં પુરી થાય છે. હવે સિંધ દેશની લીલોતરી અને નહેરોનાં દર્શન થવા લાગ્યાં. લુણીથી અહિં આવતા સુધી મુસાફરોને મરૂભૂમિનો જેટલો અણગમો થયો હોય તે ભૂલાતો જાય છે. આ લાઇનમાં રેલવે સત્તાવાળાઓએ મુસાફરો માટે ટ્રેનમાં જોઇતી સગવડ રાખી નથી. જાજરૂ બીલકુલ સાંકડાં અને હવા અજવાળાં વિનાનાં છે, પગ મુકી મહામુસીબતે માણસ બેસી શકે

તેવી સાંકડી જગાનાં બાજરૂના દરવાજાઓ બન્ને બાજુએ રાખેલા હોય છે, અને અંદરથી બંધ કરવાની બરોબર કડીઓ હોતી નથી. મીરપુરખાસ આવતાં સિંધી મુસાફરોની ભીડ થવા લાગી. અહિંનો અનાજનો વેપાર પ્રસિદ્ધ છે. બપોરના એક ૧-૧૫ મીનીટે હૈદ્રાબાદ આવ્યું

સિંધુ નદીની મોટી નહેર જેને 'ફુલેલી' કહે છે તે હૈદ્રાબાદ આગળ થઇને વહે છે. આ નહેર વાટે લારખાના અને સિંધના બીજા પરગણાંઓમાં વહાણો મારફતે વેપાર ચાલે છે. અહિંઆં ગરમી ઘણી પડતી હોવાથી ઘરની અંદર હવા આવવા માટે દરેક ઘરના ઉપર બે ત્રણ હાથ ઉંચા પત્થરનાં જાળીયાં રાખેલાં છે. શહેર વચ્ચેનો ભાગ ઉંચી જગાએ આવેલો હોવાથી હવા સારી રીતે પ્રસરેલી રહે છે. અને દુરથી બહુ રળીયામણું લાગે છે. ગુજરાતમાં માન પ્રિય થઇ પડેલા ન્યાયાધિશ શ્રી. દયારામ ગીદુમલનું આ જન્મ સ્થાન છે.

આમીલ અને દીવાન એ બે કોમ ખાનદાન ગણાય છે. આ ઉચ્ચ કહેવાતી કોમના લોકો કન્યાના બાપ પાસેથી ઘણું દ્રવ્ય લે છે. લગ્ન પછી પૈસા માટે કનડે છે! વર વિક્રયની ત્રાસદાયક રૂઢીઓને ઉજળીયાટ કહેવાતી કોમ ઉત્તેજે છે! હૈદ્રાબાદ સિંધની જુની રાજધાની છે. અહિંના મુસલમાન બાદશાહને 'મીર' કહેતા. શહેરમાં પ્રવેશ કરતાં મીરનો બંધાવેલો કીલ્લો આવે છે. હૈદ્રાબાદથી કચ્છની સરહદ ઉપર આવેલા 'બદીન' જવા માટે ગાડી બદલાય છે.

**કરાંચી**—હૈદ્રાબાદની દક્ષિણે કોટ્રી આગળ સિંધુ નદી વહે છે. કોટ્રી જંકશનથી લારખાના જવાની એક શાખા છે.

કોટ્રીથી કરાંચી જતાં વચ્ચે 'જુગશાહી' આવ્યું. ગુજરાતમાં વસતી નાગર કોમનું મૂળ ઉત્પત્તિ સ્થાન 'નગરઠઠ્ઠા' જુગશાહિથી થોડે દુર આવેલું છે. નગરઠઠ્ઠામાં ગુજરાતી વેપારીઓની ઠીક વસ્તી છે. જુગશાહીથી ગાડી ઉપડી કરાંચી આવીને ઉભી. કરાંચીમાં સિંધી

અને ગુજરાતી વેપારીઓ મુખ્ય છે. હવા પાણી સારાં છે. કરાંચીથી કવેટા જવા માટે મેલમાં રવાના થયો. બપોરના બે વાગતાં હૈદ્રાબાદ આવ્યું. જોધપુર રેલવેની ટ્રેનના મુસાફરોથી ટ્રેન ખીચોખીચ ભરાઈ ગઈ. જુલાઇ માસમાં સિંધમાં ધગધગતી ગરમી પડે છે. વરસાદ તો સામાન્ય રીતે બહુજ જુજ પ્રમાણમાં પડે છે. ત્રીજા વર્ગમાં અતિશય ગીરદી થઇ જવાથી વચલા વર્ગમાં જગા લીધી.

## રોહરી અને સક્કર.

હૈદ્રાબાદથી ૨-૪૫ મીનીટે ગાડી ઉપડી. ગરમીના દિવસો હોવાથી રસ્તે પવનના સપાટાથી ઉડતી ધગધગતી રેતીથી ગાડીમાં બધે ધુળ-ધુળ થઈ ગઈ. આ કરતાં વધુ ધૂળ બારમેર છોડયા પછી જેસલમીરના રણ પાસેથી પસાર થતાં ઉડતી હતી, પણ તે સવારનો વખત હોવાથી આટલો ત્રાસ નહોતો લાગતો. અહિંતો વચ્ચે આવતાં સ્ટેશને ગાડી ઉભી રહે તે વેળા જરા ટ્રેનમાંથી ઉતરી પ્લેટફોર્મ ઉપરના ઝાડની છાયા નીચે ઉભા રહીને કંઇક ઠંડી હવાનો આશરો મળે તેજ; આખે રસ્તે ગરમ પવનના સપાટા આવવાથી મગજ બેચેની ભરેલું લાગવા માંડયું. ગાડીની બારીઓના પાટીયા ઉપર હાથ મુકતાં આગ ઉપર હાથ મુકયો હોય તેવું લાગતું ! નળની અંદરનું પાણી ઉકળતુંજ આવતું હોય ! સંધ્યાકાળ કયારે પડે તેની રાહ જોવાતી હતી. મને સંગ્રહણીનું દર્દ હોવાથી માત્ર મેવો અને દુધ ઉપર રહેવાનું હતું. પાણીની અતિશય તરસ લાગ્યાં કરતી. સાથે લીંબુ અને ખાંડ રાખેલાં હતાં. પણ સાથે રાખેલી સુરાઈમાંનું પાણી ઉકળી ગયું હોવાથી હર વખત બરફની જરૂર પડતી. રાત્રે આઠ વાગે રોહરી જંકશન આવતાં લીંબુના શરબતનો એક પ્યાલો પીવાથી શાંતિ થઇ.દરેક મોટાં સ્ટેશને બરફ નાંખેલા પાણીની મોટી કોઠીઓ ભરી રાખી, તેમાંથી મુસાફરોને ઠંડુ પાણી પીવા માટે આપવાની સખાવત સિંધના શ્રીમંતોએ કરી રાખી હોય છે. આવી વ્યવસ્થાથી કંઇક આરામ મળી શકે છે.

**રોહરી**—સિંધી ભાષામાં રોહરી એટલે ભેખડ. સિંધુ નદીની ભેખડ ઉપર આ શહેર વસેલું હોવાથી તેનું નામ રોહરી રાખેલું છે. રેલવે સ્ટેશન ઉંચા નીચા ખાડા ટેકરા વાળી સાંકડી જગામાં આવેલું હોવાથી પ્લૅટ ફોર્મની વચ્ચે લોખંડના થાંભલા નાખી તે ઉપર સ્ટેશન ઑફીસ બાંધેલી છે. જેનો દેખાવ એક ટાવર જેવો લાગે છે. રોહરીની સાત બ્હેનોએ પોતાના શિયળના રક્ષણ અર્થે સિંધુમાં ઝંપલાવ્યું હતું ! એ સાત પવિત્ર બ્હેનોનો યશ ગાતું રોહરી સિંધુની ભેખડ ઉપર ઉભું છે.

**લૅન્સડાઉન પૂલ**—રોહરી અને સક્કર વચ્ચે સિંધુ નદી આવેલી છે. રોહરી શહેરના દક્ષિણ ભાગને વસાઇને રેલવે ટ્રેઇન 'લેન્સડાઉન સસ્પેનશન પુલ' ઉપર આવી. આ જગાએ સિંધુનું પાણી ઘણું ઉંડું અને જોશથી વહે છે. નદીના બન્ને કીનારા ઉપરની જમીનમાં લોખંડના પ્રચંડ ગડર્સ ઉતારી તેના ઉપર સ્પ્રીંગથી આખો પુલ ઝુલતો રાખેલો છે. રેલવે ટ્રેઇન પુલની મધ્યમાં જાય છે અને આજુ બાજુ ગાડી ગાડાં અને મુસાફરોને ચાલવા માટે લાકડાનાં પાટીઆં નાખી પગથી બનાવેલી છે. પાશ્ચાત કળાનો નમુનો દર્શાવતો લેન્સડાઉન પૂલ હિંદમાં પ્રસિદ્ધ છે.

**સાધબેલા**—પૂલની પશ્ચિમ દિશાએ સમુદ્રની સંજ્ઞા ધરાવતી અને કૃત્રિમતાને શોભાવતી, મનુષ્યને હૃદયની વિશાળતા અને નમ્રતાનો પાઠ શિખવતી સિંધુ મૈયાના વિશાળ પ્રવાહની વચ્ચે પોણો માઇલ ફરતો એક સુંદર બેટ છે, શીખ ધર્મ ગુરૂઓએ સાધુસંતો અને અન્ય વટેમાર્ગુઓ માટે આ બેટને 'સાધબેલા તીર્થ' બનાવ્યું છે. અહિં કોઇપણ પંથના મુસાફરને રોજ દિવસના બાર વાગે ભોજન આપવામાં આવે છે. 'સાધબેલા' ની આસપાસનુ દ્રશ્ય બહુ આનંદ જનક છે.

**બક્કર**—લેન્સડાઉન પૂલ ઓળંગી હવે બક્કરના ખંડેરોમાં પ્રવેશ કર્યો. બક્કરે પણ બેટનું સ્વરૂપ ધારણ કર્યું છે; બક્કરનાં ખંડેરો

પસાર કર્યાં પછી સિંધુના બીજા પ્રવાહ ઉપરનો પુલ આવે છે. સિંધમાં પુષ્કળ ગરમી પડતી હોવાથી બક્કરને મુસલમાન બાદશાહઓએ રાજધાની બનાવી અહિં કિલ્લો બાંધ્યો હતો. તેની નિશાનીમાં હાલ ખંડેર શિવાય બીજું કંઇજ ન મળે, અને એ સલ્તનતનું પણ નામ રહ્યું નથી ! કુદરતના પરિવર્તનનો નિયમ સૃષ્ટિ માટે સાચોજ છે.

"આ એક ક્રમ સૃષ્ટિ તણો ચાલ્યો અને આવ્યો બીજો,
એ ક્રમ જુદા પણ નહિ જુદો એ એક સઘળે રમી રહ્યો."

(સ્વામિ રામતીર્થ.)

**સક્કર**—બક્કરનાં ખંડેરો પસાર કરતી ગાડી બીજો પુલ ઓળંગી સક્કર સ્ટેશને આવી પહોંચી. સિંધની ભૂગોળ વિદ્યા ભણતાં સક્કર બક્કર અને રોહરી ત્રણે એક સાથે આવેલાં સ્થળોનું ખરૂં ભાન તો તે વખતે કંઇજ નહોતું અને ભણનારને થતું પણ નથી એમ કહેવામાં ખોટું નથી. અનુભવ વિનાનું અક્ષરજ્ઞાન જીવનને ખરો આસ્વાદ આપી શકાતું નથી.

સક્કર શહેરના ઇશાન ખૂણામાં જુનું સક્કર છે. અહિં શ્રીમંતોના કેટલાક બંગલા છે. નવા સક્કરની બાંધણી ખુલ્લા પહોળા રસ્તાઓવાળી હોવાથી સુંદર લાગે છે. શહેરથી બે માઇલ ઉપર સિંધુમાંથી સાત નહેરો કાઢવાનું કામ ચાલે છે. આમાંની એક નહેર બીકાનેર થઇને આખા મારવાડ પ્રદેશમાં લઇ જવાનો પ્રબંધ ચાલે છે.

સક્કરથી ગાડી ઉપડી 'રૂક' જંકશને આવી. રૂકથી લારખાના જવાની ગાડી બદલાય છે. લારખાના ચોખાના પાક માટે મશહુર છે. 'રૂક' આવતાં રાત્રે દસનો શુમાર થયો હતો. પણ ગરમીનો ઉકળાટ ઓછો થવાને બદલે વધતો જતો હતો. હવે જેમ જેમ આગળ જશો તેમ તેમ ગરમી વધુ લાગશે. એમ મારી સાથે બેઠેલા સિંધી ભાઇઓ કહેતા હતા. આખી રાત સ્ટેશન પ્લૅટફૉર્મ અને ઑફીસોમાં પંખા ચાલુ રાખવા પડે છે. બાર વાગતાં શીકારપુર આવ્યું.

## શીકારપુર.

એક વર્ષ પહેલાં શિયાળાની મોસમમાં શિકારપુરમાં બે માસ સુધી રહી ગયો હતો. આ સ્થળે પહેલાં ખુલ્લું મેદાન અને થોડી ઝાડી હતી. બાદશાહને શિકાર કરવા માટે આ જગા અનુકૂળ થઇ પડી હોવાથી તેનું નામ 'શિકાર ધા' રાખેલું. પાછળથી શીકારપુર શહેર વસ્યું.

ઇરાન અને અફ્ઘાનીસ્તાનના વેપારનું મુખ્ય સ્થળ શીકારપુર બહુ જુના વખતથી પ્રસિદ્ધ છે. અફ્ઘાનીસ્તાન થી આવતા મેવાની મોટી મંડી હજી પણ અહિં છે, આખા હિંદમાં વેપારમાં સૌથી સાહસીક સિંધી ભાઈઓ ગણાય છે. તેમાં પણ શીકારપુરી પ્રથમ પદ ભોગવે છે. જમીન માર્ગે તેમ જળ માર્ગે દુનિયાના ઘણા દેશોમાં તેઓ પ્રસરેલા છે. અફ્ઘાનીસ્તાનનાં કંદહાર અને હેરાત તો તેમને ઘર આંગણા જેવાં છે. અહિંથી આગળ વધીને રૂશીઆમાં મોસ્કો, પીટર્સબર્ગ અને તુર્કસ્તાનનાં સમરકંદ, બુખારા ઇ. શહેરોમાં તેઓ ગયેલા છે.

શહેર બહારના રસ્તાઓ ઉપર ઘણા શ્રીમંતોના બંગલા છે. પશ્ચિમ દિશાએ એક નહેર છે. સ્ટેશનથી શહેરમાં જતાં ચોક બજાર આવે છે. ચોક બજારથી શહેરની અંદર પ્રવેશ કર્યા પછી થોડે દુર જતાં જ ઢકી બજાર શરૂ થાય છે. આખો રસ્તો છાપરાંથી ઢાંકેલો હોવાથી તેને ઢકી બજાર કહે છે. બજાર સાંકડું હોવાથી સૂર્યાસ્ત થતા પહેલાં અંધારૂં થઇ જાય છે. લારખાનામાં પણ આવુંજ બજાર છે. પણ આ બજાર ઘણું લાંબુ છે. અતિશય ગરમીને લીધે સિંધનાં ઘણાં ખરાં શહેરોમાં બજારો ઉપર ઢાંકણુ રાખવાં પડેલાં છે. અહિંના બજારના મધ્ય ભાગને ચબુતરો કહે છે. આ જગાએ બેચાર પ્રખ્યાત મીઠાઇવાળાઓની દુકાનો છે. હિંદના બીજાં શહેરોમાં મીઠાઇ ઘણી બનતી હોય છે પણ શીકારપુર જેવી તો નહિજ. ૧૦ રૂપીએ શેર સુધીની ઉંચા પ્રકારની મીઠાઇ પણ બને છે. દરેક મીઠાઇમાં

પીસ્તાં અને બદામ ભારોભાર નાખવામાં આવે છે. મીઠાઇમાં વપરાતું ઘી અને દુધ ચોખ્ખાં ન રાખી શકે તેને ચણુતરા આગળ દુકાન કાઢવાની મનાઇ છે. આ કાનુન અહિંની મહાજને કર્યો છે. આવું આપણા ગુજરાતમાં કેમ ન ઇચ્છીએ ? આપણે ત્યાં શહેરોમાં મીઠાઈ જેવી ખાવાની ચીજોમાં ઘી દુધ સારાં વપરાતાં નથી. પાલણુપુરથી ગુજરાતના દક્ષિણુ છેડે છેક દમ્મણુ અને વસઇ સુધીનાં કોઇ પણુ સ્ટેશને સારી ચીજ ન મળે ! રેલવે સત્તાવાળાઓ આ બાબત ધ્યાન આપતા નથી. મીઠાઇવાળાઓ ઉપર સેનેટરી ઇન્સ્પેકટર રાખેલા હોય છે છતાં વાસી ચીજો વેચવા દેવામાં આવે છે એજ નવાઇ જેવું છે. આપણાં શહેરોમાં અને કસ્બાઓમાં દિવસે દિવસે જેટલો બીગાડ ખાનપાનની ચીજોમાં થાય છે તે બધુ મહાજનની ગેરવ્યવસ્થાને લઇને છે. શિકારપુરમાં ચણુતરા આગળ એક સંયુક્ત પ્રાંતના હલવાઇ ની દુકાન હતી. તેણે પુરીમાં ચોખ્ખું ઘી નહિ વાપરેલું એવું જ્યારે માલૂમ પડયું ત્યારે તેજ દિવસે મહાજને તેની દુકાન બંધ કરાવી. શીકારપુરના લોકો વાર તહેવારે ખાવાની બધી ચીજો બજારથી લાવીને ખાય છે. દિવાળીના તહેવારોમાં તો ઘણા ખરા ઘર આગળ રાંધતા પણુ નથી. શીકારપુરના મહાજને આવી સુવ્યવસ્થા રાખી છે જે ઘણું ખુશી થવા જેવું છે. સાથે સાથે દીલગીર થવા જેવું એ છે કે શહેરની ગલીઓની ગંદકી દેખી જાય તેવી નથી. જેટલી સખ્તાઇ મીઠાઇ માટે રાખી છે તેટલીજ જો શિકારપુરના રહેવાશીઓને ગલીઓ ચોખ્ખી રાખવા માટે રાખી હોય તો શુદ્ધ મિઠાઈ ઉપર નુકશાનકારક હવા અસર કરી શકે નહિ અને તંદુરસ્તીમાં જરૂર સુધારો થાય. કારણુ કે હિંદનાં બીજાં શહેરો કરતાં શીકારપુર વધારે ગંદુ છે.

સિંધમાં કરાંચી હૈદ્રાબાદ અને શીકારપુર એ મુખ્ય શહેરો છે. શીકારપુર અને હૈદ્રાબાદ બન્ને શહેરોમાં વિલાયતી કાપડ બહુ વપરાય છે. શીકારપુરી લોકો પહોળી પટીની પાઘડી પહેરે છે જ્યારે હૈદ્રાબાદ તરફ સાંકડી પટીની પાઘડી પહેરવાનો રીવાજ છે. સિંધી ભાઇઓને

મુંબઇમાં મુલતાની કહે છે પણ ખરી રીતે તે બધા હૈદ્રાબાદ અને શીકારપુરના છે.

સિંધમાં આખા વર્ષમાં માત્ર બે થી ત્રણ ઇંચ જેટલો વરસાદ પડે છે. પરંતુ પરમાત્માની અનુકંપાથી સિંધુનદ અને તેની નહેરો ગરમીની મોસમમાં ઉભરાઇ જતી હોવાથી ખેતીવાડીને સંપૂર્ણ પોષણ મળે છે. સિંધમાં બાજરીનો પાક મુખ્ય છે

## સીબીની ગરમી.

શીકારપુર છોડયા પછી જેકોબાબાદ આવ્યું. હવે આખે રસ્તે તદ્દન રેતીનાં મેદાનો આવવા લાગ્યાં. સવારે પાંચ વાગે 'સીબી' આવ્યું. સિંધ અને બલુચિસ્તાનની સરહદ ઉપર આવેલા 'સીબી'ની ગરમી વિષે શું કહેવું! સવારનો પહોર હતો. હાથ મોઢું ધોવા માટે નળ નીચે જઇ હાથ ધર્યો તો ચુલે ઉકળતા પાણીથી જેમ હાથ બળે તેમ બળવા લાગ્યો! દીવસની ગરમીથી હવા અને પાણી એટલાં ઉકળી રહ્યાં હોય છે કે રાત્રી પુરી થતાં પણ ઠંડાં પડતાં નથી. મધ્યરાત્રીએ ધગધગતા પવનના સપાટા આવતા રહે છે! જુલાઇ માસ એટલે સીબી અને સિંધમાં ગરમીનો મધ્યાનકાળ. તેમાં પણ સિંધ કરતાં સીબીનું ઉષ્ણુમાન વધુ રહે છે. કોઈ વખત ૧૨૫ ડીગ્રી કરતાં પણ વધી જાય છે. આવી ભયંકર ગરમીથી કેટલાંક મરણ નિપજે છે. આજે એક યુરોપીઅન બાઇને લુખ લાગવાથી સીબીથી સફર લઇ જતાં તેણીએ ટ્રેઇનમાંજ દેહ છોડી દીધો હતો. જેકોબાબાદ અને શિકારપુરમાં પણ ગરમીથી કોઇ કોઇ મરણ થાય છે. હિંદુસ્તાનમાં મુલતાન અને સીબીનું ઉષ્ણુમાન સૌ કરતાં વધારે રહે છે.

સીબી બલુચિસ્તાનનું પ્રવેશદ્વાર છે. અહિં દરેક મુસાફરનાં નામ ઠેકાણું અને બલુચિસ્તાન જવાનું કારણ ખૂફીઆ પોલીસ તરફથી પૂછીને નોંધી લેવામાં આવ્યું. કવેટામાં વસતા જાણીતા મુસાફરો સિવાય બીજાઓને માટે એકાદ પોલીસને ભલામણ કરવામાં આવે

છે કે જેથી કવેટા પહોંચ્યા પછી તે મુસાફરો સી. આઇ. ડી. ખાતાની ઑફીસમાં રોજ હાજરી આપે.

## સીબીથી કવેટા.

સીબીથી ગાડી ઉપડી બલુચિન્તાનમાં પ્રવેશ કર્યો. અહિંથી રેલવેનો એક ફાંટો મચ, હીરક અને કોલપુર થઈને કવેટા જાય છે. બીજો ફાંટો હરનાઇ થઇને બોસ્તાન જાય છે. સીબી છોડયા પછી ઉજજડ રણો નજરે પડવા લાગ્યાં. બહુ દૂર સુધી નજર નાખતાં એકાદ નાનો છોડવો પણ જોવામાં આવતો નહિ! ઉનાળામાં આ દેશમાં અતિશય ગરમી પડે છે અને શિયાળામાં ઠંડી પણ તેટલીજ પડે છે. ઉત્તર તરફનો ભાગ ઉંચાઈએ આવેલો હોવાથી બારેમાસ ઠંડો રહે છે. આ ઠંડા ભાગમાં કવેટા છે. સીબી પછી દરેક સ્ટેશને લશ્કરી સીપાહી એક બે ઉભેલા જોવામાં આવતા.

જેમ જેમ આગળ જતા ગયા તેમ તેમ રેતી અને પત્થરના વેરાન ખડકો આવવા લાગ્યા. મોટા ખડકો ચીરીને ટ્રેઇનને જવા માટે ટનેલો ( ભોંયરાં ) બાંધેલી છે. કોઇ કોઈ જગાએ ખુલ્લા મેદાનમાં બલુચી લોકો પોતાનાં બકરાં ઘેટાં અને ઉંટ સાથે પડેલા જોવામાં આવતા હતા. આવી જગાએ એકાદ આછું ઝરણુ વહેતું હોય છે. બે હજાર ફુટની ઉંચાઇએ સાલીગમ સ્ટેશન આવ્યું. અહિંથી આગળ જવા માટે ઉંચો ચઢાવ આવતો હોવાથી ટ્રેઇનને બે એંજીન લગાડવામાં આવે છે. મચ સ્ટેશન આવતાંજ ગરમ હવા બદલાઈ ગઇ અને મધુર ઠંડી હવાથી મગજ શાંત અને પ્રફુલ્લીત થવા લાગ્યું. આ સ્ટેશન ઉપર એક સુંદર બગીચો છે. ટ્રેન વધુ વખત રોકાય છે. રોટી, પુરી, દુધ અને મીઠાઇ વેચાતાં હોય છે. મચ પછી બે ત્રણ સ્ટેશન જતાં સાડાચાર હજાર ફુટની ઉંચાઈએ હીરક સ્ટેશન આવ્યું. અહિંઆં પહેલાં કવેટા જતાં મુસાફરો માટે કૉરન્ટાઇન રાખવામાં આવ્યું હતું પણ હાલ તેવું કાંઇ નથી. હજી ગાડી ઉંચે ને ઉંચે જતી હતી તેમ તેમ બહુ ઠંડો પવન આવતો હતો. ૫૮૭૪ ફુટની ઉંચા-

ઇએ કોલાપુર આવ્યું. હવે જરા નીચે ખુલ્લા મેદાનમાં થઇને ટ્રેઇનને જવાનું હોવાથી એક એંજીન કાઢી નાખવામાં આવ્યું.

આ મેદાનો ઘઉંના વાવેતરથી સુંદર શોભતાં હતાં. આસપાસના ખડકોનો દેખાવ પણ તેને લીધે રળીયામણો લાગતો હતો. બધે રસ્તે પવનની ઠંડી લહેરો આવતી હતી. સ્પેઝંડ જંકશન સ્ટેશને આવી ગાડી ઉભી. અહિંથી મસ્તુંગ, સ્તુસન અને નુસ્કી જવા માટે ગાડી બદલાય છે. આ બ્રૅન્ચ લાઇનને નુસ્કી રેલવે કહે છે. હિંદુસ્તાનમાં સૌથી વધારે વિસ્તારવાળી નોર્થ વેસ્ટન રેલવેએ બલુચિસ્તાનનો બધો ભાગ ઘેરી લીધો છે. સ્પેઝંડ પછી સરીઆબ છોડીને ૧૦-૩૦ મીનીટે કવેટા આવ્યું.

## કવેટા.

સ્ટેશનમાંથી બહાર નીકળતાંજ દરવાજા આગળ ખૂફીઆ પોલીસ દરેક મુસાફરને ઉભા રાખી અહિંઆં પણ પૂર્ણ ચોકસાઇ સાથે નામ ઠામ નોંધી લીધા પછી છુટા કરતા હતા.

કવેટા શહેરમાં મુસાફરોને ઉતરવા માટે કીંગ એડવર્ડ મેમોરીઅલ સરાઇમાં ત્રણ દિવસ રહેવાની છુટ છે. વધુ વખત રહેવું હોય તો પોલીટીકલ એજંટની પરવાનગી મેળવી રહી શકાય છે. આ જગા ખુલ્લી હવા અજવાળાવાળી અને સ્વચ્છ છે. રોજના ચાર આનાથી બે રૂપીઆ સુધી ભાડેથી ઓરડા મળી શકે છે. આ સરાઇ પઠાણ સરદારો માટે બાંધેલી છે. તેઓ ગરમીની મોસમમાં આવીને રહે છે. શહેરમાં આર્યસમાજ, સનાતન ધર્મ સભા અને ગુરૂદ્વારા, એ ત્રણ સંસ્થાઓમાં ઉતરવાની જગા હોય છે, તે શિવાય બીજી બે ત્રણ ધર્મશાળાઓ પણ છે. બે ત્રણ માસ રહેવું હોય તેને મકાન ભાડે લઇને રહેવું ઠીક પડે.

શહેર નાનું પણ સ્વચ્છ અને સફાઇબંધ છે. રેલવે સ્ટેશનથી શહેરમાં આવવાના રસ્તાને બ્રુસરોડ કહે છે. શહેર બહારના રસ્તા-

ઓમાં ઠંડી સડક નામનો રસ્તો સૌ કરતાં વધુ સુંદર છે. તેની બન્ને બાજુએ પત્થરની ફુટપાથ બાંધેલી છે. આ રસ્તા ઉપર ઉંચાં ઝાડોની પુષ્કળ ઘટા છે જેથી કેટલાક ભાગમાં સૂર્યનાં કીરણ આવી શકતાં નથી. બપોરના વખતે અહિંથી પસાર થતાં બરફ જેવું ઠંડુ લાગે છે. અહિંઆં એક ચશ્મા (ઝરણુ) છે, તેનું પાણી પીવામાં હલકુ છે. ફુટપાથની એક તરફ ઘોડા ઉપર બેસીને ફરવા માટે રાઇડીંગ રોડ બનાવેલો છે.

અહિંઆં સિંધી અને પંજાબીની વધુ વસ્તી હોવાથી તેમના રીતરીવાજ પ્રમાણે દરેક મકાનનાં જાજરૂ ઘરના ધાબા ઉપર બાંધેલાં હોય છે. લગભગ બધાં ધાબા માટીનાં જ હોય છે. અહિંની માટી સીમેન્ટ જેવી મજબુત હોવાથી વરસાદના પાણીથી ધોવાઇ જતી નથી, દેખાવમાં બદામી રંગની કાંકરી વિનાની સાફ હોય છે. સિંધ, બલુચિસ્તાનમાં ગરમી વધુ પડતી હોવાથી માટીનાં ઘરો બાંધવામાં આવે છે. બલુચિસ્તાનની માટીનાં વાસણોમાં ઉનાળામાં પાણી બરફ જેવું ઠરે છે. ભયંકર ગરમીમાંથી બચવા માટે ઇશ્વરે આ દેશના લોકો માટે આવી ચીજો ઉત્પન્ન કરી છે.

કવેટામાં લશ્કરી છાવણીને લઇને સુધરાઇ ખાતા તરફથી જાજરૂ અને રસ્તાઓ હરવખત સાફ થતા રહે છે. શહેર બહારના રસ્તાઓની બાજુમાં નિર્મળ ઝરણો નિરંતર વહેતાં હોય છે. જરૂર વખતે શહેરની ગટરો સાફ કરવા માટે આ ઝરણોના પાણીનો ઉપયોગ થાય છે. કોઇ કોઇ ઝરણો શહેરની વચ્ચે થઇને બહારનાં વાડી બગીચાઓમાં જાય છે. શહેરમાં વસતા ભાઇઓની બેદરકારીથી અને બલુચી તથા પઠાણ લોકો તેમાં મેલાં કપડાં વગેરે ધોતા હોવાથી તેનું પાણી મેલું બની જાય છે. સનાતન ધર્મના મંદીર આગળથી વહેતા આવા ઝરણમાં વારતહેવારને દિવસે અંધશ્રદ્ધાળુ સ્ત્રી-પુરૂષો દીવા મુકી તે પાણીનું આચમન કરે છે! હરદ્વાર આગળ બ્રહ્મકુંડમાં ગંગાના પવિત્ર જળને મેલું કરી, તેમાંજ સ્નાન કરનાર

યાત્રીઓ પણ આવાજ અંધશ્રદ્ધાળુ હોય છે. કવેટામાં સિંધી અને પંજાબીની ગલીઓમાં તો બદબોજ આવતી હોય છે. તેમનાં ઘરોમાં પણ સાફસુફનું ઠેકાણું ન મળે. નિરંતર નળ અને ઝરણો વાટે પાણી આવતુંજ હોય છે છતાં તેમના ઘરના ખાળો, આંગણાં વગેરે સ્વચ્છ રાખવામાં બેદરકાર રહે છે.

આરોગ્યના નિયમને સમજવાની દરકાર નહિ કરવાથી ઘણી વખત આપણુનેજ નુકશાન સહન કરવું પડે છે. ઘીચ વસ્તીથી ભરેલા લત્તામાં જ્યાં ઘરોની અંદર હવા અજવાળાનું ઠેકાણું ન હોય, ત્યાં આપણે વસવાનું પસંદ કરીએ છીએ! આવી આપણી રહેણીકરણીજ આપણને અસ્વચ્છ બનાવે છે.

ઇ.સ. ૧૮૭૫ માં અંગ્રેજી રાજ્યના અમલ નીચે બલુચિસ્તાન આવ્યું તે પહેલાં કવેટાથી ૮૪ માઇલિ ઉપર આવેલું કલાત શહેર બલુચિસ્તાનની રાજધાની હતું, અને બલુચિસ્તાન કલાતના ખાનને હસ્તક હતો. તે વખતે હાલ જે જગાએ કવેટા વસેલું છે ત્યાં બહુ જ થોડી વસ્તી હતી. આ જગા બ્રીટીશ સરકારે કલાતના ખાન પાસેથી લઇ ત્યાં કવેટા શહેર વસાવી બલુચિસ્તાનની રાજધાની બનાવ્યું. હાલના ખાન "હીઝ હાઇનેસ બેગલરબેગી મીર મહમદખાન ઓફ કલાત" કહેવાય છે.

બ્રુસરોડ ઉપર સેન્ડેમન લાયબ્રેરીની પાસેજ મેકમહન સંગ્રહ-સ્થાન છે, તેમાં બલુચિસ્તાનમાં નિપજતાં ખનીજ દ્રવ્યો, ઉન અને સુતરાઉ કાપડની પ્રાચિન કારીગરીના નમુના, અને બલુચિસ્તાનનો અસલી ગૃહઉદ્યોગ દર્શાવતો રેંટીઓ જોવામાં આવે છે.

**કાશી**—શહેરની પુર્વ દિશાએ એક માઇલ ઉપર કાશી નામનું ગામ આવેલું છે, આ ગામમાં માત્ર બલુચિ અને પઠાણોનીજ વસ્તી છે. આપણે ત્યાં સામાન્ય રીતે જેમ બલુચ અને પઠાણ બન્નેને પઠાણ તરીકેજ ઓળખવામાં આવે છે તેમ અહિંઆં નથી. અફઘાનીસ્તા-

નથી આવી વસેલા પઠાણોનેજ અહિંઆં પઠાણ કહે છે. પઠાણ અને બલુચ લોકોને બોલાવવામાં "ખાનસાહેબ" શબ્દ માનસુચક ગણાય છે.

બલુચી લોકોને પહેલાં પઠાણો તરફથી બહુ ત્રાસ પડતો હતો. પઠાણની જાત ઝનુની હોવાથી હજી પણ કોઇ કોઈ વખત ભયંકર ગુન્હા કરતી રહે છે. તેમની અંદરઅંદરના ઝઘડાઓ માટે તેમનાજ પંચ મારફતે ન્યાય ચુકવવાની ગોઠવણ કરવામાં આવી છે. લશ્કરી બંદોબસ્તને લીધે મુંબઈ અને અન્ય શહેરોના જેટલો પઠાણોનો અહિંઆં ભય નથી. મુંબઇમાં રહેતા પઠાણો બદમાશ અને જુલમી ગણાય છે, તે બધા પેશાવર અને કાબુલની સરહદ ઉપરના ભટકતા લોકો છે. આ તરફના પઠાણો તેટલા બધા ખરાબ નથી. તેમાં પણ જેઓ ખાસ વેપારી હોય છે તેઓ ભલા અને પ્રમાણિક દેખાય છે. કોઈ પણ ઘરાકને એકથી બે ભાવ બતાવી છેતરતા નથી. જેટલા ઝનુની છે તેટલા જ આ બાબતમાં પ્રમાણિક છે.

અફઘાનીસ્તાનથી આવતા પઠાણ વેપારીઓ સાચે જ પ્રમાણિક હોય છે, પરંતુ તેઓ જેવા વાતાવરણમાં રહે છે તેવા પાછળથી થઇ જાય છે. તેમને નિચ અને બદમાશ કહેતા પહેલાં તેમનામાં રહેલી વેપારનીતિ વીચારી જોવાની જરૂર છે. એટલું તો સાચુંજ છે કે જન્મથીજ નિડર અને શુરવીર થવાના તેમને સંસ્કાર મળે છે. આપણે બાળકોને બચપણથીજ ભયના સંસ્કારો સાથે ઉછેરીએ છીએ "ભાઈ બહાર જઇશ નહિ, કાબલી આવ્યો છે, હાઉ આવ્યો છે, પકડી જશે, મારી નાખશે." આ શબ્દો બાળકના હૃદયમાં કોતરાઇ જાય છે અને મોટો થતાં કાબલી કે પઠાણના નામથી ડરી જાય છે. જ્યારે પઠાણ સ્ત્રીઓ "બેટા કીસીસે ડરના નહિ, દુશ્મનસે મુકાબલા કરના." એવા સંસ્કારોથી પોતાનાં બચ્ચાંઓને ઉછેરે છે. એ બાળક બાર પંદર વર્ષની ઉમ્મરે પહોંચતાં મોટા માણુસ સાથે લડવા તૈયાર થઇ જાય છે.

માતાઓજ બાળકોને શુરવીર બનાવે છે અને માતાઓજ તેમને બીકણુ અને બાયલા બનાવે છે. ભૂત–ડાકણુના વહેમનું તો આપણે ત્યાં પૂછશોજ નહિ. શકુંતલાના પુત્ર સર્વદમનને ઋષિમુનિના આશ્રમમાં જે સંસ્કારો અપાયા હતા તેનું હાલ તો માત્ર મુખેથી ઉચ્ચારણજ રહી ગયું છે. કેળવણીના મૂળને માબાપના સંસ્કાર કહેવામાં આવે છે, એટલા માટે માબાપ બનતા પહેલાં જગતનો અનુભવ લેવાની જરૂર છે.

બલુચિસ્તાનમાં ઉર્દુ અને પસ્તુ બન્ને ભાષા બોલાય છે. અહિની ભાષા બલુચી છે, પણુ સામાન્ય રીતે પસ્તુ બોલાય છે. બલુચી અને પસ્તુમાં જુજ ફેર છે. પસ્તુ ભાષા જાણુનાર સરકારી નોકરોને અમુક વધારો મળે છે. સારી રીતે હિંદી જાણુનારને અહિં ઉર્દુ સમજવામાં અડચણુ આવતી નથી.

બલુચી લોકોનાં ઘરો માટીનાંજ હોય છે તેમાં બારી બારણાં બહુજ ઓછાં હોવાથી હવા અજવાળું આવી શકતું નથી. ઘણાંખરાં મકાનોની આગળ માટીની દીવાલો હોય છે. બલુચી સ્ત્રીઓ શરીરે લાલ ઝભ્ભા અને માથે કપડું ઓઢે છે. બલુચી લોકો ગધેડાં બહુ રાખે છે તેના ઉપર તેમના ધંધા રોજગારનો આધાર હોય છે. રેલવે ટ્રેનનું સાધન નહોતું ત્યારે સિંધ, બલુચિસ્તાન અને અફઘાનીસ્તાન વચ્ચે ગધેડાંનોજ વાહન તરીકે લોકો ઉપયોગ કરતા હતા. પૈસાદાર લોકો ઘોડા અને ઉંટ રાખે છે. પઠાણુ કરતાં બલુચ નમ્ર જણાય છે.

અહિંઆં મુખ્ય વસ્તી બલુચ, પઠાણુ, સિંધી અને પંજાબીની છે. લશ્કરી છાવણી અને બીજાં સરકારી ખાતાંઓને લીધે યુરોપીઅનોની પણુ વસ્તી છે. ઈરાની લોકોની થોડી દુકાનો છે. આ લોકો પોતાના દેશમાંથી ઉનના ગાલીચા, શેત્રંજીઓ, નમદા ( ઉનને ટીપીને બનાવેલો સાદો ગાલીચો ) અને રેશમી કપડાં મંગાવી વેચે છે. અફઘાનીસ્તાન અને ઇરાનના ગાલીચા બહુ વખણાય છે. નમદા તો બલુચિસ્તાનમાં પણુ બને છે.

આપણે ત્યાં કોઇ મહેમાન આવે, તેનો પ્રથમ ચ્હા પાણીથી સત્કાર કરવામાં આવે છે જ્યારે અહિંઆં મેવા અને મીઠાઇથી સત્કાર થાય છે. સિંધી અને પંજાબી ભાઇઓ ચ્હાનો કવચીતજ ઉપયોગ કરતા હોવાથી તેમનાં બાળકો સવારમાં દુધ અને મીઠાઇને પસંદ કરે છે. જ્યારે આપણે ત્યાં બાળકો સવારમાં ચ્હાની રાહ જોતાં હોય છે! સીંધી અને પંજાબી ભાઇ બ્હેનો માયાળું હોય છે તેમાં પણ પંજાબી વધુ ભોળાં લાગ્યાં. સીંધ પંજાબના લોકો સ્ત્રીઓ તરફ ઘણી સભ્યતા રાખે છે. પાંચ વરસની કન્યાથી માંડીને ૬૦ વરસની વૃદ્ધ સ્ત્રીને દરેક જણ "માઈ' શબ્દથી બોલાવે છે. પઠાણ અને બલુચ લોકો પણ માઇ કહીને બોલાવે છે.

અહિંઆં ગુજરાતી ભાઇઓની પાંચેક કુટુંબની વસ્તી છે. પારસીભાઈઓની સંખ્યા ઠીક છે. તેમણે પોતાનાં બાળકો માટે ગુજરાતી નિશાળ, લાયબ્રેરી અને પારસી મુસાફર માટે મુસાફરખાનું બાંધેલું છે. હિંદુસ્તાનમાં પારસી કોમની વસ્તી એક લાખ કરતાં પણ ઓછી છે. આ સાહસીક ભાઇઓ હિંદુસ્તાનના ખૂણેખાચરે તેમજ હિંદ બહારના ઘણાખરા દેશોમાં પહોંચી ગયા છે.

હિંદુસ્તાનનાં શહેરો અને કસ્બાઓની જેમ અહિંઆં ગાયો, કુતરાં, ગધેડાં અને બકરાં રખડતાં જોવામાં ન આવ્યાં તેનું શું કારણ? આ બાબત અહિંની મ્યુનીસીપાલીટીનો સખ્ત બંદોબસ્ત છે. તે શિવાય પઠાણ અને બલુચી લોકો આ દરેક જાનવર પાસેથી પુરતું કામ લઇને પોતાનાં કરી રાખે છે. જેને આપણે જંગલી અને ઝનુની કહીએ છીએ તેઓ જાણેઅજાણે અહિંસાનો ધર્મ પાળીને માનવીનાં આશ્રિતોને પોષે છે. અહિની સનાતન ધર્મની ગોશાળામાં રહેતી ગાયો કદાવર શરીરની અને તંદુરસ્ત લાગી. આ ગાયોના દુધનો જનસમાજને સારો લાભ મળે છે. આવાં કારણોને લઇને ગાયો વગેરે શેરીઓમાં ભૂખે રખડતાં જોવામાં આવતાં નથી. ગાયોને કતલખાનેથી છોડાવવી, તે કરતાં ખાટકીને હાથ ન જાય તેવો ઉપાય

કરવામાં વધુ પૂણ્ય રહેલું છે. કુતરાં જેવાં વફાદાર જાનવરની તો આપણને કદરજ નથી! આ બાબત પશ્ચિમના સુધારાને છોડી દઇએ, પણ અહિંઆં તો જેમને આપણે નિર્દય અને અજ્ઞાન ગણીએ છીએ, તેમના આચરણની વાત થાય છે. જે સાચું છે તે તો જંગલીમાં જંગલી માણસ પાસેથી પણ ગ્રહણ કરવું જોઇએ.

આ વેરાન દેશમાં જ્યાં જોઇએ ત્યાં સુકા ખડકો અને ખેતી શિવાયના ભાગમાં રેતીનાં મેદાનો શિવાય બીજું કંઇ જોવામાં આવતું નથી, પણ આશ્ચર્ય તો એ છે કે આવા સુકા ભંઠ જેવા ખડકોમાંથી નિર્મળ અને બરફ જેવા ઠંડા પાણીનાં ઝરણો નીકળે છે! આથી પરમદયાળુ પરમાત્માની અદ્દભૂત લીલાનો ખ્યાલ આવ્યા વિના રહેતો નથી! આ ઝરણોનાજ પાણીનો ઉપયોગ ખેતીમાં થાય છે. જેને જોઇએ તેમ ઝરણમાંથી પાણી વાળી પોતાના ખેતરમાં લે છે. ફળ ફુલના બગીચાઓમાં પણ આ પાણીનો ઉપયોગ થાય છે.

શહેરથી ત્રણ માઇલ દુર લશ્કરી છાવણી છે. આખે રસ્તે બન્ને બાજુએ આખરૂટ, બદામ, તુત, જરદાલુ, અને ઉંચાં સીધાં સફેદાનાં વૃક્ષોની હારો આવેલી છે તથા રસ્તાની બન્ને બાજુએ નિર્મળ ઝરણાં વહેતાં હોય છે! આ દ્રશ્ય બહુ સુંદર લાગે છે. દશથી પંદર માઇલના ઘેરાવા વાળી આ છાવણીમાં ગુરખા, શીખ અને ગોરા લશ્કરની મુખ્ય પલટણો છે. છાવણીથી પશ્ચિમ તરફ એરોપ્લેન બનાવવાનું કારખાનું છે.

**સિદ્ધપાણીનાથ**—એક દિવસ 'કવેટા આર્સનલ' ( કીલ્લો ) જોવા ગયો. પૂર્વે અહિં સિદ્ધપાણીનાથની પર્ણકુટીકા હતી. તે પછી અહિં કીલ્લો બાંધવામાં આવ્યો. આ પુરાતન કીલ્લાની દીવાલો કાદવ અને માટીની બનાવેલી છે. તેની અંદર દારૂગોળો બનાવવાનું કારખાનું છે. કારખાનાની બહારના ભાગમાં સિદ્ધપાણીનાથનું પ્રાચિન મંદિર છે. અહિં દર સોમવારે મેળો ભરાય છે. સોમવાર શિવાય કોઇને કીલ્લામાં જવાની છૂટ નથી. પૂર્વે બલુચિસ્તાન અને અફઘા-

નીસ્તાન ઉપર હિંદુ રાજાઓની સત્તા હતી તેની સાક્ષી પુરતાં આવાં સ્થાનો અફઘાનીસ્તાનમાં પણ જોવામાં આવે છે.

ક્વેટાની ઉંચાઇ ૫૫૦૦ ફુટ છે. ઉનાળામાં અહિંઆં ગરમી લાગતી નથી. સવાર સાંજ ઠંડી રહે છે. ડીસેમ્બર અને જાનેવારીમાં ઘણો બરફ પડે છે. અકટોબરથી માર્ચ સુધી દુકાનો, ઓફીસો તથા દરેક ઘરોની દીવાલોમાં સઘડીઓ સળગતી રાખવામાં આવે છે. અહિંની સુકી હવાને લીધે ઠંડી ચામડીને નુકશાન કરે છે, જેથી લોકો શરીરે કડવું તેલ ચોળે છે. આ તેલને ઝામ્બેકા તેલ કહે છે. દુઃખતા સાંધા ઉપર લગાડવાથી તે સારો ફાયદો કરે છે.

## બલુચિસ્તાનનો મેવો.

ક્વેટાની આસપાસ ફળ ફુલના બગીચા છે. શહેરથી એક માઇલ ઉપર સીબીના રસ્તે સરકારી બગીચામાં ઘણી જાતનાં ફળો થાય છે. આ બગીચામાં દર વરસે ચારથી પાંચ હજાર રૂપીઆનો પાક ઉતરે છે. પાક વખતે જરદાલુ, પીચીઝ અને સફરજંદનાં ઝાડોની ડાળીઓ પુષ્કળ ફળોથી ઝુકીને છેક જમીન સુધી નીચે નમી જાય છે. આવાં ઝાડો ઉંચાં નહિ થતાં બાજુમાં ફેલાય છે. ફ્રાન્સ દેશનું ચેરી નામનું ફળ પણ અહિંઆં ઉગાડવામાં આવે છે. ચેરી બે ત્રણ જાતની થાય છે સૌથી સારી જાતની ચેરી નાના જાંબુ જેટલી મોટી થાય છે. તે ખાતી વખતે બહુ ઠંડી લાગે છે, પણ પાછળથી વીજળીની માફક શરીરમાં ગરમીની અસર કરે છે. લોહી સુધારવામાં આ ફળ ઘણું ઉત્તમ છે. કીંમતમાં પણ તેટલુંજ મોઘું છે. અહિંની મેવા મારકેટમાં છુટક તથા જથાબંધ મેવો વેચાય છે. જુલાઈ ઓગસ્ટમાં શાકભાજી પણ ઘણી થાય છે. અહિંઆં ફળો ગણત્રીથી નહિં વેચાતાં તોલથી વેચાય છે, (તોલ ૮૦ રૂપીઆભારનો છે.) ત્રણ ચાર રૂપીઆનો જેટલો મેવો મુંબઇમાં મળે તેટલોજ તાજો મેવો અહિં આઠથી દસ આનામાં મળે છે. જુલાઇ માસથી છેક નવેમ્બર સુધી કંદહારથી પણ જાત જાતનો મેવો આવે છે. અહિંઆં વેચાતો મેવો—

| ઉર્દુ | અંગ્રેજી | ગુજરાતી |
|---|---|---|
| અંગુર | ગ્રેપ્સ | દ્રાક્ષ (લીલી) |
| કીસમીસ | ડ્રાઇગ્રેપ્સ, કીસમીસ | દ્રાક્ષ (સુકી) |
| કાલાઅંગુર, દરાખ | બ્લૅકગ્રેપ્સ | કાળી દ્રાક્ષ |
| સેવ | એપલ્સ | સફરજંદ |
| આડુ | પીચીઝ | પીચીઝ |
| આલુબુખારા | પ્લંમ્ઝ | આલુબુખારા |
| આલુચા | પ્લંમ્ઝ | આલુચા |
| અનાર | પોમેગ્રેનેટસ | દાડમ |
| બીહી | કવીન્સ | કવીન્સ, બીહી |
| શાહતુત | શાહતુત | શાહતુત |
| તુત | તુત | તુત, શેતુર |
| અખરૂટ | વૉલનટ | આખરૂટ |
| બાદામ | ઓલમન્ડઝ | બદામ |
| અંજીર | ફીગ્ઝ | અંજીર |
| તરબુચ | વૉટરમેલન્સ | તરબુચ |
| જરદાલુ | ઍપ્રીકૉટસ | જરદાલુ |
| નાગ | નાગ | નાગ |
| ચૅરી | ચૅરી | ચૅરી |
| બૅરી | બૅરી | બૅરી |

ઉપરનાં ફળોમાંથી શાહતુત અને તુત જલદી બગડી જતાં હોવાથી બહાર જઇ શકતાં નથી. શાહતુત કીરમજી રંગનાં અને ખટ મધુરાં હોય છે. આ ફળ તાવની બીમારીમાં બહુ ફાયદો કરે છે. તેનું શરબત પણ બને છે. આલુ બુખારા અને આલુચાની ચાર પાંચ જાત થાય છે. જરદાલુની પણ તેટલીજ જાત થાય છે. કોઈ કોઈ જરદાલુ જમરૂખ જેવડાં મોટાં થાય છે. આવાં જરદાલુ લીલાં હોય ત્યારેજ ખાવા લાયક હોય છે. આ ફળ પચવામાં બહુ ભારે હોય છે

'બીહી' પૌષ્ટીક અને ગરમ છે. તેનાં અથાણાં અને મુરબ્બા થાય છે. બદામ ત્રણ ચાર જાતની થાય છે. મસ્તુંગની બદામ સારી આવે છે, 'નાગ' જમરૂખ જેવું પણ ખાવામાં ઘણું મીઠું હોય છે, બેરી પણ બોર જેવાં ફળ થાય છે.

ડીસેમ્બરથી મે માસ સુધી લોકો સુકો મેવો ખાય છે. પીસ્તાં, બદામ, જરદાલુ અને અંજીર કંદહારથી ઘણાં આવે છે. ઇરાનથી પણ કેટલોક સુકો મેવો આવે છે. હિંદુસ્તાનથી આવતાં લીચીઝ, જાંબુ, કેરી, કેળાં, બોર ખારેક અને કાશ્મીરનાં સેવ ઇત્યાદી પણ અહિંઆં વેચાય છે. પઠાણો શરીરે કદાવર અને રૂષ્ટ પુષ્ટ જોવામાં આવે છે, તેનું એક કારણ અહિંના બળવાન હવા પાણી અને બીજું ખોરાકમાં મેવાનો વધુ ઉપયોગ. મનુષ્યના શરીરનું બંધારણજ એવું છે કે જેને ફળનો ખોરાક માફક છે. જેમ જેમ આપણે અનાજનો સ્વાદ કરતા ગયા તેમ મેવો આપણે માટે મોંઘો થતો ગયો.

**ઈરાન જવાનો માર્ગ.** કવેટાથી નુશ્કી રેલવેમાં 'અહેમદવાલ' થઇને ચાર દિવસના રસ્તે બલુચિસ્તાન અને ઈરાનની સરહદ ઉપર આવેલા દુઝદાબ સ્ટેશને ઉતરી ત્યાંથી ઘોડા, ઉંટ અથવા મોટરદ્વારા ઇરાન જવાય છે. દુઝદાબ ગામ ઈરાનનું છે અને સ્ટેશન બ્રીટીશ હદમાં છે. અહિંથી ઇરાનની રાજધાની તેહરાન બહુ દુર પડે છે. તેને માટે તો મુંબઇથી દરીયા માર્ગે બસરા થઈને જવું ઠીક પડે, પરંતુ યઝદ, મશહૂ અને ઇરાનનાં બીજાં શહેરોમાં જવા માટે આ રસ્તો સરળ અને ટુંકો છે. ઇરાન જનારે પાસપોર્ટની પ્રથમ તૈયારી કરી રાખવી.

હવા ફેર માટે હું કવેટા આવેલો હોવાથી એડવર્ડ મેમોરીઅલ સરાઇમાં મેં મુકામ કર્યો હતો. પાંચ દિવસ આવ્યે થયા એટલામાં તો ધીરેધીરે પેટમાં ગરમી ઉત્પન્ન થવા લાગી. છ માસ સુધી છાશ અને તે પછી ત્રણ માસ સુધી દુધ ઉપર રહેવા છતાં જે તબીયતમાં સુધારો નહોતો થતો તે થોડાજ દિવસમાં અહિં આવ્યા

પછી માલૂમ પડવા માંડયો. દુધ શરૂ કર્યા પછી દવા તો બંધ કરી જ દીધી હતી. હવા અને પાણી જેટલો ફાયદો કરે છે તેટલો ફાયદો દવા કરી શકતી નથી. મને ધીરેધીરે અનાજ પચાવવાની શક્તિ આવતી ગઈ પણ કવેટામાં નળ વાટે આવતું પાણી કંઇક ભારે હોવાથી જોઇએ તેવો ફાયદો જણાયો નહિ. હવાપાણીને નિમિત્તે એક દિવસ ચમન જઈ આવવાનો વિચાર કર્યો. એક સિંધી મિત્રે ચમન સ્ટેશનના ચીફગુડઝ કલાર્ક ઉપર ભલામણ પત્ર લખી આપ્યો તે લઈ હું ચમન જવા નિકળ્યો.

## ચમન.

દિવસના અગીઆર વાગે કવેટાથી ગાડી ઉપડી. ત્રણ ચાર સ્ટેશન પછી બોરસ્તાન જંકશન આવ્યું. અહિંથી ખન્નાઇ અને 'હરનાઇ' થઇને સીબી જવા માટે એક શાખા નીકળેલી છે. સીબીથી હરનાઈ થઇને ચમન આવતાં વચ્ચે બે ઉંચા ખડકોની બીણ ઉપર પૂલ બાંધેલો છે. તેની નિચેની અતિશય ઉંડાઇનું દ્રશ્ય પણ જોવાલાયક છે.

બોરસ્તાન છોડયા પછી યારૂ અને ગુલીસ્તાન, આવ્યું. બોરસ્તાન અને ગુલીસ્તાન હાલ તેમનાં નામ પ્રમાણે છે એમ તો નજ કહેવાય પણ ગુલીસ્તાનમાં કોઇ કોઇ બાગબગીચા નજરે પડે છે. ગુલીસ્તાન પછી ઘઉંનાં ખેતરોમાં કામ કરતા પઠાણ ખેડુતોનું દ્રશ્ય જોતાં જોતાં ' કીલ્લાઅબદલ્લા ' આવ્યું. અહિંથી ગાડી ઉંચે ચઢતી 'શેલાબાગ' જઇને ઉભી.

**ખોજક ટનેલ**—શેલાબાગ બલુચિસ્તાનમાં સૌથી ઉંચી જગા ઉપર છે. ૬૩૮૦ ફૂટની ઉંચાઇએ આવેલા શેલાબાગ અને ચમન વચ્ચે એક મોટો પહાડ પડેલો છે. આ પહાડ અફઘાનીસ્તાનના રક્ષણ માટે ઇશ્વરે સર્જ્યો હશે એવું જણાય છે. આવા પ્રચંડ પહાડને ઓળંગી અફઘાનીસ્તાનમાં જવું પહેલાં ઘણું મુશ્કેલ ગણાતું હતું પણ હાલતો અડધા કલાકની અંદર પસાર કરી શકાય છે ! પહા-

ડની અંદર અઢી માઇલ લાંબી ટનેલ બાંધેલી છે. દુનિયામાં સાથી મોટી ગણાતી ટનેલોમાં આ ટનેલ બીજે નંબરે ગણાય છે. ટનેલને લીધે સ્ટેશનનું દ્રશ્ય બહુ સુંદર લાગે છે. ટલેનની અંદર પહાડમાંનાં આછાં ઝરણો ટપકતાં રહે છે ટનલ ઉપરના પહાડમાં એક નાનું તળાવ છે. શેલાબાગ એ અફ્ઘાનીસ્તાનનું નાકુ હોવાથી અહિં ગુરખા પલટણ રહે છે. અહિંથી સુકા પહાડોમાં થઇને એક રસ્તો ગીઝની અને હેરાત તરફ જાય છે.

ખોજક ટનેલ પસાર કર્યા પછી નીચા ઢોળાવ ઉતરતાં કોઇ કોઇ જગાએ ૧૦૦ થી ૧૫૦ ફુટને અંતરે એકજ લાઇન સામસામે આવેલી છે. હવે ચમનનું મેદાન દેખાવા લાગ્યું. એક તરફ ખોરાસાનનાં સુકાં મેદાનોએ દેખાવ દીધો. સાંજે પાંચ વાગે ચમન આવ્યું. ચમનમાં પણ ખૂશીઆતો ખરીજ. બોધરાજ બાબુને ઘેર મુકામ કર્યો.

ચમનમાં આવ્યા પછી ખોરાક પચવાની મુશ્કેલી ન જોઇ. બાબુબોધરાજે પણ ચમનમાં રહેવાની સલાહ આપી. જેથી બે માસ રહેવાનું નક્કી કર્યું.

એક દિવસ ફરતો ફરતો અફ્ઘાનીસ્તાનના રસ્તા તરફ ગયો. અફ્ઘાનીસ્તાનના રસ્તે ચમનની ભાગોળ આગળ ગુરખા પલટણ રહે છે. અહિંથી દોઢ માઇલ ઉપર સરહદી બાણ ગોઠવેલાં છે. પહેલાં અફ્ઘાનીસ્તાનના અમીરની સત્તા સિંધમાં છેક સક્કર સુધી હતી. તે પછી સીબી આગળથી બન્ને હદો જુદી પડતી હતી. હાલતો અહિંથી સાત માઇલ ઉપર દેખાતી એક ટેકરી ઉપર અમીર સાહેબનું થાણું છે. ટેકરી ઉપરના કીલ્લાની દીવાલ ૧૨ ફુટ પહોળી છે. કંદહાર જતા મુસાફરોના પાસપોર્ટ આ કીલ્લા આગળ તપાસવામાં આવે છે. ૧૯૧૯ ના અફ્ઘાન વિગ્રહ વખતે ચમન અને કીલ્લાની વચ્ચેના મેદાનમાં બ્રીટીશ અને અફ્ઘાન લશ્કરને ઝપાઝપી થઇ હતી. તેમાં બ્રીટીશ સરકારે આ કીલ્લો જીતી લીધો હતો, સંધી પછી પાછો અમીર સાહેબના કબજામાં છે. અહિંથી કંદહાર ૮૦ માઇલ દુર છે.



Khojak Tunnel

ખોજક ટનેલ (શેલાબાગઘાટ-બલુચિસ્તાન)

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

પહેલાં પગ રસ્તે કંદહાર જતાં ત્રણ દિવસ લાગતા હતા. હવે મોટરનું સાધન થવાથી થોડાજ કલાકમાં પહોંચી જવાય છે.

ચમનમાં કંદહારી હિંદુઓની ઠીક વસ્તી છે. જેમના બાપદાદા અસલ સિંધમાંથી કંદહારમાં વેપાર અર્થે જઇ વસેલા તેમાંના ઘણા શીકારપુરી છે, તેથી અફઘાનીસ્તાનમાં સીંધી વેપારીઓને શીકાર પુરી કહે છે. અને તેઓ સિંધ અને બલુચિસ્તાનમાં આવે છે. ત્યારે કંદહારી કહેવાય છે. કંદહારી હિંદુ સ્ત્રીપુરૂષો પઠાણી લેબાસ પહેરે છે. તેમને ઓળખવાની નીશાનીમાં પુરૂષોનો રેશમી સાફો અને સ્ત્રીઓના બુરખા ઉપર કેસરના છાંટા. જ્યારે પઠાણો સુતરાઉ સાફો બાંધે છે, અને તેમની સ્ત્રીઓના બુરખા સાદા હોય છે. એમ કહે છે કે અફઘાનીસ્તાનમાં હિંદુ અને પઠાણ જલદી ઓળખાઈ શકે માટે અમીર સાહેબે આવો પોષાક પહેરવા માટે કાનુન રાખ્યો છે.

સિંધ અને પંજાબના શ્રીમંતો નિરાભિમાની હોય છે. કંદહારી શ્રીમંતોને તો તેમની શ્રીમંતાઇનો ખ્યાલ પણ હોતો નથી. જોકી-રામ કંદહારી શેઠના બગીચામાં મારો મુકામ હતો. અહિંઆં મુસા-ફરોને ઉતરવા માટે એક મકાન બાંધેલું છે, જેમાં કોઈપણ દેશના ધર્મ કે પંથનો મુસાફર ઉતરી શકે છે. ધર્મશાળા એટલે મનુષ્યને વિસામો લેવાની જગા તેમાં જ્ઞાતિ દેશ કે પંથનો ભેદ ન હોવો જોઇએ, જોકીરામની સાદાઇ મને વારંવાર યાદ આવે છે. કોઇ કોઇ વખત બગીચાના મકાનની ઓસરીમાં એક સાદી ખુરશી ઉપર બેઠા હોય ત્યારે તેમની વાત કરવાની રીત નિરાભિમાની લાગતી હતી. તેમના ભાઈ રાજારામ તો રોજ બગીચામાં આવી મારી સંભાળ લેતા. હું બે માસ સુધી ચમનમાં રહ્યો જેથી તેમની જોડે પરીચય વધતો ગયો.

એક દિવસ જોકીરામના બગીચામાં અફઘાનીસ્તાનના જનરલનો મુકામ થયો. તેઓ અહિંથી કંદહાર જવાના હતા. જનરલની સાથે થોડો રસાલો પણ હતો. કંદહારી શ્રીમંતોએ તેમનું સ્વાગત કર્યું હતું.

ન્હા કોકોના પીણા વખતે હાથ નીચેના નોકરો પ્રત્યેની જનરલ સાહેબની વર્તણુંક પ્રેમ ભરેલી જણાતી હતી. અમલદારીના દોર જેવું કંઇ જોવામાં ન આવ્યું.

કંદહારી હીંદીઓ એવી વાતો કરે છે કે પહેલાં અફઘાનીસ્તાન જવા માટે પાસપોર્ટની જરૂર નહોતી પડતી. માત્ર રસ્તામાં ચોર લુંટારૂઓ અને જાનવરોના ભયમાંથી અમારે પસાર થવાનું હતું જેથી ઇશ્વરને હરઘડીએ યાદ કરતા કરતા મુસાફરી કરતા અને પ્રસંગે ભય સામે બાથ પણ ભીડતા. જ્યારે હાલ ભય ઓછો થયો, તો તેની સામે ટકવાની શક્તિ પણ ઓછી થઇ! ચમનથી કવેટાના રસ્તે બે માઇલ ઉપર મેદાનની અંદર એક વૃક્ષ છે. આ દરખ્ત આગળ કઝાકો (ધાડુપાડુઓ) ઘણા માણસોનાં ખૂન કરતા, તેથી તેને ખૂની દરખ્ત કહે છે. પેશાવરથી કાબુલ જવાનો રસ્તો તો હજી પણ ભય ભરેલો ગણાય છે.

ચમનની ત્રણે બાજુએ પહાડો આવેલા છે અને એક તરફ ખોરાસાનનું વિસ્તિર્ણ મેદાન આવેલું છે. કવેટાની માફક અહિંઆં પાણીની છુટ નથી. પૂર્વ દિશામાંથી એક ઝરણુ ઘણે દુરથી વહેતું આવે છે. આ એકજ ઝરણુ કાયમ વહેતું રહે છે. બાકીનાં સુકાઇ જાય છે.

શહેરમાં મેકોનેકીસરાઇમાં કંદહારથી આવતા સુકા મેવાની મંડી છે. જકાતના દર અહિં લેવાય છે. અહિંઆં પઠાણ વેપારીઓના કાફલા ઉતરે છે. લીલા મેવાનું સ્થાન રેલવે સ્ટેશનની પાસેજ છે. જ્યાં સવારથી બપોરના એક વાગતા સુધી ઉંટ ઘોડા અને ગધેડાંની કતાર આવતી જોવામાં આવે છે. રોજના બે હજાર જેટલા દાગીના હિંદુસ્તાનમાં જાય છે. રસ્તે ગરમીથી મેવો બગડે નહિ માટે રોજ બસેં મણ જેટલો બરફ ગાડીમાં નાખવામાં આવે છે. કવેટા કરતાં અહિં મેવો સસ્તો વેચાય છે. કંદહારથી અંગુર અને જરદાલુ વધુ પ્રમાણમાં આવે છે. અકટોબર મહિનામાં દાડમ પણ પુષ્કળ આવે છે. આ દાડમ ઘણાં મીઠાં હોય છે વજનમાં બંગાળી એક શેરથી દોઢશેર

જેટલાં થાય છે. તેને ખાવાની રીત અહિં સારી લાગી. લોકો તેને પાછળથી કાપી મોઢે લગાડી તેનો રસ ચુસી લે છે. આવાં મીઠાં દાડમ ભાગ્યેજ બીજે થતાં હશે. કંદહારની અંગુર પણ તેની મીઠાશ માટે સુપ્રસિદ્ધ છે. કેટલીક અંગુર ચમન કવેટા સુધીજ આવી શકે છે. કેટલીક કંદહારથી ચમન આવતાં બગડી જાય છે. આવી ઘણી જાતની દ્રાક્ષ ત્યાં થાય છે. એમ કહે છે કે કંદહારમાં એકંદરે ચાળીસ જાતની દ્રાક્ષ થાય છે. અડધી જાત તો એકલા ચમન અને કવેટામાં વેચાય છે. અંજીર પીચીઝ વગેરે બીજો મેવો કંદહારથી આવે છે તે બધો અહિં કરતાં મીઠો હોય છે. કંદહાર એ અફઘાનીસ્તાનમાં મેવાનું ઘર ગણાય છે. કાશ્મીરમાં પણ અનેક જાતનો મેવો થાય છે, પરંતુ તે કંદહાર કરતાં જુદી કીસમનો હોય છે. કંદહારમાં દ્રાક્ષ બેથી ચાર પૈસે શેર મળે છે. એવીજ રીતે બીજો મેવો સસ્તો મળે છે. આ શિવાય ઘી દુધ અનાજ અને શાકભાજી પુષ્કળ સસ્તાં વેચાય છે.

જે દેશમાં રેલ્વે ભક્ષિણિએ પ્રવેશ નથી કર્યો, અને જ્યાં કર્યો છે, તે દેશના લોકો પોતાના દેશનો માલ બહાર ખેંચાઈ જવાથી આખો દેશ ભૂખમરાને પાત્ર થાય, અને પરદેશથી આવતી ચીજોથી નૈતિક અને આર્થીક સ્થિતિ હણાય, એવું જાણી વિચારીને તેવી બાબતો ઉપર અંકુશ મુકે, તેમને દુઃખ અને આફત કેવાં !

આપણા દેશમાં પણ ખાનપાનની ચીજો પુષ્કળ પ્રમાણમાં થતી છતાં દુઃખ અને દ્રારિદ્ર વધતાં જાય છે ! જે વેપારથી દેશમાં આબાદી થવાને બદલે નિર્ધનતા વધે, તેને વેપાર કેમ કહી શકાય ? લોભ અને સ્વાર્થ પરાયણતાને વશ થઇ વેપાર કરવાથી દેશ ઉપર આફત આવી પડે, જેને લીધે ગરીબો રીબાય, આ રીબાતા લોકો જોડે આખા દેશને દુઃખી થવું પડે એમાં શું આશ્ચર્ય. તેમને તે સ્થિતિમાં મુકનાર આપણેજ છીએ. તેવીજ રીતે દુનિયાનો એક માતબર દેશ પોતાની પાસેના કે દુરના દેશને ચુશીને પાયમાલ કરવા માગતો હોય તેની પણ જતે દિવસે તેજ હાલત થવાની. ઈશ્વરને ત્યાં અભેદ બુદ્ધિથી

ન્યાય ચાલે છે, એની કોણ ના પાડી શકે એમ છે.

જગતમાં લોકો ખૂની માણસને ક્રુર અને ઘાતકી ગણે છે, પરંતુ જેઓ અનિતિથી ગરીબોના બાળકોનો રોટલો છીનવી લે છે, અને એક બળવાન દેશના લોકો બીજા નબળા દેશના લોકોને પશુ બળથી અથવા ઈશ્વરે બક્ષેલી બુદ્ધિનો દુર ઉપયોગ કરી તેને આર્થીક અને નૈતિક સ્થિતિમાં નિર્માલ્ય બનાવી દે છે, તેમને ડાહ્યા અને હોંશીઆર કહીને વખાણે છે! ખરી રીતે આવું કરનારાઓ કેટલાં અસંખ્ય મનુષ્યોનાં ખૂન કરે છે, તે વિચારવા જેવું છે.

અહિં કલદાર એને કાબલી બન્ને નાણાં ચાલે છે. અફઘાનીસ્તાનના ચાંદીના સીક્કાને કાબલી કહે છે તેની કીંમત બાર આના જેટલી હોય છે. આ શિવાય પીત્તળનું નાણું પણ ચાલે છે.

**શિવબોલાન**—ચમનથી બાર માઇલ ઉપર અફઘાનીસ્તાનની હદમાં એક પ્રાચિન ગુફા છે. તેને શિવબોલાન કહે છે. આ અડધા માઇલની લાંબી ગુફાની અંદર ગયા પછી એક મેદાન આવે છે, જેમાં નાનાં નાનાં બજાર છે. કોઇ કોઇ જગાએ હલવાઇ મીઠાઇ વેચતા હોય છે, કાપડીઆ કાપડ વેચતા હોય છે, ગોવાળ ગાયો દોહી રહ્યા હોય છે, બજારના રસ્તાની બન્ને બાજુએ મેવાનાં વૃક્ષો અને દ્રાક્ષના વેલા ઉપર ફળો ઝુકી રહેલાં હોય છે. નવાઇ પામવા જેવું એ છે, કે આ સર્વ વસ્તુઓ રંગબેરંગી પત્થરની બનાવેલી છે. વૈશાખ માસમાં અહિંઆં મેળો ભરાય છે ત્યારે ચમન કવેટા અને કંદહારથી ઘણા હિંદુઓ યાત્રાએ આવે છે, મેળાના દિવસોમાં અમીર સાહેબ તરફથી પોલીસનો બંદોબસ્ત કરવામાં આવે છે.

**હવાપાણી**—લોકો હવા ફેર માટે કવેટામાં આવે છે, પણ કવેટામાં નળ વાટે આવતું પાણી ભારે હોવાથી, કમજોર માણસને માફક આવે તેવું નથી. અહિંઆં બાગ બગીચા હોવાથી અને તરેહવાર મેવા મીઠાઇ મળી શકતાં હોવાથી મોજ શોખનું સાધન થઇ પડયું છે. વિશુદ્ધ હવાપાણી અને સંયમ એ બીમાર માણસ માટે ઉત્તમ ઓસડ

છે. ચમન અને કોલપુરમાં કૃત્રિમતાની શોભા ઓછી છે પણ ત્યાંનાં હવાપાણી દર્દીને જીવન બક્ષનાર છે. મારવાડમાં જેસલમીરના કુવા ઘણા ઉંડા છે, તેમ અહિંઆં કોલપુરના કુવા બસેં હાથ ઉંડા છે. અને તેથી તેનું પાણી બહુજ હલકું અને સુખાકારી છે. ગુલીસ્તાન અને અને બોસ્તાન પણ સારાં ગણાય છે. એકંદરે બલુચિસ્તાન રેતાળ અને સુકી હવાવાળો દેશ છે. તેના સુકા ખડકોમાંથી નીકળતાં ઝરણોનાં પાણી રેતીમાં થઇને પસાર થતાં હોવાથી હલકાં અને પાચક છે. જેથી સંગ્રહણી અને ક્ષય જેવાં ભયંકર દર્દો મટી જાય છે.

## ચમનથી મુલતાન.

બલુચિસ્તાનમાં આવ્યે ત્રણ માસ થયા હતા. અકટોબરની પહેલી તારીખથી ઠંડીએ ભારે જોર બતાવવામાં માંડયું. બરફ પડવાની વાર હતી પણ ખુલ્લાં મેદાનોની ઠંડી હવા સહન થઇ શકે નહિ તેવું લાગ્યું. અકટોબરની પંદરમી તારીખે મુલતાન જવા નિકળ્યો.

કવેટાથી કરાંચી મેલમાં રોહરી આવી ગાડી બદલી. મુલતાન જતાં વચ્ચે આવતા સમસટા જંકશનથી દીલ્હી જવાની શાખા છે. સમસટા છોડયા પછી શેરશાહ જંકશન આવ્યું. અહિંથી સરહીંદ ઉપર આવેલા ડેહરાઇસ્માઇલખાન અને ડેહરાગાઝીખાન જવાય છે. શેરશાહ પછી મુલતાન આવ્યું.

મુલતાનની ઉત્તર દક્ષિણે પંજાબ અને સીંધ, પૂર્વે બીકાનેર અને પશ્ચિમે બલુચિસ્તાન આવેલાં છે. આ ચાર દેશની અહિં સરહદ પડતી હોવાથી લશ્કરી છાવણી છે. અહિંનું ચાંદી ઉપરનું મીનાકારી કામ સારૂં થાય છે. સણનું કાપડ વણવાનાં કારખાનાં છે. આ શહેર જુનું છે. રણજીતસિંહના દિવાન સાવણમલના પુત્ર મૂલરાજે મુલતાન વસાવ્યું કહેવાય છે. આ શહેરની પશ્ચિમે હિરણ્યકશ્યપની પ્રાચિન નગરી જમીનદોસ્ત હાલતમાં પડેલી છે તેને પ્રલ્હાદપુરી કહે છે. અહિંઆં એક મંદિર છે, તેમાં નૃસિંહભગવાન અને ભક્ત પ્રલ્હાદની પ્રતિમાઓ છે. એક ભાગમાં શીખ અને અંગ્રેજોના વિગ્રહ વખતનાં કેટલાંક સ્મારક રાખેલાં છે. થોડે દુર એક ખંડેર કીલ્લો છે.

# પંજાબ અને કાશ્મિર

## લાહોર

મુલતાનથી રાયવીંડ થઇને લાહોર જવાય છે. મુંબઇથી ઉપડેલી બી. બી. રેલવેની પંજાબમેલ દીલ્હી, ભટીંડા, રાયવીંડ અને લાહોર થઇને પેશાવર જાય છે. લાહોર અને કાશ્મીરનો પ્રવાસ ઇ. સ. ૧૯૨૩ના અકટોબર માસની અંદર કર્યો હતો. લાહોર સ્ટેશન ભવ્ય અને દેખાવડું છે. દીલ્હીની જેમ વિશાળ પ્લેટફોર્મ બાંધેલા છે. કોઇ પણ વખતે જોતાં ટ્રેનો મુસાફરોથી ભરેલી જોવામાં આવે છે.

શહેર બહારના રસ્તા સુઘડ અને વિશાળ છે. પરાંઓમાં પુષ્કળ વસ્તી છે. શહેર વચ્ચે સાંકડા અને ઘીચ રસ્તાઓ છે. શહેરને ફરતી દીવાલની લગોલગ એક લાંબો બગીચો છે. ચીડીયા ઘર તરફ જતાં રાઇડીંગરોડ બાંધેલો છે. પ્રાચિન ઇમારતોમાં અનારકલીનો રોજો મુખ્ય છે. રાવીનદી શહેરથી ત્રણ માઇલ દુર છે. નદીને કીનારે જુની ઇમારતોનું દ્રસ્ય સુંદર દેખાય છે.

પંજાબ દેશ રસાળ હોવાથી શાકભાજી અને અનાજ પુષ્કળ થાય છે. અહિં થતાં લોકાટ નામનાં ફળો શીયાળાની મોસમમાં ખાવાથી શરીરમાં તાકાત આવે છે. સબઝીમંડીમાં શાક ભાજી અને મેવાનો મોટો જથો રહે છે.

મુસલમાનોના હુમલા વખતે પંજાબની પ્રજાએ ઘણું સહન કર્યું છે. તે વખતથી હિંદુજાતિના પોષાકમાં ફેરફાર થયેલો છે. પુરૂષો તેમ સ્ત્રીઓ પણ સુરવાળ પહેરે છે. પડદાનો સખ્ત રીવાજ પણ ત્યારથીજ દાખલ થયેલો છે.

આ દેશનાં હવાપાણી હિંદના તમામ દેશો કરતાં બળવાન અને સુખાકારી છે. ઉનાળામાં અતિશય ગરમી પડે છે. શીયાળામાં તેટલીજ સખ્ત ઠંડી પડે છે. ભારત વર્ષના બીજા દેશોના લોકો કરતાં

પંજાબ દેશના લોકો વધારે બળવાન અને હિંમતવાન છે. પંજાબી-ભાઇઓ જેટલા બહાદુર છે તેટલા માયાળુ, નિર્દોષ અને ઉદાર દીલના છે. આ તેમનામાં રહેલો એક મહાન ગુણ છે.

## ઉત્તર પંજાબ

લાહોરથી રાત્રે સાતવાગે પેશાવર જવાની ટ્રેઇન ઉપડી, દસેક વાગતાં વઝીરાબાદ જંકશન આવ્યું. અહિંથી જમ્મુટાવી જવાની શાખા છે. વઝીરાબાદ પછી 'ગુજરાત' આવ્યું. આ શહેરમાં લોખંડનું ફરનીચર બનાવવાનું કારખાનું છે. ગુજરાત શહેર છોડીને ટ્રેઇન લાલામુસા જંકશને આવી પહોંચી. લાલામુસાથી સરહીંદ થઇને એક લાઇન મુલતાન તરફ જાય છે. પંજાબમાં મીઠાને બદલે સિંધવનો ઉપયોગ વધુ થતો જોવામાં આવે છે, સિંધવના ખડકો લાલામુસાથી થોડે દુર આવેલા છે. લાલામુસા પછી મોટા પટવાળી જેલમનો પૂલ પસાર કરતી ગાડી બીજે દિવસે સવારે રાવલપીંડી પહોંચી.

**પેશાવર**—રાવલપીંડીથી કેમ્બેલપુર, અટક અને નૌશેરા થઇને પેશાવર જવાય છે. પેશાવરથી ૪૦ માઇલ સુધી છેક કાબુલની સરહદ આગળ 'નોર્થવેસ્ટર્ન રેલવે' વિસ્તરેલી છે. પેશાવર સરહદી શહેર હોવાથી લશ્કરી કાફલો રહે છે. અહિં પઠાણોની ઘણી વસ્તી છે. આ ભૂમિનું વાતાવરણજ એવું છે કે અહિંઆં થોડો વખત રહેનાર હિંમતવાન બને છે,

હાલ આ બ્યાન લખી રહ્યો છું તેજ વેળા પેશાવરે તેના નિશસ્ત્ર શુરવિરોની દ્રઢતા અને હિંમતનાં દર્શન જગતને કરાવ્યાં છે. દુનિયાએ કદી નહિ જોયેલું નહિ અનુભવેલું એવું અહિંસાત્મક યુદ્ધ હાલ હિંદમાં ચાલી રહ્યું છે. પંજાબે આજદીન સુધીમાં દેશને માટે સૌથી વધુ બળીદાન આપ્યાં છે.

## રાવળ પીંડીથી કાશ્મિર.

રાવલપીંડીથી કાશ્મીર ૨૦૦ માઇલ દુર છે. બીજો રસ્તો જમ્મુટાવીથી છે. બન્નેનું અંતર એક સરખું છે, ૧૯૨૩ની ૪ થી એપ્રીલે સવારમાં કાશ્મીર જવા માટે રાવલપીંડી ઉતર્યો. દસ વાગે

મોટર ભાડે કરી જેમાં અમે ચાર મુસાફર હતા. શહેર બહાર નીકળ્યા પછી લગભગ ૧૦ થી ૧૫ માઈલ સુધીનો રસ્તો પહોળો અને સીધો આવતો ગયો. ૧૭ માઇલ ઉપર મીલીટરી કેમ્પના નાકા આગળ રૂ. ૦-૫-૬ ટોલ ટેક્સ ભર્યો. હવે હીમાલયના પહાડોમાં પ્રવેશ કર્યો. ૨૪ માઇલ ઉપર 'છરાપાની' આવ્યું. અહિં પાણીનાં ત્રણ ઝરણો પડતાં રહે છે. અહિંથી ઠંડી હવા શરૂ થઇ. ઉંચા પહાડો ચઢતી મોટર 'મરી' આવીને ઉભી. 'મરી' દરિયાની સપાટીથી ૭૪૦૦ ફુટ ઉંચું છે. અહિંનાં હવા પાણી સારાં હોવાથી ઘણાખરા પ્રવાસીઓ થોડા દિવસ માટે રહે છે. મરીથી આગળ જેલમના કાંઠેકાંઠે મોટરનો રસ્તો છે. પહેલાં કાશ્મીર જવાનો પક્કો રસ્તો નહોતો ત્યારે મુસાફરો અહિંથી જેલમની અંદર મછવામાં બેસી બારા મુલાસુધી મુસાફરી કરતા. ત્યાંથી આગળ ઘોડાગાડીનાં વાહનથી શ્રીનગર જતા. 'મરી'થી કેટલાંક ગામો પસાર કરતી મોટર પહાડની નીચે ઉતરતી 'કોહાલા' ગામ આગળ આવી પહોંચી. અહિં જતાં આવતાં દરેક જાનવરોની વૈદક પરિક્ષા થાય છે. માંદાં ઢોરને કવારન્ટાઇનમાં રાખવામાં આવે છે. કોહાલા છોડતાં જેલમનો પૂલ ઓળંગી કાશ્મીર રાજ્યની હદમાં પ્રવેશ કર્યો. હવે જેલમના કાંઠાની લગોલગ મોટર ચાલવા લાગી. આખો રસ્તો એવો છે કે જો વાહન હાંકનાર કાબેલ ન હોય તો જરૂર અકસ્માત થાય. એક બાજુ ઉંચા સીધા પહાડો, અને બીજી બાજુ જેલમની ઉંડી ખીણો આવેલી છે! કેટલીક જગાએ પહાડો આડા આવેલા હોવાથી તેને ચીરી રસ્તો કરેલો છે. સાંજે પાંચ વાગતાં ડોનેલ પહોંચ્યા, આ સ્થળ રાવળપીંડીથી ૮૪ માઇલ દુર છે. ડોનેલ આગળ જેલમ અને કૃષ્ણગંગાનો સંગમ થાય છે. બન્ને નદીઓ બહુજ ઉંડીખીણોમાં જોસથી વહે છે. આ જગા બહુ રમણીય હોવાથી મુસાફરે બારીક અવલોકન માટે એક દિવસ ઠેરી જવાની જરૂર છે. અહિં મોટર દીઠ રૂ. ૫) કર લેવાય છે. જકાતી માલ વિશેની ખાતરી કરી મહેસુલ ખાતાની ચોપડીમાં સહી દસ્કત

લેવાય છે. પોલીસ તથા વૈદ્યક ખાતા તરફથી મુસાફરોની નોંધ, નામ, ઠામ, અને શારીરીક તંદુરસ્તી તપાસવામાં આવે છે.

'ડોનેલ' છોડ્યા પછી એક સપાટ મેદાન આવ્યું. ચાર પાંચ માઇલના લાંબા રસ્તાવાળા આ મેદાનમાં ઘઉં ચોખાનું સુંદર વાવેતર કર્યું હતું. છ વાગ્યાના સુમારે 'ધરી' આવ્યું. તે પછી સંધ્યાકાળ સમયે ૧૧૫ માઇલનો પંથ કાપી 'ચીનારી' ગામમાં જઇ મુકામ કર્યો. રાવલપીંડીથી શ્રીનગર જતી આવતી મોટરોને રાત્રે ચાલવાની છૂટ નથી. રાત્રીનો વખત માલનાં ગાડાં માટે મુકરર છે. રસ્તા વાંકાચુંકા અને જોખમ ભરેલા હોવાથી આવો કાનુન રાખ્યો છે. મોટર હાંકનાર સાવધાન ન રહે તો મોટર કે મોટર લૉરીનાં પૈડાં રસ્તાની બાજુ પર ખસી જતાં સેંકડો ફુટ ઉંડી ખીણમાં જઇ પડવાથી વાહન અને તેમાં બેઠેલા મુસાફરોના ચુરેચુરા થઇ જાય તેવું છે! જેનો પાછળથી શોધ કરતાં પણ પત્તો ખાય નહિ તેવી આ ભયંકર ખીણો છે. રાવલપીંડીમાં પાંચ વરસની તાલીમ પછી ડ્રાઇવરની પરીક્ષા પસાર કરનારનેજ આ રસ્તે મોટર હાંકવા દેવામાં આવે છે. મારી સાથે મુસાફરીમાં એક બંગાળી ગૃહસ્થ હતા. જેઓ કાશ્મીર જંગલ ખાતાના ઓફીસર હતા. અમો બન્નેએ ચીનારી ગામમાં એક વેપારીના ખાલી મકાનમાં છ આના ભાડું આપી સુવાની યોજના કરી. કાશ્મીરના રસ્તે ડાક બંગલા પણ હોય છે જેમાં મુસાફરોને ઉતરવાની ઠીક સગવડ હોય છે. રાત્રે સુતા પછી બારી બારણાં બંધ હોવા છતાં ઠંડીનું જોર ઘણું માલૂમ પડતું હતું. કાશ્મીરની મુસાફરીમાં ગરમ કપડાં અને બીછાનામાં ઓઢવા પાથરવા માટે પણ હુંફાળાં ગરમ કપડાં રાખવાની જરૂર છે.

**ચીનારી અને બાલામુરા વચ્ચે**—સવારે ઉઠી શૌચકર્મથી પરવારી મોટરમાં બેઠા. ઠંડી હવાના સપાટાથી નાક અને કપાળ ઠરી જવા લાગ્યાં. પણ કુદરતી દ્રશ્ય નિહાળવાની લાલસામાં ઠંડીની પરવા નહોતી રહેતી. રસ્તો બહુ ચઢાવવાળો નહિ હોવાથી મોટર જોરમાં

ચાલતી હતી. સેંકડો ફુટ ઉંચેથી ધુધવાટા કરતાં મોટાં ઝરણોના ધોધ નજર ન પહોંચી શકે તેવી જેલમની ઉંડી ખીણોમાં પડતાં હતાં ! પહાડો ઉપર લીલોત્રી છવાઇ રહી હતી.ચાર છ માઇલ સુધી રસ્તાની બન્ને બાજુએ નિર્મળ ઝરણો વહ્યાં કરતાં હતાં ! આ મનોરંજક દ્રશ્ય કુદરતની સાથે ઐકયતા કરાવવા મથતું હોય એમ લાગ્યું. આ પહેલાં અને પછી હિંદમાં ઘણાંએ કુદરતી દ્રશ્યો જોયાં પણ અહિંના જેવું સર્વોત્તમ દ્રશ્ય કોઇ ઠેકાણે ન જોયું !

દોઢ કલાકના રસ્તે એક ગામ આવ્યું. અહિં ગરમ દુધ પીવાથી જરા ઠંડી ઓછી લાગવા માંડી. હવે પાંડવ મંદિરોનાં જૂનાં ખંડેરો પસાર કરતી મોટર આગળ વધી. આવાં કેટલાક દ્રશ્યોના અવલોકન માટે તો મોટર શિવાય ઘોડા ગાડી અથવા તેથી પણ ઉત્તમ તો પગે ચાલીને મુસાફરી કરવી વધુ ઠીક કહેવાય. પગપાળા મુસાફરીમાં સંપૂર્ણ અવલોકનથી બુદ્ધિનો વિકાસ થાય છે, અને કુદરતની અમોઘ શક્તિ વિષે ખ્યાલ આવે છે. મોટરથી એક જગાએથી બીજી જગાએ ઝડપથી પહોંચીએ છીએ પણ તેથી મુસાફરીનો ખરો લાભ મળી શકતો નથી. ડોનેલ જેવી સુંદર જગા, તે શિવાય રસ્તે ઉંચાં શિખ્ખરો ઉપર રહેતા પહાડી લોકોનાં નાનાં ઝુંપડાં, કોઇ કોઇ જગાએ ડાંગર તથા ઘઉંનું વાવેતર, પહાડ ઉપર ફરતાં ગાય બકરાં ઘેટાં જેવાં પશુઓ, અને પ્રચંડ પહાડોમાંથી સુસવાટા કરતાં ઝરણોનું અવલોકન કલાકના કલાક સુધી કર્યાં કરીએ તો પણ કંટાળો આવે નહિ તેવું છે. પણ મોટરની મુસાફરીમાં તો આ બધાં દ્રશ્યો જાણે સીનેમેટોગ્રાફની ફીલમ ફરતી હોય તેવાં લાગે છે. પૂર્વે હિંદ વાસીઓ મૂર્ખ નહોતા કે મોટર અને રેલવે ગાડીનાં સાધનોની ઇચ્છાજ નહોતા કરતા.

'મહોર' ગામ આગળ મોટર આવી. અહિં પહાડ ઉપરથી પડતાં ઝરણનાં પાણીમાંથી વીજળી ઉત્પન્ન કરી આખા શ્રીનગર શહેરને પુરી પાડવામાં આવે છે. શહેરમાં વપરાતું પાણી પણ અહિ-

થીજ નળ વાટે જાય છે. 'મહોર' પછી બારામુલા શહેર આવ્યું. હવે શ્રીનગર ૩૪ માઇલ દૂર રહ્યું. બારામુલામાં ૧૨ ગાઉના ઘેરાવાવાળું વુલર સરોવર છે. શ્રીનગર આગળથી વહેતી આવતી જેલમ આ સુંદર સરોવરમાં થઇને ઉંડી ખીણોમાં ખેલતી કુદતી પસાર થાય છે. બારામુલા છોડયા પછી અમારી મોટર સપાટ મેદાનમાં થઇને જોરથી ચાલવા લાગી. આ વિશાળ મેદાન છેક શ્રીનગર સુધી આવે છે. બન્ને બાજુએ ગગનવિહારી સફેદાનાં ઉંચાં વૃક્ષોથી શોભતો આવો સુંદર રસ્તો દુનિયામાં બીજે ભાગ્યેજ હશે! બે ચાર માઇલ જેટલે ગયા એટલે માર્તંડઋષિનું મંદિર આવ્યું. પોણા બસેં માઇલ સુધી પહાડો અને ખીણો પસાર કરી આ વિસ્તર્ણ મેદાનમાં આવતાં જાણે કોઇ અલૌકિક દેશમાં આવી પહોંચ્યા હોઇએ તેવું લાગે છે. સેંકડો માઇલના વિસ્તારવાળા આ સુંદર મેદાનની વચ્ચે શ્રી નગર વસેલું છે. આવી અનુપમ ભૂમિને પૃથ્વીનું સ્વર્ગ કહેવામાં જરા પણ ખોટું નથી. શ્રીનગર બેત્રણ માઇલ દૂર રહેતાં મજુર અને કૃષિકાર વર્ગનાં સ્ત્રીપુરૂષો પ્રભાતનો વખત હોવાથી શહેર બહાર ખેતી વાડીના કામે જતાં હતાં. મેલાં ફાટેલાં લુગડાંમાં જતી કાસ્મીરી માતાઓની સુંદરતા કાદવમાં છૂપાઇ રહેલા હીરાની માફક પ્રકાશતી હતી! કોઇ કોઇ જગાએ સિંહની જેમ કેશવાળીથી સુશોભિત બકરાં ચરતાં હતાં, તેમની વચ્ચે એક રૂંછાંવાળો કુતરો તેમનું રક્ષણ કરતો શોભતો હતો! અગીઆર વાગે અમારી મોટર શ્રીનગરના મુખ્ય બજાર 'અમીરાકદલે' પહોંચી.

## શ્રીનગર.

અહિં ગુરૂદ્વારામાં ઉતરવા માટે અમૃતસર ગુરૂદ્વારા સેક્રેટરીનો ભલામણ પત્ર મેં મેળવ્યો હતો. શ્રીનગરમાં આર્યસમાજ અને સનાતન ધર્મનાં મકાનોમાં પણ આઠ દિવસ સુધી રહી શકાય છે. પરંતુ જુન જુલાઇમાં એકકે ઠેકાણે ખાલી જગા હોતી નથી. વધુ વખત રહેવા માટે નાવગૃહો સારાં સગવડવાળાં છે. શહેરમાં જોઇતી સગ-

વડવાળાં મકાનો મળી શકતાં નથી. પંડીત (બ્રાહ્મણ) અને મુસલમાન ભાઇઓનાં મકાન ગંદાં, સગવડ વિનાનાં અને ઘણુંખરાં માટીનાં હોવાથી ચાંચડના ઉપદ્રવથી ભરેલાં રહે છે, સરીયામ બજારના રસ્તા ઉપર સારાં મકાન હોય છે પણ તે બહુ જુજ પ્રમાણમાં ખાલી હોય છે.

જેલમનો આખો કીનારો નાવગૃહોથી ભરપુર રહે છે. આ શિવાય નાવગૃહોના માલીકો અને મછવાવાળાઓ, નાના હોડીયાંમાં ઘરો બાંધી તેમના કુટુંબ સાથે રહે છે. શ્રીનગરમાં એકંદરે ત્રણથી ચાર લાખ માણસની વસ્તી છે. મછવાવાળા અને મુસાફરો ઘણા ખરા નાવગૃહોમાં વસતા હોવાથી જેલમનું પાણી મેલું રહે છે. કોઇ કોઇ જગાએ નદીની વચ્ચે સ્વચ્છ જળ હોય છે. નાવગૃહોનાં ભાડાં ઉનાળાની મોસમમાં બહુ વધી જાય છે. એક બહોળા કુટુંબને રહેવા જોગ મોટા નાવગૃહના માસીક રૂ. ૨૦૦) સુધી ભાડું થઇ જાય છે. સપ્ટેમ્બર ઑક્ટોબરની રૂતુમાં સસ્તા ભાડેથી મળી રહે છે. જેલમમાં નાની કીસ્તીઓ ફરતી હોય છે તેમાં સવાર સાંજ ફરવા જઇ શકાય છે. ઘણાં ખરાં નાવગૃહો અને કીસ્તીઓ અમીરાકદલ આગળ રહે છે. શહેરના એક ભાગમાંથી બીજા ભાગમાં જવું હોય તો કીસ્તી-ઓથી જલદી જઇ શકાય છે.

દક્ષિણ હિંદના એક મુસાફરભાઇ ગુરૂદ્વારામાં રહેતા હતા. તેમનું નાંમ રામચંદ્ર હતું. તા. ૧૨-૧૦-૨૩ ને રોજ અમો બંન્ને એક દિવસ જેલમમાં ફરવા નીકળ્યા. પહેલે દિવસે મેં જેલમનો કેટલોક ભાગ જોયો હતો જેથી અત્યારે અમીરાકદલ પાસેના પહેલા પુલથી નીકળી ત્રીજા પુલ આગળ આવ્યા. આ જગાએથી શ્રીનગર શહેરનો દેખાવ બહુ રળીયામણો લાગેછે. આ રમણીય દ્રસ્ય જોતાજોતા અમે એક ઘાટ આગળ આવ્યા. અહિં પંડીતોની વસ્તી ઠીક લાગી. એક પછી એક સાત પુલ પસાર કરતા અમે 'છતાબલ' આગળ આવ્યા. જે-લમમાં પાણીનો જથો રાખી મુકવા માટે અહિં બંધ બાંધ્યો છે. ઉના-

ળામાં પહાડો ઉપરનો બરફ પીગળવાથી શ્રીનગર આગળ જેલમમાં પુર આવે છે, ત્યારે આ બંધની વચ્ચેનો ભાગ બેસવી નાખવાથી વધારાનું પાણી જલ્દી વહી જાય છે. બીજી રૂતુઓમાં બંધ ઉપર થઇને વણાં કરે છે. ધોધની સાથે પડતી માછલીઓ પોતાની અસલ જગાએ જવા માટે ઉછાળા મારી રહી હોય છે!

છતાબલથી અમીરાકદલ આવી અમે રામબાગ તરફ ગયા. રામબાગ જતાં વચ્ચે બ્રહ્માનંદજીનો આશ્રમ આવે છે. કાશ્મીર રાજ્ય તરફથી સાધુસંત અને વટેમાર્ગુઓ માટે રામબાગમાં ધર્મશાળા બાંધી છે. સાધુસંતને ભોજન પણ આપવામાં આવે છે. આ શિવાય અહિં એક પુસ્તકાલય પણ છે.

શહેરની પૂર્વ દિશામાં અડધો માઇલ ઉંચી એક ટેકરી છે, તેના શીખ્ખર ઉપર શંકરાચાર્યની પર્ણકુટી હતી. તે પછી અહિં શંકરનું મંદિર બાંધવામાં આવ્યું પાછળથી મુસલમાન બાદશાહઓએ શીવલીંગનો નાશ કરી તેનું તખ્તે સુલેમાન ' નામ રાખ્યું. હજીપણ મુસલમાનો તેને તેજ નામથી ઓળખે છે. હાલના શિવમંદિરની દિવાલો ઉપર ઉર્દુ ભાષામાં લખેલા જુના લેખ જોવામાં આવે છે. મંદિરના ચોક ઉપરથી જોતાં એક તરફ પાંચેક માઇલ ફરતું 'ડલ' સરોવર જેની અંદરના નાનકડા સુંદર બેટ, બીજી તરફ સર્પાકારે વહેતી જેલમ નદી શ્રીનગરને વિંટળાઇ ગયેલી છે! આવી રીતે બગીચારૂપ શોભતું શ્રીનગર શહેર અને 'ડલ' સરોવરનો દેખાવ આનંદજનક લાગે છે. આ મનોરંજક ભૂમિ ઉપર મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતિ દેવી સાથે આદ્યગુરૂ શંકરાચાર્યને સંવાદ થયો હતો.

ટેકરી ઉપરથી નીચે ઉતરી તળેટીમાં આવેલા દુર્ગાદેવીના મંદિરમાં અમે ગયા. આ વખતે કાશ્મીરમાં રહેતા એક ગુજરાતી ભાઇ મારી સાથે હતા. અહિં સાધારણ ગરમ પાણીનો એક કુંડ છે. જેમ જેમ ઠંડી પડતી જાય છે. તેમ તેમ આ પાણી ગરમ થતું જાય છે.

અહિંથી અમે બગીચાની અંદર જઇ બેઠા. દુર્ગાદેવીના મંદિરની અંદર રહેતા, સ્વામિએ અમારા પોષાક ઉપરથી અમને પૂછ્યું ' ગુજરાતી છો ' ? અમે કહ્યું ' હાજી ' થોડીવારે એક માણુસ અંજીર, દાડમ, સેવ, નાગ ઇત્યાદી લીલાં ફળો આપી ગયો. ત્યારબાદ બે કટોરામાં ચ્હા આવી. અમે ચ્હા પીતા નહોતા. સ્વામિજીએ કહ્યું ' જેને તમે ચ્હા કહો છો તે આ ચ્હા નથી. વગર શંકાએ થોડી પી જુઓ. ' દુધ વિનાની આ ખુશબોદાર ચ્હા પીવાથી મગજ શાંત અને પ્રફુલિત થયું. કટોરામાં તુળસીના જેવાં પાંદડાં જોવામાં આવ્યાં. તે તુળસી તો નહોતીજ પણ કાશ્મીરથી ત્રીસ માઇલ ઉપર આવેલા લદાખ પ્રાંતની અંદર નિપજતી ખુશબોદાર ચ્હાની પાંદડી હતી. આ ચ્હા શ્રીનગરમાં આઠ રૂપીએ શેર વેચાય છે. ઘણા યુરોપીઅન લોકો લદાખની ચ્હા કાશ્મીરથી ખરીદ કરી જાય છે. વનસ્પતિ એકલી ઉકાળીને પીવામાં નુકશાન થતું નથી પણ તેમાં ભળતી ચીજોનું મિશ્રણ આવવાથી ફાયદો થવાને બદલે નુકશાન થાય છે.

**ચશ્મેશાહી**—શ્રીનગરથી પાંચ માઇલ ઉપર ચશ્મેશાહી છે. આવા ઠંડા પ્રદેશમાં મોટર કે ઘોડાના ટાંગા કરતાં પગની મુસાફરી ઠીક લાગે છે. જેને જળમાર્ગે જવું હોય તે ડલ સરોવરમાં થઇને જઇ શકે છે. ઉર્દુમાં ઝરણને ચશ્મા કહે છે. આ ઝરણનું પાણી સૌથી ઉત્તમ હોવાથી મુસલમાન બાદશાહઓએ તેને ' ચશ્મેશાહી ' નામ આપ્યું. આખી દુનિયામાં ચશ્મેશાહીનું પાણી સર્વથી શ્રેષ્ટ ગણાય છે. ઔષધીના ઉપચારોથી જે અસર ન થાય તે અસર આ પાણી કરે છે. વળી તે ગમે તેટલું પીધું હોય છતાં જેમ વાયુવાળા દર્દીને ગરમ દવા પીવાથી ઓડકાર આવી પેટનો વાયુ બહાર નિકળી જાય છે, તેવી રીતે આ પાણીથી વાયુનો નાશ થાય છે અને થોડા વખતમાં પેટ તદન હલકું પડી જાય છે. ખોરાક અને પાણી જાણે પેટમાં છેજ નહિ તેમ ભૂખ લાગવા માંડે છે! આથીજ અહિંના લોકો આને ' હજમાં પાની ' પણ કહે છે. યુરોપના સ્વીત્ઝરલેંડ દેશમાં

આવેલાં પાણીનાં ઝરણો જગતમાં પ્રખ્યાત છે. યુરોપ જઇ આવેલા પ્રવાસીઓ સ્વિત્ઝરલેંડના ઝરણોના પાણીની પ્રસંશા કરે છે. પણ તેઓમાંના જેમણે એક વખત કાશ્મીર જોયું છે તેઓ તો ચશ્મેશાહીનેજ વખાણે છે. આ ઝરણું પહેલાં જમીનથી હાથેક ઉંચું ઉછળતું હતું. હાલ તેના ઉપર એક ફુવારો બાંધેલો છે. આસપાસનું મકાન અને બગીચાની રચના બાદશાહી વખતની છે.

**નિશાતબાગ**—તા. ૧૮-૧૦-૨૩ને રોજ મારે તથા રામચંદ્ર ભાઇને નિશાતબાગ જવાનુ હતું, અકટોબરમાસ એટલે કાશ્મીરમાં શીયાળાની શરૂઆત. રોજ વાદળ ચઢી આવતાં હતાં, વખતે વરસાદ પણ પડી જતો. આજે સવારે આકાશ ઘેરાયેલું હતું, પણ પ્રભુ કૃપાથી નવ વાગતાં વાદળ વિખરાઇ જઇ સૂર્ય નારાયણે દર્શન દીધાં, જો સવિતા દેવનાં દર્શન ન થયાં હોત તો આજે અમે નિશાતબાગ જઇ શકત નહિ. કારણ કે આજે ઠંડી પણ ઘણી હતી. ભાઇ રામચંદ્રે સવારમાં ઠંડા પાણીથી સ્નાન કર્યું હતું, જેથી અડધા કલાક સુધી મૂર્છા આવી હોય તેમ ગરમ કપડાં ઓઢી પડી રહ્યા હતા. મને પણ આવો અનુભવ એક દિવસ થયો હતો. સવાનવ વાગે અમે નિશાતબાગનો રસ્તો લીધો. ત્રણ ચાર માઇલ સુધી રસ્તાની બન્ને બાજુએ મેવાના બગીચા આવતા ગયા. સાત આઠ માઇલ ગયા પછી ફુલોથી ભરેલા કેસરના છોડવાનું એક ખેતર આવ્યું. કેસરના ફુલની અંદર ઝીણા ઝીણા રેસા હોય છે. આ રેસા લાલ અને પીળા એમ બે રંગના થાય છે. લાલ રંગના રેસા તે શુદ્ધ કેશર કહેવાય છે. પીળા રેસાઓને કેસર વેચનારાઓ લાલ રંગ ચઢાવી શુદ્ધ કેસરની સાથે મેળવી દે છે. કાશ્મીરના બજારમાં શુદ્ધ કેસર વેચાય છે પણ ફેરીઆઓ ભળતા રેસા વાપરે છે. નિશાતબાગથી આગળ જતાં કેસરનું ઘણું વાવેતર આવે છે. ડલ સરોવરના કીનારા ઉપર નિશાતબાગ આવેલો છે. જેથી કેટલાક જણ મછવામાં પણ જાય છે.

નિશાતબાગ મોગલ બાદશાઓએ વિલાસ માટે બંધાવ્યો હતો.

પહાડની ટોચ ઉપરથી નીચે સરકતો ફુલ ફળથી ભરેલો ત્રણેક માઇલના ઘેરાવાનો આ બાગ એટલો તો સુંદર અને મનોરંજક છે કે અહિંથી એકદમ ખસવાનું દીલ થતું નથી. ઠેરઠેર ફુવારા ગોઠવેલા છે. ફુવારાઓમાં ઉછળતું પાણી સુંદર નીકોમાં થઇને પત્થરની પહોળી પગથી ઉપર પછડાતું નીચે ઉતરે છે દરેક રવીવારે શ્રીનગરથી ઘણા લોકો અહિં આવે છે. બાદશાહે પોતાને તથા જનાનાને બેસવા માટે સુંદર મકાન બાંધ્યું હતું. આ જગાએ બેસીને જોતાં બાગની અંદરના તમામ ફુવારા અને ફુલઝાડનું દ્રશ્ય નજરે પડે છે.

પાછા આવતાં 'ચશ્મેશાહી'ની એક વખત ફરીથી મુલાકાત લઇ શ્રીનગર પહોંચ્યા. આ દિવસે અમને એકંદરે સત્તર માઇલની મુસાફરી થઇ હતી છતાં જરા પણ શ્રમ લાગ્યો હોય તેમ જણાતું નહોતું. ઠંડીમાં જોરથી ચાલવાનો ઉમંગ રહે છે, આવી કસરતથી શરીરની અંદરનું લોહી ઝડપથી ફરે છે. ઉપરથી પડતી ઠંડીથી લોહીનો રંગ લાલ ચનોઠી જેવો દેખાય છે. બરફના દિવસોમાં તો આવો વ્યાયામ શરીરને બહુ ફળદાયક નીવડી લોહીને શુદ્ધ કરે છે.

**ગુલમર્ગ**—આ સુંદર સ્થળ શ્રીનગરથી ૨૭ માઇલ ઉપર આવેલું છે. જ્યાં ઘણા ખરા યુરોપીઅનોજ વસે છે. અહિં શ્રીનગર કરતાં વધુ ઠંડી રહે છે, અકટોબર માસથી બરફ પડવા માંડે છે. જુન જુલાઇ માસમાં ઘણા યુરોપીઅનો શ્રીનગરથી ગુલમર્ગ જાય છે. અહિં એક સુંદર સરોવર છે. હિંદમાં આવી કેટલીએ જગાઓ યુરોપીઅનો માટે રીઝર્ડ છે!

**મટન**—એ શ્રીનગરથી ત્રીસ માઇલ ઉપર આવેલું એક ગામ છે. આ ગામમાં પંડીતોની વસ્તી વધુ છે. હવા પાણી સારાં છે. અહિંનાં ઝરણોનું પણી હલકું અને પાચક છે. અહિં ઝાઝા મુસાફરો નહિ આવતા હોવાથી રહેવાની જગા સસ્તે ભાડે મળી શકે છે. થોડા ખર્ચે અને સાદાઇથી કાશ્મીરમાં જેને વધુ વખત રહેવું હોય તેને માટે મટન સારી જગા છે.

**અમરનાથ.**—આ નિર્જન સ્થાન શ્રીનગરથી ૮૪ માઈલ દુર છે, જ્યાં હમેશાં બરફ પડે છે. ઘણા લોકોનું કહેવું છે કે આ પહાડોમાં કોઈકોઇ સંતપુરૂષો રહે છે. એક હજાર કરતાં વધુ માણસ રહી શકે તેવી અમરનાથની વિશાળ ગુફા છે. તેની અંદર એક શિવાલય છે. લીંગ બરફનું હોવાથી વસંતથી શરદઋતુ સુધીમાં પીગળી નાનું થાય છે અને ઠંડીમાં વધે છે. દર શ્રાવણ માસની પૂનમે અહિં મોટો મેળો ભરાય છે. તેવખતે કાશ્મીર રાજ્ય તરફથી યાત્રીઓ માટે બંદોબસ્ત રહે છે. રાત્રે કોઇને ગુફામાં રહેવા દેતા નથી. ઠંડી ૠતુમાં આ રસ્તો જોખમ ભરેલો છે.

**પુરાતન કાશ્મીર**—કાશ્મીર, એ કશ્યપ મૂનિએ વસાવેલું હોવાથી પૂર્વે તેને ' કશ્યપપુરા ' કહેતા. રાજા અશોકે શ્રીનગર વસાવ્યું તે પહેલાં કાશ્મીરની રાજધાની ' પુરાણાધીસ્થાન ' હતું. જેને હાલ ' પંડ્રેસ્થાન ' કહે છે, આ સ્થળ શ્રીનગરથી ૨૦ માઇલ દુર છે. આ સ્થાને હજી પણ જમીનમાં ખોદતાં દેવદેવીઓની પ્રતિમાઓ જડી આવે છે. કોઇકોઇ વખત ચોખાથી ભરેલી માટીની કોઠીઓ મળી આવે છે.

કેટલાંક સૈકાઓ ઉપર ચંદ્રાપીડ અને લલિતાદિત્ય નામના રાજાઓ કાશ્મીરમાં રાજ્ય કરતા હતા. તે વખતે અહિં બુદ્ધ સાધુઓના ઘણા મઠ હતા. ચીનનો ' હુએનસ્યાંગ ' મુસાફર પણ જણાવે છે કે તે જ્યારે કાશ્મીર આવ્યો ત્યારે શ્રીનગરમાં ત્રણસે મઠ હતા. અને આખા કાશ્મીરમાં બુદ્ધ ધર્મ સંપૂર્ણ રીતે ફેલાયેલો હતો. કાશ્મીર રાજ્યનો વિસ્તાર પણ ઘણે દુર સુધી ફેલાઈ ગયો હતો. કનિષ્ક નામના રાજાએ કાશ્મીરના રાજ્યને કાબુલ, કાશગર, યાર્કંદ અને હિંદમાં રજપુતાના સુધી વિસ્તાર્યું હતું. આ પ્રતાપી રાજાના વખતથી હિંદમાં ' શક ' દાખલ થયો.

પૂર્વે કાશ્મીરનો વેપાર ચીન, તિબેટ અને તુર્કસ્થાન સાથે હતો, હજી પણ તિબેટ, ચીન, અને તુર્કસ્થાન જવાના અહિંથી જુના રસ્તાઓ

છે. તુર્કસ્થાનથી ઉનના નમદા, ગાલીચા વગેરે માલનો વેપાર ચાલુ છે. પ્રાચિન કાશ્મીર વિષે ' કલ્હાના ' પંડિતે ' રાજતરંગીણી ' નામના સંસ્કૃતગ્રંથમાં સંપૂર્ણ ધ્યાન આપેલું છે.

**સામાન્ય વર્ણન**—કાશ્મીરમાં, હિંદના બીજા દેશોની જેમ ક્ષત્રી, વૈશ્ય કે શુદ્રની વસ્તી નથી અહિંની મૂળવસ્તી બ્રાહ્મણોની છે. મુસલમાનોના હુમલાથી ઘણા બ્રાહ્મણોએ ઇસ્લામ ધર્મ બળાત્કારે સ્વિકારેલો. જેથી હાલ બ્રાહ્મણ અને મુસલમાન એ બેજ કોમ છે. બન્નેનો પહેરવેશ લગભગ મળતો છે. ઠંડીમાં દરેક જણ ઝબ્બો પહેરે છે. બન્ને કોમની સ્ત્રીઓમાં પડદાનો રિવાજ છે. પંડિતો કપાળે તિલક કરે છે. કોઇ કોઇ પંડિતો ઘણા વિદ્વાન હોય છે, પ્રભુ સેવામાં તત્પર રહેનાર કાશ્મીરના જગદ્દર ભટ તેમની પ્રખર વિદ્વતા માટે પ્રસિદ્ધ હતા. અહિં મુળ ભાષા કાશ્મીરી છે. હિંદી ભાષાનો સામાન્ય વપરાસ છે.

શિયાળાની રૂતુમાં ડીસેમ્બર અને જાનેવારી માસમાં અહિં પુષ્કળ બરફ પડે છે. તે દિવસોમાં રસ્તાઓ ઉપર હાથ બે હાથ બરફ જામી જતો હોવાથી ધંધો રોજગાર મંદ જેવો રહે છે. બજાર પણ અગીઆર વાગે ઉઘડે છે, ત્રણ વાગતાં બંધ થઇ જાય છે. સ્ત્રી પુરૂષ છોકરાં દરેક જણ પોતાની ગંગરી (સઘડી) રાખે છે. કેટલાક રસ્તે ચાલતાં પણ ગંગરીને કોટે બાંધી રાખે છે એથી છાતીનો ભાગ ગરમ રહે છે. દુકાનદારો, કારીગરો પણ કામ વખતે ગંગરી પાસે રાખે છે. હાલ અકટોબર માસ હોવાથી ગંગરી દરેક ઘરો અને દુકાનોમાં શરૂ થઇ ગઇ હતી. સવાર સાંજની ઠંડીની વાતજ પૂછવી નહિ. આટલી ઠંડી છતાં આ રમણીય પ્રદેશનો આનંદ વિસરી શકાય નહિ તેવો લાગ્યો. રોજ સવારે ઉઠીને જોતાં આસપાસના પહાડો ઉપર ચાંદીનું પ્લાસ્ટર થઇ રહ્યું હોય તેમ બરફ જામી ગયેલો દેખાતો હતો ! સૂર્યના પ્રકાશથી ધીમે ધીમે બરફ પીગળી પહાડો ખુલ્લા થતા હતા. લોકો ગરમીની મોસમમાં હવા ફેર માટે કાશ્મીર આવે છે, પણ આ હિમાલય પ્રદેશ તો તેના અતિથીને ઠંડી રૂતુમાં પણ

આનંદનોજ અનુભવ કરાવે છે !

અહિંના મહારાજા એપ્રીલથી સપ્ટેમ્બરસુધી કાશ્મીરમાં રહે છે. તે પછી જમ્મુટાવી જાય છે. જમ્મુ, કાશ્મીરના તાબાનો મોટો પ્રાંત છે તેથી આને જમ્મુ અને કાશ્મીર રાજ્ય કહે છે. કાશ્મીર રાજ્યના મુખ્ય અધિકારીને દીવાન, અને તેમની નીચેના અધિકારીને ગવર્નર કહે છે.

ઉન અને રેશમના વણાટ માટે કાશ્મીર પ્રસિદ્ધ છે. લદાખ એ પણ કાશ્મીરનો પ્રાંત છે તેની અને તિબેટની વચ્ચેના પહાડમાં ઘેટાંની એક જાત થાય છે તેનું ઉન ઘણું ઉત્તમ હોય છે. આ ઉનને પશ્મીના કહે છે. પશ્મીનાની શાલો અને વસ્ત્રો સુંદર હોવા સાથે સુંવાળાં અને ટકાઉ હોય છે. આપણે ત્યાં વેચાતી કાશ્મીરી શાલોમાં ઘણીખરી તો અમૃતસરથી આવે છે. કેટલીક કાશ્મીરથી આવે છે. આવી શાલોનું ઉન જર્મનીથી કંતાઇને આવે છે. આ ઉનની શાલો કાશ્મીરમાં વણાય છે. આવી રીતે પરદેશથી આવતી ઉનની ફાળકીઓમાંથી કાશ્મીરમાં તૈયાર થતા કાપડને 'રફલ' કહે છે. મીલોમાં કંતાયેલું ઉન ટકાઉ નહિ હોવાથી કપડું જલદી ફાટી જાય છે. કાશ્મીરમાં કંતાઇને વણાયેલું કાપડ મજબુત અને ટકાઉ હોય છે. તેમાં પણ 'પશ્મિના' કાપડ સર્વથી ઉંચા પ્રકારનું હોય છે. દીલગીર થવા જેવું એ છે કે પરદેશી કાપડના વપરાસથી કાશ્મીરમાં પરદેશી ઉન ઘણું વપરાવા માંડયું છે. અહિંના વેપારીઓ 'રફલ' ને શુદ્ધ કાશ્મીરી કાપડ કહી ગ્રાહકને ઠગે છે ! હાલ થોડા વખતથી અખીલ ભારત ચરખાસંઘની એક શાખા ઉઘાડવામાં આવી છે. તેની દેખરેખ નીચે શુદ્ધ કાપડ તૈયાર થાય છે જેથી ઠગાવાનો ભય નથી.

'પશ્મીના' ઉનમાંથી બનેલી શાલો અને કાપડ મોંઘું હોય છે ખરૂં પણ ટકાઉ અને ગરમ વધારે હોય છે. 'પશ્મીના' થી ઉતરતી જાતના ઉનમાંથી તૈયાર થતી સાદી કામળીઓને 'લુઇ' કહે છે. આનું વજન વિલાયતી બે બનુસ જેટલું હોય છે. 'લુઇ' નો પનો

મોટો અને લંબાઇ પણ ઘણી મોટી હોવાથી ડબલ કરીને ઓઢવામાં આવે છે. એક 'લુઇ' ની કીંમત ઓછામાં ઓછી ૧૫ કે ૧૮ રૂપીઆ હોય છે. કાશ્મીરની ઠંડી માટે તો કાશ્મીરમાંજ બનેલાં કપડાં કામ લાગે છે. કાશ્મીરનું 'પશ્મીના' જગપ્રસિદ્ધ છે. છતાં આપણને વિલાયતી ગરમ કપડાંનો મોહ થાય છે એજ આશ્ચર્ય થવા જેવું છે. કવેટાની જેમ અહિં નમદા અને ગાલીચા વેચાય છે. અહિંના નમદા અફઘાનીસ્તાન કરતાં સસ્તા મળે છે. તેટલાજ સુંદર પણ છે. લદાખ, તીબેટ અને યારકંદથી સોદાગરો નમદા અને બીજું ઉની કાપડ લઈ શ્રીનગરમાં વેચવા આવે છે.

અહિં રેશમ પણ થાય છે. શહેરની દક્ષિણે રાજ્ય તરફથી રેશમનું કારખાનું છે. આ કારખાનામાં કોશેટાઓને ઉકળતા પાણીમાં નાખી કીડાઓનો નાશ કરવામાં આવે છે. તે પછી તેમાંથી રેશમને કાઢી લઇ યંત્ર ઉપર ચઢાવી તેના તાર ખેંચવામાં આવે છે. પછી તેની ફાળકીઓ બનાવી રંગ દે છે. મરી ગયેલા કીડાઓનો ઢગ એક બાજુ પડયો હોય છે! જેમાંથી પુષ્કળ દુર્ગંધ આવે છે. રેશમ બનાવવામાં લાખો જીવોના પ્રાણ હણાય છે તેની ખાત્રી કરવી હોય તેણે રેશમના કારખાનામાં જઇને અનુભવ લેવો.

માનવી જીવો પોતાના સુખ અને વિલાસની ખાતર અન્ય જીવોની થતી હીંસા તરફ બેદરકાર રહે છે. દેવપુજા અને ભોજન વખતે બ્રાહ્મણો રેશમી કપડાંને શુદ્ધ ગણે છે! સુક્ષ્મમાંસુક્ષ્મ જંતુઓની પણ હિંસા ન થાય તે માટે ઘણો સંયમ પાળતા જૈન બંધુઓ દેવપુજા વખતે રેશમી કપડાં પહેરવામાં ધર્મ માને છે! હીંસા અને અહિંસાને બહુ વિચારી જોવાની જરૂર છે. પોતાના હાથે હણાય તેને જ હીંસા માનવી પણ પોતાના સુખ અને આરામની ખાતર અને ધર્મને નામે બીજાના હાથે જીવોની થતી હીંસાને અહિંસા ગણવી એના જેવું બીજું સખેદાશ્ચર્ય કયું હોઇ શકે?

કાશ્મીરમાં ઘઉં ચોખા અને મકાઇ, એ મુખ્ય પાક છે. અનાજ,

ઘી, દુધ પહેલાં બહુ સસ્તાં મળતાં. અહિના વૃદ્ધ જનો કહે છે કે પરદેશીઓના વસવાટ પહેલાં અહિં એક રૂપીઆનું ૨૨. શેર દુધ મળતું હતું. (ગુજરાતનું એક મણ ને ચાર શેર) જ્યારે હાલ માત્ર સવાપાંચશેર (બંગાળી) મળે છે. ચોખા ચાર મણ બંગાળી મળતા, જે હાલ છ થી આઠ શેરજ મળે છે. શાકભાજી અને ફળો તો હજી પણ સસ્તાં વેચાય છે, તો પહેલાં કેટલાં સસ્તાં હશે! આપણે ત્યાં બે આને શેર વેચાતું શાક અહિં બે પૈસે શેર વેચાય છે. ફળમાં સેવ, (સફરજંદ) દાડમ, નાગ બગુગોશા, લીચીઝ, આલુબુખારા, ત્રેલા બદામ, તથા આખરૂટ ઘણા પ્રમાણમાં થાય છે. સેવ બે જાતનાં થાય છે. અસલ કાશ્મીરી સેવ બહુ મીઠાં અને રંગે દેખાવડાં હોય છે. બીજી જાતનાં સેવ ફ્રાન્સ દેશમાંથી આણેલા બીજનો પાક છે. આ ફળો જરા ખાટાં લાગે છે. સારામાં સારાં કાશ્મીરી સેવ બેથી ત્રણ આને ડઝન મળે છે. બગુગોશા, જમરૂખ જેવડાં મોટાં થાય છે. આ મેવો ઠંડો અને મીઠો હોય છે. ત્રેલાની બે ત્રણ જાત થાય છે, જે ગરમ હોવાથી મંદ જઠરવાળાને વધુ માફક છે. અહિંના જેવા મીઠા આલુબુખારા ઇરાન અને બલુચિસ્તાનમાં પણ થતા નથી. અહિં નિપજતી બદામ સારી જાતની હોય છે. અફઘાનીસ્તાન અને બલુચિસ્તાનમાં ઘણો મેવો થાય છે. પણ કાશ્મીરમાં થતો કેટલોક મેવો ઉપરના બન્ને દેશોમાં થતોજ નથી. હિંદુસ્તાનમાં કાશ્મીર એ મેવાનું ઘર છે.

પૂણ્યવાન ભારત ભૂમિ માટે પ્રભુએ કોઇ ચીજની ખામી રાખી નથી. પણ કાળચક્રને લઇને ભારતીય સંતાનોને તેનો લાભ હાલ મળી શકતો નથી.

હિમાલય પ્રદેશ, એ દુનિયાનો ખજાનો છે, કીમતી સ્ફટીકના પત્થરોમાંથી બનતી ચીજોનું સંગ્રહસ્થાન શ્રીનગરમાં છે. તે શિવાય દરેક જાતની વનસ્પતી અને તેનાથી થતા ફાયદાની સવિસ્તર હકીકત સાથે નમુના ગોઠવ્યા છે. અહિં બરફમાં રહેતાં મરેલાં પ્રાણિઓના

નમુના રાખવામાં આવ્યા છે. આ સંગ્રહસ્થાન જોવાથી હિમાલય પ્રદેશમાં થતી ચીજોનું ભાન થાય છે. સાર્વજનિક પુસ્તકાલય પણ પાસે જ છે.

આપણે પરદેશી એટલું સારૂં માની બેઠા, દેશમાં શું શું નિપજે છે તે જાણવા વિચારવાની તકલીફ પણ ન લીધી. ભિન્ન ભિન્ન વનસ્પતિઓ અને ખનીજ દ્રવ્યો વિલાયત જઇ તેમાંથી તૈયાર થઇને આવતી દવાઓ અને રસાયણીક ચીજોના બાટલાના આપણે ચાર ગણા દામ આપી ખરીદીએ છીએ!

આધુનિક યુવકો રંગ બેરંગી પરદેશી પુલો જોઇને તાજુબ થઇ જાય છે. પણ તેમને ખબર નથી કે તે ફુલોનાં બીજ હિમાલય પ્રદેશમાંથી યુરોપીઅનોએ લઇ જઈ તેમના દેશમાં વાવેલાં છે. હું જ્યારે પૂર્વ આફ્રીકામાં હતો ત્યારે કીલીમાંજારો પર્વતની મુસાફરીએ ગયેલો. આ પર્વતમાં એક એવી જાતનાં ફુલ થાય છે કે જે છોડ ઉપરથી ઉતારી લીધા પછી પણ ઘણા લાંબા કાળ સુધી ખીલેલી હાલતમાં રહે છે. સુકાઇ ગયેલું પુલ કરમાઇ ન જતાં તથા તેનો રંગ પણ એકા એક બદલાતો નહિ હોવાથી યુરોપીઅનો તેને ‘ Ever lasting flower ’ (કાયમીપુલ) કહે છે. આવાંજ ફુલો હિમાલય પર્વતમાં થાય છે. આવીજ રીતે બીજી ઘણી વનસ્પતિઓની શોધમાં તેઓ પોતાના દેશ માટે ફરે છે. તેમના આવા સાહસનું અનુકરણ કરવાને બદલે તેમના ખોટા મોજ શોખ કે જે નિંદનિય છે તેનું અનુકરણ કરવાથીજ આપણે આપણી જાતને ઓળખીશકતા નથી.

શ્રીનગરનાં હવાપાણી સારાં છે. પરંતુ દીલગીર થવા જેવું એ છે કે ગલીઓ અને સાંકડા રસ્તા ઉપર ગંદકી ઘણી રહે છે. ઘીચ વસ્તીમાં રહેનાર લોકો બહુ અસ્વચ્છ રહે છે. આટલી ગંદકીથી પ્રાણઘાતક રોગ ફાટી નીકળે તેવું છે પણ આસપાસના પહાડોની નિર્મળ ચોખ્ખી હવાથી તેમજ કાયમ ઠંડી પડતી હોવાથી નુકશાન

કારક જંતુઓ થવા પામતા નથી. કંઇપણ બગાડ થયો હોય તે બરફના દિવસોમાં વિશુદ્ધ થઇ જાય છે. કાશ્મીર વાસીઓને માટે પ્રભુની આ એક મહાન દયા છે. પણ તેનો દુરૂપયોગ કરી અસ્વચ્છ રહે છે! અહિં જેલમનું પાણી તથા નળનું પાણી ભારે છે પણ બીજાં ઝરણોનું પાણી હલકું હોય છે.

## શ્રીનગરથી અમૃતસર.

બાવીસ દિવસ કાશ્મીરમાં થઇ ગયા પણ તેનો મોહ છૂટતો નહોતો. તા. ૨૪-૧૦-૨૩ ને રોજ સવારના ૧૧-૨૦ મીનીટે શ્રીનગર છોડયું. આ વખતે મારા સાથી મુસાફર તરીકે બે અંગ્રેજ બ્હેનો હતી. બારામુલા આવતા સુધીમાં તો, પવનના ઠંડા સપાટાથી ઠરી જવાતું હતું. ઠંડા દેશની રહેવાસી અંગ્રેજ બ્હેનો 'ઘણી ઠંડી' 'ઘણી ઠંડી' એમ બોલતી ગરમ બનુસ શરીર ઉપર લપેટ્યાં કરતી હતી! સાંજે છ વાગે ડોમેલ આવ્યું. ડાક બંગલામાં રાત્રે વાળું કર્યું. સવારે આઠ વાગે મોટર ઉપડી, કોહાલાનો પૂલ ઓળંગી કાશ્મીરની હદ છોડી મરીના ઉંચા પહાડોમાં પ્રવેશ કર્યો. પર્વતોનાં શીખ્ખરો બરફથી છવાઇ ગયાં હતાં. ચીકાગલી આવતાં અંગ્રેજ બ્હેનોના સવારના નાસ્તા માટે મોટર થોડો વખત થોભી. ત્રણ વાગતાં રાવલપીંડીથી ત્રણ માઇલના અંતરે આવેલી જકાત ઑફીસ આગળ આવતાં મોટરને લાલ વાવટાથી અટકાવવામાં આવી. અહિં મેવો ઘી, માખણ, એવી ચીજો ઉપર જકાત લેવાય છે. છાવણીના મોટા રસ્તા ઉપરથી પસાર થતી મોટર સ્ટેશન ઉપર આવી પહોંચી. વેઇટીંગરૂમમાં સામાન ઉપડાવી લઇ ગયો, આખે રસ્તે કપડાં બીછાનાં ઉપર ઉડેલી ધૂળ ખંખેરી નાખી. કાશ્મીરના રસ્તે ધૂળ પુષ્કળ ઉડે છે માટે તેને લાયક કપડાં રાખવાં.

રાવલપીંડીથી રાત્રે દસ વાગે ઉપડેલી પેસેંજર બિજે દિવસે સવારે લાહોર આવી. દસ વાગતાં અમૃતસર આવ્યું. આ જંકશનથી 'પઠાણકોટ' અને 'પટ્ટી' જવાય છે. પંજાબમાં અમૃતસર સુંદર

શહેર ગણાય છે. ઉનની ધાબળીઓ, નમદા અને શાલોના વેપાર માટે અમૃતસર પ્રસિદ્ધ છે. અહિં ઘણાખરા હિંદીઓ માંસાહાર કરે છે. માંસાહાર માટે ન્યાતીનો પ્રતિબંધ નથી. હૉટેલો અને વિશીઓમાં પણ માંસ રંધાતું હોય છે. કેટલીક વૈશ્નવ હૉટેલોમાં શાકાહારીને માટે સગવડ હોય છે એમ જાણીને તેવી વિશીમાં ગયો. ત્યાં પણ બધું સેળભેળ જેવુંજ લાગ્યું. છેવટે એકજ વીશી મળી આવી કે જેમાં શાકાહારી માટેજ રસોઇ થતી હતી. શહેરમાં શાકભાજી અને મેવાની મંડી છે.

શહેરની ઉત્તરે ખાલસા કોલેજનું ભવ્ય અને સુંદર મકાન છે. શહેરની મધ્યમાં શીખ ધર્મનું સુવર્ણ મંદિર છે, તેને ગુરૂદ્વારા અથવા 'દરબાર સાહેબ' કહે છે. અહિં એક વિશાળ હોજ છે. હોજની વચ્ચે બાંધેલા સૂવર્ણ મંદિરની અંદર ગ્રંથ સાહેબની પુજા થાય છે. મંદિરની દીવાલો તથા છત અંદર બહારથી સોનેથી મઢી લીધેલાં છે, જેમાં પોખરાજ અને માણેક જડેલાં છે. આખા ભરતખંડમાં આ સૂવર્ણ મંદિર પ્રસિદ્ધ છે.

ધર્મ માત્રમાં જ્ઞાતિનો ભેદ ન હોવો જોઇએ એ સિદ્ધાંતને અનુસરી મહાનગુરૂ નાનકે શિખ ધર્મનો પ્રચાર કર્યો. અને છેલ્લા ગુરૂ ગોવિંદસિંહે દેશની સેવા અર્થે શીખ ધર્મીઓને લડાયક બનવાની તાલીમ આપી. શીખ ભાઇઓ જેટલા શુરવિર છે તેટલાજ ઉદાર દીલના અને માયાળુ છે. આજદીન સુધીમાં હું ઘણી વખત આ ઉમદા કોમના સહવાસમાં આવેલો છું. તેમનું નિરાભિમાનપણું અને સ્નેહ વિસરી શકાય નહિ તેવાં છે.

## કન્યા મહાવિદ્યાલય.

અમૃતસરથી સીમલા જતાં કન્યા મહાવિદ્યાલય જોવા માટે જલંધર ઉતર્યો. જલંધર શહેરથી દોઢેક માઇલ દુર કન્યા ગુરૂકુળ છે. અહિં પુસ્તકાલયની અંદર કુમારીકાઓ અને વિધવા બ્હેનોના હાથથી વૉટર કલરનાં સુંદર ચિત્રો દોરેલાં છે. આ વિદ્યાલયમાં દસશ્રેણી

સુધી અભ્યાસ ચાલે છે. ૨૦૦ થી ૩૦૦ વિદ્યાર્થીનીઓ અભ્યાસ કરી રહી છે, જેમાં ખાસ કરીને પંજાબી બ્હેનોની સંખ્યા વધુ છે. જલંધર શહેર સ્વામિ શ્રદ્ધાનંદજીનું જન્મ સ્થાન છે. તેમણે પોતાની સર્વ મિલ્કત વિદ્યાલયને અર્પણ કરેલી છે. આ વિદ્યાલયની એક શાખા દીલ્હીમાં છે.

ભારતીય બ્હેનો ઉચ્ચ કેળવણી મેળવી પડદાના રીવાજને દુર કરી શ્રીમતિ સરોજની દેવી જેવી આદર્શ દેવીઓ બને, એ ઉદ્દેશથીજ કન્યા ગુરૂકુળ અને શાંતિનિકેતન જેવી સંસ્થાઓ સ્થપાઇ છે. ભરતખંડને પતિત દશામાંથી ભારતની માતાઓજ બચાવશે. એવી ઉમેદ રાખી રામ અને કૃષ્ણનો જગતજનુની ઉપરનો ઉત્કૃષ્ટ પ્રેમ આપણે કદી ન વીસરીએ.



# સીમલા અને સંયુકત પ્રાંત.

" હિંદમેં વો હિંદી બને રૂમમેં તુર્કી હય,
તુર્ક હિંદ દો રૂપ હય જ્યોત નહિ હૈ દોય. "

## સીમલા.

જલંધરથી ગાડી ઉપડી લુધીઆના આવી. અહિંથી નાભા અને પતીઆલા જવાની શાખાઓ નીકળેલી છે. લુધીઆના પછી આવતા અંબાલા જંકશનથી સીમલા જવા માટે ગાડી બદલાય છે. હાલ પ્રથમ દીલ્હી જવાનું હતું. ડીસેમ્બર માસ બેસી ગયો હતો. આ માસમાં દીલ્હીમાં પણ પુષ્કળ ઠંડી પડતી હોય છે તો સીમલા-ની ઠંડી માટે કહેવાનું હોય જ નહિ. ગરમ કપડાં કાશ્મીરની સફર માટે લીધેલાં હોવાથી જવાની હિંમત કરી.

તા. ૧૦મી ડીસેમ્બરે દીલ્હીથી રાત્રે દસ વાગે કાળકા પેસેન્જ-રમાં રવાના થયો. એક વાગે અંબાલા આવ્યું. અંબાલા છોડયા પછી વરસાદ પડવા માંડયો. ઠંડી વધતી ગઇ. સવારે છ વાગે ' કાળકા ' પહોંચતાં વરસાદ બંધ થઇ ગયો.

આ નાના શહેરમાં કાળીકાદેવીનું મંદિર છે. અહિંથી હવે કા-ળકા સીમલા રેલ્વે માં બેસવાનું હતું. કાળકા સીમલા રેલવે લાઇન સાંકડા માપની હોવાથી મુસાફરોને સામાન પોતાની સાથે ગાડીમાં રાખવા દેવામાં આવતો નથી. તદ્દન હલકા દાગીના એકાદ બે પાસે રહી શકે છે. એટલા માટે પહેલેથીજ બહુ ઓછો સામાન પાસે રાખ્યો હતો. કાળકાથી સવારે સાત વાગે સીમલા જવાની ગાડી ઉપડી.

' ટકસાલ ' સ્ટેશન છોડયા પછી ગોળાકાર ફરતી ટ્રેઇન પહાડ ચઢવા લાગી. કોઇકોઇ જગાએ પહાડ ઉપરથી પડતાં ઝરણો ઉપર ત્રણ ચાર માળનાં નાળાં બાંધેલાં છે. કોટી સ્ટેશન આગળની ટનેલ અડધો માઇલ લાંબી છે. ' જાંબલી ' પછી ' ધરમપુર ' આવ્યું. અહિં

સેનેટેરીઅમ છે, ક્ષયના દર્દીઓને અહિંની હવા ઘણો ફાયદો કરે છે. ધરમપુર પછી બગીચારૂપ કસૌલી પહાડ દેખાવા લાગ્યો. દક્ષિણ હિંદમાં આવેલા કુનુરની જેમ કસૌલીમાં પણ પેસ્ચ્યુર ઇન્સ્ટીટયુટ છે. આ ધર્માદા સંસ્થામાં દર્દીને રહેવા તથા ખાવા પીવાની વ્યવસ્થા કરી દેવામાં આવે છે. આ દર્દ શિવાયના મુસાફરો પણ હવા ફેર માટે કસૌલી જાય છે. અહિં કાયમ ઠંડી રહેતી હોવાથી મુસાફરે ગરમ કપડાં રાખવાં. કુમારહટ્ટી છોડયા પછી ૫૦૨૦ ફુટની ઉંચાઇએ ' બરોગ ' આવ્યું. અહિં દુરથી વહેતું આવતું ઝરણ સ્ટેશન પાસેની ઉંડી ખીણમાં ધોધરૂપે પડે છે. બરોગ પછી સોલન અને કન્ડાઘાટની વચ્ચે આવતા પહાડના ઢોળાવ ઉપર ઘઉં ચોખાનું સુંદર વાવેતર તથા આસપાસના લીલોતરી ભરેલા ભાગનું દ્રશ્ય ભુલાય તેવું નથી.

હવે સીમલા બારેક માઇલ દુર રહ્યું. ' તારાદેવી સ્ટેશન આવ્યું. ઢળતા પહાડ ઉપર વસેલા સીમલાનો રમણીય દેખાવ નજરે પડયો. આગલે દિવસે બરફ પડેલો હોવાથી પહાડો અને વૃક્ષો બરફથી છવાઇ ગયાં હતાં. શહેરનાં મકાનોનાં છાપરાં ઉપર પણ સફેદ ચાદરો બીછાવી હોય તેવો દેખાવ માલૂમ પડતો હતો. તારાદેવી પછી જુતોગ અને સમરહીલ આવ્યું. આ બન્ને સ્ટેશને લશ્કરી છાવણી રહે છે. કાળકાથી સીમલા સુધી ૬૩ માઇલના અંતરમાં ૧૦૩ ટનેલ ( ભોંયરાં ) આવે છે. છેલ્લા નંબરની મોટી ટનેલ પસાર કરી ટ્રેઇન ૧-૪૫ મીનીટે સીમલા સ્ટેશને આવી ઉભી. આ જગા ૬૮૦૮ ફુટ ઉંચી છે. શહેર અડધો માઇલ દુર છે પણ ચઢાવ હોવાથી એક માઇલ જેટલું લાગે છે.

શહેરમાં આર્ય સમાજ, સનાતન અને ગુરૂદ્વારાની ધર્મશાળાઓ છે. થોડી પંજાબી હૉટલો છે. યુરોપીઅન હોટેલોમાં સીસીલ હોટલ સર્વથી મોટી અને ઉમદા સગવડવાળી છે.

સીમલામાં વસ્તીનું પ્રમાણ ઉનાળામાં વધી જાય છે. શિયાળા કરતાં બમણી વસ્તી એટલે લગભગ ૫૦ હજાર જેટલી વસ્તી થઇ

જાય છે. આનું કારણ વિશેષે કરીને નામદાર વાઇસરૉયનો મુકામ ઉનાળામાં અહિં રહે છે તે શિવાય હિંદના ઘણા ખરા ભાગોમાંથી રાજાઓ, શ્રીમંતો અને અધિકારી વર્ગ હવા ફેર માટે આવે છે. દુકાનદારોનાં કુટુંબો ગરમીમાં પાછાં સીમલા આવે છે. તેવે વખતે સાધારણ માણુસને તો હૉટેલોમાં પણ જગા મળવી મુશ્કેલ રહે છે. આટલી બધી ધમાલ થતી હોવાથી તા. ૧૫ મી માર્ચથી તા. ૧૫ અકટોબર સુધી અહિંના માલરોડ ઉપર મોટર, મોટરસાયકલ, સાયકલ કે ઘોડાગાડી, એવાં વાહનોને દિવસના ૧૧ થી ૨ અને સાંજે ૪ થી ૮ સુધીમાં ચાલવા દેવામાં આવતાં નથી. આ કાયદો વાઇસરોય, પંજાબના લેફ્ટેનંટ ગવર્નરે તથા કમાન્ડર ઇન ચીફ ઑફ ઇન્ડીયા એ ત્રણ શિવાય સર્વને લાગુ પડે છે. માલરોડ ઘણો સ્વચ્છ અને રળીયામણો રસ્તો છે. ઠેરઠેર ' **रद्दी कागज के वास्ते** ' એવી છાપવાળી લોખંડની ટોપલીઓ રસ્તા ઉપર ટાંગી રાખેલી હોય છે. વળી આ રસ્તે જેની પાસે દોઢમણ કરતાં વધુ વજન હોય અને જેથી રસ્તે ચાલતા મુસાફરોને અડચણ કર્તા લાગે તેવા મજુરો, કારીગરોની ટોળી, ભીખારીઓ અને મેલાં લુગડાંમાં ફરતા લોકોને કોઇ પણ રૂતુમાં ચાલવાની મનાઇ છે ! આ કાયદાનું ઉલંઘન કરનારને રૂ. ૨૦ દંડ કરવામાં આવે છે. રસ્તાને મોખરે પોલીસ ઉભી હોય છે, જે ઉપર જણાવ્યા મુજબના લોકોને તે રસ્તે જતાં અટકાવી નિચેના રસ્તે જવા ફરમાવે છે.

કાર્ટ રોડ ઉપર ગાડી, ઘોડા, સાયકલ, મોટર, માલનાં ગાડાં, સર્વ વાહનોને જવાની છુટ છે. લોઅરરોડ ઉપર ઇન્ડીઅન બજારમાં ઘીચ વસ્તીવાળો ભાગ છે. દરેક રસ્તે એક તરફ લોખંડની વાડ બનાવેલી હોય છે, કાર્ટરોડથી લોઅર રોડ ઉપર જવા માટે ઉંચો ચઢાવ અને તેટલોજ ચઢાવ લોઅરરોડથી માલરોડ ઉપર જવાનો છે. આવા રસ્તાઓ ઉપરથી ઉતરતાં સહેલું લાગે છે પણ ચઢતાં તો દમ નીકળી જાય તેવું છે. આ ત્રણે રસ્તાઓ ઉપર રીકશૉ ફરતી રહે છે.

પણ અહિં રીકશૉમાં ફરવું એ તો પૈસાદાર શિવાય બીજાને પાલવે તેવું નથી. ટુંકામાં સીમલાની મુસાફરી શ્રીમંતો માટેજ છે. કોઇ મુસાફર બહારથી પોતાની ખાનગી મોટર સીમલામાં લાવી ફેરવવા ઇચ્છે તેને પ્રથમ મ્યુનીસીપાલ સેક્રેટરી અને પોલીસ સુપ્રીન્ટેન્ડેન્ટની પરવાનગી લેવી પડે છે.

જે ભૂમિમાં પૂર્વે ઋષિમૂનિઓનો નિવાસ હતો તે ભૂમિમાં હાલ ભારતનાં સંતાનોને રસ્તે ચાલવાની પણ છૂટ નહિ ! આ જગાએ પ્રથમ છૂટી છવાઇ પહાડી વસ્તી હતી. અંગ્રેજોના વસવાટ પછી યુરોપના એક સુંદર શહેરની સરખામણી કરે તેવું શહેર વસ્યું છે. અહિંના લોકો સીમલાને 'છોટી બીલાયત' કહે છે. શહેરની પૂર્વ દિશાએ બે માઇલના રસ્તા ઉપર છોટા સીમલા છે. અહિં એક નાનું બજાર છે. અહિંથી આગળ એક માઇલ દુર કુસુમહટી પણ સીમલાનોજ ભાગ ગણાય છે. માલરોડ ઉપર યુરોપીઅનોની સ્ટેશન લાયબ્રેરી છે. અહિંથી આગળ ગીરજા મેદાન આવે છે. આ મેદાન નાનું પણ બહુ ઉંચે હોવાથી સુંદર લાગે છે. તેની નીચે પાણીની વિશાળ ટાંકી છે જેમાંથી નળ વાટે શહેરમાં પાણી જાય છે.

**જાકુહીલ**—ગીરજા મેદાનથી ક્રાઇસ્ટચર્ચ આગળ થઇને 'જાકુહીલ' જવાનો રસ્તો છે. આ ટેકરી આસપાસના પહાડો કરતાં ઘણી ઉંચી છે. જેનો ચઢાવ એક માઇલ જેટલો છે. જાકુના રસ્તા ઉપર બબ્બે હાથ ઉંચો બરફ જામી ગયો હતો. આજુબાજુની ખીણો બરફથી ભરાઇ ગઇ હતી. રસ્તે પડેલાં પગલાંથી બરફ ચળકતા પત્થરની જેમ લીસો થઇ ગયો હતો. જેથી ચાલતાં બહુ સંભાળ રાખવી પડતી હતી. સવારનો વખત હતો. સૂર્યનાં કીરણથી ઝાડો ઉપરનો બરફ પીગળી નીચે જમીન ઉપર પડતો હતો ! દુરનાં મકાનો ઉપરથી બરફનાં ચોસલાં અવાજ સાથે ધસી પડતાં હતાં. આસપાસ નજર નાખતાં સર્વ જગા બરફથી ઢંકાઈ ગયેલી દેખાતી હતી. સર્વ શાન્તમય હતું ! આવા

સુંદર પ્રદેશમાં મગજ અને નેત્રોને જે શાંતિ મળે છે તેવી બીજે મળતી નથી. પણ એ શાંતિ ભોગવવાના દિવસો હાલ હિંદને માટે નથી રહ્યા !

ટેકરી ઉપરના એક સુંદર ચોગાનમાં હનુમાનજીનું મંદિર છે. ચોગાનમાં ફરતાં સંખ્યાબંધ વાંદરાં ખાવાની લાલચે મુસાફરોનાં ગજવાં તપાસી લે છે. પાસે પોટકી જેવું હોય તે ખેંચી જાય છે. અહિં પૂર્વે સંતપુરૂષો રહેતા હતા. દંત કથા એવી છે કે રાવણની સાથેના યુદ્ધમાં લડતાં લક્ષ્મણની મૂર્છા વખતે જડીબુટ્ટીની શોધમાં દ્રોણગીરી પર્વત ઉપર જતાં હનુમાનજીએ અહિં વિશ્રામ કર્યો હતો. એમ કહે છે કે પૂર્વે અહિં રહેતા સાધુ સંતો વટેમાર્ગુઓને ફળ-ફળાદીથી સંતુષ્ટ કરતા હતા તેથી આ જગાને પહેલાં 'જાઓખાઓ' કહેતા. અપભ્રંશ થતાં 'જાખુ' અને 'જાકુ' બોલાવા લાગ્યું.

જન્મોત્રી ગંગોત્રી અહિંથી ૧૦૦ કોસ દુર છે. સતલજ નદી અહિંથી આઠ માઇલ ઉપર બસંતપુર રીયાસત આગળ વહે છે. ત્યાં નદીના કીનારા ઉપર ઉકળતા પાણીનું એક ઝરણુ છે. આ ધગધગતા પાણીમાં ચોખાદાળ કપડાંમાં બાંધીને થોડો વખત રાખ્યાં હોય તો રંધાઇ જાય છે. અહિં પૂર્વે પરશુરામનો આશ્રમ હતો. સતલજ નદીના પાણીમાંથી વીજળી ઉત્પન્ન કરી તેનો ઉપયોગ સીમલા ખાતે થાય છે.

શહેરમાં મુખ્ય વસ્તી પંજાબી તથા આસપાસના પહાડી લોકોની છે. મજુર વર્ગમાં અહિંના પહાડી અને કાશ્મીરના મુસલમાનો .છે. બસંતપુર, રામપુર, નાલાઘાટ તથા રાણીખેત રીયાસતમાંથી ઘણા પહાડી લોકો અહિં આવી વસેલા છે. વેપાર ધંધા અર્થે ચીનની તળેટીના લોકો આવે છે જેમને છોટાચીનકા આદમી કહે છે. સીમલાની આજુબાજુનાં પહાડી રાજ્યોને સીમલાહીલ સ્ટેટસ કહે છે તેના ઉપર એક સુપ્રીન્ટેન્ડેન્ટ રહે છે.

અહિં ગરમીના દિવસોમાં આપણે ત્યાં પડતી પોષ માસ જેવી ઠંડી રહે છે. હાલ તો ડીસેમ્બર માસ એટલે ઠંડીનું પૂછવુંજ નહિ. રાત્રે

ધાતુના વાસણમાં ભરી રાખેલું પાણી બીજે દિવસે સવારે જામી જતું હતું. કોઈ કોઈ વખત અતિશય ઠંડી પડે છે ત્યારે સવારમાં નળની અંદરનું પાણી પણ ઠરી જાય છે. બરફ પડતી વખતે ઠંડી લાગતી નથી પણ તે પછી જ્યારે આકાશ ખૂલી જાય છે ત્યારે એટલી બધી ઠંડી પડે છે કે જમતાં જમતાં હાથનાં આંગળાં ઠરી જતાં હોવાથી હાથમાં પકડેલી ચીજ પણ પડી જાય છે. આવે વખતે આગની ખાસ જરૂર રહે છે. આગ ઉપર હાથ સેકીએ એટલે વળી કામ ચાલ્યું. બજારમાં ફરતાં શરીર ઉપરનાં કપડાં ઠંડાગાર થઇ જાય છે. રસ્તે કામ કરનાર મજુરો તથા કારીગરો કામ કરતા જાય, અને સઘડીએ તાપતા જાય. એવી રીતે દુકાનોમાં પણ સઘડીઓ સળગતી જ હોય છે. આવા ઠંડા દેશમાં મુસાફરી કરનારે પુરતી રીતે ગરમ કપડાં રાખવાં અને ખાવામાં ગરમ ચીજોનો ઉપયોગ કરવો. ઠંડીમાં ખરી રીતે શરીરમાં કુદરતી ગરમી ઉત્પન્ન થતી હોવાથી જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે. આવા પ્રસંગે પૌષ્ટિક ખોરાક લેવો અથવા ગરમ દુધ પીવું. પશ્ચાત પદ્ધતને અનુસરનાર કેટલાક ભાઇઓ ઠંડીના નિવારણ માટે ચ્હાનો ઉપયોગ કરે છે. કેટલાકતો બ્રાન્ડીનો ઉપયોગ કરે છે ! આવી હાનીકારક વસ્તુઓના બદલે જો પીસ્તાં બદામ કે ખજુર જેવો ગરમ મેવો લેવામાં આવે તો વધુ ફાયદો થાય. વળી આ વસ્તુઓ તો ખોરાકની પણ ગરજ સારે છે. પણ ગરીબોને તો સાદો ખોરાક અને દુધ જોઇએ તેટલો ફાયદો કરે છે. કામ કરતી વખતે ઠંડી લાગે તો તેઓ બરફના ટુકડા ખાય છે. બરફથી શરીરમાં ગરમી રહે છે. ચ્હાથી ઠંડી મટે છે તે માન્યતા મારા અનુભવ પ્રમાણે ખોટી છે.

ચ્હા પીધાથી સ્નાયુઓને તાત્કાળીક ઉત્તેજન મળે છે. પણ થોડા વખત પછી પરપોટો ફુટી ગયાની જેમ હતી તે કરતાં વધુ નબળી હાલત શરીરની થાય છે. અને તેથીજ માણસને તેની ટેવ પડી જાય છે. તેના સેવનથી હોજરી બગડતી જાય છે. આંતર નબળાં પડી દિવસે દિવસે ક્ષય થાય છે. ચ્હામાં કટુતા લાવવા માટે

અફીણુનો પટ દેવાય છે, વજન માટે ખનીજ પદાર્થ અને રંગ લાવવા માટે ગળીનો ઉપયોગ કરવામાં આવે છે ! આ પદાર્થો ફાયદાના બદલામાં નુકશાનજ કરે તે કોણ ના કહી શકશે. ચ્હાનો ઉપયોગ ગુજરાત મહારાષ્ટ્ર અને બંગાળ દેશમાં જેટલો છે તેટલો બીજા કોઇ પણ દેશમાં નથી. પંજાબ, મારવાડ અને સંયુકત પ્રાંતમાં ગુજરાતિઓને લાયક ઉકાળેલી ચ્હા મળતી નથી ત્યારે ચ્હાના વ્યસનીઓ મુઝાય છે. આ દેશના લોકોમાં ચ્હાનો વપરાશ ઓછો હોવાથી ગુજરાતિઓ કરતાં તંદુરસ્ત છે. યુરોપીઅન લોકો કેવી રીતે ચ્હા બનાવીને પીએ છે, તેની સાથે શું શું ચીજ ખાય છે એટલું અનુકરણ પણ જો આપણે સમજપૂર્વક કર્યું હોત તો ચ્હા આપણા દેશમાં જેટલી હાની કારક થઇ પડી છે તેટલી ન થાત, કેટલાક તો નથી જોતા ચ્હાની જાત. વળી તેને બાફ આપીને પીવાને બદલે પુષ્કળ ઉકાળે છે ! અને વખત કવખત પીધાંજ કરે છે ! યુરોપ જેવા દેશમાં પણ ચ્હા કોફી ઇ. પીણાં મોજ શોખનાં સાધન ગણાતાં હોવાથી શ્રી. વીલીઅમ કોબેટે યુરોપીઅનભાઇઓની સખ્ત ટીકા કરતાં કહ્યું છે " સવારમાં ઉઠીને દુધ શિવાય કોઇ પણ ગરમ પીણું તંદુરસ્તીને નુકશાન કરે છે. "

સીમલાનાં હવા અને પાણી બન્ને સારાં છે. પહાડોમાં ઝરણાંનું પાણી ઘણું કરીને ભારે હોય છે પણ સીમલાનું પાણી હલકું અને પાચક છે. એકતો પુષ્કળ ઠંડી, હવા ઉત્તમ અને આવું પાણી પછી ખોરાક કેમ વધુ ન ખાઇ શકાય. અહિં રહેતા બંગાળીભાઇનાં શરીર પણ તંદુરસ્ત અને રૂષ્ટપુષ્ટ લાગ્યાં. વળી અહિં હવા ફેર માટે આવનારને રોજનો વ્યાયામ ફરજીયાત જેવો છે. ઘોડા ગાડી અને મોટરોમાં ફરવાનું નહિ હોવાથી ચડ ઉતર કરવાના રસ્તે ચાલતાં શ્વાસોશ્વાસની ક્રિયા પૂર્ણ પણે કામ કરે છે.

અહિંઆં વરસના ભાડાના હિસાબે મકાન ભાડે મળે છે અને તે પણ એક કે દોઢ હજાર રૂપીઆ કરતાં ઓછે ભાડે મળી શકવું

મુશ્કેલ છે. રાજા રજવાડાઓએ પોતાના બંગલા બંધાવી રાખ્યા છે. યુરોપીઅન મુસાફરો હોટેલોમાં ઉતરે છે, શ્રીમંત વર્ગ પણ તેમજ કરે છે. હોટેલોનાં ખર્ચ પણ ભારે. જ્યાં આવું હોય ત્યાં ગરીબને ક્યાંથી રાહત મળે ! સાધારણ માણસને પણ સીમલાની મુસાફરી જરૂર ભારે થઇ પડે તેવી છે.

## સીમલાથી કુરૂક્ષેત્ર.

સીમલાથી સાંજે ચાર વાગ્યાની ગાડીમાં અંબાલા થઇને કુરૂક્ષેત્ર ગયો. રેલવે સ્ટેશનથી શહેરમાં જતાં અડધા માઇલના રસ્તે સુરજકુંડ આવે છે. અહિંથી થોડે દૂર કુરૂક્ષેત્ર જીર્ણોદ્ધાર સમિતિ તરફથી યાત્રીયો માટે એક પુસ્તકાલય બાંધેલું છે. 'રીવાં' સ્ટેટના મહારાજાની સારી મદદ હોવાથી આને 'રીવાં પુસ્તકાલય' કહે છે. અહિંથી આગળ જતાં બે માઇલના ઘેરાવાવાળું તળાવ આવે છે. ઉત્તરમાં પાંડવોનું મંદિર છે. કૃષ્ણ ભગવાન, પાંડવો અને કૌરવોની પ્રતિમાઓ જયપુરની બનાવટની છે. પુરાણમાં એવી કથા છે કે પૂર્વે 'કુરૂ' નામના રાજાએ અહિં ઉગ્ર તપશ્ચર્યા કરી હતી. તેથી આ સ્થળને કરૂક્ષેત્ર કહે છે.

મહાભારતના યુદ્ધના આરંભ વખતે શ્રીકૃષ્ણે જ્યોતિશ્વરની સ્થાપના કરી હતી. તે જગા અહિંથી પાંચ માઇલ દુર છે. જ્યોતિશ્વર મહાદેવ જતાંજ સંગેમરમરના રથ ઉપર અર્જુન અને શ્રીકૃષ્ણની પ્રતિમાઓનાં દર્શન થયાં. આ ચીત્ર—

**विज्ञान सारथिर्यस्तु मनः प्रगहवान्नरः ।**
**सोऽध्वनः पारमाप्नोति तद्विष्णोः परमं पदम् ॥**
**( कठोपनिषद् )**

એ છંદનું સ્મરણ કરાવે છે. અર્જુન શક્તિમાન હતો તે વાત સાચી છે, પરંતુ તેના સારથી શ્રી કૃષ્ણ ભગવાન હોવાથીજ યુદ્ધમાં ફતેહમંદ નિવડી અંતે માયા–જગત અને બ્રહ્મનું યથાર્થ જ્ઞાન મેળવી પરમપદને પામ્યો. જેનો બુદ્ધીરૂપી સારથી કાબેલ હોય તે આવી રીતે સંસારને તરી જાય છે.

પૂર્વ કાળમાં કુરૂક્ષેત્રનો ઘેરાવો ૪૮ કોસનો હતો. પાણીપતના મેદાનનો તેમાં સમાવેશ થઇ જતો હતો. સુરજકુંડથી એક માઇલ દુર આવેલા સ્ટેશનને થાનેસર કહે છે. શહેરને પણ સ્થાનેશ્વર અથવા થાનેસર કહે છે. અહિં બાદશાહી વખતનાં ખંડેરોમાં જોવા લાયક સંગેમરમરનો શેખચલ્લીનો રોજો છે. અહિંથી થોડે દુર શિવાજી મહારાજે સ્થાપિત કરેલું સ્થાનેશ્વરનું મંદિર છે. થાનેસરથી કૈથલ અને નરવાના જવાય છે.

## પાણીપત.

કુરૂક્ષેત્રથી બે કલાકને રસ્તે પાણીપત આવ્યું. પાણીપતનું મેદાન બહુ સમયથી પ્રસિદ્ધ છે. મેદાનના નામ ઉપરથી વસેલા શહેરને 'પાણીપત' કહે છે. આ મેદાન હાલ 'કાલાઆમ' તરીકે ઓળખાય છે, જે પાણીપત શહેરથી ચાર માઇલ દુર છે. પુર્વે આ મેદાનની મધ્યમાં એક આંબાનું વૃક્ષ હતું. આ આંબાના ઝાડને કાળા રંગની કેરીઓ થતી, જે ઘણી મીઠી હતી. આ અજાુબી વૃક્ષ આગળ બન્ને પક્ષનાં લશ્કરોનો મુકાબલો થતો હતો. થોડાં વર્ષો ઉપર આ પુરાતન વૃક્ષ ઉપર વીજળી પડવાથી બળી ગયું તેના થડનું ઠુંઠું પણ ધીરે ધીરે જીર્ણ થતું ગયું. જેથી હાલ તેની નિશાની તરીકે સાતેક ફુટ ઉંચો સ્તંભ ચણાવી તેની અંદર એક આરસની તખ્તી બેસાડેલી છે. આ તખ્તીમાં "ઇ. સ. ૧૭૬૧ માં અહમદશાહ અબ્દલ્લી અને મરાઠાઓ વચ્ચેની ત્રીજી લડાઇ આ જગાએ થઈ હતી" એવું અંગ્રેજીમાં લખેલું છે. મેદાનની જગાએ હાલ ખેતીવાડી થાય છે. ઝાડ પાન પુષ્કળ ઉગી ગયેલાં હોવાથી અજાણ્યાને અહિં પૂર્વે મેદાન હશે કે કેમ એવી કલ્પના પણ આવે તેવું રહ્યું નથી.

હિંદુસ્તાનમાં પાણીપતના મેદાન વિશે લોકો વાતો કરે છે કે અહિં ઘણી લડાઇઓમાં હજારો માણસો મરી ગયેલાં હોવાથી રાત્રીના વખતે ભયંકર અવાજો સંભળાય છે. અને દિવસે પણ બધી જગા ભયંકર લાગે છે. મને આમાનું કંઇ જણાયું નહિ. પણ એટલું તો

ખરૂંજ કે જેને જેવી કલ્પના થઇ આવે તેને તેવોજ ભાસ થાય. આવી જગાએ આવી શુરવીર માણુસ પોતાના મગજમાં શુરવીરતા-ની કલ્પનાઓ કરે, બીકણુ માણુસ ભૂત પીશાચના વિચારો કરે, અને આત્મજ્ઞાનીને ઇશ્વરના અદભૂત કાર્ય સંબંધી વિચારો થઇ આવે તો તે દરેકને તેમના વિચારો પ્રમાણે ભાસ થાય તે સ્વાભાવિક છે.

કુદરતના પારિવર્તનના નિયમથી નદીઓના પ્રવાહ બદલાઇ ગયા, શહેરોનાં મેદાન અને મેદાનનાં શહેરો થઇ ગયાં. છતાં આ-પણે ભારતવાસીઓ કાળ અને સંજોગોને પ્રતિકૂળ હાનીકારક રૂઢી-ઓને બદલતા નથી !!

**કલંદરનો રોજો** 'કાલા'આમથી શહેર તરફ આવતાં કાબુલ બાગ નામનો પુરાતન બગીચો આવે છે. જલાલુદીન બાદશા-હનાં વખતમાં 'શરફુદીન બુઆલીશાહ કલંદર' ફકીર થઇ ગયા. તેમની કબર શહેરની અંદર છે. જેને શાહકલંદરનો રોજો કહે છે કલંદર પરમજ્ઞાની હતા. તેમના ભકતો તેમને 'ખુદા' ની જેમ માની તેમના ઉપદેશ 'અનલહક' નું આચરણુ કરતા હતા. કલંદરની કબરને ફરતો સંગેમરમરનો કઠેરો છે તેની છત અને સ્તંભની અંદર કીમતી છીપોના ટુકડા જડેલા હતા. તેમાંના ઘણાં ખરા ઉપડી ગયેલાં છે. છત અને દીવાલો ઉપરનું સોનરી રંગવાળું ચીત્રકામ આકર્ષક છે. ચોકની અંદર કાળા પીળા અને સફેદ આરસ જડેલા છે. આ શિવાય કીમતી સેતુનના ચાર આખા સ્તંભ છતના આધાર માટે મુકેલા છે અને બે સ્તંભને સીધા કાપી દિવાલોના ખૂણામાં ચણી દીધેલા છે. દરેકની ઉંચાઇ સવાત્રણુ હાથની છે. આ સ્તંભોની કીંમત દસ લાખ કરતાં વધુ અંકાયેલી છે.

શહેરની ઉત્તરે મરાઠાઓએ સ્થાપિત કરેલું દુર્ગાદેવીનું મંદિર છે. પાણીપત ઉંચી જમીન ઉપર વસેલું છે. તેની ચારે તરફ સાધા-રણુ ઢોળાવ હોવાથી દુરથી સુશોભિત દેખાય છે. હવાપાણી સારાં છે.

ત્રીસથી બત્રીસ હજારની વસ્તી છે. અહિં ઉનની ધાબળીઓ સારી બને છે. શહેર વચ્ચે રામચંદ્રજીનું મંદિર છે. પંદર વર્ષ ઉપર મંદિરની મરામત કરતાં જમીનમાંથી મરાઠી ભાષામાં લખેલા કેટલાક કાગળો મળી આવેલા હતા.

## હરદ્વાર.

પાણીપતથી સહરાનપુર થઇને હરદ્વાર જવાય છે. સહરાનપુરથી 'લકસર' આવતાં વચ્ચે 'રૂરકી' સ્ટેશન આવે છે. રૂરકી આગળ ગંગાનું દ્રશ્ય જોવાલાયક છે. લકસરથી એક કલાકમાં હરદ્વાર આવે છે. આજદીન સુધીમાં બેત્રણ વખત આ પુણ્ય ક્ષેત્રમાં આવી ગયો હતો. અહિં ગંગાના મુખ્ય ઘાટને 'હરકી પેઢી' કહે છે. આ જગાએ નદીના વહેતા પાણીને એક તરફ વાળી ઘાટ બાંધ્યો છે તેને બ્રહ્મ કુંડ કહે છે. આ કુંડમાં યાત્રીઓ મનુષ્યનાં હસ્તિ નાખે છે. તે શિ. વાય ચોખા, પુષ્પ ઇત્યાદી ચીજો નાખી ગંગાના પવિત્ર જળને અ-સ્વચ્છ કરી મુકે છે. અહિં રહેતાં વાંદરાં યાત્રીઓને બહુ પજવે છે. કોઇથી ડરતાં નથી. ખાવાની લાલચે ગાફલ રહેતા માણસોની કીમતી ચીજ ઉઠાવી લઇ જઇ તેને ફાડી ફેંકી દે છે. એક દિવસ નદીમાં સ્નાન કરતા એક યાત્રીનું કુડતુ લેઇ જઇ તેમાંની સો રૂપીઆની નોટો ફાડી પાણીમાં ફેંકી દીધી અને કપડાને પણ ફાડી ફેંકી દીધું. આવું ઘણું નુકશાન કરી ત્રાસ ઉપજાવે છે! રેલવે સ્ટેશન ઉપર જ્યારે ટ્રેઇન આવે છે ત્યારે ઘણાં વાંદરાં ભેગાં થઇ જાય છે અને લાગ ફાવે તો ગાડીમાં પેસી જઇ ખાવાની ચીજો લઇ જાય છે. પુણ્યને નામે વાંદરાંને ચણા વગેરે નાખી તેમને વધુ ઉપદ્રવિત બનાવનાર આપણાજ યાત્રીઓ છે!

હરદ્વારથી બે માઇલ ઉપર કનખલ ગામ છે. કનખલથી છ માઇલ દુર ગંગાના કીનારે વિશ્વવિદ્યાલય છે. એક દિવસ સવારે આ વિદ્યાલય જોવા નિકળ્યો કનખલ સુધી ઘોડા ગાડીનું સાધન છે. આગળ વાહન જવાનો રસ્તો નથી. રસ્તે ગંગાની ત્રણ નહેરો આવે છે

તેના ઉપર હોડીયાં મુકી કાચા પુલ બાંધેલા છે. તે પછી એકાદ બે માઇલના જંગલમાં થઇને ગુરૂકૂળ જવાય છે. રાત્રીના વખતે આ જંગલમાં હિંસક પ્રાણિનો ભય રહે છે. ગુરૂકૂળ એક મોટા વિસ્તારમાં બાંધેલો આશ્રમ છે. અહિં યાત્રીઓ માટે એક ધર્મશાળા છે.

આ વિદ્યાલયમાં બ્રહ્મચારીઓના હાથે દોરેલાં ચીત્રો છે. એક બ્રહ્મચારી ઉપર ચિત્તાનો હુમલો થતાં તેણે એકજ ગેડીથી ચિત્તાનો સંહાર કરેલો. આ દ્રશ્ય સૌથી આકર્ષક લાગ્યું. અહિંના અધ્યાપકો પોતાના નિર્વાહ પુરતો પગાર લઇ સંસ્થાની સેવા કરે છે. અહિં તથા કન્યા મહાવિદ્યાલયમાં બ્રહ્મચર્યના નિયમોનું સારૂં પાલન થાય છે. સ્ત્રી વર્ગને એકદમ અંદર જવાની પરવાનગી હોતી નથી. આવોજ નિયમ કન્યા મહાવિદ્યાલયમાં પુરૂષો માટે છે. ૨૫ વર્ષ સુધી બ્રહ્મચર્ય પાળવાનું ફરજીયાત છે. વેદની આજ્ઞા પ્રમાણે ચારે વર્ણના બાળકોને આ સંસ્થામાં દાખલ કરવામાં આવે છે.

હરદ્વારની દક્ષિણે જ્વાલાપુરના રસ્તે ઋષિકૂળ છે. અહિં માત્ર બ્રાહ્મણ ક્ષત્રી અને વૈશ્યનેજ દાખલ કરવામાં આવે છે. પ્રભુ પરાયણ જીવન ગાળનાર ઋષિઓ કદી આવો ભિન્નભેદ ગણતા નહોતા.

હરદ્વારથી ૧૩ માઇલ ઉત્તરમાં ઋષિકેશ અને તેથી આગળ લક્ષ્મણઝુલા એ બે પવિત્ર સ્થળો છે. અહિંથી આગળ બદ્રિનારાયણ જવાય છે. બદ્રીનારાયણ ૮૦ માઇલ દુર છે.

## ડેહરાડુન અને મસુરી

હરદ્વારથી ડેહરાડુન ૯૦ માઇલ છે. હરદ્વાર છોડયા પછી કેટલાક ઘીચ જંગલમાં પસાર થતી ગાડી એક મેદાનમાં થઇને ડેહરાડુન જાય છે. ડેહરાડુનમાં ગોરૂં લશ્કર રહે છે. બજારના રસ્તાઓ એટલા બધા સારા ન કહેવાય પણ શહેર બહારના રસ્તાઓ પહોળા સુઘડ, આસપાસ સુંદર ઝાડોની ઘટા અને લીલાં ઘાસનાં મેદાનોથી રમણીય લાગે છે. અહિં રાજકુંવરો માટે રૉયલ ઇન્ડીયન મીલીટરી કૉલેજ છે.

૧૫

ડેહરાડુન ઉત્તમ ચોખાના પાક માટે પ્રખ્યાત છે. અહિંથી થોડે દુર હિમાલયના તપોવનમાં થતા ચોખા આખા ભારતખંડમાં સૌથી શ્રેષ્ટ ગણાય છે.

ડેહરાડુનથી ૧૩ માઇલ દુર હિમાલયનાં પહાડ ઉપર આવેલા રમણીય સ્થાનને મસુરી કહે છે. રેલ્વે સ્ટેશનથી સાતેક માઇલ સુધી વાહનો જાય છે. પછી પહાડ ઉપર ચઢવું પડે છે. કમજોર માણુસોને મજુર લોકો ડોલીમાં બેસાડી લઈ જાય છે. મસુરીનાં હવાપાણી સારાં છે. શિયાળામાં ડેહરાડુન અને મસુરી વચ્ચે બરફ પડતો હોવાથી રસ્તો ચાલવા લાયક રહેતો નથી. મસુરીથી ત્રણ ગાઉ ઉપર એક ઝરણ છે, જેના પાણીમાં ત્રણ દિવસ સુધી શરીરનો કોઈ પણ ભાગ બોળી રાખ્યો હોય તો તેટલો ભાગ નિર્જીવ થઈ પત્થર જેવો થઇ જાય છે. આ જળને શીલોદક કહે છે. હિમાલયમાં આવાં ઘણાં ઝરણો છે. કોઈ ઝરણનું પાણી ૨૪ કલાકમાં, કોઇ ત્રણ કલાકમાં તો કોઈ તુરતજ અસર કરે છે.

## મુરાદાબાદ.

ડેહરાડુનથી પાછા ફરી લકસર થઈને મુરાદાબાદ ગયો. મુરાદાબાદ સંયુક્ત પ્રાંતનો જીલ્લો ગણાય છે. અહિં શાકભાજી પુષ્કળ થાય છે. તોલમાં ૧૦૦ રૂપીઆભારનો શેર ગણાય છે. આ જંકશનથી દીલ્હી અને ચંદૌસી જવાની શાખાઓ નીકળેલી છે. ‘ રોહીલ ખંડ અને કુમાઉન રેલવે ’ પણ અહિંથી જોડાય છે.

આ શહેરમાં પીતળનાં વાસણો ઉપર પકકી કલાઇનું કામ ઘણુંજ સફાઇ બંધ થાય છે. ઘણાં વર્ષો સુધી ટકે તેવી આ કલાઇવાળાં વાસણોમાં જોતાં અરીસાની જેમ આપણું પ્રતિબિંબ દેખાય છે. કેટલાંક સફાઈદાર વાસણો જોતાં ચાંદીનાંજ હોય એમ લાગે છે. આવી કલાઈનું કામ ભીલવાડા, નીમચ અને રામપુરમાં પણ થાય છે. પણ અહિંનું કામ સૌથી ઉત્તમ છે. આખા હિંદમાં મુરાદાબાદ તેને માટે પ્રસિદ્ધ છે.

કલઈદાર અને સાદાં વાસણો ઉપરનું નકશીકામ પણ અહિં બહુ ઉંચા પ્રકારનું થાય છે. કારખાનાઓમાં સાધારણ નકશી કામ તો નાની ઉમ્મરના છોકરાઓ કરે છે. બારીક નમુનેદાર કામની અંદર જાતજાતના રંગ પુરવામાં આવે છે, તેવું કામ કેળવાયલા માણસો કરે છે. આવાં વાસણો ઇજીપ્ત, અરબસ્તાન, ઇરાન વગેરે દેશોમાં જાય છે. આ માલ ઉપર તેની મૂળ કીંમત જેટલી જકાત રાખવામાં આવી છે છતાં પરદેશથી તેની ઘણી માગણી રહે છે. પૂર્વે ભારતના તમામ હુન્નરો આવા ઉત્તમ પ્રકારના હતા, પરદેશમાં તેની પુષ્કળ ખપત થતી હતી. તેની સાબીતી માટે આ શહેરમાં ચાલતો હાલનો ઉદ્યોગજ બસ છે. આપણા દેશમાં આવાં ઉત્તમ વાસણો બનતાં છતાં આપણને એલ્યુમીનીઅમ જેવી નુકશાનકારક ધાતુનાં અને શોખની ખાતર જરમનસીલ્વર જેવી કાટખાઉ ધાતુનાં વાસણો વાપરવાની ઇચ્છા થાય એ ઓછું શરમ ભરેલું નથી.

એક વખત એવો પણ હતો કે કાશ્મીરની શાલો અને ઢાકાનું મલમલ વાપરવા માટે આખો ફ્રાન્સ દેશ ગાંડા જેવો થઇ ગયો હતો. અને જેથી તે દેશનું દ્રવ્ય પરદેશ ઘસડાઇ જતું અટકાવવા માટે ત્યાંની સરકારે તેવા કાપડ ઉપર ભારે જકાત નાખી હતી. છતાં ફ્રાન્સની શોખીન પ્રજા કોઇ પણ ભોગે હિંદુસ્તાનનું કાપડ વાપરતાં અટકી નહિ. છેવટે તે કાપડ વાપરનારને સજા કરવાનો કાયદો રચાયો. પરિણામે તે દેશની આબાદી સચવાઈ રહી.

આવોજ મોહ ભરતખંડને આજે પરદેશી કાપડનો થયો છે. વર્ષો થયાં આર્થિક અને નૈતિક સ્થિતિથી રીબાતા હિંદને માટે ફ્રાન્સ દેશના જેવા ઇલાજો લેવામાં આવતા નથી પણ તેથી ઉલટું સ્વદેશી કાપડ (ખાદી) પહેરનારને સજા કરવાના જો હુકમી કાયદાનો અમલ કરવામાં આવે છે!! પૂર્વે મોગલ બાદશાહો હિંદ ઉપર સામ્રાજ્ય ચલાવતા હતા તેઓ પણ પરદેશી જ હતા. પણ તેઓએ હાલની સુધરેલી કહેવાતી પશ્ચિમની રાજનિતી નહોતી

ધારણ કરી. તેમણે હિંદને જ પોતાનો દેશ માની રાજ્ય સ્થાપ્યું હતું. હિંદની આર્થિક સ્થિતિ ઉપર તેમણે કાપ મુકયો નહોતો. હિંદના કોઈ પણ હુન્નર ઉદ્યોગનો નાશ કર્યો નહોતો પણ ઉલટા દેશી ઉદ્યોગને ઉત્તેજતા હતા. આજ કારણને લઇને તે જમાનામાંહાલની જેમ આખા ભરતખંડમાં નૈતિક સ્થિતિ બગડવા પામી નહતી. હાલ હિંદ એવી હાલતમાં સપડાઇ ગયું છે કે જોનારને જ્યાં જુએ ત્યાં તેના ગુણ કરતાં દોષોજ નજરે પડે છે. આથીજ ઉપર ઉપરથી અવલોકન કરનાર પરદેશી મુસાફરો વગર વિચારે વગર શોચે હિંદના માનસ જીવન વિષે ટીકા કરે છે. પણ તેનાં મૂળ કારણો ભાગ્યેજ કોઇ તપાસી જોવા તસ્દી લેતા જણાય છે. આવા પ્રવાસીઓમાંની એક સને ૧૯૨૫–૨૬માં આવેલ મીસ કેથેરીન મેયોએ પોતાના "મધર ઇન્ડીઆ" નામના પુસ્તકમાં હિંદુસ્તાનની કેવળ બદબોઇજ કરી છે. જેઓ હિંદના પ્રવાસ વખતે હિંદીઓના નિકટ પરિચયમાં આવે છે તેમનેજ હિંદવાસીઓના સાચા ગુણોનો અનુભવ થાય છે. તેવા પ્રવાસીઓ મૂખમાંથી કદી હિંદ વિષે બુરૂં બોલતા નથી પણ ઉલટા તેમની કલમથી મુક્ત કંઠે હિંદનાં વખાણ કરી હિંદની સેવા કરી માને છે.

અત્યારે હિંદના એક છેડાથી બીજા છેડા સુધી ફરી વળતાં ભૂખમરો અને તેમાંથી ઉત્પન્ન થતી માનસ જીવનની દુર્બળતા શિવાય બીજું કંઇ જોવામાં આવતું નથી. વળી એ દુર્બળતાના પ્રતાપે વેપાર ધંધામાં અનિતીનાં બીજ ફુટી નીકળેલાં દેખાય છે. આ બધાનું કારણ જોતાં દેશમાંથી હણાઇ ગયેલા હુન્નર ઉદ્યોગને પરિણામે ઉભી થયેલી બેકારી છે. જો આવું ન હોત તો હજી પણ આ દેશમાં પરમ દયાળુ પ્રભુની કૃપાથી દરવરસે અનાજ પાણી પુષ્કળ પ્રમાણમાં નિપજતું છતાં દિવસે દિવસે તે મોઘું વેચાય છે. અને સેંકડો માણસોને એક વખત પુરતું પણ અનાજ ખાવા મળતું નથી તેવી સ્થિતી નહોત. સંવત ૧૯૫૬ ના ભારે દુષ્કાળ વખતે એક રૂપીઆનું સવાશેર ઘી વેચાતું હતું ત્યારે લોકો હબકી જતા હતા. પણ નવાઇ પામવા જેવું એ છે કે

હાલ વગર દુષ્કાળે પણ રૂપીઆનું સવાશેર ઘી મળતું નથી. આજ પ્રમાણે બીજા અનાજ પાણીના ભાવ સમજી લેવા. આમાં એક અગત્યની વસ્તુ તો એ જોવાની છે કે છપ્પનના દુષ્કાળ જેવી સ્થિતિમાં પણ ઘી વગેરે ખાનપાનની ચીજો સેળભેળ વિનાની મળતી. જ્યારે હાલ સુકાળ કહેવાતા સમયમાં હિંદનાં બાળકોને ખાદ્યખોરાકીની શુદ્ધ ચીજો મળતી નથી!

આ પૂણ્યવાન ભૂમિ જે કોઈ તેનો અતિથી બન્યો તેને પોષતી આવી છે. પણ અત્યાર સુધી તેને એવો કોઇ અતિથી મળ્યો નહોતો કે જેના ઉપર ભરોંસો રાખી તેને પોષ્યો હોય એજ અતિથીએ તેનું સત્યાનાશ વાળ્યું હોય. આવો એકજ અતિથી મળ્યો અને તે બ્રિટન, જેને માટે પશ્ચિમના સજ્જને શું ઉદ્ગાર કાઢયા છે? "ભારતે જેના ઉપર વિશ્વાસ રાખી જેનું રક્ષણ મેળવ્યું તેણેજ તેનું ગળું કાપ્યું." (વીલ્સન.)

મોગલ સામ્રાજ્યમાં બહારનો આડંબર નહોતો. તેઓ હાલની સરકારના જેવા શહેર સુધારા નહોતા કરી શકયા. આજકાલ ભરતખંડમાં જ્યાં જોશો ત્યાં દેશી રાજ્યોમાં પણ શહેર સુધારા પેઠા છે. શહેરોમાં પાણીના નળની યોજના કરી, રસ્તાઓની બાજુમાં બાગબગીચા અને હોજ ફુવારાથી શહેરો દીપાવવાની કોશીષ થતી જોવામાં આવે છે! પરંતુ પ્રજાની હાલત કેવી રીતે સુધરે તેવા ઇલાજ ભાગ્યેજ લેવાય છે. આ જગતમાં પત્થરની ભવ્ય ઇમારતો કરતાં જ્ઞાન રૂપી કીર્તિની ઇમારતો તો રાજા ભોજ અને વિક્રમજ મુકી ગયા છે.

## દીલ્હી અને આગ્રા.

મુરાદાબાદથી થોડે દુર બાંસબરેલી આવેલું છે. બાંસબરેલીમાં વાંસની નીપજ ઘણી થાય છે. બરેલીથી રોહીલખંડ કુમાઉન રેલવેમાં કાસગંજ થઇને આગ્રા જવાય છે. બીજો રસ્તો મુરાદાબાદથી દીલ્હી

થઇને છે. મુરાદાબાદથી દીલ્હી જતાં વચ્ચે ગંગાના કીનારે ઘડમુકતે-શ્વર તિર્થક્ષેત્ર આવે છે.

**દીલ્હી**ની ઉત્તરે પંજાબ, દક્ષિણે મધ્ય પ્રાંત, પૂર્વે સંયુક્ત પ્રાંત અને પશ્ચિમે મારવાડની હદ આવેલી છે. બહુ પુરાતન કાળથી ભરત-ખંડની રાજધાની ગણાતા આ શહેરનું આજ સુધીમાં બાર વખત પરિવર્તન થયું છે. શાહજહાંનનું વસાવેલું હાલનું દીલ્હી શહેર બારમી વખત વસેલું છે. હાલની સરકારે આઠ વર્ષથી ૧૩ મું દીલ્હી શહેર વસાવવા માંડયું છે જેને ઇમ્પીરીઅલ દીલ્હી કહે છે. આનુતન દીલ્હી હાલના દીલ્હી શહેરથી ત્રણ માઇલ દુર છે. અહિં પાર્લામેન્ટ હાઉસ બંધાય છે. આ ભવ્ય ઇમારત બાંધવામાં ઘણાં યંત્રો અને તેને લગતો સામાન લાવવા માટે 'ઇમ્પીરીઅલ દીલ્હી રેલવે' નાખી છે. ઇંદ્રપ્રસ્થને પુરાણા દીલ્હી કહે છે. પુરાતન દીલ્હીમાં ઘણે દુર સુધી પ્રાચિન ઇમારતો આવેલી છે. આ ઇમારતોમાંની પુરાતન વેધશાળા ઇમ્પીરી-અલ દીલ્હીના રસ્તાઓની વચ્ચે આવેલી છે.

વેધશાળામાં પૃથ્વી ચંદ્ર અને બીજા ગ્રહોની ગતિમાં થતા ફેર-ફારો અને તેના ઉપરથી ઘડી, પળ, નક્ષત્ર જાણવા માટે યંત્રો બ-નાવેલાં છે. એક યંત્રમાં દિવસના બાર વાગતા સુધીનાં સૂર્યનાં કીરણો ઉપરથી વખતનું માપ કાઢી શકાય છે. અને બીજા યંત્રમાં બાર વાગ્યા પછી સૂર્યાસ્ત સુધીમાં પડતાં કીરણોથી વખત જોઇ શકાયછે. સપ્તઋષિ ઉપરથી રાત્રીનો વખત જાણવા માટેનું યંત્ર છે. સૂર્ય તથા ચંદ્ર ગ્રહણ જાણવાના યંત્રને કર્કરાશીવલય યંત્ર કહે છે.

એક જગાએ પાણીનો હોજ બનાવેલા છે. તેની અંદર મેઘ ધનુષનું યંત્ર ગોઠવેલું છે. આ યંત્રથી વરસાદ કેટલા દોકડા પડયો તે જાણી શકાય છે. હોજ ઉપર ૬૦ ફુટની ઉંચાઇએ સૂર્યના તાપ ઉપરથી ઘડી પળ જાણવાનું યંત્ર છે. પૂર્વ દિશામાં રાશી, નક્ષત્ર મુહુર્ત તથા હસ્તરેખા ઉપરથી જન્મોત્રી કરવાનું યંત્ર છે. યંત્રની વચ્ચે લોખંડનો એક સ્તંભ છે તેની છાયા ઉપરથી નક્ષત્ર જાણી શકાય છે.

રામયંત્રની વચ્ચે પત્થરનો ગોળ સ્તંભ છે તેના ઉપર સૂર્યનો પ્રકાશ પડતાં, યંત્રમાં દર્શાવેલી ૩૦ નિશાનીઓ મહિનાના ત્રીસ દિવસનું માપ જણાવે છે. રાત્રી તથા દિવસનાં યંત્રો જુદાં જુદાં છે. રાત્રીના યંત્રમાં શુકલપક્ષ અને કૃષ્ણપક્ષ પ્રમાણે તેને ફરતી ગોળાકાર દીવાલ અડધી બંધ તથા અડધી બીલકૂલ ખૂલ્લી રાખવામાં આવી છે.

યુરોપીઅન મુસાફરો આ યંત્રોના ફોટા લઇ જાય છે. યંત્રોની આકૃતિઓ અને તેના ઉપર કાઢેલા અક્ષાંશ રેખાંશની રચના એવી છે કે જેને અભણ લોકો જંતરમંતર કહે છે. ઇ. સ. ૧૭૧૦માં જયપુરના મહારાજા સવાઇજયસિંહજીએ આ વેધશાળા બંધાવી હતી. ૧૯૧૦માં મહારાજા મધોસીંગે મરામત કરાવી. પણ હાલ તેનો ઉપયોગ થતો નથી.

હાલ ભરતખંડમાં પાશ્ચાત રીતીથી ચાલતી વેધશાળા (obser vatary ) સીમલામાં છે. પાશ્ચાત કેળવણીથી આપણી પુરાતન કળાનો નાશ થતો ગયો છે. આજકાલનાં એરોપ્લેન ઉડતાં જોઇને આપણે તાજુબ થઇ જવાની જરૂર નથી. 'ઋગવેદાદિભાષ્ય ભૂમિકા' માં રાજાએ રાજ્ય અને રૈયતના રક્ષણ અર્થે જમીન, હવા અને દરિયામાર્ગે ચાલી શકે તેવાં વાહનો બનાવરાવી તેની યોજના કેવી રીતે કરવી વગેરે સંપૂર્ણ બ્યાન દર્શાવેલું છે. તે ઉપરથી જણાય છે કે પૂર્વે આપણે અહિં એવાં વાહનો બનાવવામાં આવતાં હતાં.

ઇંદ્રપ્રસ્થમાં પુરાતન કીલ્લો છે. જેની પૂર્વપશ્ચિમ તથા દક્ષિણે એમ ત્રણ દરવાજા છે. દરેક દરવાજાને ઉપર નીચે બે માળ બાંધેલા છે. દરવાજા આગળ કીલ્લાની સપાટી નીચે સુરંગ રાખવાની જગા હતી. હાલ તે પુરાઇ ગયેલી છે. કીલ્લાની વચ્ચે જ્યાં પાંડવોની ગાદી હતી ત્યાં શેરશાહ બાદશાહે મસ્જીદ બંધાવી છે. તેની પૂર્વમાં દોઢસો ફુટને અંતરે પાંડવોનો યજ્ઞકુંડ હતો, આ જગાએ હુમાયુએ પુસ્તકાલય બંધાવ્યું હતું. આ પુસ્તકાલયની સીડી ઉપરથી પડી હુમાયુ મરણ પામ્યો

હતો. બ્રાહ્મણોએ કીલ્લાના મેદાનમાં કુંતા માતાનું મંદિર પાછળથી બનાવી તિર્થક્ષેત્રનું નામ આપી રોજી મેળવવાની યુક્તિ ઘડી કાઢી છે!

પુરાણા કીલ્લાથી એક માઇલ ઉપર હુમાયુની કબર છે. ઇ. સ. ૧૫૬૫માં હુમાયુની સ્ત્રી હમીદાબાનુ બેગમે પંદર લાખ રૂપીઆ ખર્ચી આ કબર બંધાવી છે. આ વિશાળ કબરની અંદર બાદશાહી કુટુંબનાં ૧૭૫ કરતાં વધુ માણસો દાટવામાં આવેલાં છે. દીલ્હીના છેલ્લા મોગલ બાદશાહ બહાદુરશાહની કબર પણ આની અંદરજ છે.

'નિઝામુદ્દીન ઑલીયા'ની કબર અહિંથી થોડેજ દુર છે. આ કબર ઉપર સોનેરી રંગનું નકશીકામ કરેલું છે. તેની છતચંદનનાં લાકડાથી જડેલી છે ચારેગમ શાહમૃગનાં ઇંડાં ટાંગેલાં છે. ઘણાં વર્ષોનું આ કામ અદ્યાપી પર્યંત નવા જેવુંજ લાગે છે. પાસે અલાઉદ્દીન બાદશાહે નિમાજ પડવાની ઇમારત બાંધેલી છે તેના ઘુમટની વચ્ચે સુવર્ણનું છત્ર ટાંગેલું છે. ઘુમટની અંદર કુરાનના કલ્મા અરબી ભાષામાં કોરી કાઢેલા છે. પાસે શાહજહાંનની દીકરી આરા બેગમ તથા જહાંગીર બાદશાહની કબરો છે. તેની આસપાસ પત્થરની દીવાલો અને તેની અંદર બારીક કોતરકામવાળી સુંદર જાળીઓ બનાવેલી છે. આ બધી જગા મોટા વિસ્તારવાળી છે, તેની વચ્ચે એક કુદરતી ઝરણુ છે. અહિ વર્ષમાં બે વખત મોટો મેળો ભરાય છે.

અહિંથી કુતુબમીનાર છ માઇલ દુર છે. દીલ્હીથી અગીઆર માઇલ દુર છે. કુતુબમીનાર પાસે કુતુબ નામનું ગામ છે. મીનારાની આસપાસ ફરતો જુનો કોટ છે. કોટની બહાર બે હિંદુ ધર્મશાળાઓ છે. દીલ્હીથી ઘોડાગાડી અને મોટરમાં આવનાર એકજ દિવસમાં બધાં સ્થળો જોઇ શકે છે. જેને બારીક અવલોકન અર્થે રહેવું હોય તેને માટે ઉપરની ધર્મશાળાઓમાં રહેવાની સગવડ છે.

કુતુબની ઉંચાઇ ૨૫૦ ફુટ છે. પહેલો માળ ૧૫૬ પગથીયાંનો છે. મુંબઇનાં ત્રણ ચાર માળનાં મકાનોના જેટલી ઉંચાઇનો આ

એકજ માળ છે. મીનારા ઉપર ચઢવા માટે ૩૭૬ પગથીઆંની ગોળાં-કાર સીડી છે. છઠ્ઠો અને સાતમો માળ હાલ ઉતારી લીધેલા છે. છેલ્લા માળની છત્રી ઉપર વિજળી પડવાથી ખંડિત થતાં કુતુબ મસ્જીદમાં મુકવામાં આવી છે. દરેક માળના પત્થરોને ગોઠવવાની રચના ભીન્ન ભીન્ન પ્રકારની છે. ત્રીજે માળે આરસના પત્થરને કાપીને ચણેલા છે. પાંચમા માળે પીત્તળનો કઠેરો બાંધેલો છે. અહિંથી જોતાં દુર દુર સુધીની જમીન ઉપરનાં વૃક્ષોનું દશ્ય સુંદર દેખાય છે. નિચે માણસોનું કદ બહુ નાનું દેખાય છે.

કુતુબમીનાર પાસે સપ્ત ધાતુનો એક સ્તંભ છે. ચોથા સકામાં ચંદ્રગુપ્ત રાજાએ હિંદના તમામ ભાગમાં બાહુબળથી જીત મેળવી હતી. તેની યાદગીરીમાં આ સ્તંભ ઉભો કરવામાં આવ્યો હતો. દોઢ હજાર વર્ષ ઉપર બનાવેલા આ સ્તંભને નથી લાગ્યો કાટ કે નથી કોઇથી ખંડીત થઈ શકયો. સ્તંભની નીચે અગ્ની સળગાવી ધાતુઓનું પૃથ-કકરણ કરવા પ્રયત્ન કરેલો હોવાથી કેટલોક ભાગ ખડબચડો થઇ ગયો છે. મુસલમાન બાદશાહોએ સ્તંભની આસપાસની પ્રાચિન ઇમા-રતોનો નાશ કરી તે જગાએ નવી ઇમારતો બંધાવી છે. તે ઉપરથી જણાય છે કે કીર્તિસ્તંભનો પણ નાશ કરવા પ્રયત્ન કરેલો પણ તેમ બની શકયું નથી. ભરતખંડમાં રસાયણ વિદ્યા કેટલી પ્રબળ હતી તેની સાબીતી માટે આવા પ્રાચીન કારીગરીના નમુનાજ બસ છે.

હાલના દીલ્હીની ઉત્તરે યમુનાના કાંઠા ઉપર બાદશાહી કીલ્લો છે. અંદર પેસતાં પહોળો રસ્તો આવે છે. તે પછી ખુલ્લું મેદાન આવે છે. સામે દિવાને આમ ( દરબારગૃહ ) છે. જેમાં સંગેમરમરનું ઉંચું ન્યાયાસન છે. નીચેના ભાગમાં એક આસન વઝીરનું છે. 'દિવાનેઆમ' ની પાસે મોતી મસ્જીદ છે. તેની પાસે સ્નાનગૃહ બાંધેલું છે. જેની અંદર આરસની સુંદર પહોળી નીકોની અંદર માછલીઓ કોરી કાઢેલી છે. આ માછલીઓ ઉપર કીમતી રત્નો જડયાં હતાં. નાદીરશાહ અને મરાઠાઓ દીલ્હીની લુંટમાં રત્નો કાઢી લઇ ગયા.

સ્નાનગૃહમાં એક નાનો હોજ બાંધેલો હતો. તેની અંદર છેક નીચે એક રોશની કાયમ બળતી રાખવામાં આવતી હતી. જેના ઉપર એક કાચનો ગોળો મુકવામાં આવ્યો હતો. રોશનીની ગરમી એવી હતી કે હોજમાંનું પાણી ગરમ થઇ એક નળવાટે સ્નાન ગૃહમાં જતું હતું. સ્નાનગૃહોનું પાણી ઉપર બતાવેલી આરસની નીકોમાંની રત્ન-જડીત માછલીઓ ઉપર થઇને વહેતું વહેતું બહાર જતું હતું. આ બધું હિંદુસ્તાનની પુરાતન કારીગરીને આભારી છે.

અહિંથી પૂર્વ તરફ એક મોટો હૉલ છે તેની અંદર મયુરાસન રાખવાની આસરની એક ચોરસ વેદી છે. આ હૉલની દીવાલો, તેના થાંભલા, અને છત ઉપરની કારીગરી વિષે તો તે વખતે જેણે જોયું હોય તેજ તેનું વર્ણન કરી શકે. કારણ કીમતી ચીજોની જગાએ હાલ કંઇજ નથી. અહિંઆં અરબી ભાષામાં લખેલું છે કે " દુનિયાનું સ્વર્ગ તે અહિંજ છે. અહિંજ છે, અહિંજ છે.

કીલ્લાની અંદર એક બાજુએ વાયરલેસ ટેલીગ્રાફ અને બીજી બાજુ સંગ્રહસ્થાન છે. સંગ્રહસ્થાનમાં છેલ્લી લડાઇમાં જર્મની તુર્ક-સ્તાન અને ફ્રાન્સના રાજ્યોના તોપના ગોળા, એરોપ્લેન તથા બખ્તર વગેરેના નમુના રાખવામાં આવ્યા છે.

શહેરમાં જુમામસજીદ પણ શાહજહાંને દસ લાખ રૂપીઆ ખર્ચ કરી બંધાવેલી છે. જમીનથી દસ ફુટ ઉંચે પત્થરનો વિશાળ ઓટલો બાંધી તે ઉપર ૨૦૦ થી ૧૦૦ ફુટની લાંબી પહોળી મસજીદ બાંધેલી છે. બન્ને બાજુના મીનારા લગભગ સવાસો ફુટ ઉંચા છે. સામે એક ચોગાન છે, મધ્યમાં હોજ છે. કેટલાક ભાગમાં સફેદ આરસના પત્થ-રોની અંદર સુંદર કાળા પત્થરના ટુકડા જડેલા હોવાથી સુશોભિત લાગે છે.

શહેરના રસ્તાઓમાં સ્ટેશન રોડ અને ચાંદનીચોકના રસ્તા પહોળા અને દેખાવડા છે. ચાંદની ચોક અને સ્ટેશન વચ્ચે એક મોટો બાગ છે તેની અંદર પણ ગાડી ઘોડા જવાના સુંદર રસ્તાઓ

છે. આ બાદશાહી શહેરનો વેપાર ધમધોકાર ચાલે છે. તંબાકુ કતરામાં જથાબંધ માલના વેપારીઓ બેસે છે.

અહિંનું રેલવે સ્ટેશન ભવ્ય અને દેખાવડું છે. જી. આઇ. પી. ઇ. આઇ. બી. બી. સી. આઇ. એન ડબલ્યુ. એ ચાર મોટી લાઇનોનો આ જંકશને સંગમ થાય છે. એકંદરે દસ મોટાં પ્લેટફોર્મ બાંધેલાં છે. એક બીજા પ્લેટ ફોર્મ ઉપર લગેજ પારસલના દાગીના લઇ જવા માટે લીફ્ટ રાખેલાં છે. અહિંના મજુરો, રેલવેએ ઠરાવેલા દર કરતાં વધુ દામ લેવા માટે મુસાફરોને ઘણા સતાવે છે! કલકત્તા, લાહોર, મુંબઇ, કરાંચી, બનારસ વગેરે સ્થળોએ જવા માટે ટ્રેઇન કયા પ્લેટફોર્મ ઉપર ઉભી હશે તેની એકાએક ખબર પડે તેવું નથી, માટે મુસાફરોએ ઇન્કવાયરી ઑફીસ (પૂછ પરછ કરવાની ઑફીસ)માં પૂછી લેવું જ્યાંથી સર્વ માહિતી મળી રહે છે. આવાં દરેક મોટાં સ્ટેશનો ઉપર તેવી વ્યવસ્થા હોય છે.

ગુજરાત અને દક્ષિણ દેશમાં દીલ્હીના ઠગ વિષે ઘણી કહેવતો ચાલે છે. તેનાં દ્રષ્ટાંત હજી પણ દીલ્હીમાં મળી આવે છે. નિર્દોષ અજાણ મુસાફરને અહિંના રખડતા લોકો મીઠી જબાનથી ભૂલાવામાં નાખી તેમને લુંટી લેવાની કોશીષ કરે છે. માટે મુસાફરે ગાફલ રહેવાની જરૂર નથી. જ્યાં પાયતખ્ત ત્યાંજ આવી સ્થિતિ! આ શહેરમાં હિંદુ અને મુસલમાન ભાઇઓ વચ્ચે ધાર્મિક તહેવારોમાં ઝઘડા થતા રહે છે. હિંદુ કરતાં મુસલમાન ભાઇઓની સંખ્યા કંઇક વધુ છે. બન્ને કોમના લોકો ધર્મને બહાને એક બીજા સાથે વિરોધ કરી કુસંપ વધારી મુકે છે.

કોઇપણ ધર્મના માણસને દુઃખ થાય એવું આચરણ કદી ન કરવું, એ દરેક ધર્મનો સિદ્ધાંત હોય છે. પણ તે સિદ્ધાંતને ગળી જઇ ધર્મને નામે ભયંકર ખૂના મરકી થાય ત્યાં સુધીનું વર્તન વર્તવામાં બન્ને ભાઇઓ પાછી પાની કરતા નથી! હજરત મહમદ સાહેબે કહ્યું છે "જેની જબાન અને હાથથી મનુષ્યની જીંદગી

સહીસલામત રહે છે તેજ ખરો પવિત્ર મુસલમાન છે." હિંદુ ધર્મમાં તો પ્રાણી માત્રને જરા પણ દુભવવું એ મહાપાપ ગણાય છે, પણ ખેદ પામવા જેવું એ છે કે આપણે એક બીજા પોત પોતાની ભુલને કબુલજ કરતા નથી. પરિણામે બન્નેને સહન કરવું પડે છે. આ વિષે ઉર્દુ તીસરી કીતાબમાં એક સેર છે—

"હે બિમારતો લેક[1] બચનેકે કાબીલ[2] જો અપની ખતાકો[3] ખતા જાનતાહે,
મગર એસે નાદાનકા ક્યા ઠીકાના કે જો દર્દહીકો દવા જાનતાહે;
બુરા માનતાહે જો સમજાયે કોઈ બુરાઇકો અપની ભલા જાનતાહે,
વો અંજામકો[4] રોયગા સીર પકડકર નહિ ઈસ્મે ધોકા ખુદા જાનતાહે."

**દીલ્હીથી મથુરા**—દીલ્હીથી જી. આઇ. પી. રેલવેમાં મથુરા જવા નીકળ્યો. દીલ્હીથીજ મુસાફરોની પુષ્કળ ભીડ થઈ ગાડીમાં પગ મુકવાની જગા ન મળે તેવી રીતે માણસો ખીચોખીચ ભરાઇ ગયાં. સદ્ભાગ્યે પાંચ કલાકનીજ મુસાફરી હતી નહિ તો શું હાલ થાત તે કહી શકાતું નથી. ત્રીજા વર્ગના મુસાફરો માટે જી. આઈ. પી. રેલવેની ગાડીઓ એટલી બધી અગવડવાળી છે કે કંઇ વાતજ કરવી નહિ. સાંકડી બેઠકોવાળો લાંબો ડબ્બો જેને માત્ર બે દરવાજા હોવાથી ચડ ઉતર કરવાની મુસાફરોને ઘણી તકલીફ પડે છે. આ રેલવે પહોળા માપની હોવા છતાં નાના માપની ગાડીની બેઠકો કરતાં પણ સાંકડી અને બેઢંગી બેઠકો રાખી છે! દુરનો મુસાફર આરામથી બેસીજ શકે નહિ. હિંદમાં પહોળા માપની રેલવે લાઈનોમાં ત્રીજા વર્ગના મુસાફરોની ગાડીઓ જેટલી બી. બી. એન્ડ સી. આઇ રેલવેમાં સગવડ-વાળી છે તેટલી બીજી કોઇ લાઇનમાં નથી, અને નાના માપની લાઇનમાં સૌ કરતાં વધુ સગવડવાળી ગાડીઓ માત્ર આસામ બેંગાલ રેલવેમાં છે.

મથુરા જંકશન આવતાં ગુંગળામણમાંથી છુટી શહેરમાં ગયો, મથુરા તિર્થક્ષેત્ર વિષે સૌ કોઇ જાણે છે. અહિ પંડયાઓનો ત્રાસ વધારે છે. પૂણ્યક્ષેત્રમાં ધર્મને નામે ધતંગ ચાલતું જોવામાં આવે છે. જ્યાં

૧ પણ. ૨ લાયક. ૩ કસુર, ગુન્હો. ૪ પરિણામ.

તિર્થક્ષેત્ર ત્યાંજ બધી જાતના પ્રપંચ! વેપાર રોજગાર બધાયમાં છેતરપંડી! ભોળા યાત્રીઓને ઠગનાર દલાલો પણ જોવા હોય તો તિર્થક્ષેત્રોમાં!

**વૃંદાવન**—મથુરાથી બે ગાઉ દુર વૃંદાવન છે. વૃંદાવનને તો મંદિરોનું શહેર કહીએ તો ચાલે. અહિં પુષ્કળ મંદિરો છે. રામાનંદી અને વૈશ્નવ સંપ્રદાયનાં બે ભવ્ય અને સુંદર મંદિરો પ્રસિદ્ધ છે. આ ક્ષેત્રમાં આવેલા પ્રેમ મહાવિદ્યાલયનાં દર્શને બહુજ થોડા યાત્રીઓ આવતા હોય એમ લાગે છે. રાજા મહેંદ્ર પ્રતાપનું સ્થાપીત કરેલું આ આદર્શવિદ્યાલય જોવા લાયક છે.

મથુરાથી બી. બી. રેલવેની મીટરગેજ લાઇનમાં અચનેરા થઇને આગ્રા જવાનો ટુંકો રસ્તો છે. આગ્રાને પણ મોગલ બાદશાહોએ પાયતખ્ત બનાવ્યું હતું. આ સ્થળે ઘણીએ વખત આવવાનું થયું હતું. અનુકૂળતાએ અહિંનાં ઐતિહાસીક સ્થળો જોવાનો પ્રસંગ મળ્યો હતો.

**આગ્રા**—આગ્રાફોર્ટ સ્ટેશન પાસે આવેલો બાદશાહી 'કીલ્લો, પશ્ચિમ દીશાએ મોતી મસ્જીદ, શહેરથી છ માઇલ ઉપર સીકન્દ્રાબાદ જ્યાં અકબર બાદશાહની કબર છે, બયાના જતાં ફત્તેપુરસીક્રી અને શહેરની દક્ષિણે ત્રણ માઇલ ઉપર યમુનાના કીનારે તાજમહાલ આવેલો છે. આ સર્વમાં સીકન્દ્રાબાદ, ફત્તેપુરસીક્રી અને તાજમહાલ, અવશ્યે અવલોકન કરવા જેવાં છે. ત્રણેમાં પણ તાજમહાલ સર્વથી શ્રેષ્ટ છે.

**તાજમહાલ**—શાહજહાંન બાદશાહે પોતાની બેગમ મુમતાજમહાલની યાદગીરીમાં કબર બંધાવી, તેના ઉપર લાખ્ખો રૂપીઆ ખર્ચી કીમતી ઇમારત બાંધી તેને તાજમહાલ નામ આપ્યું. પાછળથી શાહજહાંનની કબર પણ આજ ઇમારતની અંદર બાંધવામાં આવી. મુમતાજમહાલની કબર સંગેમરમરની અંદર અદ્ભૂત કારીગરી સાથે કીમતી પત્થરો જડી સુશોભિત બનાવેલી છે. દિવાલમાં રંગદાર મુલ્ય-

વાન પત્થરોને સંગેમરમરમાં જડી વેલ પત્તીઓ અને ફુલોની બારીક નસો તથા કળીઓનો આબેહુબ ચીતાર આપેલો છે. શીલ્પ કળાનો આ શ્રેષ્ટ નમુનો જોતાં પ્રાચિન શીલ્પ શાસ્ત્રીઓની અદ્દભૂત શક્તિ વિષે શંકા રહેતી નથી.

તાજમહાલની પશ્ચિમે ઉપાસના ગૃહ (નિમાજ પઢવાની જગા) બાંધેલું છે. તેમાં એવા સુંદર પારદર્શક પત્થરો જડેલા છે કે જેની અંદર જોતાંજ પ્રતિબિંબિત થયેલો તાજમહાલ દેખાય છે. દુનિયામાં ઉત્તમ કારીગરીના નમુનાઓમાં તાજમહાલની ગણત્રી છે. વર્ષો થયાં બંધાયેલી આ ઇમારત હજી નવીજ લાગે છે.

## આગ્રાથી પ્રયાગ.

આગ્રાથી યમુના ઓળંગી ૧૬ માઈલ દુર જતાં ઇસ્ટ ઇન્ડીઅન રેલવેનું ટુંડલા જંકશન આવે છે. ટુંડલાથી અલીગઢ અને હાથરસ થઇને દીલ્હી જવાય છે. અલીગઢ અને હાથરસ લોખંડના ઓજાર માટે પ્રખ્યાત છે. અલીગઢનાં જેમ તાળાં વખણાય છે તેમ હાથરસનાં છરી ચપ્પુ વખણાય છે.

ટુંડલાથી પૂર્વમાં જતાં ચાર કલાકને રસ્તે કાનપુર આવે છે. આગ્રાથી બી. બી. રેલવેની મીટરગેજ લાઈનમાં મથુરા થઈને કાનપુર અવાય છે. આ રસ્તે હાથરસ સીટી કાસગંજ અને કનોજ આવતાં ગંગા યમુનાની પુષ્કળ નહેરોથી મુસાફરી બહુ ખુશનુમા પસાર થાય છે. ઇ. સ. ૧૯૧૪ના મે માસની રાત્રીએ આ પ્રદેશની મુસાફરી કરતાં કરતાં જે આનંદ આવ્યો છે તે હજી પણ યાદ આવે છે. કાસગંજ અને કનોજ સ્ટેશને તો સુગંધીદાર પુષ્કળ ફુલો વેચાત હોય છે. કનોજમાં તેલ અત્તર સારાં બને છે.

કનોજથી આગળ જતાં માન્ધાતા જંકશનથી બ્રહ્માવર્ત જવાય છે. અહિંઆ વાલ્મિકીનો આશ્રમ હતો. થોડે દુર લોન (તમસા) નદી આવેલી છે.

માન્ધાતા પછી અનવરગંજ થઇને કાનપુર જંકશન જવાય

છે. જી. આઇ. પી. બી. બી. ઇ. આઇ. અને બી. એન ડબલ્યુ. એ ચાર રેલવે લાઇનોનું આ મોટું જંકશન છે. અનાજના વેપાર માટે કાનપુર આખા હિંદમાં પ્રસિદ્ધ છે.

**સંયુક્ત પ્રાંતમાં પડદો**—કાનપુર શહેર આગળ ગંગાનો પ્રવાહ જોશમાં વહે છે, પૂર્વે અનિચ્છાએ સતિ થવાના રીવાજને લઇને કેટલીએ નિર્દોષ બ્હેનોને બળાત્કારે આ પ્રવાહમાં ડુબાડી દેવામાં આવતી હતી! આ ઘાતકી રીવાજ નાબુદ કરવા માટે રાજા-રામ મોહનરાય અંતઃકરણથી પરિશ્રમ ઉઠાવી રહ્યા હતા. તેમની મદદ-થી લોર્ડ વિલીયમ બેંટીંકે સતી થવાનો રીવાજ બંધ કર્યો.

હિંદના બધા પ્રાંતો કરતાં સંયુક્ત પ્રાંતમાં પડદાનો સખ્ત રીવાજ છે. છીટછાટ પણ અહિંના જેટલી બીજે જોવામાં આવતી નથી. જે બ્હેનોએ અદ્યાપી પર્યંત પોતાનો ધર્મ તજ્યો નથી તેમને પડદામાં કેદ જેવી સ્થિતિમાં રાખી આપણે પતિત થતા જઇએ છીએ. આટલા માટેજ સ્વામિ દયાનંદે " ભારત વર્ષનો ધર્મ ભારત વર્ષના પુત્રોથી નહિ પણ પુત્રીઓના પ્રતાપે સ્થિર છે; ભારતીય સ્ત્રીઓએ પોતાનો ધર્મ છોડયો હોત તો ભારત વર્ષ કયારનોએ નષ્ટ પ્રાય થયો હોત." એ સદ્‌વાકય ઉચ્ચાર્યું છે.

કાનપુર પછી ચાર કલાકને રસ્તે અલ્હાબાદ આવે છે. અહિં ગંગા યમુના અને સરસ્વતિના સંગમને ત્રીવેણી કહે છે. ત્રીવેણી પાસેના કીલ્લામાં દેવદેવીઓની જુની પ્રતિમાઓ છે તે શિવાય સેંકડો વર્ષનું એક જુનું વૃક્ષ છે. અલ્હાબાદથી માણેકપુર જતી લાઇનમાં ચિત્રકોટની યાત્રાએ જવાય છે.

## કાશી અને અયોધ્યા.

અલ્હાબાદથી 'જંધહાઇ' થઇને બનારસ જવાય છે. આ પુણ્યક્ષેત્રના આકર્ષણથી બીજી વખત અહિં આવવાનું દીલ થયું. થોડા વખતથી ગુજરાતના યાત્રીઓ માટે કાશીમાં રેવાબાઇની ધર્મ-

શાળા બંધાયેલી છે. તેની સારી વ્યસ્થાને લીધે પંડયાઓનો ત્રાસ મટી ગયો છે.

હાલના કાશી વિશ્વનાથના મંદિર પાસે ઔરંગઝેબની બંધાવેલી મસ્જીદ છે. આ જગાએ પહેલાં વિશ્વનાથનું મોટું મંદિર હતું. મસ્જીદની પાછળના ભાગમાં જુના મંદિરની નિશાનીઓ માલૂમ પડે છે. આ મસ્જીદ અને હાલના મંદિર વચ્ચે જ્ઞાન વાવ છે. અહિંના પંડયાઓ એમ કહે છે કે યવનોએ જ્યારે વિશ્વનાથનું મંદિર તોડવા માંડયું ત્યારે ભગવાનની મૂર્તિ આ વાવમાં કુદી પડી હતી. પણ કોઈ એમ કહેતું નથી કે મૂર્તિ પુજાના રહસ્યને સમજવામાં રહેલી આપણી ખામીઓનું ભાન કરાવી આપણુને જાગૃત કરવા માટે અંતર્યામી વિશ્વનાથે યવનોને મોકલ્યા હતા. હું મંદિરના ચોકમાં ઉભો હતો ત્યારે એક યુરોપીઅન સ્ત્રીપુરૂષ મંદિરના ખૂણાની બારીએ ઉભાં ઉભાં મંદિરનું નિરિક્ષણ કરતાં હતાં. પરદેશી મુસાફરો ભારતનું આ પ્રસિદ્ધ પુણ્યક્ષેત્ર જોવા આવે છે. તેમને માટે મંદિરના એક ખુણે એક બારી બનાવી રાખી છે! આ પ્રભુને ગમતું હશે!

કાશીમાં પુષ્કળ મંદિરો છે. કરવત મુકાવી મુક્તિ મેળવવા માટે પણ એક મંદિર છે. ભગવાન શંકરાચાર્યે ઉત્તમ પ્રકારે વર્ણવેલા મણિકર્ણીકાના ઘાટ આગળ ગંગાનું જળ યાત્રીઓ મેલું કરી નાખે છે! ગમે તેમ હોય પણ આ પવિત્ર ભૂમી આવું બધું દરગુજર કરી આપણા ઉપર ઉપકાર કરતીજ રહી છે, બલ્કે જગતનું પણ કલ્યાણ કરી રહી છે; અને તેથીજ સર્વ કોઇ તેની તરફ આકર્ષાય છે. પૂનિત ભારત ઉપર ઘણીએ આફતો આવી, કેટલાંએ સ્થળોની ઉથલપાથલ થઇ ગઇ પણ આ પૂણ્યક્ષેત્ર કાશીનગરી જેને અમરપુરી પણ કહે છે, તે હજી પણ તેવુંને તેવુંજ છે, કબીર, તુળસીદાસ, નામદેવ, અને રામકૃષ્ણ પરમહંસ જેવા મહાત્માઓના મઠો, અને ભારત ભૂષણ પંડિત મદનમોહન માલવીયાજીનું વિશ્વવિદ્યાલય તેની સાક્ષી પુરે છે.

**અયોધ્યા**—બનારસથી એક લાઇન અયોધ્યા જાય છે, અહિં

શ્રીરામચંદ્રજીનું મોટું મંદિર છે. આ ક્ષેત્રમાં સાધુઓ ઘણા પ્રમાણમાં છે. વૈશ્નવ સંપ્રદાયના મંદિરમાં એકાદશીના દિવસ શિવાય રોજ યાત્રી દીઠ રૂ. ૧ા પ્રભુના દર્શન માટે લેવાય છે! આવી રીતે દર્શન કરવાનું મને ઠીક ન લાગ્યું. હું પાછો ફર્યો. મારી સાથેના યાત્રીઓએ મને નાસ્તિક ગણ્યો. સર્યૂના નિર્મળ જળથી પોષાતા અવધપુરની દશા પલટાયેલી જોઈ શકાય પણ રામને તેમ ન જોવાય.

## કાશીથી ગોરખપુર.

અયોધ્યાથી બનારસ પાછા આવતાં વચ્ચે જોનપુર આવે છે. જૉનપુરમાં પણ કનોજની હરીફાઇ કરી શકે તેવાં તેલ અત્તરો બને છે. સંયુક્ત પ્રાંત બધો ફળદ્રુપ છે. તેમાં પણ આ તરફનો પ્રદેશ ફળફળાદીથી ભરપુર છે. ખાનપાનની ચીજો જેટલી સંયુક્ત પ્રાંતમાં સારી અને સસ્તી વેચાય છે તેટલી હિંદના બીજા પ્રાંતોમાં નથી મળી શકતી. સ્ટેશનો ઉપર ગરમપુરી અને તાજી મીઠાઇ મળી શક્તી હોય તો આખા હિંદમાં એકલા સંયુક્ત પ્રાંતમાંજ. બનારસથી ફૈઝાબાદ થઇને લખનૌ ગયો.

**લખનૌ**—બાદશાહી વખતનું આ જુનું શહેર છોટા ઇમામબાડા અને બડા ઇમામબાડા એ બે પ્રસિદ્ધ ઇમારતોથી મશહુર છે. તેની શોભામાં વધારો કરનાર હાલ નવીન બાંધેલું ભવ્ય અને સુંદર સ્ટેશન છે. હિંદની રેલવે લાઈનોમાં લખનૌ સ્ટેશન સૌથી વધુ સુંદર છે. લખનૌનું સોનેરી ઝીકનું કામ વખાણવા લાયક છે. શ્રીમંત ઘરની સ્ત્રીઓ પણ ઘરમાં ભરતકામ કરે છે.

લખનૌથી બેંગાલ અને નોર્થ વેસ્ટર્ન રેલવેને રસ્તે ગોરખપુર ગયો. હિમાલય પ્રદેશમાંથી નીકળી નેપાળના પહાડોમાં થઇને આ તરફ વહેતી રેવતી નદીના કીનારે ગોરખપુર આવેલું છે. પૂર્વે અહિં ધાડું જંગલ હતું, જ્યાં ગોરક્ષનાથ યોગિની પર્ણકુટીકા હતી. ધીરે ધીરે વસ્તી થવાથી ગામ વસ્યું અને તેને ગોરક્ષપુર નામ આપવામાં આવ્યું. આ શહેરની ઉત્તરે ગોરક્ષનાથનું મોટું મંદિર છે. અહિં સંક્રાંતિને દિવસે

મેળો ભરાય છે. પૂર્વ દિશાએ ત્રણ ચાર માઇલ ઉપર લશ્કરી છાવણી છે. નેપાળની તળેટીના ગુરખા લોકોની અહિંઆં લશ્કરમાં ભરતી થાય છે. અહિંથી થોડે દુર રેવતી નદીના કીનારે પ્રાચિન નગર કપીલવસ્તુ આવેલું છે જેને હાલ નગરખાસ કહે છે. રેવતીને અહિંના લોકો રાબતી પણ કહે છે.

હિંદમાં ઘણું ખરૂં સામાન્ય જનસમાજનું પ્રમાણ જોવામાં આવે છે. પરંતુ આવા કેટલાક પ્રાંતોમાં ગરીબોનીજ વધુ સંખ્યા હોય છે. ગોરખપુર જીલ્લો અને તેને જોડાતા બીહાર પ્રાંતમાં ગરીબ વર્ગ વધુ છે. આ બન્ને ભાગોમાં શેરડીનો પાક સારો થાય છે. અહિંથી સેવાન બ્રેન્ચ લાઇનમાં પડ્રૌના સ્ટેશન આગળ ખાંડ બનાવવાનું કારખાનું છે. બીહારમાં પણ કેટલાંક ખાંડનાં કારખાનાં છે. આ શિવાય હિંદના બીજા મુલકોમાં શેરડી પુષ્કળ પ્રમાણમાં થાય છે.

૧૯૨૮ ની કલકત્તા કોંગ્રેસ પ્રદર્શનમાં દુનિયામાં શેરડીનો પાક નિપજાવતા એક બીજા સાથે મુકાબલા કરતા દેશોનાં નામ દર્શાવેલાં હતાં. તેમાં હિંદને સર્વથી મોખરે મુકેલું. ભરતખંડમાં દર વર્ષે શેરડીનો પાક ત્રીસ લાખ ટન જેટલો થાય છે એટલે જાવા કરતાં લગભગ બમણો. પૃથ્વીના તમામ દેશો કરતાં આપણા દેશમાં શેરડી વધુ નિપજતી છતાં દેશી ખાંડના વેપાર અને વપરાસ માટે હિંદના વેપારી અને જન સમાજનું દુર્લક્ષ છે; એ જોઇ પરદેશના વેપારીઓને ધીરજ રહે તેમાં શું આશ્ચર્ય ? વળી સ્વાર્થ અને મોહની ખાતર યંત્રમાં પીસાઇ ગયેલાં જીવ જંતુ અને હાડકાં વાળી ઉજળી પરદેશી ખાંડ ખાતાં આપણને ધર્મ આડે આવતો નથી પણ હાડકાં ઉપાડનાર ઢેડને અડવાથી ધર્મ ભ્રષ્ટ થવાય છે !



# નેપાળ

"જે મનુષ્ય મનુષ્ય માત્રને પોતાનાં ભાઈ ભાંડુ ગણતો હોય તેને જ્યાં જાય ત્યાં સમાજ મળી રહેવો જોઈએ." ગાંધીજી

## ગોરખપુરથી રકસૌલ.

તા. ૬ ઠ્ઠી નવેમ્બર ૧૯૨૮ ના રોજ પાટણથી નેપાળના પ્રવાસે નિકળ્યો હતો. નાગદા મથુરા રેલવે રસ્તે આગ્રા કાનપુર અને લખનૌ થઇ ગોરખપુર આવ્યો.

બેસતા વર્ષના દિવસે સાંજે કટીહાર એકસ્પ્રેસમાં ગોરખપુરથી નેપાળનું પ્રવેશદ્વાર રકસૌલ જવા નિકળ્યો. રકસૌલ એ દરભંગા અને નારકટીયાની વચ્ચે આવેલું નાનું જંકશન સ્ટેશન છે. પહેલાં નારકટીઆ થઇને રકસૌલ અને દરભંગા જવાનો ટુંકો રસ્તો હતો. પણ હાલ ત્રણ વર્ષથી ગોરખપુર અને નારકટીઆ વચ્ચે ગંડકીનો પૂલ તુટી જવાથી આગબોટથી જતાં અડચણ વેઠવી પડે છે, અને વખત ઘણો જાય છે, જેથી સોનપુર અને મુઝફ્ફરપુર થઇને જવાનુ નક્કી કર્યું. આ ગાડીમાં એક ડબ્બો મુઝફ્ફરપુર અને સમસ્તીપુર માટે લગાડવામાં આવતો હોવાથી વચ્ચે સોનપુર જંકશને ગાડી બદલવાની જરૂર રહેતી નથી. ચૌરીચૌરા સ્ટેશન વટાવી રાત્રે એક વાગે સોનપુર જંકશન આવ્યું. દિવાળીના દિવસે સોમવતિ અમાસ અને સુર્યગ્રહણ એટલે કાશી અને પ્રયાગમાં યાત્રીઓની અસંખ્ય ભીડ. કાશીથી સંખ્યાબંધ મુસાફરો સોનપુર આવી ભેગાં થયેલાં. ઠેઠનો ડબ્બો ન હોત તો અહિં ગાડી ચુકી જવાત અને હેરાનગતીનો પાર ન રહેત. દરેક ડબ્બામાં પગ મુકવાની જગા ન મળે તેવી રીતે અમારી ગાડીમાં માણસો ભરાઇ ગયાં.

સોનપુર છોડી વિસ્તિર્ણ પટવાળી ગંડકીનો પુલ પસાર કરતી ગાડી સવાર થતાં મુઝફ્ફરપુર આવી પહોંચી. બીહારમાં મુઝફ્ફરપુર ખાદીનું કેન્દ્ર છે. અહિં તરેહ તરેહની શુદ્ધ ખાદી રાખવામાં આવે છે.

કોકટીની પેદાશ તો એકલા બીહાર પ્રાંતમાંજ થતી હોવાથી અહિં સસ્તી વેચાય છે.

દિવસના વખતમાં રકસૌલ પહોંચાય એટલા માટે મુઝફ્ફરપુરથી રાત્રે બે વાગે નારકટીયા જતી ગાડીમાં નીકળ્યો. હવે ચંપારણમાં પ્રવેશ કર્યો. છ વાગે મોતીહારી આવ્યું. આઠ વાગે સગૌલી જંકશને ગાડી બદલી રકસૌલ ગયો. અહિંથી નેપાળ ગવર્નમેન્ટ રેલવે જોડાય છે. પરંતુ અત્યારે ટ્રેઇન ઉપડતી નહિ હોવાથી ઘોડાનો એકો ભાડે કરી બીરગંજ જવા નિકળ્યો.

## નેપાળ પ્રવેશ-(બીરગંજ)

રકસૌલથી અડધા માઇલના અંતરે નેપાળ અને બ્રીટીશ રાજ્યની સરહદ વચ્ચે સીવાન નદી આવેલી છે. નદી ઓળંગી નેપાળની હદમાં પેસતાંજ ગાડીવાળાએ થોડે દુર દેખાતી પોલીસ ચોકી બતાવીને ત્યાં પૂછવામાં આવે તો નેપાળ જવાનું નહિ કહેતાં બીરગંજમાં વેપારીને ત્યાં કામકાજ અર્થે જવાનું છે એમ કહેવા સુચવ્યું. કારણકે નેપાળ રાજ્યની રાહદાની નહિ હોવાથી આગળ જવા દેશે નહિ. મારે તો બીરગંજ જઇને નેપાળ જવાની રાહદાની મેળવવાની હતી. પોલીસ ચોકી આવી. નેપાળ જવા નિકળ્યો છું, રાહદાની બીરગંજના હાકેમને મળીને મેળવવાની છે એમ જણાવ્યું. પણ માને કોણ! ગાડી પાછી લઇ જવાનો હુકમ થયો. બહુ રીતે સમજાવતાં રજા મળી. બાર વાગે બીરગંજની ધર્મશાળામાં મુકામ કર્યા પછી હાકેમના દફતરમાં ગયો.

કૉન્સલનું કામ આસીઃ હાકેમ કરતા હોવાથી મારી પાસે બ્રીટીશ રાજ્યનો પાસપોર્ટ હતો તેના ઉપર નેપાળ જવાની પરવાનગીનો શેરો કરવા કહ્યું. જવાબ મળ્યો કે નેપાળ જવા માટે આવા પાસપોર્ટ ઉપર પરવાનગી મળી શકતી નથી. પણ નેપાળ રાજ્યની અલગ રાહદાની મેળવવી પડે છે. જેને માટે પાસેની ટેલીફોન ઑફીસમાં જઇ, નેપાળ મહારાજાની પરવાનગી મેળવવા સુચના કરી.

ટેલીફોન ઑપરેટરે તારની જેમ શબ્દો ગણીને પૈસા લઇ ટેલીફોન કર્યો બદલની મને પહોંચ આપી. સાંજે જવાબની આશા હતી પણ કંઇ ખબર આવી નહિ. બીજે દિવસે સાંજે ફરીથી તાર કર્યો. તે દરમ્યાન આગલા દિવસના તારનો જવાબ હાકેમ ઉપર આવ્યો. તેમાં નેપાળ આવનાર કોણ માણસ છે, મુસાફરીનું કારણ શું છે, વગેરે સવિસ્તર હકીકત પુછવામાં આવી હતી. તે ઉપરથી આસી: હાકેમે મને પુછપરછ કરી પાછો જવાબ વાળ્યો. ત્રીજે દિવસે સાંજે બડા હાકેમને મળવા માટે મહારાજા તરફથી મારા બીજા તારનો મને જવાબ મળ્યો. સવારે બડા હાકેમે મારી પાસેનો બ્રીટીશ રાજ્યનો પાસપોર્ટ જોવા માગ્યો. તેમાં મુસાફરી કરેલાં સ્થળોની રીમાર્ક જોઇ મારા પ્રવાસનો ઉદ્દેશ પુછયો. મેં જણાવ્યું કે માત્ર કુદરતી દ્રસ્યના અવલોકન અર્થે નેપાળ જવા ઇચ્છા છે. ચાર દિવસથી હેરાન થાઉં છું. યોગ્ય લાગે તો રજા આપો નહિ તો પાછો જાઉં. તેમણે મને નાસીપાસ થવા ના કહ્યું અને આસી: હાકેમની ગફલતથી અત્યાર સુધી રોકાઇ રહેવું પડયું, તે બાબત દીલસોજી બતાવી કહ્યું " આજેજ મહારાજા તરફથી રાહદાનીનો હુકમ મંગાવી આપીશ." બપોર પછી હું ટેલીફોન ઑફીસમાં ગયો. ખબર મળી કે બડા હાકેમ ઉપર રાહદાની આપવાનો હુકમ આવી ગયો છે. તાર નેપાળી ભાષામાં હતો—

**" मणिलाल त्रिवेदीलाइ नेपाळ आउंन राहदानीदोनुं. भन्ने श्री तीन महराज बाट हुकम बक्षेको छ. " ( खडग निसाना हड्डा = હજુરકોર્ટ. )**

નેપાળી ભાષાને ગુરખા ભાષા પણ કહે છે. તેની લીપી દેવનાગરી છે. આ ભાષામાં ગુજરાતિ મરાઠી અને હિંદી શબ્દોનું મીશ્રણ ઘણું છે.

નેપાળ જવા માટે નેપાળ રાજ્યની રૈયતને પણ રાહદાની મેળવવી જોઇએ, એવો કાનુન છે. મુખ્ય દફતર કાઠમંડુમાં હોવાથી અલમોડાથી દાર્જીલીંગ સુધી વિસ્તરેલા નેપાળ પ્રદેશની રૈયત, અને

રાજ્યમાં વસતા અન્ય ધંધાદારીઓને મુકદ્દમા માટે 'નેપાળ જતાં, રાહદાની માટે કેટલીક વખત બીરગંજમાં રોકાઇ રહેવું પડે છે. હાકેમોને મહારાજાની પરવાનગી શિવાય રાહદાની આપવાનો હુકમ નથી. તોપણ એટલું તો સાચુંજ છે કે મહારાજા દરેકને જવાબ આપે છે.

બીરગંજ એ નેપાળ રાજ્યનો એક પ્રાંત છે. અહિંના ગવર્નરને બડા હાકેમ કહે છે. આવા હાકેમો ખાસ કરીને રાજવંશીઓ હોય છે. અહિંના બડા હાકેમ લેફ્ટેનન્ટ વિરવિક્રમ રાણા બહાદુર, નેપાળ નરેશ શ્રી પાંચના વંશજ છે. આ રાજ્યમાં સામાન્ય અથવા ગરીબ દરેક જણ બડા હાકેમને સહેલાઇથી મળી છુટથી વાત કરી શકે છે. આવીજ રીતભાત મેં અફઘાનીસ્તાનના હાકેમને ત્યાં પણ જોઇ.

આ શહેરમાં મારવાડ અને સંયુક્ત પ્રાંતની પરચુરણ વસ્તી છે. મારવાડી વેપારી ભાઇઓ ઘણા પ્રમાણમાં છે. બીરગંજ સ્ટેશનની પાસે રેલવે વર્કશૉપ છે. આ લાઇન માત્ર ૨૫ માઇલ સુધી પથરાયેલી છે.અહિંથી કાઠમંડુ ૭૬ માઇલ દુર છે. ૨૫ માઇલ સુધી રેલવે અને તે પછી ૨૫ માઇલ મોટરનું સાધન છે. આગળ પહાડોમાં પગે ચાલીને જવું પડે છે.

તા. ૧૯ મીની સવારે બીરગંજથી આમલેખગંજની ટીકીટ કઢાવી. તળેટીના સપાટ મેદાનમાંથી પસાર થતી રેલવે ટ્રેઇનમાંથી જોતાં ચોખાનાં વાવેતરથી ખેતરો સુંદર દીપતાં હતાં. ત્રણ સ્ટેશન ગયા પછી ચઢાવ શરૂ થયો. આ ભાગ જંગલી વૃક્ષોથી ભરપુર લાગ્યો. એક વાગતાં આમલેખગંજ આવ્યું. અહિંથી થોડે દુર મોટરના સ્ટેશને જઇ ભીમફેરીની ટીકીટ લીધી.

આમલેખગંજ છોડતાંજ પોલીસ થાણા આગળ મુસાફરોની તપાસ માટે મોટર થોભી. અમારી મોટરમાં મારા શિવાય બધા નેપાળી મુસાફરો હતા. તેમાંના ત્રણ જણ પાસે રાહદાની નહોતી. એક જણે રાહદાની મેળવવાના કાગળો રજુ કર્યા એટલે તેને અહિં

રાહદાની આપવામાં આવી. બાકીના બેને તો પાછુંજ ફરવું પડયું. નેપાળની રૈયતને અહિંથી પણ રાહદાની આપવામાં આવે છે. અડધો ગાઉ જતાં બીજી પોલીસ ચોકી આવી, દરેકની રાહદાની જોઇ લીધા પછી મોટરને આગળ વધવાની રજા મળી. બે ગાઉ ગયા પછી પહાડનો ચઢાવ શરૂ થયો. ચુરેમાઈ સ્ટેશન આવ્યું. અહિંથી એક ફર્લોંગ લાંબી ટનેલમાં મોટરે પ્રવેશ કર્યો. ટનેલની બહાર નીકળી લીલા જંગલમાં થઇને મોટર વાંકીચુકી ચાલવા લાગી. રસ્તે સુંદર મૃગોનાં દર્શન થવા લાગ્યાં! કોઇ કોઈ ઠેકાણે રાત્રીના સમયે ચીત્તા અને રીંછની મુલાકાત પણ થઇ જાય છે. સોપારીટાર ચોકી આવતાં રાહદાની જોવાઈ. હવે રેવતી નદીના કીનારે કીનારે મોટર ચાલવા લાગી. આ દ્રશ્ય બહુ સુંદર છે. સીમલા, નૈનીતાલ અને કાશ્મીરના પહાડોમાં આધુનીક પદ્ધતથી બાંધેલા બંગલા અને ઈમારતો કરતાં અહિંના પહાડી લોકોનાં ઘાસથી છાઇ લીધેલાં ઘરો, અને રંગીન માટીથી રંગેલાં તેનાં બારી બારણાં, કુદરતી દ્રશ્યની શોભામાં વધારો કરતાં હતાં. અહિંથી થોડે દુર દેખાતો ઘીચ જંગલનો ભાગ મહારાજાએ શીકાર માટે મુકરર કરેલો છે. જેને ઇટોરા કહે છે. આગળ જતાં ભૈસા ગામ આવ્યું. આ મોટા ગામના બજારને રસ્તે નેપાળી માતાઓની સુંદરતાનાં દર્શન કરાવતી મોટર સાંજે પાંચ વાગે ભીમફેરી આવી પહોંચી. ભીમ ફેરીની વચ્ચે એક નદી આવેલી હોવાથી તેના બે ભાગ પડી ગયેલા છે. ઉત્તર તરફના ભાગમાં એક શ્રેષ્ટ જાતિના ભાઇને ત્યાં જઇ મુકામ કર્યો.

આ પ્રવાસ માટે ઘેરથી ભાતું બનાવી લીધું હતું. ભીમફેરીમાં મીઠાઇ શિવાય પુરી શાક મળતાં નથી. દુધ પણ હરવખત મળી શકતું નથી. આગળ જતાં તો મીઠાઇ પણ મળી શકતી નથી. માટે મુસાફરે ભાતાની યોજના ઘેરથી કરી લેવી અથવા બીરગંજથી મીઠાઇ, પુરી, નીમકીન એવી ચીજો સાથે લઇ લેવી.

હાલ દરેક જગાએ હિંદમાં હૉટેલો નીકળી છે તેથી આપણે આપણા પ્રાચીન રીવાજને ભૂલતા જઇએ છીએ. હૉટેલોમાં અસ્વચ્છ મનુષ્યોના હાથે બનતો ખોરાક અને બજારની મીઠાઇ આરોગ્યને હાની પહોંચાડનાર હોય છે. એટલા માટે સ્વામિ વિવેકાનંદે બજારમાંથી ચણા અને ધાણી શિવાય અન્ય મીઠાઇની ચીજો ખાવામાં નિમિત્ત દોષ દર્શાવેલો છે. વર્ણાશ્રમનો મૂળ ઉદ્દેશ સ્વચ્છતા જાળવવા માટે હતો, જેથી સ્વચ્છતાના નિયમને અનુસરનાર શુદ્રના હાથે બનેલો ખોરાક ખાવામાં દોષ ન હોય, પણ મલીન રહેતા બ્રાહ્મણના હાથે બનેલો ખોરાક ખાવામાં દોષ રહેલો છે.

પહાડી ગામોમાં દુકાનદારને ત્યાંથી મુસાફરો ચોખા, પઉંઆ, એવું સીધું સામાન ખરીદ કરે, એટલા માટે દુકાનદારો તેમને ઉતરવાની જગા પણ આપે છે. એક રાત્રી માટે ભાડાના નેપાળી ચાર પૈસા જુજ જેવા લાગ્યા. કલદાર પૈસાના નેપાળી બે પૈસા લેખાય છે. નેપાળ રાજ્યમાં કલદાર રૂપીઆ અને નોટો શિવાય ત્રાંબા નીકલનું નાણું ચાલતું નહિ હોવાથી બીરગંજથી નેપાળી રૂપીઆ, મહોર અને પૈસા વટાવી લીધા હતા, કલદાર સાડાબારઆનાનો નેપાળી એક રૂપીઓ ગણાય છે, તેની બે મહોર આવે છે. આ બન્ને ચાંદીના સીક્કા છે. એક રૂપીઆના ૧૦૦ પૈસા આવે છે. કલદારને નેપાળમાં કંપની કહે છે.

નેપાળી ત્રણ રૂપીઆ આપવાના કરી એક મજુરને કાઠમંડુ લઇ જવાનું રાત્રેજ નક્કી કરી રાખ્યું હતું. તેની પાસે સામાન ઉચકાવી સવારે ૭ વાગે ઉઠીને ચાલવા માંડયું. ગામ બહાર નીકળતાંજ મજુર કંટ્રાકટરની કોઠીમાં મજુરનું તથા મારૂં નામ નોંધી લઇ એક ચીઠ્ઠી આપી તે બદલ અડધી મહોર ફી લીધી. આ ચીઠ્ઠીથી મુસાફરનો સામાન ચોરાઇ જાય કે મજુર છુટો પડી ભાગી જાય તેની જવાબદારી કંટ્રાકટરને શીર રહે છે. મજુરની નોંધ ફરજીયાત જેવી છે. ચીઠ્ઠી ન લીધી હોય તેની પાસેથી આગળ આવતી કોઠીમાં પૈસા

વસુલ કરી ચીઠ્ઠી આપવામાં આવે છે. રાજ્યના આવા સારા બંદોબસ્તથી મુસાફરો નિર્ભય રહે છે.

## ચીસાપાનીઘડી અને ચંદ્રાગીરી.

ભીમફેરીની લગોલગ આવેલા ત્રણેક હજાર ફુટની ઉંચાઈના સીધા પહાડ ઉપર હવે અમારે ચઢવાનું હતું. આ પહાડને ચીસાપાનીઘડી કહે છે. મારી સાથેના નેપાળી મુસાફરોએ એકજ દિવસમાં કામઠમંડુ પહોંચી જવાના ઇરાદાથી ઝડપથી પહાડ ચઢવો શરૂ કર્યો. જોત જોતામાં તેઓ બધા આગળ નીકળી ગયા. મારા સાથી મજુરનું નામ નંદલાલ હતું. તેણે ઘાસની દોરીનાં ગુંથેલાં પગરખાં પહેરી લીધાં હતાં. આવાં પગરખાંથી પહાડ ઉપર ચઢતાં લપસી જવાનો ભય રહેતો નથી અને પગમાં ઠંડી લાગતી નથી. પોતાની સગવડે જલદી પહાડ ઉપર ચઢી જવા માટે નંદલાલે ટુંકે રસ્તે મને લીધો. એકદમ સીધો ચઢાવ હોવાથી શ્વાસોશ્વાસ ઝપાટા બંધ ચાલતા હતા. અને હરઘડીએ વિસામો લેવાની જરૂર પડતી હતી. આગળને આગળ કદમ ભરતો નંદલાલ પણ પીઠ ઉપરથી સામાન ઉતારી વિસામો લેતો અને મારી રાહ જોતો હતો. લાંબે રસ્તે પણ પરિશ્રમ ઘણો પડે છે. પહાડ તોડી રસ્તો બનાવતાં, ભાંગેલા પત્થરના ટુકડા જેમ તેમ રસ્તા વચ્ચે પડેલા છે. આવો ખડબચડો રસ્તો ચઢી જવામાં અહિંના પહાડી મજુરો ઘણા હોંશીઆર છે. ભારે મોટરને અધર ઉંચકીને પહાડ ચઢતા મજુરોનું દશ્ય જોવા જેવું હોય છે. આવે પ્રસંગે ૧૦૦ સો મજુર કામે લાગે છે. છેક ઉંચે ગયા પછી ભીમફેરીનું બજાર તથા આજુબાજુના પહાડોનું દશ્ય સુંદર લાગતું હતું. અઢી કલાકે અમે ચીસાપાનીઘડી ઉપર પહોંચ્યા. અહિં કીલ્લો બાંધી તેમાં પલટણ રાખવામાં આવી છે. આ પહાડની કુદરતી રચનાજ એવી છે કે જાણે કેમ નેપાળના રક્ષણ માટે તે ઉભો ન હોય !

અહિંઆં કંટ્રાકટરની કોઠીમાં મજુર ચીઠી બતાવ્યા પછી જકાત ઑફીસમાં જઈ પેટી બીછાનાં ખોલીને બતાવ્યાં. ચાળીસ કદમ ગયા પછી

રસ્તા ઉપર ઉભેલા સંત્રીએ પાસેના દફતરમાં રાહદાની બનાવવા કહ્યું. અહિં રાહદાની લઇ લેવામાં આવી. અડધો માઇલ ગયા પછી થોડો ચઢાવ આવ્યો. ઉપર પહોંચતાં ભીમફેરીના પહાડોનું દ્રશ્ય દેખાતું બંધ થઇ ગયું અને હીમાલયનાં ચાંદી જેવાં સુંદર શીખ્ખરો તથા આસપાસ ચારે તરફ નાના મોટા પહાડો અને ખીણોના દર્શનથી મન પ્રફુલ્લીત થવા લાગ્યું. અહિંથી નીચે ઉતરતાં નંદલાલે કહ્યું "નવબજ ગયા, રોપલાઇન શુરૂ હો ગઇ." કાઠમંડુથી આમલેખગંજ સુધી તારનાં મજબુત દોરડાં નાખી તે વાટે વિજળીના પ્રયોગથી માલ લાવવા લઇ જવાની યોજના કરેલી છે તેને રોપલાઇન કહે છે. આ રીતે વગર માણસે પહાડો અને ખીણો પસાર કરતો માલ અદ્ધર તારનાં દોરડાં ઉપર ટીંગાઇને જતો આવતો જોવામાં આવે છે.

અગીઆર વાગે કુલીખાની ગામ નજદીક આવી પહોંચતાં એક ધોધ આવ્યો. તેના ઝડપથી વહેતા ઝરણને જોઇ દ્રષ્ટિ ઠરી. કુદરતી દ્રશ્યોજ પરિશ્રમને ભુલાવી આનંદ આપે છે. સીધા પગે નિરંતર બે કલાક સુધી પહાડ ઉતરવાનો જે શ્રમ પડયો હતો તે અહિં આવતાં ભુલાઈ જવાયો. અહિં થોડો વખત વિસામો લીધા પછી અમે કુલી-ખાની પહોંચ્યા. આ ગામમાં નાનું બજાર છે. ચોખા, પઉંઆ તથા કેટલોક પહાડી મેવો મળતો હતો. કેટલાંક ફળ ખાટાં અને કસ વિનાનાં લાગ્યાં. પઉંઆને અહિં ચેવડો કહે છે. દુધ મળી શકે તો પઉંઆ ઉત્તમ ચીજ છે. પણ અહિં દુધની જોઇએ તેટલી છત નહિ હોવાથી નિયમિત મળી શકતું નથી. સાથે ખાવાનું ન લીધું હોત તો હેરાન થવું પડત એવો મને વિચાર આવ્યો. પણ નંદલાલને તો દુધની કે કશાની જરૂર જણાતી નહોતી. પઉંઆ, શેકેલા વટાણા, તથા મૂળા જેવી ચીજો ખાઇને સંતોષ માનતો હતો. એ જોઈ મને મારી પૂર્વાવસ્થાની બેદરકારીનું ભાન થયું. જેણે જન્મથી સાદાઇ વેઠી છે અને ઇંદ્રીઓને વશ રાખી છે તેને કોઇ પણ જાતનાં ખાનપાન બાધ કરતાં નથી. જેને આપણે વ્યવહારીક જીવન કહીએ છીએ તે કુદરતી જીવનથી વિરૂદ્ધ છે.



**શ્રીમતી રાજકુમારી**

( શ્રી પાંચ ત્રિભુવન વીર વિક્રમની ભગિનિ )

**નેપાળ**

કુમાર પ્રિન્ટરી : અમદાવાદ

( PHOTOGRAPHER NEPAL )

અહિંથી કુલીખાની નદીના કીનારે કીનારે અડધો માઇલ ગયા પછી પૂલ ઓળંગી રસ્તો કાપવા માંડયો. હવે આઠ માઇલ સુધીમાં ઉંચો પહાડ ચઢવાની ભીતી નહોતી. કોઇ કોઇ ટેકરા જેવો ચઢાવ આવતો, બાકી ઘણો ખરો રસ્તો સારો હતો. એક ગાઉ ચાલ્યા પછી પાછી કુલીખાની નદી આવી. થોડી ઉંચી નીચી જગા પસાર કરતાં તેની તેજ નદી ત્રણ ચાર વખત ઓળંગવી પડી. દરેક જગાએ સાદા નીચા પુલ બાંધેલા હતા. નિર્મળ કાચ જેવા જળમાં સ્નાન કરવાની ઇચ્છા થઇ આવતી હતી પણ બરફ જેવા ઠંડા પાણીમાં હાથ નાખવો ભારે થઈ પડે ત્યાં ન્હાવાની વાત શી કરવી. એક વાગે મારખુ આવ્યું. અહિ દુકાનો તો માત્ર બેજ છે. પણ દુધ મીઠાઇ મળે છે. પહાડી લોકોની રાંધવા ખાવાની રીત ગંદી હોવાથી દુધ જેવી ચીજ લેતાં પણ અણગમો થાય છે. મારખુ છોડયા પછી એક નાનો પહાડ ચઢતાં નેપાળથી આવતા રાજ કુટુંબનાં કેટલાંક માણસો સામે મળ્યાં. તેમાં દેવાંગનાસમ સ્ત્રીઓની સુંદરતા જોતાંજ સ્તબ્ધ થઇ જવાયું. પડદા રહિત બ્હેનોની નિર્દોષ દ્રષ્ટિથી "સ્ત્રીઓની પવિત્ર સુંદરતામાં શ્રી વિશ્નુનો વાસ છે." એ શ્રીકૃષ્ણના વાકયનું સ્મરણ થયું. પહાડ ઉપર જતાં નાનું સ્વચ્છ મેદાન આવ્યું. અહિં આછું ઘાસ ઉગેલું હતું. કેટલોક ભાગ ઢળતો લાગ્યો. બાજુની ખીણોમાં ઝરણોના પાણીનો અવાજ, અને ઉચા પહાડ ઉપરથી ધીમે ધીમે પડતાં ઝરણો જોઇ અહિં થોભી જવાયું. કુદરતનાં ભિન્ન ભિન્ન સ્વરૂપો જોઈ આનંદ સાથે પ્રેમથી હૃદય ઉભરાઈ જાય છે, પણ આવી પ્રેમમય વસ્તુઓમાં તો જ્ઞાનિઓજ ઇશ્વરનાં દર્શન કરી શકે છે—

"મરજી પડે તેમ રહે રૂપો હું તો તને દેખું બધે,
રૂપો જરી ઢાંકે નહિ જાહેર તે તુજને કરે."

(સ્વામિ રામતિર્થ.)

આ રમણિય સ્થાનમાં બે ઘડી વિશ્રાંતિ લીધા પછી આગળ ચાલવા માંડયું. ઢળતા મેદાનમાં થઇ ચોખાનાં ખેતરોની પડખે પડખે

નેપાળી ચાલતાં સાંજે પાંચ વાગે ચીતલાંગમાં જઇ મુકામકર્યો. નંદલાલે ૭ પૈસાના ચોખા ભાજી મીઠું મરચું અને બળતણ ખરીદ કરી રાંધીને જમી લીધું. જ્યાં મોજશોખનાં સાધન ઓછાં હોય છે ત્યાં થોડા પૈસામાં ગુજારો થઇ શકે છે. પૂર્વે હિંદમાં આથીએ સસ્તું હતું અને તેથીજ થોડી રોજીમાં કુટુંબનો નિભાવ થતો હતો.

આ ઋતુમાં પહાડોમાં ઠંડી તો ઠીક પડતી હોય છે. તેમાં પણ ચિતલાંગ વધુ ઉંચાઇએ આવેલું હોવાથી ઠંડીનું જોર વધુ લાગ્યું. ગરમ કપડાં અને પુરતું બીછાનું સાથે રાખ્યું હોય તો અડચણ ન આવે. દેશી ગરમ કપડાંથી જેટલી ઠંડી મટે છે તેટલી વિલાયતી ગરમ કપડાંથી મટતી નથી, તેનો અનુભવ મને કાશ્મીરથી થયો હતો. લોકો ઠંડા દેશોમાં ગરમીની મોસમમાં હવા ખાવા જાય છે, પણ ઠંડા દેશોની ખરી મજા તો ઠંડી ઋતુમાંજ મણાય છે. આ દિવસોમાં શરીરમાં જે અસાધારણ શકિત અને બળ આવે છે તે ગરમીમાં આવતાં નથી.

બીજે દિવસે સવારે ૭ વાગે ચંદ્રાગીરિ પહાડ ચઢવાનું શરૂ કર્યું. પવન સામે હતો, કપાળ અને નાક ઠરી જવા લાગ્યાં, બુટ મોજાં છતાં પગમાં ચમચમાટ થવા માંડયો. અડધો પહાડ ચઢયા પછી સવિતા દેવનાં દર્શન થયાં. ધીમે ધીમે ઠંડીનું જોર નરમ પડતું ગયું. આ પહાડ પણ લગભગ ચીસાપાનીધડી જેટલોજ ઉંચો લાગ્યો, પરંતુ બહુ સીધો ચઢાવ નહિ હોવાથી અને રસ્તો ઠીક બાંધેલો હોવાથી અડચણ ઓછી પડે છે. પણ ચીસાપાનીધ્રડીની અગવડતા તો યાદ રહી જાય તેવી છે. રસ્તાની મરામત કરી રૈયત અને વટે-માર્ગુને રાહત આપી રાજાએ સંતોષ માનવો એ કુદરતી કાનુનથી નેપાળ નરેશ અજાણ તો નહિજ હોય! શ્રીમંતો અને રાજવંશીઓ ડોલીઓમાં બેસીને જાય એટલે તેમને રસ્તાની મુશ્કેલીનો ખ્યાલ શાનો આવે! ભીમફેરીથી નેપાળ સુધી સાતથી આઠ રૂપીઆમાં ડોલી ભાડે મળી શકે છે. પહાડમાં ડોલીઓનાં સાધનો કેવળ અશક્ત મનુષ્યો માટે હોય તે સ્વાભાવિક છે. તેમાં બેઠાંબેઠાં અકડાઈ જવાય છે,

સૂર્યનાં કીરણુ મોઢા ઉપર આવે ત્યારે આડું કપડું નાખવું પડે! આવે કંટાળો વેઠવા કરતાં ચાલવું શું ખોટું ?

## હિમાલય અને નેપાળ દર્શન.

ચંદ્રાગીરી ઉપર પહોંચતાંજ હિમાલયે દર્શન દીધાં! ધવલગીરી વગેરે શીખ્ખરો દેખાવા લાગ્યાં. આ દ્રશ્ય જોતાંજ નેત્રો અને મન સ્થિર થઈ ગયાં! આવી સ્થિતિમાં અડધો કલાકસ્તબ્ધ થઇને ઉભો રહ્યો. અહિંથી નિચે ઉતરતાં તળેટીમાં પૂર્વ પશ્ચિમ તથા દક્ષિણે અન્ય પહાડોથી રક્ષિત નેપાળ-કાઠમંડુ દેખાવા લાગ્યું. આ અનુપમ દ્રશ્ય જોતાં જોતાં નિચે ઉતરવા માંડ્યું. 'થાનકોટ' પહોંચતાં એક દુકાનેથી ગરમદુધ પીધું. નેપાળ ૭ માઇલ દુર રહ્યું. હવે બધો રસ્તો સપાટ જેવો હતો. નંદલાલ પાછળ રહી જવા લાગ્યો. પહાડી લોકો મેદાનવાળી જગામાં ચાલતાં થાકી જાય છે. હું પહાડ ચઢતાં પગે થાક લાગવાથી વચ્ચે ઉભો રહી વિસામો લેતો તેમ હવે નંદલાલ આ સપાટ જમીન ઉપર ચાલતાં વિસામો લેવા ઉભો રહેતો હતો. 'થાનકોટ' થી નીકળતાં પોલીસ થાણા આગળ મુસાફરનું નામઠામ અને નેપાળમાં ઉતરવાનું ઠેકાણું નોંધી લેવાય છે. આગળ જતાં વળી એક પોલીસ ચોકી આગળ નોંધ લેવાઈ. 'રોપલાઇન'નું સ્ટેશન 'થાનકોટ'ની પાસે હોવાથી રાજ્યની મોટરલૉરી તથા બળદના ગાડાં આવજાવ કરતાં હતાં. માણસોની પણ આવજાવ ઠીક લાગી. વિશ્નુમતિ નદી ઓળંગી કાઠમંડુ શહેરમાં પ્રવેશ કરતાં પોલીસ થાણામાં છેલ્લી નોંધ લેવાઇ. આટલી ચોકસાઇ પછી નેપાળમાં પ્રવેશ કરવાની રજા મળી. શહેરમાં પેસતાંજ બાર વાગ્યાની તોપનો અવાજ થયો.

### કાઠમંડુ.

ચોમેર ફરતા પહાડોની વચ્ચે આવેલા વિસ્તૃત મેદાનની અંદર વસેલા નેપાળમાં કાઠમંડુ,, પાટણુ અને ભાતગામ એ મુખ્ય શહેરો છે. કાઠમંડુની ચારે દિશામાં બાગમતિ અને વિશ્નુમતિ નદીઓ પથરાયેલી છે, જેથી તેની કુદરતી સુંદરતા અતિઆનંદજનક લાગે છે.

કાઠમંડુમાં રાજ્યની ધર્મશાળામાં મારે ઉતરવાનું હતું. અહિંઆં માત્ર પાંચ સાત ઓરડા બાંધી રાખેલા છે. તે બધા મુસાફરોથી ભરેલા હોવાથી જગાનો સંકોચ લાગ્યો. ભીમફેરી અને નેપાળની વચ્ચે રાજ્ય તરફથી ચીતલાંગ, કુલીખાની અને ભીમફેરીમાં ધર્મશાળાઓ બાંધવામાં આવેલી છે. પરંતુ તે તો આ કરતાં પણ અગવડવાળી. માત્ર એકજ લાંબો સળંગ ઓરડો અને બંદોબસ્તનું ઠેકાણું નહિ. આ શિવાય મુસાફરો માટે રસ્તે બીજું સ્થાન નહિ હોવાથી લોકો દુકાન- દારને ત્યાં ઉતરે છે.

તપાસ કરતાં માલુમ પડ્યું કે પશુપતિનાથની ધર્મશાળામાં સગવડ મળશે. તે જગા અહિંથી બે માઇલ દુર હતી. ત્યાં જઇ પુજારીને મળતાં તેમણે મને થોડો વખત થોભી જવા કહ્યું. અડધો કલાક વીતી ગયો. પણ કંઇ જવાબ નહિ મળવાથી મંદીરમાં જઇ મહારાજને વિનતિ કરી કે ત્રણ દિવસની મુસાફરીથી ઘણો શ્રમ પડ્યો છે, ઉતરવાની સગવડ જલદી કરી શકો તો સારૂં. પુજારીએ ચોકીદારને બોલાવ્યો. ચોકીદાર ઢીલા જવાબ આપ્યા કરતો હતો. વાત કરતાં કરતાં મહારાજનું ધ્યાન પશુપતિનાથ માટે શહેરમાંથી આવતા ભોગ ધરાવવા તરફ હતું. વાતો પણ બંધ થઇ ગઇ, હું ઘણો વખત ઉભો રહ્યો. આખરે ન્હાઇ નાખવાનો જવાબ મળશે એવું જણાયાથી નિરાશ થઇ ચાલવા માંડ્યું ઇશ્વરની પુજા માટે એક ફારસી કાવ્યમાં સાચુંજ કહ્યું છે—

"બુલબુલ તજી દે પુષ્પને જો વાડીમાં દેખે મને,
મૂર્તિ પૂજે વિપ્ર કયમ? જો મૂર્તિમાં દેખે મને;
પુષ્પમાંહી સુગંધ પેઠે છૂપાયો નીજ વાણીમાં,
જોવા ઈચ્છે જે મને મુજ વાણીમાં દેખે મને."

દિવસના બે વાગી ગયા હતા, ભૂખ કકડીને લાગી હતી, શહેર એક માઇલ દુર હતું. રસ્તે એક વૃક્ષ નીચે બેસી નાસ્તો કરીને ચા- લવા માંડ્યું. નેપાળના મજુરો ભોળા અને નિર્દોષ હોય છે, એવું મેં બીરગંજમાં સાંભળેલું, તેનો અનુભવ મને નંદલાલથી થયો. આ ભલો

મજુર મારી સાથે જ્યાં લઇ જાઉં ત્યાં મુગો મુગો ચાલ્યા કરતો હતો. શહેરમાં ન મળે કોઇ બીજી ધર્મશાળા કે ન મળે મુસાફરો માટે બીજી કોઇ એવી જગા. છેવટે બીરગંજના ટુંક પરિચયવાળા સંયુક્ત પ્રાંતના રહીશ, નેપાળ રાજ્યના જમીનદાર શ્રી. શુકલ મારાથી એક દિવસ અગાઉ નેપાળ આવેલા. તેમણે જરૂર પડે તો મળવા કહેલું, જેથી તેમનો મુકામ શોધી કહાડયો. તે પણ ઘર આગળ ન મળ્યા. હવે તો પ્રથમની ધર્મશાળામાં જેમ તેમ કરી એક બે દિવસ ગાળવાનો નિશ્ચય કરી નંદલાલને શુકલજીના મકાન આગળ બેસવા કહી ત્યાં જવા નિકળ્યો. શહેર દોઢથી બે લાખની વસ્તીવાળું અને વિસ્તિર્ણ હોવાથી લાંબો પંથ ખેડવો પડતો હતો, ઘોડાગાડી કે બીજાં વાહનો નહિ હોવાથી વખત ઘણો જતો હતો. સાંજ પડવા આવી, મુઝવણ વધતી ગઇ. ઇશ્વર તો જે કરતો હતો તે સારૂંજ કરતો હતો પણ ધીરજ નહોતી રહેતી. આખરે એજ ઉદ્દગાર નીકળ્યા કે હે પ્રભુ! ત્હારી ઇચ્છા પ્રમાણે થાઓ. ધર્મશાળામાં જઇ ચોકીદારને બે રાત્રી માટે કોઇ રીતે સગવડ કરી દેવા કહ્યું. ચોકીદાર કાનપુર તરફનો લાગ્યો. ઇસારા સાથે કહેવા લાગ્યો કે " એક કંપની ( કલદાર એક રૂપીઓ ) લાઓ, અબી જગા કર દેતા હું." એથી પણ વધારે લેતાં જો જગા કરીદે તો તારો ઉપકાર એમ કહી હું મારો સામાન લેવા ગયો. આજનો દિવસતો સવારથી સાંજ સુધી ઉભા પગેજ ગયો. અડધે રસ્તે જતાં સાયંકાળ થઇ ગયો. રાત્રે નવ વાગ્યા પછી કાઠમંડુ શહેરમાં બત્તિ શિવાય કોઈને બહાર નીકળવાનો પ્રતિબંધ છે. જમીનદારને ત્યાં ગયો તે વખતે તેઓ ઘેર આવી ગયા હતા. તેમણે મને ધર્મશાળામાં જવા ન દીધો અને પોતાનાજ મકાનમાં રહેવા આગ્રહ કર્યો. જે પ્રભુ સંતાપ કરાવે છે તેજ પ્રભુ શાંતિ પણ આપે છે.

આખા દિવસની અથડામણથી ઉંઘ જલદી આવી ગઇ. સવારે ઉઠીને બાગમતી નદીના ઘાટ ઉપર મુસાફરીમાં મેલાં થયેલાં કપડાં ધોવા તથા સ્નાન કરવા ગયો. ઠંડીમાં કપડાં પુરેપુરાં ધોઇ રહેતા સુધી

હાથને નિરંતર કસરત મળતી રહે તો હવા લાગવાથી આંગળાં ઠરી જવાનો ડર રહેતો નથી. સ્નાન માટે તો ધુપ નીકળવાની રાહ જોતો હતો. ધુમસ વેરાઇ ગયા પછી બરોબર તાપ નીકળ્યો એટલે સ્નાન કર્યું. પશુપતિનાથના દર્શને આવનાર બ્રાહ્મણો મને સ્નાન કરતો જોઇ કહેવા લાગ્યા "ઇતની ઠંડીમેં ઇસ તરેહકા સ્નાન કેસા !" એક ભાઇ તો પગથીઆ ઉપર બેસી બાગમતિના જળની બે ચાર અંજલી લઇ કાન, નાક તથા માથા ઉપર છાંટી આચમન કરી બોલ્યા કે દેખો, હમારા સ્નાન હો ગયા. શ્રી. ધર્માનંદ કોસંબીએ તેમના નેપાળના પ્રવાસમાં નેપાળી બ્રાહ્મણની સ્નાન વિધિ દર્શાવી હતી તે મેં અહિં પ્રત્યક્ષ જોઇ.

ઠંડા દેશો મેલા રહેવા માટે નથી. આવા દેશોમાં શરીરમાં કુદરતી ગરમી ઘણી રહેતી હોવાથી માનસીક અને શારિરીક બન્ને કામો સારાં થઇ શકે છે. દુનિયામાં યુરોપ અને ઉત્તર અમેરીકા પણ ઠંડા દેશો છે. પણ ત્યાંના લોકો મેલા રહી એદી જીવન ગાળવા માગતા નથી. જેટલી ઠંડી સીમલા અને કાશ્મીરમાં પડે છે કે જ્યાં ઘરોમાં સળગતી સઘડી અને ગરમ પાણી વિના જરાપણ ચાલી શકતું નથી, તેટલી ઠંડી નેપાળમાં નથી.

મુકામ ઉપર જઇ ભોજન કરી શુકલજીની સાથે શહેર જોવા નિકળ્યો. ફરતાં ફરતાં શહેરની વચ્ચેના વિશાળ મેદાનમાં આવી પહોંચ્યા. આ વિસ્તર્ણ મેદાનમાં રોજ પલટણની કવાયત થાય છે. મેદાનની દક્ષિણે પલટણના માણસો માટે રહેવાનાં મકાનો છે. જંગ વખતે બ્યુગલ બજાવી કાઠમંડુની આસપાસના પહાડોમાં રહેતા લશ્કરી માણસોને જાગૃત કરવા માટે અહિંઆં ૬૦ ફુટ ઉંચો એક ટાવર બાંધેલો છે. આ ટાવર નીચે પથ્થરનો ચોક છે. અહિંના પ્રસિદ્ધ મહારાજા જંગબહાદુર જ્યારે સીપાહીની જગા ઉપર હતા ત્યારે તેમને આ ટાવર ઉપરથી કુદકો મારવાનું કહેવામાં આવતાં તુરતજ તેઓ બહાદુરીથી કુદી પડયા હતા. પણ તેમના સુદૃઢ શરીરને કોઇ પણ જાતની ઇજા

નહોતી થઇ! આ નામાંકિત પુરૂષે ધીરે ધીરે મુખ્ય પ્રધાનની જગાએ પહોંચી રાજ્યની સત્તા પોતાને હાથ કરી હતી. ટાવરની સામે તેમનું સ્મારક છે. આ શિવાય નેપાળના માજી મહારાજાઓનાં બે ત્રણ સ્મારક મેદાનના રસ્તા ઉપર છે. મહારાજા જંગબહાદુરે લખનૌના યુદ્ધ વખતે અંગ્રેજોને મદદ કરી ખ્યાતી મેળવી હતી. તે વખતથી નેપાળના મહારાજા જંગબહાદુર કહેવાય છે. મેદાનની પૂર્વ દિશામાં તોપખાનું છે. શુકલજીની મારફતે કર્નલ ભિમનરસિંગજીની મુલાકાત થઇ. પોતે પ્રવાસના પ્રેમી લાગ્યા. જાપાન અને અન્ય દેશોમાં ભ્રમણ કરી આવેલા હતા. સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન ધરાવે છે. હિંદની પરિસ્થિતિ સંબંધી વાત ચર્ચાઇ.

નેપાળ એ પણ હિંદની અંદરજ છે. એ નેપાળને હિંદના દુઃખે દુઃખી થવાનું તો દુર રહ્યું પણ તેના શુરવીર પુત્રો (ગુરખાઓ) પોતાના પેટને માટે અંગ્રેજી લશ્કરમાં રહી પોતાનાજ દુઃખી ભાઇઓ ઉપર દેખ્યો ન જાય તેવો જુલમ ગુજારે, અને તે બાબત પરદુઃખભંજન વિક્રમના વંશજ આંખ આડા કાન કરે, એ જોઇ હિંદનાં સંતાનો, નેપાળની સ્વતંત્રતા માટે શું કહેતાં હશે!

નેપાળમાં મુસાફરો માટે ઠીક સગવડ નથી એ સંબંધી પણ થોડી વાતચીત થઇ. આ બાબત તેમણે મહારાજાને મળવા મને આગ્રહ કર્યો. નેપાળના અમલદારો સાદા અને નિરાભિમાની છે. એવું અહિં સુધી જોતો આવું છું.

અહિંથી અમે સદર જેલ જોવા ગયા. જેલમાં કેદીઓ પાસેથી સડકો ઉપર પત્થર તોડવાનું અને ચક્કી ચલાવવાનું કામ ઓછું લેવાતું લાગ્યું. કાંતવા વણવાનું, શીવવાનું અને હથીઆર તથા વાસણ ઘડવાનું કામ ધમધોકાર લેવાતું હતું. કેદીઓની બુદ્ધિશક્તિ પ્રમાણે કામ સોંપવામાં આવે છે. અહિંના ગાલીચા મુંબઇ અને કલકત્તા જાય છે. નેપાળનાં પીત્તળનાં વાસણ અને લશ્કરી હથીઆર પ્રખ્યાત

૧૭

છે. આવાં હથીઆર તો ખાસ જેલમાંજ બને છે. નેપાળમાં કાંતવાનો ઉદ્યોગ હજી જારી છે. છતાં હિંદ અને વિલાયતી મીલોનું સુતર વધુ વપરાય છે. આ રાજ્ય ધારે તો એકજ દિવસમાં તેને અટકાવી શકે તેમ છે. અહિં ઉન અને સુતરનું ભેગું વણાટ કામ સારૂં થાય છે. ઘેટાના મુલાયમ ઉનને પશ્મીના કહે છે તે કાપડ પણ અહિં તૈયાર થાય છે.

જેલ જોઇ બજારમાં જતાં ઘડીયાળના ટાવર આગળ આવ્યા. પાસે એક નાનું તળાવ છે. અહિંથી બે ફર્લીંગ ઉપર મહારાજા શ્રીતીનનો મહેલ છે. આ વિશાળ અને સુંદર મહેલની રચના ચારે બાજુથી એક સરખી છે. શહેરના મુખ્ય રસ્તાઓ પહોળા અને સુઘડ છે, પણ સાંકડા રસ્તા અને ગલીઓમાં તો બદલોજ આવતી હોય છે.

મુખ્ય બજારને ઇંદ્રચોક કહે છે, તેની આસપાસનો લત્તો ઘીચ વસ્તીવાળો છે. અહિં મારવાડી વેપારીઓની કાપડની દુકાનો છે. પરદેશી કાપડ આ ભાઇઓ મારફતે અહિં દાખલ થયું લાગે છે. હિંદમાં થઇને નેપાળ માટે આવતા પરદેશી માલ ઉપર બ્રીટીશ રાજ્યની જકાત લાગતી નહિ હોવાથી પરદેશી માલ અહિં સસ્તો વેચાય છે. ભૂતાનીલોકો ગરમ ધાબળા અને બીજાં ઉની કપડાં લાવી ઇંદ્રચોકમાં વેચે છે. આ શિવાય અનાજ, ઘી, દુધ અને અન્ય ચીજો વેચવાનું આ મથક છે. શહેરમાં હૉટેલ કે વીશી નથી. પણ મારવાડી હલવાઇની દુકાનેથી પુરી દુધ અને મીઠાઇ સારાં મળી શકે છે. નેપાળી લોકો ચોખાની મીઠાઇ વધુ ખાય છે અહિં ઘી, દુધની ચીજો સેળભેળ વિનાની વેચાય છે.

ઇંદ્રચોકથી થોડે દુર ઠહેટીમાં ધાતુની વીંટીઓ ઉપરનું છાપકામ સારૂં થાય છે. શહેરમાં દેશી કાગળ બનાવવાનું કારખાનું છે. આ કાગળો દેખાવે ઝાંખા પણ ઘણા વર્ષો સુધી ટકે તેવા મજબુત અને ચીકણા હોય છે. રાજ્યમાં બધે આ કાગળો વપરાય છે. આ શિવાય ઘણી ખરી સ્ટેશનરી દેશીજ વપરાય છે.

**કાષ્ટમંડુ**—ઇંદ્રિચોકની પશ્ચિમ તરફના બજારના ભાગને કાઠમંડુ કહે છે. અહિં લાકડાના બે પુરાતન મંડપ છે. મોટા મંડપના થાંભલા અને બીજો ભાગ જોવા લાયક છે. તે એકજ વૃક્ષના લાકડામાંથી તૈયાર કરેલો છે. બીજો નાનો મંડપ પણ એકજ વૃક્ષના લાકડામાંથી બનાવેલો છે. મોટા મંડપની સામે રાજ્યાભિષેક માટે ગાદી હૉલ બનાવેલો છે. આ કાષ્ટમંડપ આગળ રાજ્યાભિષેક થતો હોવાથી નેપાળની રાજધાની કાષ્ટમંડુ ઠરાવેલી. અપભ્રંશ થતાં કાઠમંડુ બોલાય છે.

કાઠમંડુમાં એક પુસ્તકાલય છે તેમાં ભોજપત્ર ઉપર હસ્ત લીખીત પ્રાચિન પુસ્તકોનો સંગ્રહ છે. મહારાજાની પરવાનગીથી આ પુસ્તકાલય જોઇ શકાય છે. મત્સ્યેન્દ્રનાથનું મોટું મંદીર આ જગાની પાસે છે. નજદીકમાં બીજાં દેવદેવીઓનાં મંદીરો છે.

શહેરથી દોઢ માઇલ ઉપર બ્રીટીશ રાજ્ય તરફથી એક ઍનવૉય ( એલચી ) રહે છે. આ જગાને લાઇન કહે છે. લાઇનની પાસે નેપાળ સરકારે પરદેશની ટપાલ માટે એક પોસ્ટ ઑફીસ ઉઘાડેલી છે. જેથી નેપાળ બહારનો પત્રવ્યવહાર રાજ્યની દેખરેખ નીચે પસાર થાય છે. અહિંઆં બ્રીટીશ રાજ્યનાં કાર્ડ કવર અને ટીકીટો વેચાય છે. ખુદ નેપાળ રાજ્યની ટપાલ ઑફીસ શહેરની વચ્ચે છે.

કાઠમંડુની ઉત્તરે ત્રણેક માઇલ ઉપર શંભુ નારાયણનું મંદિર છે, આ જગાએ રૂદ્રાક્ષનું એક વૃક્ષ છે. આ વૃક્ષને નાના આમળા જેવડાં ફળ થાય છે, સખ્ત છાલથી તે રક્ષિત હોય છે. પાકયા પછી છાલ યુકિતથી ઉતારી અંદરથી રૂદ્રાક્ષ કાઢી લેવાય છે. પાંચ સાત ગાઉ દુરના પહાડોમાં નાના મોટા જાત જાતના રૂદ્રાક્ષનાં પુષ્કળ ઝાડ થાય છે.

નેપાળથી હિમાલયમાં થઇને એક માસના રસ્તે ભૂતાન જવાય છે. આ રસ્તો ઘણો કઠીન છે.

### પાટણ ( લલિતપટ્ટણ. )

કાઠમંડુની દક્ષિણે બે માઇલ ઉપર બાગમતિના કીનારા ઉપર

નેપાળની પ્રાચિન રાજધાની પાટણનગર આવેલું છે. તેનું મૂળ નામ લલિતપટ્ટણ હતું. શહેર વચ્ચે ધાતુના એક સ્તંભ ઉપર અસલના મહારાજાનું સ્મારક છે. પુરાતન રાજમહેલની પાસે હાલના મહારાજાનાં માતુશ્રીનું સ્મારક છે. નજદીકમાં એક ઘણું જુનું શિવમંદિર છે. તેની દિવાલોની અંદર મહાભારતનો શરૂથી અંત સુધીનો આખો ચીતાર કોરી કાઢેલો છે. આ પુરાતન કારીગરી અવલોકન કરવા જેવી છે. આ શિવાય બીજાં જુનાં મંદિરો ઘણાં છે. અહિં બુધ્ધપંથીઓની ઘણી વસ્તી હોવાથી ઘણા ખરા મહોલ્લા અને ઘરો આગળ નાનાં નાનાં બુધ્ધ મંદિરો છે. આ શહેરમાં આશરે સાઠ હજાર જેટલી વસ્તી છે. રસ્તા સાંકડા અને ગંદા છે. ગલીઓની ગંદકી તો વર્ણવી જાય તેવી નથી. હવા અજવાળા વિનાનાં ઘરોની બાંધણી બહુ જુના વખતની છે, તેજ પધ્ધતિ હજી ચાલી આવે છે. હાથીદાંત ઉપર કારીગીરીનું કામ અહિં સારૂં થાય છે.

કાઠમંડુ કરતાં અહિંઆં રેંટીઆ ઉપર કાંતવાનું કામ વધુ જોવામાં આવે છે. નેપાળના રેંટીઆ ટુંકા હોવાથી લાંબો તાર નીકળી શકતો નથી. પરંતુ જેને તેના ઉપર મહાવરો પડી ગયો હોય છે તે ઘણી ઝડપથી કાંતી શકે છે, અને તાર તુટવાનો સંભવ રહેતો નથી. ખેડુત વર્ગની સ્ત્રીઓને કાંતવાનો એટલો બધો મહાવરો પડી ગયો હોય છે કે સંધ્યાકાળે ઘર આગળના ચોકમાં બેસીને વગર બત્તિએ કાંતી શકે છે. દરેકને ત્યાં રેંટીઓ અને સાળ હોય છે. અહિંના ઘણા ખરા ખેડુતો પોતાના હાથથી કાંતી વણીને તૈયાર કરેલાં કપડાં પહેરે છે. આ વર્ગમાં બાળક યુવાન અને વૃદ્ધ સર્વ કોઈ કાંતી જાણે છે. ઘણાંખરાં ઘરોની પાછળના વાડામાં કપાસ વાવેલો હોય છે.

જા=કામ અને પુ=આધાર. જેનો રાત્રી દિવસ કામ ઉપરજ આધાર છે, કામકાજમાં અવલંબી રહેનાર આવા કૃષિકારને ગોરખા ભાષામાં 'જાપુ' કહે છે. સાબરમતિ સત્યાગ્રહ આશ્રમમાં પાંચ વરસ

સેવી સ્વદેશમાં આવી પોતાના દેશબંધુઓ માટે જીવન અર્પણ કરનાર દેશપ્રેમી ભાઇ તુળસીમહેરની મદદથી અહિંના જાપુ લોકોના પ્રસંગમાં હું આવ્યો. જગતના ગમે તે દેશમાં વિચરતાં જેટલું ભોળપણ અને નિષ્પાપ ખેડુત વર્ગમાં જોવામાં આવે છે તેટલું અન્ય વર્ગમાં જોવામાં આવતું નથી.

પાટણની ઉત્તરે બાગમતિના કાંઠે શ્રી ચંદ્રકામધેનુ ચર્ખાપ્રચારક મહાગુઠી, અને તેને અંગે ચંદ્રવસ્ત્ર મહાવિદ્યાલય છે. આ બન્ને સંસ્થાઓ રાજ્યની મદદથી ઉઘાડવામાં આવી હતી. પરંતુ હાલ તેને ઉત્તેજન ઓછું અપાતું લાગે છે. બન્ને સંસ્થાઓના મંત્રી ભાઇ તુળસી મહેર પોતાથી બનતી કોશિષ કરે છે.

## પશુપતિનાથ અને મુક્તિનારાયણ.

નેપાળમાં પશુપતિનાથ અને મુક્તિનારાયણ એ બે મુખ્ય તિર્થ ધામો છે. શહેરથી એક ગાઉ દુર બાગમતિના કાંઠે શ્રી પશુપતિનાથનું મંદિર છે. રસ્તે વિક્રમની યાદ દેવડાવતી બત્રીસ પૂતળીઓનું મંદિર આવે છે. પશુપતિનાથના મંદિરનો ઉપરનો ભાગ સોનેથી મઢેલો છે. આસપાસ બીજાં ઘણાં મંદિરો છે. જગા વિશાળ અને સુંદર છે. રાજ્ય તરફથી મંદિરને ઘણી આવક છે. શિવરાત્રીને દિવસે અહિં મોટી યાત્રા ભરાય છે. આ દિવસોમાં હિંદમાંથી જતા યાત્રીઓને નેપાળ જવાનો પાસ આપવામાં આવે છે. સાધુ સંતોને રાજ્ય તરફથી ભોજન અને લાયકાત મુજબ રૂપીઆ ૧ થી ૧૦ સુધી દક્ષિણા આપી વિદાય દેવામાં આવે છે. લુલાં પાંગળાં સાધુ સંતોને ભીમફેરીથી નેપાળ સુધી ડોલીઓમાં લઇ જવાની વ્યવસ્થા કરવામાં આવે છે. મેળો પૂરો થતાં દરેક યાત્રીને પાછો મોકલી દેવામાં આવે છે.

પશુપતિનાથના મંદિરથી થોડે દુર ગુહ્યેશ્વરી દેવીનું મંદિર છે. પુરાણમાં દર્શાવેલી શંકર પાર્વતિની કથામાં પાર્વતિની ગુહ્યશક્તિનું પૂજન વર્ણવ્યું છે. તેના રહસ્યને અંતર જ્ઞાનથી વિચારી જોવાને બદલે,

પત્થરને ભગના આકારમાં કોરી કાઢી તેના ઉપર સોનાનું ઢાંકણુ મુકી, તેની અહિં પુજા કરવામાં આવે છે !

જે શંકર અને પાર્વતિનો પાઠ મનુષ્યને આત્મજ્ઞાનમાં ઝબોળી મુક્તિ દાતા છે, તે શંકર અને પાર્વતિની આવી કઢંગી સેવા કરી આત્મદ્રોહ ન કરાય. સનતાન ધર્મમાં આત્માના આવિર્ભાવ માટે મૂર્તિ પૂજા દર્શાવેલી છે.

अन्योऽसावन्योऽहमस्मिति नसवेद
यथा पशुरेव सदेवानाम् । ( बृहदारण्यक. )

ભાવાર્થ—જે માણસ એમ ધારીને દેવતાની ઉપાસના કરે છે કે તે દેવતા ( ઉપાસ્ય ) અને હું ( ઉપાસક ) બન્ને ભિન્ન છીએ. તે પશુસમાન હોઈ ઈશ્વરને જાણી શકતો નથી.

પ્રતિમાના સ્વરૂપને પોતાથી ભિન્ન ગણી પૂજન કરવામાં આવે, તો તે ઇશ્વરોપાસના નહિ પણ બુતપરસ્તિજ છે. મહર્ષિ દયાનંદનો ઉદ્દેશ મૂર્તિને ખંડન કરવાનો નહતો, પરંતુ મૂર્તિ પુજાની આધુનિક પ્રથાને ખંડન કરવાનો હતો.

**મુકિતનારાયણ.** નેપાળથી પંદર દિવસના રસ્તે ગંડકીના મૂળ આગળ મુક્તિનારાયણનું તિર્થ ધામ છે. ચૈત્ર વૈશાખમાં અહિં મોટી યાત્રા ભરાય છે. આ જગાએ ગંડકીમાં સાલીગ્રામ જડે છે. ગંડકીના જળ ઉપર તુળસીનું પાન મુકતાં તળીએથી સાલીગ્રામ આવી તે પાન લઇ જાય છે. આ પત્થરમાં એક જાતનો કીડો થાય છે તેને તુળસીનાં પાન બહુ ભાવે છે, જેથી તેને તુળસીની વાસ આવતાંજ તળીએથી ઉપર આવી પાન ખેંચી જાય છે. પછી તેને સાલીગ્રામ માનો કે પત્થરની અંદરનો જીવાત્મા માનો. સાલીગ્રામનો વાસ જીવ માત્રમાં છે.

મુક્તિ નારાયણથી થોડે દુર પહાડમાં એક ગુફા છે. આ ગુફામાં ભૂતાન દેશની બુદ્ધ બ્રહ્મચારિણિઓનો વિહાર ( મઠ ) છે. ગુફાની અં-



સુવર્ણ બુદ્ધમંદિર : કાઠમંડુ—નેપાળ

( PHOTOGRAPHER NEPAL )

કુમાર પ્રિન્ટરી : અમદાવાદ

દર પહાડના એક ભાગમાંથી ઠંડા પાણીનું ઝરણુ નીકળે છે, અને બીજી તરફ નાની સળગતી જવાળા નિકળે છે. આવા અદ્ભૂત સ્થાનમાં રહીને ઉપર્યુક્ત બ્રહ્મચારિણિઓ નિર્વાણ પામે છે.

કાઠમંડુથી બાર ગાઉ ઉપર ગરમ પાણીનું એક ઝરણુ છે તેને તમકુંડ કહે છે. વીસ ગાઉના રસ્તે ત્રિશુલી ગંગાને ગોસાંઇ સ્થાન કહે છે.

## બુદ્ધ મંદિરો.

કાઠમંડુથી બે માઇલ દુર એક ટેકરી ઉપર બુદ્ધદેવનું મંદિર છે, તેનો નીચેથી ઉપર સુધીનો ભાગ સોનાનાં પતરાંથી મઢેલો છે, ચોમેર ફરતી સોનાની પ્રતિમાઓ છે. મંદિરની સામે ઓટલા ઉપર સૂવર્ણનું વજ્ર છે. પાછળના ભાગમાં ભૂતાની લોકોનું સાદું નાનું બુદ્ધ મંદિર છે. પાસે મહામાયાનું મંદિર છે. આ શિવાય પાટણમાં પણ એક પ્રાચિન સૂવર્ણ મંદિર જોવાલાયક છે. નેપાળમાં બુદ્ધ પંથીઓ સનાતન મંદિરોમાં પણ દર્શન અર્થે જાય છે. લંકા અને અહિંના બુદ્ધ મંદિરોમાં બહુ તફાવત લાગ્યો. અહિંનાં મંદિરોની રચના, પ્રતિમાઓ શણગાર અને પુજા વિધી સનાતન ધર્મનાં મંદિરોને અનુસરતી છે. જ્યારે લંકામાં પ્રતિમાઓ કેવળ માટી અથવા પ્લાસ્ટરની, શણગારનું નામજ નહિ, મંદિરો પણ સાદા ઘર જેવાં. સાચેજ જે ભગવાને જગતના કલ્યાણ માટે સર્વ વસ્તુઓનો ત્યાગ કર્યો હતો તેમને સૂવર્ણના ઘરમાં ગોંધી રાખવાની જરૂર ન હોય.

બુદ્ધ ધર્મમાં મહાયાન અને હિનયાન એવા બે પંથો છે. તેમાંનો મહાયાન પંથ નેપાળ, તીબેટ, ભૂતાન, ચીન અને જાપાનમાં પ્રવર્તે છે. બ્રહ્મદેશ સિંહલદ્વિપ અને સીઆમમાં હિનયાન પંથ ચાલે છે. બ્રહ્મદેશમાં તો બન્ને પંથો ચાલે છે.

મહા=મોટો અને યાન=માર્ગ. હિનયાન=નાનો માર્ગ. હિનયાનમાં ઘણું ખરૂં તત્વજ્ઞાન છે. તે પ્રાપ્ત કરવા માટે પંચશીલ, અષ્ટશીલ,

દશશીલ અને આર્યાષ્ટાંગ માર્ગ ગ્રહણ કરવામાં આવે છે. આ માર્ગમાં મનુષ્યે પોતેજ મુક્ત થવું એ શ્રેષ્ટ મનાય છે. જ્યારે મહાયાનમાં બુદ્ધ દેવને મૂર્તિ રૂપે માની એમના દિવ્ય સ્વરૂપની ભક્તિ કરવાનો માર્ગ ગ્રહણ કરી પોતે મોક્ષ પામવો, તેની સાથે અન્યને મોક્ષ પમાડવો એ શ્રેષ્ટ ગણાય છે. પોતે મોક્ષ પામવો તેને પાલી ભાષામાં 'અરહંત' કહે છે અને બીજાને મોક્ષ પમાડવો તે બોધીસત્વ કહેવાય છે.

હિનયાન કરતાં મહાયાન ઉત્તમ કહી શકાય, કારણ કે આ પરમ બોધીસત્વ, સનાતન ભક્તિ માર્ગને સંપૂર્ણ અનુસરતું છે. પરંતુ દુર્દેવે વર્તમાન સમયમાં જેમ ભક્તિ માર્ગની પ્રથા સનાતન દેવ મંદિરોમાં ફરી ગઇ છે, તેમ અહિંના મહાયાન પંથમાં ફરી ગયેલી છે. આજ કારણને લઇને અહિંના મંદિરોમાં લંકામાં પળાતા હિનયાન પંથના મંદિરોના જેવી શાંતિ જોવામાં આવતી નથી. જે બુધ્ધે અહિંસાનો પવિત્ર ઉપદેશ કર્યો હતો તેનું ઉલ્લંઘન તો બન્ને પંથોમાં જોવામાં આવે છે આ બન્ને પંથવાળાઓ વગર સંકોચે માંસાહાર કરે છે.

**વર્ણાશ્રમ.** અહિંઆં કન્યા આપવા લેવામાં જાતિ ભેદ ઓછો છે, જેથી પેટા જ્ઞાતિઓ વધવા પામી નથી. બ્રાહ્મણ જેવી ઉચ્ચ કોમના લોકો ક્ષત્રિ, વૈશ્ય કે શુદ્રની કન્યા પરણી શકે છે. વૈશ્ય અથવા ક્ષત્રિની કન્યામાં બ્રાહ્મણથી જે સંતતિ ઉત્પન્ન થાય છે, તે વૈશ્યમાં શ્રેષ્ટ ગણાય છે. આથીજ અહિંઆ એક શ્રેષ્ટ જાતિ ઉત્પન્ન થયેલી છે. આ શિવાય બીજી જ્ઞાતિઓ નહિ હોવાથી જ્ઞાતિઓના ઝઘડા અને કુસંપ થવા નથી પામતા.

પૂર્વે કાર્યને અનુસરી અરસપરસ સહાય માટે અને અણીના વખતે સમગ્ર દેશને મદદ રૂપ થઇ પડે, એ ઉદ્દેશથીજ વર્ણવિભાગ પાડવામાં આવેલા હતા. તેને બંધન રૂપ ગણવાથી ઐક્યતા સાધી શકાતી નથી.

અહિંઆં વિધવા વિવાહની છુટ છે. લગ્નની બાબતમાં સ્ત્રી પુ-

રૂષના આવા સમાનહક્ક સચવાતા હોતાથી નેપાળની પ્રજા વ્યભિચાર દોષ અને તેને અંગે થતાં અનિષ્ટોથી રહિત છે. આથીજ તેમની સુંદરતામાં પવિત્રતા જણાઇ આવે છે. સ્ત્રીઓને સીતા બનવાનો ઉપદેશ આપી તેમની પાસેથી સીતાની રામ પ્રત્યેની પવિત્રતા અને સેવા ઇચ્છવી, અને પોતે રામના એક પત્નિ વ્રતને ભૂલી જવું! આવા અન્યાયને સેવી વિધવાવિવાહ તરફ દુર્લક્ષ કરવાથી આપણે ત્યાં જે અનિષ્ટો ઉત્પન્ન થાય છે, તેને માટે દુઃખી હૃદયે દયાળુ ઇશ્વરચંદ્ર વિદ્યાસાગરે રૂદન કરતાં કરતાં કહ્યું છે કે " આ દેશ મનુષ્યોનો નથી જો હોત તો આવાં અનિષ્ટોનો નિકાલ થઇજ ગયો હોત."

## ગોરખા સરકાર

પૂર્વે નેપાળના પહાડોમાં ગોરક્ષનાથ યોગિ રહેતા હતા. આ પહાડ અહિંથી ૩૬ માઇલ દુર છે તેને ગોરખા પહાડ કહે છે અને તે ઉપરથી અહિંનાં મૂળ વતનીઓ પણ ગોરખા કહેવાય છે. તેમના રાજ્ય કર્તાને ગોરખા સરકાર કહે છે. ગોરક્ષનાથના સમયમાં ઉજજૈયનથી વિક્રમાદિત્યના વંશજોએ અહિં આવી ગોરક્ષનાથની આજ્ઞા લઈ ગોરખા લોકોને વશ કરી અહિં રાજ્ય કરવા માંડયું, અને વિર વિક્રમ નામ ધારણ કરી વિક્રમ સંવત ચાલુ કર્યો. હાલ નેપાળ નરેશ શ્રીપાંચ ત્રિભૂવન વિરવિક્રમ છે. મહારાજા જંગબહાદુરના પહેલાં રાજ્યની કુલ સત્તા શ્રીપાંચ સરકારના વંશજોના હાથમાં હતી. પણ જંગબહાદુર દીવાનની પદવી ઉપર આવ્યા પછી એકાએક ઉમરાવ વર્ગની કતલ કરી બધી સત્તા પોતાને કબજે કરી. શ્રીપાંચ નામના રાજા રહ્યા. જંગબહાદુરના મરણ પછી તેમનો પુત્ર ગાદીએ બેઠો. પણ તે રાજ્યને લાયક નહી હોવાથી તેના કાકાના દીકરા વિરસમશેરે તેને મારીને ગાદી છૂંચવી લીધી. વિર સમશેરનો નાનો ભાઇ ખડગ સમશેર મુખ્ય સેનાપતિની જગાએ નિમાયો, તેમનો નાનો ભાઇ દેવ સમશેર કાઠમંડુનો સુબો બન્યો, અને ચંદ્ર સમશેર ને તેના હાથ

નિચેની જગા મળી. વિર સમશેરના મરણ પછી દેવસમશેરને કેદ કરવામાં આવ્યો, અને મુખ્ય પ્રધાનની જગા ચંદ્રસમશેરને મળી. જેઓ હાલ ગાદી ઉપર છે.* તેમને મહારાજા શ્રીતીન કહેવામાં આવે છે, આ મહારાજાએ મેટ્રીકની પરિક્ષા કલકત્તા યુનિવર્સિટીમાં પાસ કરી છે. યુદ્ધકળાનાં ઘણાં અંગ્રેજી પુસ્તકોમાંથી તેમણે નેપાળી ભાષામાં અનુવાદ કરેલા છે. રાજ્યનો બધો વહીવટ તેમના હાથમાં છે. માત્ર મુખ્ય બાબતો જેવીકે ગૌહત્યા કરનારને દંડ દેવો, બ્રાહ્મણને બ્રાહ્મણપણામાંથી ચ્યુત કરવો, મુંડન કરાવી દેશ નિકાલની સજા ફરમાવવી, અને ફાંસી દેવી. આ ચાર બાબતોમાં શ્રી પાંચની આજ્ઞા માગવી પડે છે. મહારાજાની પાસે પરદેશ, સ્થાનિક, ગુપ્તચાર મંડળ અને ઘરકામ માટે એમ ચાર ખાનગી કારભારીઓ છે. તેમના ઉપર એક મુખ્ય કારભારી છે.

આ રાજ્યમાં કોઈ પણ મુકદ્દમા માટે વકીલ કે બૅરીસ્ટરને સ્થાન નથી. દાવાની શરૂવાતમાં માત્ર ૩–૧) કોર્ટ ફી ભર્યા પછી દાવો પુરો થઈ રહેતા સુધી કોઇ પણ પ્રકારની ફી કે બીજા સરકારી લાગા માટે કંઇ પણ ખર્ચ થતું નથી. ન્યાય કોર્ટમાં ગરીબ પ્રત્યે ઠીક ધ્યાન અપાતું હોય એમ જણાય છે. રૂશવતની સખ્ત મનાઈ છે. બીરગંજથી નેપાળ આવતાં જકાત અને રાહદાની ખાતાના માણસોમાંથી કોઇનું વર્તન રૂશવતની ઇચ્છાવાળું જોવામાં ન આવ્યું. આ શિવાય રાજ્યના કેટલાક કાનુન સખ્ત છે. જે જગાએ ખૂન થયું હોય તેજ સ્થળે ખૂનીનો શિરચ્છેદ કરવામાં આવે છે. આવા સખ્ત કાનુનથી ભયંકર ગુન્હાઓ ઓછા થાય છે.

રોજના નિયમ મુજબ મહારાજા શ્રીતીન મહેલ બહાર નીકળે છે. આ વખતે કમ્પાઉન્ડની બહાર પલટણના માણસો સલામી માટે ઉભા રહે છે. તેમની બાજુમાં ઘણા માણસો ભેગા થયેલા હોય છે. જેમને જે કંઈ ફરીયાદ રજુ કરવી હોય તેઓ રસ્તાની એક બાજુએ

* મહારાજા ચંદ્રસમશેરનો આ વર્ષમાં (૧૯૩૦) માં સ્વર્ગવાસ થવાથી હાલ મહારાજા ભીમસમશેર ગાદી ઉપર છે.

એક પછી એક ગોઠવાઇ જઇ દરેક જણ પોતાની ફર્યાદ રજુ કરે છે. બીરગંજથી રાહદાની માટે આવેલા તાર પણ આજ વખતે ખાનગી કારભારી મહારાજા આગળ રજુ કરી જેના તેના જવાબ માટે હુકમ મેળવી ટેલીફોનથી મુસાફરોને ખબર આપે છે. મહારાજા ખંડેરાવ ગાયકવાડના વખતમાં પણ વડોદરા શહેરમાં સરકાર હવેલી આગળ આ પ્રમાણે પ્રજાની ફરીયાદ સાંભળવામાં આવતી હતી.

કોઇને કોર્ટદ્વારા અન્યાય મળ્યો હોય, અથવા કોઇ બીજી બાબતમાં યોગ્ય દાદ ન મળી હોય, તે વિષે જેઓ વિગતવાર મહારાજાને કહેવા ઇચ્છતા હોય, તેમને માટે દરરોજ સવારે આઠથી દસ વાગ્યાનો વખત મુકરર કરેલો હોય છે. આ વખતે મહેલના ત્રીજા મજલાના ઝરૂખા ઉપર આવી ઉભા રહીને મહારાજા પ્રજાની દાદ ફર્યાદ સાંભળે છે. મહેલની નીચે ઉભા રહેતા લોકોમાં સર્વથી પ્રથમ ચોપદાર, પછી ફર્યાદીની અરજ સંભળાવનાર અધિકારી, તેમના પછી અમુક અધિકારી વર્ગ, અને તે પછી પલટણના સીપાહીઓ, છેલ્લે અન્ય ગૃહસ્થો. ફર્યાદ સંભળાવનાર અમલદાર અરજીની વિગત ખોટી રીતે સમજાવે, તો ફર્યાદિ વચ્ચે દલીલ કરી શકે છે. આ દલીલ ઉપરથી મહારાજાને ખાત્રી થાય, કે અમલદારે ફર્યાદીના લાભની વાત ચુકાવીને ખોટી વિગત રજુ કરી છે, તો તેજ વખતે અમલદારને સખ્ત સજા ફરમાવવામાં આવે છે. આવી ન્યાય પરાયણતાને લીધે એવો બનાવ ભાગ્યેજ બને છે. રાજ્યની આવી સુવ્યવસ્થાથી અહિં અમલદારીનો દોર જોવામાં આવતો નથી. અમલદારો હાથ નીચેના માણસો પ્રત્યે પણ સમભાવ અને સાદાઇથી વર્તતા જણાય છે.

## સામાન્ય વર્ણન.

નેપાળમાં અતિથીને પ્રથમ જળપાન કરાવ્યા પછી તંબાકુ અથવા સોપારીથી તેનો સત્કાર કરવામાં આવે છે. ચ્હા જેવી નુકશાનકારક વસ્તુએ હજી આ દેશમાં પ્રવેશ કર્યો નથી, પરંતુ પરદેશી સીગારેટનું વ્યસન દાખલ થઈ ગયું છે !

અહિંના લોકોનો મુખ્ય ખોરાક ચોખા છે. તેની સાથે માંસાહાર થાય છે. નારંગી જામફળ અને કેળાં એ મેવો પુષ્કળ થાય છે. કેળાં ઘણાંજ સસ્તાં વેચાય છે. આ શિવાય ઘી, દુધ, અનાજ પણ સસ્તાં છે. દુધ અને અનાજ માટે માપ વપરાય છે. તેને માના કહે છે. એક માનો લગભગ ૬૦ તોલા વજનનો થાય છે. બીજી ચીજો ૭૫ તોલાના એક શેરના હીસાબે તોળીને વેચાય છે.

મારવાડ, સંયુક્ત પ્રાંત, અને નેપાળની તળેટીના લોકો અહિં વેપાર ધંધા અર્થે રહે છે. થોડા મુસલમાનો પણ ધંધા રોજગાર માટે આવી વસેલા છે. આ શિવાય નેપાળમાં કોઇ ઠેકાણે મુસલમાનોની વસ્તી નથી. કારણ મુસલમાન બાદશાઓ, નેપાળમાં પ્રવેશ કરી શકયા નથી.

ભરતખંડમાં પૂર્વે પડદાનો બીલકુલ રીવાજ નહોતો, તેનું તાદ્રશ્ય દ્રષ્ટાંત અહિં મળી આવે છે. અહિંની સ્ત્રીઓનો પોષાક મહારાષ્ટ્ર અને દક્ષિણ હિંદની સ્ત્રીઓને લગભગ મળતો છે. મજુર વર્ગ શિવાય અન્ય વર્ગની સ્ત્રીઓ માથાં તદ્દન ખુલ્લાં રાખે છે. માથામાં ફુલ ખોસવાનો તથા લીલમ માણેકથી જડેલો સોનાનો મોટો ગોળાકાર ચાંદ પહેરવાનો રીવાજ છે. ભારતના પ્રાચીન પોશાકનું ભાન કરાવતી આ બ્હેનોની સુંદરતા કાશ્મીર કરતાં પણ ઉત્તમ લાગે છે.

હિંદમાં મુસલમાનોના: આવવાથી પૂર્વજોએ વખત પુરતો પડદાનો રીવાજ દાખલ કરેલો. મુસલમાનોની સલ્તનત ચાલી ગઇ, અને તે વખત પણ ગયો, છતાં મૂળ રીવાજને વિચારી ન જોતાં સ્ત્રીઓને પડદામાં ગોંધી રાખી તેમનું રક્ષણ કરવા માગીએ છીએ! પરંતુ જ્યાં સુધી તેમના ચારિત્ર્યને કેળવવાનો પ્રસંગ ન આપીએ, ત્યાં સુધી તેઓ અરક્ષિતાજ છે. જે પોતે પોતાનું રક્ષણ કરી શકે છે તેજ સુરક્ષિતા છે. આપણે અને આપણાં ઘરો, એ સ્ત્રીઓનાં ખરાં રક્ષક નથી. ધર્મજ તેમની ખરી રક્ષા કરી શકે છે, એ ધર્મ વડેજ સીતાએ લંકામાં

પોતાની રક્ષા કરી હતી, અને એ ધર્મના અભાવેજ કરણઘેલાની પટરાણી કમળાદેવીએ બાદશાહની બેગમ થવાનું સ્વિકાર્યું હતું.

અહિંઆં બુદ્ધ શિવાય બીજો પંથ દાખલ થયો નથી. જે નિષ્પક્ષપાતપણે ઉપદેશ કરવા ઇચ્છતા હોય છે તેમને પોતાના કે અન્ય કોઇના પંથ સાથે સંબંધ હોતો નથી. પરંતુ એક સત્ય=ઇશ્વર સાથેજ સંબંધ હોય છે. ભરતખંડના ખૂણે ખોચરે ક્રિશ્ચાનિટી પ્રસરી ગઇ છે, પણ નેપાળમાં પ્રવેશ કરવા નથી પામી.

નેપાળના લોકો ભોળા માયાળુ અને સ્વભાવે નમ્ર જણાય છે. પ્રભુની દયાથી હિંદની પવિત્ર ગણાતી ભૂમિનો આ પ્રદેશ છળ પ્રપંચથી વંચિત છે. બહુ પુરાતન કાળમાં જ્યારે ગ્રીસ અને અન્ય દેશના પ્રવાસીઓ હિંદમાં આવેલા, તે વખતના હિંદુસ્તાનનું વર્ણન લખતાં તેઓ જણાવે છે " હિંદુસ્તાનના લોકો વિશ્વાસુ, ભોળા અને સદાચરણી છે. કોઇ જુઠું બોલવામાં સમજતું નથી." આ ઉપરથી એટલું તો સાબીત થાય છે કે તે વખતમાં વેદાંત માત્ર મોઢેથી ઉચ્ચારાતું નહોતું. પરંતુ તેને આચારમાં મુકેલું હતું. સતયુગ અને કળીયુગ બન્ને મનુષ્યની કૃતિઓનાં પરિવર્તન છે. કળીયુગી જીવન ગાળવાનું શરૂ કર્યું, ત્યારથી પરદેશીઓનાં આક્રમણ થવા લાગ્યાં. ધીરે ધીરે નૈતિક સ્થિતિ હણાઇ, અને પરિણામે પરતંત્રતાની બેડીમાં હિંદ સપડાઇ ગયું. પ્રમાદ અને મોહમય જીવન ગાળવાથી હજારો પાખંડ સુઝી આવે, તેવી સ્થિતિનું નામ કળીયુગ. એ દશામાંથી જાગૃત થવું તે સતયુગ.

નેપાળ છોડતાં પહેલાં મુખ્ય કારભારી શ્રી. મરિચ માનસિંગની મારફતે મહારાજા શ્રીતીનની મુલાકાત લેવાની ઇચ્છા હતી. એ નિમિત્તે આ સજ્જનનો મેળાપ થયો. કાર્તિક માસમાં પૂજાના દિવસ હોવાથી મહારાજાની મુલાકાત થઇ શકે તેમ નહોતું. હવે એક બે દિવસમાં મારે નેપાળ છોડવાનું હતું. નેપાળથી પાછા આવતાં પણ રાહદાની મેળવવી પડે છે. શ્રી. મરિચ માનસિંગે મને તે તુરતજ મંગાવી આપી.

## કાઠમંડુથી મધુબની.

તા. ૨૬ મી ની સવારે મધુબની જવા માટે કાઠમંડુથી પાછો ફર્યો. આ વખતે પણ મજુર તો નંદલાલજ હતો. બાર વાગતાં ચંદ્રાગીરી વટાવી ચીતલાંગ પહોંચ્યા. મારખુમાં થોડી વખત વિસામો લઇ સાંજે છ વાગે કુલીખાની જઇ મુકામ કર્યો.

મોટરના વખતે ભીમફેરી પહોંચી જવાય, એટલા માટે સવારે ચાર વાગે ઉઠીને ચાલવા માંડયું. રાત્રી અજવાળી હતી, કોઈ કોઇ જગાએ વાંકા ચુકા રસ્તે પહાડના પડછાયાથી અંધારૂં પડતું હતું; તેવે ઠેકાણે બહુ સંભાળ રાખવી પડતી હતી. પહાડોમાં પગે ચાલીને મુસાફરી કરવાની ટેવ નહિ હોવાથી ચંદ્રાગીરી ઉતર્યા પછી, ઢીંચણે દુખાવો શરૂ થયો હતો. સીધા પગે પહાડ ઉતરતાં મુશ્કેલી પડે છે, પરંતુ પહાડ ચડતી વખતે શ્વાસોશ્વાસથી ફેફસાં વિકાસ પામે છે, જેથી પહાડની મુસાફરી એકંદરે ફળદાયક નિવડે છે. ચીસાપાની ઘડી પહોંચતાં નેપાળથી મળેલી રાહદાની લઈ લેવામાં આવી, અને તેના બદલામાં બીજી રાહદાની મળી. જકાતી માલની તપાસ થઈ ગયા પછી ચીસાપાનીઘડીથી નીચે ઉતરવાનું હતું. પગે દુખાવો વધતો જતો હોવાથી આ ઢોળાવ ઉતરતાં જે મુશ્કેલી પડી છે તે ભૂલાય તેવી નથી. ભીમફેરી પહોંચતાં ઇશ્વર કૃપાથી છેલ્લી મોટર મળી ગઇ. ભોળો નંદલાલ છૂટા પડતી વખતે પ્રેમ યુક્ત ભીનાં નેત્રોથી જોવા લાગ્યો ! તેની નિર્દોષ પ્રકૃતિનું દ્રશ્ય અત્યારે પણ હું નિહાળી રહ્યો છું.

હાલ મોટર અને રેલગાડીઓની મુસાફરીથી, તકલીફ વગર પહાડોમાં ઝપાટાબંધ ફરી વળાય છે. પરંતુ પગે ચાલીને કષ્ટ વેઠી પ્રવાસ કરવાથી જે કુદરતી આનંદ મળે છે તે ઉપલાં સાધનોથી મળી શકતો નથી. રાત્રે રકસૌલ જઈ સ્ટેશન વેઈટીંગ રૂમમાં આરામ લીધો. સવારે પગે સોજો વધી જવાથી ચાલવું મુશ્કેલ પડતું હતું ! મુશ્કેલીમાંજ પ્રભુ વારંવાર યાદ આવે છે. એજ પ્રભુની ઇચ્છાથી થોડા દિવસમાં

પગે આરામ થઇ ગયો અને દુઃખ વિસરી જવાયું. પરંતુ નેપાળનાં કુદરતી દ્રશ્યનો આનંદ વિસરી શકાય તેમ નથી.

**જનકપુર.** રકસૌલ અને દરભંગાની વચ્ચે આવતા જનકપુર રોડ સ્ટેશનથી દસ ગાઉ દુર, મોટર રસ્તે નેપાળની હદમાં, મૈથીલ દેશની પુરાતન રાજધાની જનકપુર જવાય છે. ' સીતામઢી ' સ્ટેશનથી પણ જનકપુર જઇ શકાય છે. જનકપુરમાં જનક રાજાના મંદિર શિવાય બીજું કંઇ જોવા જાણવાનું નથી. ગામ તદ્દન નાનું છે. અહિંથી બાર માઇલ ઉપર પત્થરનું પિનાક ધનુષ છે. ત્યાં ઘણા લોકો યાત્રાએ જાય છે. નેપાળની તળેટીમાં નેપાળગંજથી માંડીને જયનગર સુધીનો ભાગ આવેલો છે, તેને નેપાળતરાઇ કહે છે. આ સરહદી ભાગોમાં ગોરખા અને હિંદી મિશ્ર ભાષા બોલાય છે. પહેરવેશ પણ મિશ્ર છે.

જનકપુર રોડથી થોડાજ કલાકમાં દરભંગા આવ્યો. આ દેશી રાજ્યનો રેવન્યુ ખાતા શિવાયનો બધો વહીવટ બ્રીટીશ રાજ્ય તરફથી થાય છે. અહિંથી જયનગર લાઇનમાં મધુબની ગયો. આખા હિંદુસ્તાનમાં કોકટી જેવા કપાસની ઉત્તમ જાત માટે મધુબની પ્રખ્યાત છે. કોકટી રૂ, કુદરતી ભગવારંગનું થાય છે, તે મજબુત અને સફાઇદાર હોય છે. ઉત્તમ કોકટી રેશમની હરીફાઈ કરી શકે છે. આ રૂનું વાવેતર મધુબનીની આસપાસ થાય છે. દોઢ માઇલ ઉપર આવેલું ભૌવાડા, મધુબનીનો એક ભાગ ગણાય છે. અહિંના ઘણા ખરા વણકરો હાલ મીલના સુતરને ભગવો રંગ ચઢાવી કોકટીમાં મિશ્ર કરતા હોવાથી અખીલ ભારત ચર્ખાસંઘ તરફથી મધુબનીમાં ખોલવામાં આવેલી ડેપો મારફતે, અહિંના અમુક વણકરો પાસે શુદ્ધ કોકટી ખાદી તૈયાર કરાવવામાં આવે છે. આ ડીપો જથાબંધ કાપડ તૈયાર કરી બીહાર ખાદીકેન્દ્ર મુઝફરપુરમાં મોકલે છે. ત્યાંથી હિંદના તમામ ભાગમાં પહોંચાડવામાં આવે છે. આ બધું નિહાળવા માટે વ્યવસ્થાપક શ્રી. બ્રીજનાથદાસનો હું આભારી છું.

આપણા દેશમાં આવું ઉત્તમ જાતનું રૂ થતું છતાં, દેશની આ-
ાથક સ્થિતિને હાની પહોંચાડનાર પરદેશી કાપડ વપરાય છે! વળી
આધુનિક પાઠશાળાઓમાં વિધાર્થીઓને આવી બાબતોથી અજ્ઞાત રાખી,
પૃથ્વીના બીજા દેશોની ભૂગોળ અને ઈતિહાસ શીખવવામાં આવે છે!
જેથી સંખ્યાબંધ માણુસો હિંદમાં નિપજતી ચીજો અને તેનાથી થતા
લાભથી અજાણ રહે છે. જે કેળવણી પરતંત્ર બનાવે તેને કેળવણી
કેમ કહેવાય! જે વેપાર અનિતિ શીખવે તે વેપારથી ઉન્નતિની આશા
ક્યાંથી રખાય! મહાભારતમાં વર્ણવેલી તુલાધાર વૈશ્યની નિતિ તપ-
સ્વિઓને નમાવતી હતી! સ્વતંત્રતા અને સદાચરણમાંજ દેશનું સંપૂર્ણ
હિત રહેલું છે. એ હિતસુચક, સુતર કાંતવાનો નિર્દોષ ઉદ્યોગ આપણુને
ગમતો નથી! સ્વદેશના વાવટા રૂપી ખાદીને આપણે દરેક જણ ધા-
રણ કરીએ તો પાશ્ચાતોની સ્વદેશ ભક્તિનું સાચું અનુકરણ કર્યું
કહેવાય. તેમનો વેપાર અને કેળવણી તેમના દેશને લાભકારી છે, જ્યારે
આપણે ત્યાં તેથી ઉલટું છે.

મધુબનીમાં દુધ, દહીં, સસ્તાં અને સારાં મળે છે. અહિંઆં
કેરીનો પાક પુષ્કળ થતો હોવાથી અમાવટ સસ્તો મળે છે. સુકવી
રાખેલા કેરીના રસને 'અમાવટ કહે છે. બનારસની લંગડા કેરીનો
અમાવટ બહુ સ્વાદિષ્ટ થાય છે. આ તરફ તળાવને પોખરા કહે છે.
પોખરાને તળીએ થતાં મખાન ફળ ખાવા લાયક છે. આ ફળ ચ-
ણીબોર જેવડાં થાય છે, તેને શેકવાથી ધાણીની જેમ કુલીને હલકાં
થઇ જાય છે, તે સ્વાદમાં માખણ જેવાં લાગે છે. મખાન લાંબો સમય
સુધી રહી શકે છે. અહિંના લોકો મુસાફરીમાં મખાન અને અમાવટ
સાથે રાખે છે.



# દાર્જીલીંગ અને આસામ.

## મધુબનીથી સીલીગુરી.

મધુબનીથી દરભંગા આવી, બીજે દિવસે દાર્જીલીંગ જવા માટે ગંડકીના કીનારે આવેલા સમસ્તીપુર થઇને રાત્રે બાર વાગતાં બરૌની જંકશને પહોંચ્યો. દરભંગા, સમસ્તીપુર, મધુબની, અને મુઝફરપુર, આ બધાં સ્ટેશનો બ્રૅન્ચ લાઇનોમાં આવેલાં હોવાથી હરવખત ગાડીઓ બદલવાની તકલીફ રહે છે. પટણા અને મોકામેહ ઘાટથી આવતાં વચ્ચે ગંગા નદી આવેલી હોવાથી આગબોટ અને રેલગાડીની અદલા બદલી કરવી પડે છે. રાત્રે દોઢ વાગતાં કટીહાર જવાની પેસેંજર ગાડી આવી પહોંચી. દરેક ડબ્બો મુસાફરોથી ખીચોખીચ ભરેલો હતો. વચલા વર્ગમાં પણ એજ સ્થિતિ જોઇ. ચાર કલાક પછી આવતી મેલ ટ્રેઇનમાં જવાનો વિચાર કર્યો, પણ સોનપુરનો મેળો હોવાથી તેમાં પણ જગા મળવી મુશ્કેલ છે એવું જણાયાથી જેમ તેમ કરી વચલા વર્ગમાં જગા લીધી.

દરસાલ કાર્તીક પુનેમે સોનપુર પાસે ગંડકી અને ગંગાના સંગમ આગળ મેળો ભરાય છે. આવો ભારે મેળો હિંદુસ્તાનમાં બીજે કોઇ ઠેકાણે ભરાતો નથી. હિંદના તમામ દેશોમાંથી મોટા મોટા સોદાગરો કીંમતી માલ લઇને આવે છે. હાથી, ઘોડા, ઉંટ ઇત્યાદી જાનવરો તથા પાલખીઓ, રથ, મેના વગેરે વાહનો વેચાય છે. આસામના પ્રસિદ્ધ હાથીઓનું પણ અહિં વેચાણ થાય છે. આથી સામાન્ય વર્ગ શિવાય શ્રીમંતો, જમીનદારો અને રાજા રજવાડાના કારભારીઓની પણ ઠીક મેદની ભરાય છે.

સવારે આઠ વાગતાં કટીહાર આવ્યું. આ જંકશનથી ઇસ્ટર્ન બેંગાલ રેલવે જોડાય છે. આ પહેલાં કલકત્તા જતાં એક વખત

અહિં આવી ગયો હતો. અહિંથી કલકત્તા જતાં 'લાલગોલા' અને 'ગોદાગરી' ઘાટ વચ્ચે પદ્મા નદી આવેલી છે. ગંગાના પ્રવાહને પદ્મા કહે છે. આગબોટમાં બેઠાં બેઠાં આ વિશાળ અને ગંભીર પ્રવાહની આસપાસનું દ્રસ્ય આનંદજનક લાગે છે.

રાત્રે આઠ વાગે કટીહારથી પાર્બતીપુર થઇને બીજે દિવસે સવારે સીલીગુરી ગયો. અહિં પોણો કલાક જેટલો વખત મળતો હોવાથી શૌચ ક્રીયા તથા દાતણુ પાણીનો પુરતો અવકાશ મળે છે.

## દાર્જીલીંગ.

સીલીગુરીથી દાર્જીલીંગ સુધી, દાર્જીલીંગ હીમાલયન રેલવે, તથા મોટર ગાડીઓનાં સાધન છે. મોટરથી બે કલાક પહેલાં પહોંચાય છે. ભાડું બંન્નેનું સરખું જ હતું. પહાડમાં વાંકાચુંકા ચઢાવ આવતા હોવાથી ટ્રેઇનમાં માત્ર ચારથી પાંચજ ડબ્બા લગાડવામાં આવે છે વધારે મુસાફરો હોય તો તુરતજ પાછળ બીજી ટ્રેઇન ઉપડે છે.

સુકના સ્ટેશન પછી ઘીચ જંગલ શરૂ થયું. આગળ જતાં 'ગયાબારી' અને 'કુરસોંગ સ્ટેશન વચ્ચે ટ્રેઇનિ એક ટનેલમાંથી બહાર નીકળી એક વર્તુલ જેવા આકારમાં ફરી, પાછી તેજ ટનેલ ઉપર થઇને પહાડ ચઢે છે. અહિંઆં પહાડોના ઢોળાવ ઉપર ચ્હાના બગીચા જોવામાં આવતા હતા. લગભગ પાંચ હજાર ફુટની ઉંચાઇએ આવેલા કુરસોંગમાં આવતાં ઠંડી બહુ લાગવા માંડી. આ સ્ટેશને મુસાફરોને નાસ્તા માટે ટ્રેઇન અડધો કલાક સુધી ઉભી રહે છે. આ નાના શહેરના બજારની વચ્ચે થઇને, ધીરે ધીરે મોટા લંબગોળ ચક્રાવા પસાર કરતી ગાડી ૭૪૦૭ ફુટની ઉંચાઇએ ચઢી. 'ધુમ' સ્ટેશન આવ્યું. સીલીગુરી તરફનો દેખાવ અદ્રશ્ય થઇ ગયો, અને કંચનજંઘા તથા દાર્જીલીંગનું રમણિય દ્રશ્ય દેખાવા લાગ્યું. શીયાળાની મોસમમાં પહાડની આટલી ઉંચાઇએ ઠંડીનું શું પૂછવું! હવાથી આંગળાં ઠરવા લાગ્યાં. હવે ગાડી જરા નીચે ઉતરવા માંડી, નીચે ખીણોમાં આમ

તેમ અથડાતાં વાદળાં અને એક તરફ બરફથી ઢંકાયેલા કંચનગંગાના શીખ્ખરો જેવું સુંદર દ્રશ્ય, નૈનીતાલ અને સીમલાના પહાડોમાં ન જોયું. સાડા બાર વાગે દાર્જીલીંગ આવ્યું.

સ્ટેશનની પાસે આવેલી મોહનલાલ શીવલાલની ધર્મશાળામાં ગયો. હવા અજવાળા સાથે સગવડવાળી આવી સ્વચ્છ અને સુંદર ધર્મશાળા બીજે ન જોઇ. આપણી ધર્મશાળાઓમાં વિશેષે કરીને નવાણ અને શૌચ ક્રીયા કરવાનાં સ્થાનોને ગંદા કરી મુકનાર છીટ-છાટવાળા મુસાફરો હોય છે. ઘણી ખરી ધર્મશાળાઓમાં સ્વચ્છતાની વ્યવસ્થા સારી હોય છે. છતાં અસ્વચ્છ મુસાફરો બેદરકારીથી તેને બગાડી મુકે છે.

મુઝફરપુરમાં દેવદાસ બસંતલાલની ધર્મશાળામાં સ્વચ્છતા જાળવવા માટે સારી યોજના કરી રાખેલી છે, કચરો નાખવા માટે ઠેરઠેર વાસણો ગોઠવી રાખેલાં, પાન ચાવનાર ભાઇઓ માટે પાનની પીચકારીઓ મારી, દીવાલ અને જમીનને ગંદાં ન કરવાની સુચના સાથે પીચદાની જેવાં કુંડાં ગોઠવી રાખેલાં છે. આટલું છતાં ત્યાં ઉતરનાર ભાઇઓની બેદરકારીનાં ચીન્હો માલુમ પડતાં હતાં! સદ્‌ભાગ્યે આવા મુસાફરો અહિં નહિ આવતા હોવાથી આ ધર્મશાળા કંઇક બચી ગઇ છે. પહાડી લોકો ગંદા રહેતા હોવાથી તેમને માટે ભોંય તળીયાનો ભાગ મુકરર કરેલો છે. 'અહિંઆં ઉતરનાર મુસાફરે અસ્વચ્છ કરેલી જગા પોતેજ સાફ કરવી પડશે,' એવા કડક નિયમો છે. ગંદા રહેતા મુસાફરો માટે આવા ફરજીયાત નિયમોની જરૂર છે.

આરોગ્યના મૂળ ઉદ્દેશને અનુસરી સ્વચ્છતાનું પાલન કરવા માટે, આપણા ધર્મમાં તેનું નિયમન કરવામાં આવેલું છે. તેને આપણે છીટછાટનો ધર્મ બનાવી, સ્વચ્છતાને ચુકી, અસ્વચ્છતા ગ્રહણ કરવી, એ મહાન દુષણ છે. એ દુષણને લીધે રેલવે કંપનીવાળાઓ અને આગબોટવાળાઓ તરફથી કેટલીક વખત તીરસ્કરણીય દશા ભોગવવી પડે છે!

દાર્જીલીંગમાં લાંબા વખત સુધી હવા ફેર કરવા આવનાર માટે સેનેટેરીઅમ છે. તે ૧૫ મી માર્ચથી ૧૫ મી નવેમ્બર સુધી ખુલ્લું રહે છે. અહિંઆં કુટુંબ સાથે થોડા ખર્ચે* રહી શકાય તેવો પ્રબંધ કરેલો છે. આ શિવાય દાર્જીલીંગમાં કેટલીક બંગાળી હૉટેલો છે. આવી ભભકાવાળી હૉટેલો અંદરથી ગંદી જોવામાં આવે છે. યુરોપીઅન હૉટેલોમાં સચવાતી ચોખ્ખાઇ તરફ દુર્લક્ષ કરી હૉટેલો કાઢવાથી શું ફાયદો ?

આપણી પૂર્વકાળની રીતભાત ઘણીજ ચોખ્ખી હતી; અને તેનો પાઠ દુનિયાને શિખવો પડતો હતો. મૌર્યસામ્રાટ ચંદ્રગુપ્તના વખતમાં વૃદ્ધ ચાણક્યે રચેલા અર્થશાસ્ત્રમાં ઘરોની બાંધણી, રસોડાં, રસ્તાઓ અને મોરીઓ ઇ. ની સ્વચ્છતા સંબંધી જે ઉલ્લેખ કર્યો છે, તે આપણી પુરાતનકાળની વિવેકી અને સ્વચ્છ રીતભાતની સાક્ષી પુરે છે. હજી પણ આપણે સાદા રહીને તેટલીજ સ્વચ્છતા જાળવી શકીએ તેમ છે. પણ જો પશ્ચિમની રીતભાતનું અનુકરણ કરવું હોય તો સ્વચ્છતાના કડક નિયમ પાળનાર પશ્ચિમના લોકો પાસેથી આ સંબંધી આપણે શીખવુંજ જોઇએ. અહિંઆં યુરોપીઅન હૉટેલોમાં માઉન્ટ ઍવરેસ્ટ હૉટેલ સર્વથી મોટી છે.

આ પહાડમાં પૂર્વે દાર્જ નામના ધર્મગુરૂ ( લામા ) નું નિવાસ સ્થાન હતું, તે ઉપરથી આ જગાને દાર્જીલીંગ કહે છે. અહિંઆં નેપાળ, ભૂતાન, સીકીમ અને તિબેટના પહાડી લોકોની ઘણી વસ્તી છે. નેપાળીઓની સંખ્યા સહુ કરતાં વધુ છે. સીકીમના લોકો લેપચા કહેવાય છે. લેપચા, ભૂતાની અને તિબેટીઅનો, શરીરે કદાવર અને મજબુત દેખાય છે. પરંતુ નેપાળના ગુરખા જેટલા શુરવીર અને હિંમતવાન લાગતા નથી. કોઇ કોઈ અંગ્રેજી શીખેલા ભૂતાની અને લેપચા લોકો સરકારી નોકરીમાં જોડાયેલા છે. તિબેટીઅનો ઘણા ખરા વેપારીઓ છે. અહિંના બજારમાં ભૂતાન, તિબેટ અને નેપાળની

કારીગરીના માલની દુકાનો છે. તિબેટમાં લાકડાં અને ત્રાંબા પીત્તળ ઉપર ઉત્તમ કારીગરીનું કામ પણ ઘણું થાય છે. તિબેટીઅનો ચિત્રકળામાં ચીન અને જાપાનની હરીફાઇ કરી શકે તેવા છે. ભૂતાની લોકો બજારના રસ્તે લાકડાનાં વાસણ, પહાડી વનસ્પતિ અને ચ્હા વેચવા બેસે છે. ભુતાની અને તિબેટીઅન સ્ત્રીઓ રસ્તે ચાલતાં ઉન કાંતતીજ હોય છે. પહાડી લોકોનો ખોરાક, ચોખા મકાઇ અને માંસ, એ મુખ્ય છે, દાર્જીલીંગમાં નારંગીનો પાક પુષ્કળ થતો હોવાથી બહુ સસ્તી વેચાય છે. સીકીમમાં સફરજંદ અને નારંગી ઘણી થાય છે. અહિંઆં ગોરખા અને હિંદી એમ બે ભાષા બોલાય છે. નેપાળના ગુરખાઓની વધુ વસ્તી હોવાથી ગોરખા ભાષાનો પ્રચાર વધારે છે.

દાર્જીલીંગથી ૩૨ માઇલ દુર ટાઇગર હીલ આવેલી છે. ત્યાં જવા માટે ઘુમ સ્ટેશનથી ટટ્ટુ ભાડે મળી શકે છે. રસ્તે એક બે હૉટેલો છે. ટાઇગર હીલ ઉપરથી હિમાલયનાં ત્રણ ઉંચા શીખ્ખરો જોઇ શકાય છે. મધ્યમાં આવેલું માઉન્ટ ઍવરેસ્ટ ( ગૌરીશંકર ) શિખ્ખર સર્વથી ઉંચું છે. તેની ઉંચાઇ ૨૯૦૦૦ ફુટ છે. આસપાસ આવેલાં બન્ને શીખ્ખરો ૨૭૭૯૦ અને ૨૬૮૬૭ ફુટની ઉંચાઇનાં છે. આ બધાં શિખ્ખરો હંમેશાં બરફથી ઢંકાયેલાં રહેતાં હોવાથી બહુ સુંદર લાગે છે. અહિંથી સવાર સાંજ સૂર્યનો ઉદય અને અસ્ત એ બન્ને વખતનું સંપૂર્ણ દ્રશ્ય જોઇ શકાય છે.

દાર્જીલીંગની પડખે આવેલા ઉંચા પર્વતને કંચનજંઘા કહે છે. આ પર્વતની જાંગ ઉપર સૂર્યનાં કીરણ પડે છે ત્યારે કંચન જેવો દેખાવ થઇ રહે છે, જેથી તેને કંચનજંઘા કહે છે. તેમાંથી વહેતા નિર્મળ ઝરણને કંચનગંગા કહે છે. તેથી તે બન્ને નામથી ઓળખાય છે.

**ઘુમ.** ( તિબેટીઅન બુદ્ધ મંદિર ) દાર્જીલીંગમાં તિબેટીઅનોનાં બુદ્ધ મંદિરો જોવા લાયક છે. તેમનું મોટું મંદિર 'ઘુમ' સ્ટેશનથી

બે ફર્લાંગ દુર છે. મંદિરને તેઓ ' ધુમ ' કહેતા હોવાથી આ જગાનું નામ પણ ' ધુમ ' રાખવામાં આવ્યું છે. અહિંના મંદિરમાં બુદ્ધદેવની દશ ફુટ ઉંચી સોનેથી રસેલી માટીની પ્રતિમા છે. તેની આજુબાજુ લોકેશ્વર ( બ્રહ્મા ), લામા, શાકયસિંહ અને ગુરૂ નાનકની પ્રતિમાઓ બેસાડેલી છે. બુદ્ધદેવની આગળ પંદર વીસ નાનાં પીત્તળનાં પાત્રોમાં પાણી ભરી રાખવામાં આવે છે, અને મણ દોઢમણ ઘીથી ભરેલાં બે ઉંચાં ત્રાંબાનાં પાત્રોની અંદર નાની જ્યોત બળતી રાખવામાં આવે છે. પૂજા વિધી નેપાળનાં બુદ્ધ મંદિરો જેવી છે. મંદિરની પાસે એક ઓરડીમાં " ૐ માનીપેમા હુંગશી " અથાર્થ ' ૐ **ब्रह्मास्मि** નો ઉચ્ચાર કરતો લામા, એક મોટા ધર્મ ચક્રને નિરંતર જોરથી ફેરવ્યાં કરે છે. ચક્રનો દરેક આંટો પુરો થતાં તેની સાથે જોડેલો ઘંટ પણ વાગ્યાંજ કરે છે. ધર્મ ચુસ્ત તિબેટીઅનો આવું નાનું ધર્મચક્ર હાથમાં રાખી હાલતાં ચાલતાં ઉપરના ઉચ્ચાર સાથે ફેરવ્યાં કરે છે, અને એક હજાર ૐ ' બોલાયા પછી એક પાપ દુર થયું માની માળાનો મણકો ફેરવે છે. તિબેટમાં બ્રાહ્મણોને લામા કહે છે. આ મંદિરમાં પાલી ભાષાના પુરાતન ગ્રંથો રાખવામાં આવેલા છે. મંદિરની દિવાલો ઉપર દેવદેવીઓની પ્રતિમાઓ ચીતરેલી છે. દરેક મંદિર આગળ ધર્મ ધ્વજાઓ ઉભી કરી રાખેલી હોય છે. ધ્વજા ઉપર ' ૐ માનીપેમા હુંગશી ' લખેલું હોય છે.

મહાયાન પંથી તિબેટીઅનો બ્રહ્મા, વિશ્નુ અને શંકરને બુદ્ધદેવની સાથે પુજે છે. ત્રિવિષ્ટમ ( તિબેટ ) માંથી ઉતરી આવી ભરતખંડમાં નિવાસ કરનાર આર્યોની પ્રાચિન પ્રથા હજી તિબેટમાં ચાલે છે. તા. ૫–૧૨--૨૮ ને રોજ હું 'ધુમ ' થી પાછો દાર્જીલીંગ આવ્યો.

નેપાળ અને ભૂતાનની વચ્ચે આવેલું દેશી રાજ્ય સીકીમ, પહેલાં સ્વતંત્ર હતું. હાલ તે બ્રીટીશ સરકારને તાબે છે. દાર્જીલીંગથી સીકીમ ૧૧ માઇલ દુર છે. પશ્ચિમમાં ૧૫ માઇલ ઉપર નેપાળ રાજ્ય જોડાય છે. સીલીગુરીથી દાર્જીલીંગ હીમાલયન રેલવેલમાં ત્રીસ

માઇલ દુર 'કાલીમપોંગ' સ્ટેશનથી ભૂતાન જવાય છે. આ તરફનો ભાગ પહેલાં ભૂતાન રાજ્યનો હતો. અહિથી થોડે દુર સરહદ ઉપર લશ્કરી કાફલો રહે છે. આગળનો પહાડી રસ્તો બહુ કઠીણ છે. આ વિકટ રસ્તે ભૂતાનની હદમાં થઇને તિબેટ જવાય છે.

---

## દાર્જીલીંગથી ગૌહત્તી (આસામ).

તા. ૬ ઠ્ઠીએ દાર્જીલીંગથી સવારે ૯–૫૫ મીનીટે ઉપડતી ગાડીમાં આસામ જવા નીકળ્યો. સીલીગુરી અને પાર્બતીપુર જંકશને ગાડી બદલી રાત્રે બાર વાગતાં 'લાલમનીરહટ' જંકશને પહોંચ્યો. આસામ જતા મજૂરોની પાર્બતિપુરથી પુષ્કળ ગીરદી, અને આ તરફની ભીની હવાને લીધે, અહિં આવતાં શરીરમાં બેચેનીનાં ચિન્હો માલૂમ પડવા લાગ્યાં. અહિંથી ત્રીસ માઇલ ઉપર ભૂતાનની તળેટીમાં કુચબિહારનું દેશી રાજ્ય આવેલું છે. ત્યાં જવા માટે અહિં ગાડી બદલવી પડે છે. બેંગાલ ડુઆર્સ રેલવે પણ અહિંથી જોડાય છે. કલકત્તાથી ઉપડેલી આસામ મેલ રાત્રે ત્રણ વાગે આવી. તેમાં ગૌહત્તી જવા નિકળ્યો. સવાર થતાં આસામની સરહદ ઉપર આવેલા એવા સુંદર પ્રદેશમાંથી ટ્રેઇન પસાર થતી હતી કે જેનું દશ્ય હજી આંખ આગળ રમ્યાં કરે છે. સપાટ જમીન ઉપર આડી અવળી બીજી વનસ્પતિ શિવાય સંખ્યાબંધ લીલાં વૃક્ષોથી ભરપુર જંગલ વિશાળ બગીચાની માફક શોભતું હતું! 'સરપટગામ' ગયા પછી આઠ વાગતાં 'સોરભોગ' સ્ટેશન આવ્યું. અહિંથી આગળ જતાં બ્રહ્મપુત્રાની નહેરો અને આસપાસ ઉગેલા લીલા ઘાસનાં મેદાનો પસાર કરતી ગાડી 'આમીનગામ' આવી પહોંચી. અહિંથી આગબોટમાં બેસી બ્રહ્મપુત્રા નદી ઓળંગવાની હતી. બ્રહ્મપુત્રાના સામે કીનારે પાંડુ પહોંચ્યા પછી આસામ બેંગાલ રેલવેની ટ્રેઇનમાં જગા લીધી. વનવાસ વખતે પાંડવોએ અહિં નિવાસ કરેલો, તે ઉપરથી આ સ્થાનને 'પાંડુ' કહે છે. દોઢ વાગતાં ગૌહત્તી આવ્યું.

**ગૌહત્તી.** આસામની રાજધાની ગૌહત્તી શહેર બ્રહ્મપુત્રાને કિનારે આવેલું છે. તેનું પ્રાચિન નામ 'પ્રાગજ્યોતિષપુરા' હતું. જે પૂર્વે ભગદત્ત રાજાની રાજધાની હતું. હાલ તો બ્રહ્મપુત્રા અને સુરમાની વચ્ચે આવેલા ખાસીઆ ડુંગરની ટેકરી ઉપર આસામના ગવર્નરને અનુકૂળ શીલાંગને આસામની રાજધાની બનાવવામાં આવ્યું છે ! જ્યાં ઉનાળામાં પણ ઠંડી રહે છે. ભર ઉનાળામાં ગરમીનું ઉષ્ણુમાન ભાગ્યેજ ૮૦ ડીગ્રી કરતાં વધે છે. ગૌહત્તીથી શીલાંગ ૬૩ માઇલ દુર છે. મોટર રસ્તો છેક ચેરાપુંજી સુધી જોડેલો છે.

હિંદુસ્તાનમાં સૌ કરતાં વધુ વરસાદ ચેરાપુંજીમાં પડે છે. એકંદરે ૫૦૦ ઈંચ જેટલો વરસાદ આખા વર્ષમાં થાય છે. કોઈ વર્ષે આથી પણ વધુ પ્રમાણમાં પડે છે. એકલા જુલાઇ માસમાંજ, વર્ષના અડધા પ્રમાણ જેટલો વરસાદ પડી જાય છે. અહિંઆં ૧૮૦૦ ફુટની ઉંચાઇએથી પડતો 'મોસમાઈ ધોધ' દુનિયામાં સર્વથી ઉંચો છે. આટલી ઉંચાઇએથી પુષ્કળ અવાજ સાથે ખડકો ઉપર પછડાતા ધોધનું દ્રશ્ય ગંભીર છતાં આનંદજનક લાગે છે. ચેરાપુંજી પણ સીલહટની ઉંચી પટી ઉપર વસેલું હોવાથી બહુ ઠંડુ રહે છે.

ગૌહત્તીમાં વેપાર ધંધા અર્થે બંગાળ મારવાડ અને સંયુક્ત પ્રાંતના લોકો આવી વસેલા છે. મજુર વર્ગ બધો સંયુક્ત પ્રાંતનો છે. સરકારી નોકરીમાં ખાસ કરીને બંગાળી લોકો છે. આસામનાં શહેરો અને ગામડાંઓમાં રોજ સાંજ પડતાં બજાર ભરાય છે. ગૌહત્તીમાં ભરાતા બજારમાં સંધ્યાકાળે પુષ્કળ ભીડ થાય છે. મચ્છી, માંસ અને ચોખા, એ આસામીઓનો મુખ્ય ખોરાક છે. ભાષા કંઇક બંગાળીને મળતી છે. લીપી તો બંગાળીજ છે. આસામી લોકો ભોળા અને સરળ લાગ્યા.

આસામમાં એન્ડી, મુગા અને પટ, એ ત્રણ જાતનાં રેશમી કાપડ તૈયાર થાય છે. એન્ડી કાપડ તૈયાર કરતાં કીડાનો નાશ કરવામાં આવતો નથી. કોષીટામાંથી કીડો નીકળી ગયા પછી રેશમને રૂની જેમ કાંતવામાં આવે છે. એન્ડી ઘણું ગરમ અને ટકાઉ હોય



૧૮૦૦ ફૂટ ઊંચાઈનો જગવિખ્યાત મોસમાઇ ધોધ (ચેરાપુંજી–આસામ)

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

છે. તેની ચાદરો ઠંડીમાં ઓઢવા માટે ઘણી ઉપયોગી છે. મુગા એન્ડી કરતાં બારીક અને સફાઇદાર થાય છે પણ એન્ડી જેટલું ટકાઉ હોતું નથી. પટમાં મીલના રેશમનો તાણો વપરાય છે. શુદ્ધ રેશમી કાપડ તો માત્ર એન્ડીજ કહી શકાય, કે જેમાં કીડાને પણ મારવામાં આવતો નથી. ગૌહત્તીમાં મારવાડી વેપારીઓ રેશમી કાપડનો વેપાર બહુ કરે છે. અહિંઆં કાંતવાનો ધંધો પડી ભાગવાથી વિલાયતી સુતર અને કાપડનો વપરાસ થયો છે. આસામમાં કન્યાઓ માટે વણવાનું ફરજીઆત હોવાથી વણવાનો હુન્નર હજી ટકી રહ્યો છે.

**કામાક્ષી.** ગૌહત્તીથી બે માઇલ દુર કામાખ્યા ડુંગર છે. એક દિવસે સવારે ગૌહત્તીથી રેલવે ટ્રેઇનમાં કામાખ્યા જવા નિકળ્યો. અહિંઆં પંડયાઓ છે પણ તેમના તરફથી કાશી મથુરા અને ગયાના પંડયાઓ જેટલો ત્રાસ ન લાગ્યો. આ અડધા માઇલના ચઢાવવાળા ડુંગર ઉપર કામાક્ષી દેવીનું મંદિર છે. નેપાળમાં જેમ ગુહ્યેશ્વરીનું પુજન થાય છે તેવુંજ અહિંઆં છે. મંદિરની પાસે કામદેવને શાંત કરવા માટે શંકરની આરાધના કરવાનું સ્થાન છે. તેમાં અંધ શ્રદ્ધાળુ યાત્રીઓ એક કુમારીકાનું પુજન કરી પછી બીજી કુમારીકાઓને પૈસા વહેંચે છે. પરિણામ એ આવ્યું છે કે અહિંઆં રહેતા પંડયા અને કાયસ્થની કન્યાઓ ભીખ માગતી થઇ ગઇ છે. અને મુસાફરોને પૈસા માટે કનડે છે !

પૂર્વે આસામના કોચા રાજાએ આ મંદિરની સ્થાપના કરેલી હોવાથી મંદિરની અંદર કોચા રાજાની પ્રતિમા બેસાડેલી છે. કુચબિહારના રાજા કોચા રાજાના વંશજો કહેવાય છે, તેમના તરફથી આ મંદિરને આવક છે. આસામના ઘણા ભાગને પહેલાં કામરૂપ દેશ કહેતા. હજી પણ ‘ સરપટગામ ’થી ગૌહત્તીની પૂર્વ તરફ ‘ લમડીંગ ’ સુધીના ભાગને કામરૂપ જીલ્લો કહે છે. મત્સ્યેન્દ્ર યોગિ સ્ત્રીયારાજમાં આવ્યા તે વખતનો પુરાતન કામરૂપ દેશ, છેક મણિપુર અને બ્રહ્મદેશ સુધી વિસ્તરેલો હોવો જોઇએ.

## બ્રહ્મપુત્રા અને ઉત્તર આસામ.

કામાક્ષીથી બ્રહ્મપુત્રાના કીનારે કીનારે ચાલતાં ગૌહત્તી પાછો આવ્યો. ગૌહત્તી આગળ બે માઇલ સુધી વિસ્તરેલા પટવાળી બ્રહ્મપુત્રા શાંત સમુદ્રના રૂપમાં વહે છે. બ્રહ્મપુત્રા નદની વચ્ચે આવતા કોઇ કોઈ લીલાછમ બેટ અને કીનારા ઉપરની ટેકરીઓ જેવું સુંદર દ્રશ્ય ઈરાવદી શિવાય બીજી કોઇ નદીઓમાં જોવામાં આવતું નથી. અતિશય ઘીચ જંગલોમાંથી વહેતી આવતી બ્રહ્મપુત્રાનું પાણી સડેલી વનસ્પતિઓથી મિશ્ર હોવાથી પીવાના ઉપયોગમાં લેવાતું નથી.

ગૌહત્તીથી આગબોટ રસ્તે તેજપુર જવાય છે. બાણાસુરની રાજધાની પુરાતન શોણિતપુરને હાલ તેજપુર કહે છે. હરી અને હરનું યુદ્ધ પણ શોણિતપુર આગળ થયું હતું એમ કહેવાય છે. આસામિ ભાષામાં શોણિતનો અર્થ પ્રકાશ થાય છે.

તેજપુરથી બ્રહ્મપુત્રામાં થઇને ચાર દિવસના રસ્તે દીબ્રુગઢ જવાય છે. ગૌહત્તીથી રેલવે રસ્તે 'લમડીંગ' અને 'તીનસુખીઆ' થઇને પણ 'દીબ્રુગઢ' જવાય છે. તીનસુખીઆ આસામ રેલવેનું છેલ્લું સ્ટેશન છે. જ્યાંથી દીબ્રુગઢ સદીયા રેલવે જોડાય છે. આ રેલવેમાં માકમ જંકશનથી સદીયા જવાય છે. સદીયાથી થોડેજ દુર ચીનની સરહદ પડે છે. એમ કહે છે કે અહિંનો સરહદી કેટલોક ભાગ હજી અચોક્કસ છે, સરહદ ઉપર રહેતા ચીની લોકો તોફાની અને જંગલી છે. દીબ્રુગઢથી બ્રહ્મપુત્રાને કાંઠે કાંઠે તિબેટ જવાય છે.

તીનસુખીઆ થઇને દીબ્રુગઢ જતાં ચ્હાના પુષ્કળ બગીચા આવે છે. આ બગીચાઓમાં સંયુક્ત પ્રાંતના સંખ્યાબંધ મજુરો કામ કરતા હોય છે. આ મજુરોને અઠવાડીયામાં એકજ દિવસ અનાજપાણી ખરીદવાની છુટ મળે છે. તીનસુખીઆ અને દીબ્રુગઢમાં દર અઠવાડીએ મોટાં બજાર ભરાય છે, તે વખતે ચ્હાના મજુરો સીધુસામાન ખરીદ કરવા આવે છે. ચ્હાના ખેતરોના માલીકોને પહેલાં મજુરો બહુ સસ્તા મળતા હતા. હાલ તેમ નહિ હોવાથી મરજી મુજબ



ગૌહત્તી આગળ બ્રહ્મપુત્રાના કિનારા ઉપરનું દૃશ્ય

( PHOTO BY GHOSAL BROS, SHILLONG )

કુમાર પ્રિન્ટરી : અમદાવાદ

લાભ ઉઠાવી શક્તા નથી. જમીનદારના દલાલો ભોળા મજુરોને પૈસાની લાલચ બતાવી અહિં લાવી ફસાવે છે.

જગતમાં સૌથી પ્રથમ ચ્હાની ઉત્પત્તિ ચીન દેશમાં થઇ. ધીરે ધીરે સીલોન, જાપાન, જાવા અને હિંદમાં થવા લાગી. હાલ દર વર્ષે ત્રીસથી બત્રીસ કરોડ રતલ ચ્હા હિંદુસ્તાનમાં નિપજે છે ! આ પ્રમાણુ હાલ જગતના તમામ દેશોની ઉત્પત્તિ કરતાં ચઢી જાય છે. આસામ અને દાર્જીલીંગમાં ઉત્પન્ન થતી ચ્હા વિલાયત જઇને પેક થઇ પાછી હિંદમાં આવીને, લીપ્ટન, બ્રુકબૉન્ડ ઇ. પ્રખ્યાત નામોથી મોંઘા ભાવે વેચાય છે ! ચોખા પણ હિંદુસ્તાનમાં પુષ્કળ પેદા થાય છે છતાં તે આપણને મોંઘા ભાવે મળે છે. ઘઉંની પણ તેજ સ્થિતિ છે. ઑસ્ટ્રેલીઆના ઘઉં આવી વેચાવા લાગ્યા છે. હવે તો ઘી દુધ પણ પરદેશથી આવવા લાગ્યાં છે ! શુદ્ધ ઘીમાં ચરબીના ભેગવાળા વેજીટેબલ ઘીને મિશ્ર કરી બજારોમાં વેચવામાં આવે છે ! પાંજરા પોળોમાં ખોડાં પાંગળાં ઢોરોનું પોષણ કરવામાં જેટલું પુણ્ય સમાયેલું છે તે કરતાં ધર્મ અને નીતિ ભ્રષ્ટ કરતી અને આરોગ્યને હાની પહોંચાડનાર ચીજોને બજારોમાં વેચાતી અટકાવવામાં વધુ પુણ્ય રહેલું છે, એટલું જો આપણે સમજીએ તો આપણામાં રહેલા માનસજીવનની નિર્બળતા જલદીથી દુર થઇ શકે.

## ગૌહત્તી અને ડીમાપુર વચ્ચે.

આસામની પૂર્વ દિશામાં ‘ મણિપુર ’ દેશી રાજ્ય છે. ત્યાં જવા માટે ત્યાંના પોલીટીકલએજંટની પરવાનગી મેળવવી પડે છે. ૧૧ મી ડીસેમ્બરે તારથી પરવાનગી મેળવી બીજે દિવસે સાંજે ડીમાપુર જવા નિકળ્યો. રાત્રે બાર વાગતાં ઉત્તર અને દક્ષિણ આસામની સરહદ ઉપર આવેલું ‘ લમડીંગ ’ જંકશન આવ્યું. અહિંથી ગાડી ઉપડી ત્રીજે સ્ટેશને જઇને થોભી. આગલે દિવસે આ સ્ટેશન આગળ ટ્રેઇનનું ભારે અકસ્માત થયેલું હોવાથી પાંચ છ કલાક સુધી અહિં

રોકાઇ રહેવું પડયું. સ્ટેશન ઘીચ જંગલની અંદર આવેલું હોવાથી ખાવાપીવાની ચીજ મળી શકે તેમ નહોતું. લમડીંગ છોડયા પછી જંગલ શરૂ થાય છે. તેમાં અહિં આવતાં તો રેલવે લાઇનની બન્ને બાજુએ ત્રણ ચાર ફુટના અંતરે ઘીચ વનસ્પતિથી ભરેલું ભયાનક જંગલ દશ્યમાન થાય છે. અહિં ધાડા જંગલને કાપીને રેલવે ટ્રેનને ચાલવા જેટલો રસ્તો કરેલો છે. આ ગગન વિહારી ઘીચ જંગલમાં ધુમસ પડયાં કરે છે. કોઇકોઇ જગાએ ખીચોખીચ વૃક્ષ વેલાઓને લીધે સૂર્યનાં કીરણ પણ પ્રવેશ કરી શકતાં નથી. આવી રીતે નિરંતર સડતી વનસ્પતિની ઝેરી હવાથી આ તરફનાં હવા પાણી સારાં રહેતાં નથી. નુકશાનકારક જંતુઓ અને મચ્છરના ઉપદ્રવથી મેલેરીઆ તાવ અને તેમાંથી ' બ્લેકવૉટર ( કાળો પેસાબ ) નામનો રોગ થાય છે. પૂર્વ આફ્રિકાના 'યુગાન્ડા' પ્રદેશમાં પણ આ રોગ થાય છે. આસામનાં જંગલોમાં ઘણાં જંગલી જાનવરો થાય છે. આ તરફ હાથી, વાઘ, ચીત્તા, એવાં વનપશુઓ ઘણાં રહે છે. ઉંચા ઘાસને લીધે હાથીઓની ઘણી વસ્તી છે. કોઇ કોઇ વખત હાથી રેલવે લાઇન ઉપર આવી તોફાન મચાવે છે. આસામમાં હાથીના શીકારની મનાઇ છે. અહિંના સફેદ હાથીની બહુ કીંમત બેસે છે.

દસ વાગતાં તીનસુખીઆ તરફથી મેલ ટ્રેઇન આવી અમારી ગાડીના મુસાફરોને લઇને પાછી ફરી. મણિપુર જવા માટે મણિપુર રોડ સ્ટેશને ઉતરવું પડે છે. સ્ટેશન પાસેના ગામને ડીમાપુર કહે છે. ડીમાપુરમાં મુસાફરો માટે ધર્મશાળા નહિ હોવાથી ડાક બંગલામાં મુકામ કર્યો. આસામની મુસાફરીમાં કેટલીક જગાએ ખાવા પીવાની ચીજો બરોબર મળી શકતી નથી. કેળાં નારંગી એવો મેવો આસામમાં પુષ્કળ થાય છે, પણ જંગલનાં સ્ટેશને તો તે પણ મળતો નથી. ડીમાપુરથી મણિપુર ૧૩૪ માઇલ દુર છે. માલ લઇ જવા લાવવા માટે મોટર લૉરીનાં સાધનો છે. મુસાફરો માટે પણ આજ વાહનો વપરાય છે.

## નાગલોક.

બીજે દિવસે સવારે આઠ વાગે ડીમાપુરથી નીકળતાંજ એક ગેટ આગળ મણિપુર રાજ્યમાં જવા માટે મેળવેલી પરવાનગી બતાવવા માટે મોટર ઉભી રહી. આઠ માઇલ જતાં બીજી ગેટ આવી. અહિંથી થોડે દુર ગયા પછી એક નદીનો પુલ ઓળંગી નદીના કીનારે કીનારે મોટર વાંકાચુકા રસ્તે ચાલવા લાગી. પાંચ છ માઇલ સુધી એક તરફ ઉંચો પહાડ, અને બીજી તરફ ધીમો મધુર અવાજ કરતી નદી વહે છે. પહાડ ઉપરના ગબડતા પત્થરોથી સાવધ રહેવા માટે જતી આવતી મોટરો સારૂ સુચના કરેલી છે. જેથી આ રમણિય દ્રશ્યના અવલોકન માટે મોટરને ધીમી નહિ પાડતાં ઉતાવળી ઝડપે ચલાવવી પડે છે. મણિપુર જતાં આગળ પહાડોમાં બીજે કાઇ ઠેકાણે આવું દ્રશ્ય આવતું નથી. આ દ્રશ્ય પસાર કર્યા પછી મોટર ધીમે ધીમે ઉંચો પહાડ ચઢવા લાગી. સાડા નવ વાગે કોહીમા આવ્યું. અહિં મુસાફરોની રાહદાની નોંધી લેવામાં આવી.

નાગા લોકોની આ પહાડમાં પુષ્કળ વસ્તી હોવાથી 'કોહીમા' નાગાહીલની મુખ્ય ડીસ્ટ્રીકટ ગણાય છે. અહિંઆં સરકારી અદાલત અને ગુરખા પલટણ રહે છે. મારવાડી વેપારીઓની કેટલીક દુકાનો છે. થોડા પંજાબી લોકો પણ છે. અહિંથી થોડે દુર એક ઢળતી ટેકરી ઉપર નાગાલોકોનાં પુષ્કળ ઝુંપડાં છે. આ વસ્તી એક મોટા ગામ જેટલી લાગી. મણિપુર સુધી બધે રસ્તે નાગાલોકોની ઘણી વસ્તી જોવામાં આવે છે. તે શિવાય આસપાસની પહાડીઓમાં તેમની અતિશય વસ્તી છે.

પુરાતનકાળના નાગલોકના વંશજો હાલ 'નાગા' કહેવાય છે. આ લોકો શરીરે મજબુત અને ગૌરવર્ણના છે. તેમની સુંદર સ્ત્રીઓ મહાભારતમાં વર્ણવેલી નાગકન્યાઓનું ભાન કરાવે છે. નાગાલોકો ભાલા, તીર, ઢાલ, એવાં હથિઆર પોતાના હાથે બનાવી લે છે. આવી લડાયક અને શુરવિર પહાડી જાત માટે અફસોસ કરવા

જેવું એ છે કે પરદેશી રાજ્ય સત્તાના બળથી તેમનું શુરાતન હણાઇ ગયું છે. થોડાં વર્ષો પહેલાં સ્વતંત્રપણે અહિંઆં વિચરતા આ પહાડી લોકો હાલ સડકો ઉપર મજુરીનું કામ કરી જીંદગી ગુજારે છે !

પહાડોની અંદર રહેતી આ બોધા જેવી નિર્દોષ નાગ જાતિનું ચારિત્ર સુધરેલી કહેવાતી કોમો કરતાં અંદરથી ઉજ્વળ જોવામાં આવે છે. આ લોકોમાં કુટુંબ દ્વેષ કદી થતો નથી. નાનો ભાઇ ગમે તેટલી સંપત્તિવાળો હોય અને મોટો ભાઇ નિર્ધન હોય છતાં નાના ભાઇ પાસેથી કંઇ પણ ગ્રહણ કરવામાં મોટો ભાઈ લાંછન સમજે છે. વડીલો હમેશાં નાનાઓ તરફ પ્રેમની દ્રષ્ટિથી જુએ છે. સ્ત્રીઓ તરફ માનની દ્રષ્ટિથી જોઇ તેમની સ્વતંત્રતામાં આડે આવતા નથી. અન્યોન્યમાં વૈરભાવ રાખતા નથી. આવું કેટલુંક તેમનું વ્યવહારીક જીવન જાણવા જેવું છે. નાગ લોકોના વસવાટવાળો કેટલોક ભાગ હજી એવો છે કે જ્યાં ભાગ્યેજ કોઇ જઈ શકે છે. એમ કહે છે કે 'ઓરમલા' ડીસ્ટ્રીકટમાં વસતા નાગલોકો બીલકુલ નગ્ન અવસ્થામાં રહે છે. પહાડની ટેકરીને ફરતી વાંસની વાડ બનાવી તેના ઉપર સ્વતંત્રપણે સ્ત્રીઓ રહે છે. પુરૂષો તળેટીમાં રહે છે. પરંતુ સ્ત્રીઓની સંમતિ શિવાય તેઓ ત્યાં જઇ શકતા નથી.

કોહીમા છોડયા પછી ઠંડીના સપાટા સહન કરતા અમે અગીઆર વાગે 'માઓ' પહોંચ્યા. રસ્તે મોટરો એક બીજા સાથે અથડાઇ ન જાય એટલા માટે બન્ને તરફથી આવતી મોટરો અહિંઆં બાર વાગતાં આવી જવી જોઇએ એવો કાનુન છે. મોડી આવનાર મોટરોને રસ્તામાંજ પડી રહેવું પડે છે. અહિંઆં પણ રાહદાની નોંધી લેવામાં આવી. અહિંઆં મુસાફરો માટે મારવાડીની વીશી છે. તે શિવાય પુરી દુધ મીઠાઈ મળી શકે છે. નારંગી અને કેળાં બહુ સસ્તાં વેચાય છે. સવા બાર વાગે બન્ને તરફની મોટરોને ઉપડવાની રજા મળી. મોટર પહાડ ઉતરતી ' મારાન ' આવી પહોંચી. 'કાંગપોકપી' આવતાં ડ્રાઇવરની નોંધ અને રાહદાની જોઇ લેવાયા પછી મોટર



મણિપુરી કુટુંબ (ઇમ્ફાલ—મણિપુર)

( PHOTO BY DAMODARSING—MANIPUR )

કુમાર પ્રિન્ટરી : અમદાવાદ

ઉપડી. સાંજે પાંચ વાગે મણિપુરની રાજધાની 'ઇમ્ફાલ' આવ્યું. અહિંઆં પણ ડાક બંગલા શિવાય બીજે ઉતરવાનું ઠેકાણું નહોતું.

## મણિપુર (સ્ત્રીયારાજ)

ઇમ્ફાલને પણ મણિપુર કહેતા હોવાથી સામાન્ય રીતે મણિપુર બોલાય છે. અહિંઆં આવનારને એક માસ સુધી રહેવાની પરવાનગી હોય છે. પાછાં જતાં પણ પાસ મેળવવો પડે છે. રાજ્યનો ઘણો ખરો વહીવટ પોલીટીકલ એજંટની વ્યવસ્થા નીચે ચાલે છે. શહેરથી એક માઇલ ઉપર મહારાજાનો મહેલ છે. આ મહેલના કંપાઉન્ડમાં ગોવિંદજીનું મંદિર છે. તેનું શિખ્ખર સોનાનાં પતરાંથી મઢેલું છે. મંદિરની અંદર મણિપુરી બ્રાહ્મણ શિવાય કોઇને પ્રવેશ કરવા દેતા નથી ! અહિના લોકો કૃષ્ણપંથી છે. છીટછાટ અતિશય પાળે છે. બ્રાહ્મણો તો મીઠાઇ જેવી ચીજ પણ મણીપુરી બ્રાહ્મણ શિવાય બીજા કોઇ બ્રાહ્મણને હાથોહાથ આપતા નથી.

અહિંની અંગ્રેજી નિશાળના શિક્ષકની મુલાકાત થતાં તેમણે મને મારી જ્ઞાતિ પૂછી. મેં કહ્યું ઇશ્વરના સર્જેલા હું તથા તમે બન્ને એકજ મનુષ્ય જાતિના છીએ. આ ઉપરથી મને માઠું લાગ્યું હશે એમ સમજી તેમણે મને કહ્યું કે હું તમને એટલા માટે પૂછુ છું કે જો તમે બ્રાહ્મણ હો, તો હું તમારી સાથે બેસી ન શકું. કારણકે હું ક્ષત્રિય છું. અહિના બ્રાહ્મણો પોતાને સૌ કરતાં શ્રેષ્ટ માનતા હોવાથી બીજી કોમની સાથે બેસતાં હિનપદ માને છે ! અને તેથી અહિંની અન્યકોમ, બ્રાહ્મણ સાથે બેસતાં વિનય સાચવે છે.

મણિપુરમાં રોજ બે વાગ્યા પછી બજાર ભરાય છે, તે છેક રાત્રે નવ દસ વાગતા સુધી રહે છે. સંધ્યા વખતે અતિશય ગીરદી થાય છે. આ બજાર ગૌહત્તીના બજાર કરતાં ઘણુંજ મોટું લાગ્યું. નવીનતા તો એ જોઇ કે અહિંઆં માત્ર સ્ત્રીઓજ વેપાર કરતી જો-

વામાં આવી. કાંસા પીત્તળનાં વાસણુ, લાકડાનો સામાન, કપાસ, સુતર, કાપડ, અને અનાજ ઇત્યાદિ વસ્તુઓ વેચવાની જગા અલગ અલગ મુકરર કરેલી છે. આ શિવાય રેંટીયા, રૂ લોઢવાના ચર્ખા, ફાળકા, ત્રાકો, ઇ. ગૃહઉદ્યોગને લગતો સામાન સસ્તો વેચાતો લાગ્યો. અહિંઆં રૂને એક વાંસની કામડી ઉપર પીંજે છે. આ કામડી એ-કજ પૈસામાં મળે છે.

પૂર્વે સાદું અને સરળ જીવન ગુજારવા માટે આવાં ઉત્તમ અને સસ્તાં સાધનો આખા હિંદમાં હતાં. હજી પણ જો ખાદી પ્રેમપૂર્વક ગ્રહણ કરવામાં આવે તો સાદું અને સરળ જીવન ગુજારી શકાય. અહિંની સ્ત્રીઓનો વેપાર તેમના ગૃહઉદ્યોગ ( રેંટીઓ અને સાળ ) સાથે જોડાયેલો છે. દરેક સ્ત્રી કાંતતાં વણતાં જાણે છે. પણ હવે કાંતવાનું ધીરે ધીરે નરમ પડવા માંડયું છે. કારણકે હિંદુસ્તાનમાં વેપાર ધંધા માટે સાહસીક કહેવાતા મારવાડી ભાઇઓએ અહિં આવી વિલાયતી કાપડ વેચવાનું શરૂ કર્યું છે! મીલના બારીક કાપડ કરતાં પણ ચઢી જાય તેવું અહિંની સ્ત્રીઓનું વણાટ કામ જોઇ ધીમે ધીમે તેમનો લોભ વધ્યો છે. કલકત્તાથી મીલ અને વિલાયતી સુતર મંગાવી, તેનાં અહિં કપડાં વણાવી બહારગામ મોકલવા લાગ્યા છે જેને લીધે કાંતવા વણવા અને રંગવાના કામમાં કુશળ ગણાતી મણિપુરી બ્હેનો પોતાના ઉદ્યમ માટે પરાધિન બનતી જાય છે.

પહેલાં મણિપુરના બજારમાં બધું શુદ્ધ કાપડ વેચાતું હતું. હાલ ભાગ્યેજ શુદ્ધ કાપડ મળી શકે છે. મારવાડી વેપારીઓની સ્થાઇક દુકાનો હોવા છતાં છુટક વિલાયતી કાપડ લઇને સ્ત્રીઓના બજારમાં વેચવા બેસે છે. તેમની વેપારનિતિ અહિંની સ્ત્રીઓએ ગ્રહણ કરવા માંડી છે, ખાસ કરીને કાપડ વેચતી સ્ત્રીઓ એકના ત્રણગણા દામ બતાવે છે. મિશ્ર ખાદીને શુદ્ધ ખાદી કહી વિશ્વાસુને ઠગે છે!

શેકટાનું રૂ અહિં ઘણું થાય છે. તેના ગલપટા તૈયાર કરીને



કપડું વણતી મણિપુરી કન્યા : મણિપુર

( PHOTO BY DAMODARSING—MANIPUR )

કુમાર પ્રિન્ટરી : અમદાવાદ

બજારમાં વેચવામાં આવે છે. કલકત્તા ખાતે પણ પુષ્કળ જાય છે. આ કાપડ દેખાવમાં રેશમ જેવું છે, પણ એકજ વખત ધોવાથી તુરત ખરાબ થઇ જાય છે. આ શિવાય એન્ડી કાપડ પણ અહિં વણાય છે.

અહિંના ચોખા મણિપુર રીયાસત બહાર મોકલવાની મનાઇ છે. જેથી ઘણા સસ્તા મળે છે. સારા ચોખા બેથી અઢી રૂપીએ મણ વેચાય છે. તોલમાં બંગાળી ૪૮ શેરનો એક મણ ગણાતો હોવાથી લગભગ એક રૂપીએ કાચો મણ પડી રહે છે. આ શિવાય ગોળ મકાઇ સસ્તાં મળે છે. ગોળની મીઠાશ અને સફાઇ જોતાં કોલ્હાપુર અને સાંગલીની હરીફાઇ કરી શકે તેવો છે.

અહિંની સ્ત્રી વેપારીઓ બજારમાં દરેક ચીજ સ્વચ્છ અને વ્યવસ્થિત રીતે ગોઠવીને વેચે છે. સ્વચ્છતા ઇશ્વરને પ્રિય છે અને તેથીજ પેગંબર હજરત મહમદ અને મોઝીઝ તથા મનુભગવાને સ્વચ્છતાને સાચા ધર્મિષ્ટ જીવનનો એક ભાગ ગણેલો છે. આને માટે અંગ્રેજીમાં એક કહેવત છે કે " Cleanliness is Godliness. " આ સ્ત્રીઓ સવારમાં ઉઠી ન્હાઇ ધોઇને સ્વચ્છ થયા પછીજ ઉદ્યમે લાગે છે. બ્રાહ્મણ અને વૈસ્ય સ્ત્રીઓનાં ઉજળાં દુધ જેવાં સફેદ સાદાં વસ્ત્રો અને તેમના શરીરની સુઘડતા વખાણવા લાયક છે. બધાં સ્ત્રી પુરૂષો તુળસીની કંઠી ધારણ કરે છે, અને તીલક પણ કરે છે. દરેક જણને ત્યાં તુળસી ક્યારો તો ખરોજ. સ્ત્રીઓ કમરે લુંગી પહેરી શરીર ઉપર સફેદ કપડું ઓઢે છે. આ તેમનો સામાન્ય પોષાક છે. ઘરેણાં પહેરવાનો રીવાજ નથી. હાથે ચુડી કે બંગડી પણ પહેરતી નથી. બહારના લોકોના સહવાસથી કોઇ કોઈ સ્ત્રીઓ કાનમાં એરંગી જેવા દાગીના પહેરવા લાગી છે. તેમના મજબુત અને સુંદર શરિરને કૃત્રિમ શણગારની જરૂરજ નથી. હંમેશાં ઉદ્યમે લાગેલી આવી સ્વતંત્ર સ્ત્રીઓના ચ્હેરા ઉપર ગ્લાની પણ શાની હોય? આવું છતાં અહિંની સ્ત્રીઓ બદનામ ગણાય છે. તેનું કારણ

તેમના દેશમાં આવી વસેલા લોકોની તેમના પ્રત્યેની ખરાબ રીતભાત છે. આવાં કેટલાંક કારણોને લીધે મણિપુર મહારાજાએ બહારના લોકોને મણિપુરમાં પ્રવેશ કરવા માટેનો પ્રતિબંધ કરવા અહિંના પોલીટીકલ એજંટને સુચવેલું છે. જેથી રજા સિવાય મણિપુર જઇ શકાતું નથી. અહિંઆં પુરૂષો કરતાં સ્ત્રીઓની સંખ્યા ઘણી છે તેથી તેનો ઉંધો અર્થ કરવાની જરૂર નથી. તેમને શુદ્ધ રીતે કેળવી હોય તો દેશને માટે સારો ભોગ આપે તેવી આ ઉત્સાહી બ્હેનો છે.

કોઈ પણ દેશના લોકોના અવગુણ જોવા કરતાં તેમનામાં રહેલા સદ્‌ગુણ શોધી તેમની ઉજળી બાજુનો ખરો અનુભવ મેળવવા માટે સમાજના સારા માણસોના સહવાસમાં આવવું જોઇએ.

મણિપુરમાં ગાંધર્વ લગ્ન કરવાનો રીવાજ છે. મરજી પડે ત્યારે સ્ત્રી કે પુરૂષ છૂટા છેડા કરી શકે છે. અહિંના સ્ત્રી પુરૂષો પૂર્વે નાગાહીલમાંથી ઉતરી આવેલા નાગ લોકજ છે. અર્જુન છેક અહિં સુધી આવ્યો હતો, અને નાગકન્યા ચીત્રાંગદાની સાથે ગાંધર્વ લગ્ન કર્યું હતું. તેનાથી ઉત્પન્ન થયેલા બભ્રુવાહનની આ પુરાતન રાજધાની છે.

મણિપુરથી પૂર્વ દિશામાં થોડે દુર જતાં બ્રહ્મદેશ જોડાય છે. સામાન્ય રીતે બ્રહ્મદેશ અને આસામની વચ્ચે અતિશય ઘીચ જંગલ અને લીલા ખડકો આવેલા હોવાથી જમીન માર્ગ ઘણો કઠીણ છે. બ્રહ્મદેશનું તંમુ શહેર અહિંથી ૮૦ માઇલ દુર છે. ત્યાં પગ રસ્તે ત્રણથી ચાર દિવસમાં પહોંચાય છે. મોટર રસ્તો બંધાઇ રહ્યો છે. મણિપુરની આસપાસ કુદરતી પહાડોનું દ્રશ્ય સારૂં હોવાથી આંખને બહુ ગમે છે. ઠંડી ઘણી પડે છે. હવા પાણી સારાં છે.

## અદ્‌ભૂત દ્રશ્ય.

તા. ૧૫-૧૨-૨૮ ને રોજ મણિપુરથી પૂર્વ બંગાળ તરફ જવા નિકળ્યો. ચારેક ગાઉ જતાં મોટર ખોટકી. બાર વાગી ગયા પણ



લમડીંગ અને જટીંગા વચ્ચેનું દૃશ્ય : પુલ નં. ૩૭ (A. B. Ry.)

મોટર સુધરી નહિ; પાસે કોઈ ગામ નહોતું, અડધો માઇલ દુર રસ્તા ઉપર એક દુકાન હતી તેમાં ગોળ, ધાણી, કેળાં, એવી ચીજો મળી શકતી હતી, તેના ઉપર નિભાવ કર્યો. સાંજ સુધી મોટરનું કંઇ ઠેકાણું નહિ પડવાથી ડીમાપુરથી આવતી મોટરમાં મણિપુર પાછું જવું પડયું. બીજે દિવસે સવારે મણિપુરથી નીકળી સાંજે ૭ વાગે ડીમાપુર પહોંચ્યો. કોહીમા છોડયા પછી ઘીચ જંગલની ભીની હવાના સપાટાથી શરીરમાં તાવ ભરાઇ આવ્યો. આ અસર કલકત્તા પહોંચ્યા પછી પણ દસ દિવસ સુધી રહી હતી. અડધા કલાક પછી દીબ્રુ-ગઢથી ગાડી આવી, તેમાં લમડીંગ ગયો. રાત્રે સ્ટેશન વેઇટીંગ રૂમમાં આરામ લીધા પછી બીજે દિવસે કંઇક ઠીક લાગ્યું.

સવારે સાડા ૭ વાગે લમડીંગથી બહાદરપુર જવાની ગાડી ઉપડી. થોડે દુર ગયા પછી કુદરતી દ્રશ્ય શરૂ થયું. રંગબેરંગી વૃક્ષ વેલા-ઓથી ઢંકાયેલી નીચી ઉંચી લીલીછમ ટેકરીઓનો આવો મનોહર દેખાવ દુનિયામાં ભાગ્યેજ કોઈ જગાએ હશે. આફ્રિકા અને હિંદના બીજા ઘાટોનું દ્રસ્ય આની આગળ કંઇજ નથી–પ્રચંડ ઉંચા કાપી કાઢેલા ખડકોમાંથી પસાર થતી રેલવે ગાડીમાંથી, ખડકોની ટોચ તરફ નજર નાખતાં, કેમ જાણે ગાડી પાતાળમાં ન ચાલતી હોય! ધીરે ધીરે ખડકો ચઢતી ટ્રેઇન, અઢી હજાર ફુટની ઉંચાઇએ આવેલા 'હાફલાંગ' સ્ટેશને જઇ ઉભી. અહિં આવતાં ગરમ હવા બદલાઇ ગઈ અને ઠંડા પવનની લહેરો આવવા લાગી. આ સ્ટેશને મુસાફરો માટે નાસ્તા પાણીની ઠીક વ્યવસ્થા કરી રાખી છે. આ પછી કેટલાક પુલ અને ટનેલો પસાર કરતી ગાડી ડમચેરા આવી પહોંચી. વચ્ચે આવતી ૨૨ નંબરની ટનેલ બે હજાર ફુટ લાંબી છે. બાંદરખાલથી જટીંગા સુધી રેલવે ટ્રેઇન જટીંગા નદીના કીનારે કીનારે દોડે છે. ચંદ્રનાથપુર છોડયા પછી ચ્હાના બગીચા પસાર કરતી ગાડી સુરમા-નદીનો પુલ ઓળંગી સાંજે ૭ વાગે બહાદરપુર પહોંચી. લમડીંગથી અહિં સુધી ૨૫૦ માઇલનું અંતર કુદરતી સુંદર દ્રશ્યોથીજ ભરપુર

છે. રેલવે ટ્રેઇન પણ દિવસના ભાગમાં જતી હોવાથી દ્રશ્ય અવલોકન કરવાનો લાભ મળી શકે છે. હિંદુસ્તાનની કોઇ પણ રેલવે લાઇનમાં આસામ બેંગાલ રેલવે લાઇન જેવું દ્રશ્ય નથી. આ દ્રશ્ય જોનારની દ્રષ્ટિમાંથી ખસે તેવું નથી.

આસામમાં ફળફળાદી અને શાકભાજી સસ્તાં મળે છે. આ પહાડોમાં તો કેળાં, નારંગી, લીંબુ, એવાં ફળો ઘણાંજ સસ્તાં લાગ્યાં. આદુ પૈસાનું બશેર વેચાય છે.

આ તરફના બધા ભાગોમાં, તેમજ નાગાહીલ અને છેક મણિપુર સુધી ખ્રીસ્તિ ધર્મના પ્રચાર અર્થે પાદરીઓ વસેલા છે. સનાતન ધર્મની અનેક શાખાઓના ધર્મગુરૂઓએ પોતાની સાચી ફરજને વિસારે મુકી. પરિણામે આખા હિંદમાં દલીત કોમના કેટલાએ જણ પરધર્મી બનતા જાય છે !



# બંગાળ અને બિહાર.

"દેશસેવા જગતસેવા આત્મજ્ઞાન કે ઈશ્વરજ્ઞાન એ કંઇ નોખીનોખી વસ્તુ નથી. પણ એકજ વસ્તુનાં જુદાં જુદાં સ્વરૂપ છે." ગાંધીજી.

## બહાદુરપુરથી ચીતાગાંગ.

કાચાર જીલ્લાનું મુખ્ય શહેર 'સીલચર' જવા માટે બહાદુરપુરથી ગાડી બદલાય છે. 'સીલચર' માં ગરમી ઘણીજ પડે છે. નિરંતર ભેજવાળી આ જગા છે. અહિંથી પગ રસ્તે ચેરાપુંજી જવાય છે. 'મણીપુર' પણ અહિંથી પગ રસ્તે જઇ શકાય છે. પંદરેક માઇલ સુધી મોટર ચાલી શકે તેવો રસ્તો છે. તે પછીનો પહાડી રસ્તો ઘણો કઠીણ હોવાથી ૧૨૫ માઇલના અંતરમાં એક અઠવાડીયાથી વધુ દિવસ લાગે છે.

બહાદરપુરથી ચીતાગાંગ જતાં વચ્ચે આવતા 'કુલાઉરા' જંકશનથી 'સીલહટ' જવાય છે. ચેરાપુંજીની તળેટીમાં 'સીલહટ' આવેલું છે. અહિંથી સુરમા નદીમાં આગબોટ રસ્તે કલકત્તા જવાય છે. 'સીલચર' અને 'સીલહટ' પહેલાં આસામ પ્રાંતમાં ગણાતાં હતાં. હાલ આ બન્ને ડીસ્ટ્રીક્ટને પૂર્વ બંગાળ સાથે જોડી દીધી છે. 'સીલહટ' માં મુસલમાનોની વસ્તી વધુ છે. આસામમાં હિંદુ મુસલમાનોના ઝઘડા હિંદના બીજા દેશોની જેમ થતા નથી એ ખુશી થવા જેવું છે.

'કુલાઉરા' થી આગળ 'અખૌરા' જંકશન આવે છે. અહિંથી ઢાકા જવાની શાખા છે. ઢાકામાં શીંગડાં અને છીપનાં બટન બનાવવાનું કારખાનું છે. ઢાકાથી ઇસ્ટર્ન બેંગાલ રેલવેમાં 'નારાયણગંજ' જઇ ત્યાંથી આગબોટમાં ગોઆલંડો થઇને આગળ રેલ રસ્તે કલકત્તા જવાય છે.

અખૌરાથી આગળ જતાં 'કોમીલા' આવે છે. અહિંના ખાદી-ભંડારને અભયઆશ્રમ કહે છે. કોમીલાથી સવા કલાકના રસ્તે લકસમ જંકશન આવ્યું. આ જંકશનથી નોવાલી અને ચાંદપુર જવા માટે ગાડી બદલાય છે. પણ સીલચરથી ઉપડેલી સુરમામેલ સીધી ચાંદપુર જાય છે.

લકસમથી થોડા કલાકમાં ચીતાગાંગ જવાય છે. ચીતાગાંગ દેખાવડું બંદર છે. અહિંથી બે દિવસમાં રંગુન જવાય છે. આરબોની વસ્તી ચીતાગાંગમાં વધુ છે. તેઓ ચીતાગાંગને 'ઇસ્લામાબાદ' પણ કહે છે.

## પદ્મા અને મેઘના સંગમ.

ચીતાગાંગથી ચાંદપુર આવતાં ટ્રેનમાંથી ઉતરી સ્ટીમરમાં બેસવું પડે છે. અહિં પદ્મા અને મેઘનાનો સંગમ થનો હોવાથી માઇલો સુધી સાગર જેવો દેખાવ થઇ રહ્યો છે. આ વિસ્તિર્ણ સંગમ ઉપર ઘણાં બંદરો આવેલાં છે. ચાંદપુરથી આગબોટમાં બારીસલ જવાય છે. બારીસલ, પ્રસિદ્ધ શ્રી અશ્વનીકુમારદત્તનું જન્મસ્થાન છે. તેમની સ્થાપિત કરેલી શાળાના મુખ્ય અધ્યાપક શ્રી જગદીશબાબુ છે. પૂર્વ બંગાળ, બંગાળના મહાન પુરૂષોનું ઉત્પત્તિ સ્થાન ગણાય છે.

ચાંદપુરથી ગોઆલંડો જતાં આગબોટમાં આઠ કલાક લાગે છે. ચીતાગાંગ અને સુરમા મેલના મુસાફરોથી આગબોટ ભરાઇ ગઇ હતી. આગબોટની મુસાફરીમાં ત્રીજા વર્ગના-ડેકમુસાફરોને ઘણી હેરાનગતી ભોગવવી પડે છે. તેમાં પણ આ મુસાફરી તો યાદ રહી જાય તેવી લાગી. આઠ કલાકની મુસાફરીમાં જ્યાં બરોબર બેસવાની જગા ન મળે ત્યાં સુવાની વાત કેવી! આવી હરરોજ ભીડ રહે છે. મુસાફરો હરવખત આવા ત્રાસથી બુમો મારતા રહે છે. છતાં સ્ટીમર કંપનીવાળા બેદરકાર રહીને બીજી વધારાની આગબોટની વ્યવસ્થા કરતા નથી! આગબોટ રેલ વગેરેમાં પડતી અગવડનો હિંદીઓને સારો અનુભવ છે.

સવારે પાંચ વાગતાં આગબોટ ઉપડી. હવે ધીરે ધીરે સંગમનું દ્રશ્ય દેખાવા લાગ્યું. સુરમાને ધોળેશ્વરી નદી મળ્યા પછી તે મેઘના

કહેવાય છે, ગંગા ને બ્રહ્મપુત્રા મળ્યા પછી તે પદ્મા કહેવાય છે. આમ પદ્મા અને મેઘનાનો અહિં સંગમ થાય છે. આવા વિસ્તિર્ણ પ્રવાહમાં ચાલતી આગબોટમાંથી જોતાં સમુદ્રમાં મુસાફરી કરતા હોઇએ એવું દેખાય છે. સવાર થતાં આ શાંત સાગરમાંથી ધીરે ધીરે ઉદય થતા સવિતા દેવનાં દર્શન થયાં. સૂર્યોદય વખતનું આવું સુંદર દ્રશ્ય દરિયાની મુસાફરીમાં પણ ભાગ્યેજ જોઇ શકાય છે. પાંચ છ બંદરો પસાર કર્યા પછી એક વાગતાં ગોઆલંડો આવ્યું.

## ગોઆલંડોથી કલકત્તા.

પોણા કલાક પછી ઇસ્ટર્ન બેંગાલ રેલવેની પહોળા માપની ગાડી ગોઆલંડોથી કલકત્તા જવા માટે ઉપડી. કેટલાંક સ્ટેશનો ગયા પછી પોરાદાહ જંકશન આવ્યું. અહિંથી સંતહાર જવા માટે ગાડી બદલાય છે. કલકત્તાથી આસામ જવા માટે મુખ્ય બે રસ્તા છે. એક પોરાદાહ અને સંતહાર થઇને ગોહત્તી જાય છે. બીજો રસ્તો ગોઆલંડોથી નારાયણગંજ અથવા ચાંદપુર થઇને બહાદરપુર જાય છે.

પોરાદાહ પછી રાણાઘાટ જંકશન આવતાં મુર્શીદાબાદ અને પ્લાસી જવાની ગાડી બદલાય છે. આ રસ્તે કટીહાર પણ જવાય છે. આજીમગંજની સામે ભાગીરથીના કીનારા ઉપર મુર્શીદાબાદ આવેલું છે. કલકત્તાથી દાર્જીલીંગ જવાની ગાડી રાણાઘાટ અને પાર્બતીપુર થઇને જાય છે. સંધ્યાકાળ થતાં રાણાઘાટથી ગાડી ઉપડી. ૭–૩૦ મીનીટે કલકત્તાનું 'સીઆલ્ડા' સ્ટેશન આવતાં લોઅર ચીતપુરરોડ ઉપર રહેતા મારા જુના સ્નેહિ શ્રી. મોહનલાલને ઘેર જઇ મુકામ કર્યો. અહિંથી કોંગ્રેસ* જોઇ ઘેર જવાનું હતું.

## કલકત્તા.

કલકત્તા શહેરનો વિસ્તાર મુંબઇ કરતાં પણ મોટો છે, પશ્ચિમ તરફના ભાગને હાઉરા કહે છે. આ બન્ને ભાગ વચ્ચે હુગલી નદી

* કલકત્તા કોંગ્રેસનું વર્ણન " નેપાળ અને આસામ ભ્રમણ " પુસ્તકના પાન નંબર ૭૦ માં કરેલું છે.

આવેલી છે, જેમાં રાત્રી દિવસ વહાણો અને આગબોટોની આવજાવ ઘણી રહે છે. નદીમાં મોટી હોડીઓ રાખી તે ઉપર મોટો પૂલ બાંધેલો છે. આને ફ્લોટીંગ બ્રીજ (તરતો પુલ) કહે છે. મોટી આગબોટની આવજાવ વખતે પૂલને ખસેડી લેવામાં આવે છે. શહેરમાં વેપાર રોજગારમાં મારવાડી વેપારીઓ પુષ્કળ પ્રમાણમાં છે.

**બેલુર મઠ**—કલકત્તાની પશ્ચિમે હુગલી નદીના કીનારા ઉપર આવેલા બેલુરમાં સ્વામિ વિવેકાનંદનો સ્થાપીત કરેલો રામકૃષ્ણ મઠ છે. જગતનેનિષ્પક્ષપાતપણે સનાતન ધર્મનું ખરૂં ભાન કરાવનાર રામકૃષ્ણ પરમહંસ દેવના શિષ્યો આ મઠમાં રહે છે, ભક્તિને અંતરજ્ઞાન સાથે ધાડો સંબંધ છે, એ જ્ઞાનને કોઇ પંથ સાથે સંબંધ હોતો નથી જેથી કોઈ પણ પંથના ભિન્ન ભિન્ન નિયમોથી ભૂલાવામાં પડી વાદવિવાદ કરવાની જરૂરજ ન હોય. માત્ર એક સત્ય, કે જે દરેક ધર્મનું મૂળ છે, તેનુંજ શોધન દરેકે પોતાના સ્વરૂપમાં કરવાનું છે. આવું મૂર્તિપૂજાનું રહસ્ય પરમહંસ દેવે બેલુર મઠના સામે કાંઠે દક્ષિણેશ્વરમાં પ્રત્યક્ષ બતાવી આપ્યું હતું.

આ મઠમાં રામકૃષ્ણ પરમહંસ, સ્વામિ વિવેકાનંદ અને પુજ્યપાદ માતુશ્રી શારદામણિદેવીનાં સમાધી મંદિરો છે. પરમહંસના સમાધિ મંદિરના મેડા ઉપર તેમની એક નાની તસવીર છે. પાછળની એકાંત ઓરડીમાં શિષ્ય વર્ગ ધ્યાનમાં બેસે છે. સામે મેડે સ્વામી વિવેકાનંદ જે ઓરડીમાં રહેતા હતા, તેમાં તેમની વાપરવાની ચીજો રાખેલી છે. બીછાનાની પાસેના ખૂણામાં ઉભો કરી રાખેલો સંન્યાસ દંડ વધારે ધ્યાન ખેંચતો હતો. આ દંડ લઇને તેમણે નેપાળ, તિબેટ અને ચીનમાં પગ રસ્તે ભ્રમણ કરી મનુષ્યોને સનાતન ધર્મની મહત્તા સમજાવી સંન્યાસીના કર્તવ્યને સાબીત કરી બતાવ્યું હતું.

## પાર્શ્વનાથ અને શાંતિનિકેતન.

હાઉરા સ્ટેશનથી બર્દવાન જતાં ઈસ્ટ ઇન્ડીયન રેલવેની લુપ અને કૉર્ડલાઇનો જોડાય છે. આ લાઇનો મોકામેહ અને મોગલ

સરાઇ જંક્શને એક પછી એક મેઇન લાઇનને મળી જાય છે. મોગલ સરાઇથી આગળની મુસાફરી કરનાર માટે ત્રણમાંથી કોઇ પણ લાઇનમાં જતાં એક સરખું ભાડું લાગે છે.

**પાર્શ્વનાથ.** કૉર્ડલાઇનમાં 'હઝારીબાગ રોડ સ્ટેશનથી હઝારીબાગ શહેર જવાય છે. આ સ્થળ બેહજાર ફુટ ઉંચું હોવાથી હવા ખાવાનું સ્થાન બનેલું છે. તે બીહાર અને ઓરીસાની વચ્ચે આવેલા છોટા નાગપુરના દેશી રાજ્યમાં આવેલું છે. આજ લાઇનમાં ઇસરી સ્ટેશનથી મધુબન જવાય છે. મધુબનના પહાડને પાર્શ્વનાથ (સમેત શિખ્ખર) કહે છે. આ સ્થળ પણ ઓરીસા અને બીહારની સરહદ ઉપર આવેલું છે.

કોર્ડ અને મેઇન લાઇનમાં એક બે વખત જવાનું બન્યું હતું પણ લુપ લાઇનમાં બોલપુરથી આગળ જવા માટે આ પહેલીજ મુસાફરી હતી.

**શાંતિ નિકેતન**—બોલપુરથી બે માઇલ ઉપર શાંતિ નિકેતન છે. અહિંઆં પહેલાં અરણ્ય હતું તેની આસપાસનું સુકું મેદાન તેની સાક્ષી પુરે છે. મહર્ષિ દ્વિજેન્દ્રનાથ ઉપર લુંટારાઓએ આ જગાએ હુમલો કર્યો તે વખતે તેમણે આત્મબળથી લુંટારાઓને મહાત કરી શાંતિ મેળવી હતી. અને તેથી આ જગાને "તીનીઆમાર પ્રાણેર આરામ મનેર આનંદ આતાર શાંતિ" આત્મ શાંતિનું સ્થાન ગણી તેમણે અહિંઆં વિશ્વભારતીની સ્થાપના કરી. તેમના ઉપર્યુક્ત ઉદ્દગારો અહિંના પુરાતન વૃક્ષ આગળ લખી રાખેલા છે. જે ચોરો તેમને લુંટવા આવ્યા હતા, તેઓ તેમના શીષ્ય બની ગયા હતા. તેમનામાંનો એક વૃદ્ધ શિષ્ય હજી હયાત છે.

આ સંસ્થામાં જગતના ભિન્ન ભિન્ન દેશના શિક્ષકો અને શિક્ષીકાઓ પાસેથી વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થીનીઓ બન્ને એક સાથે શિક્ષણ મેળવે છે. શિક્ષણ પણ વૃક્ષ નીચે ખુલ્લી હવામાં આ-

પવામાં આવે છે. પ્રાર્થના મંદિરમાં કવીન્દ્ર ટાગોર આત્મજ્ઞાન વિષે પ્રવચન કરે છે. અહિં જાતિભેદ સિવાય આઠ વર્ષની ઉમ્મર વિત્યા બાદ વિદ્યાર્થીને દાખલ કરવામાં આવે છે.

બોલપુરથી શાંતિ નિકેતન જતા મુસાફરો માટે સંસ્થા તરફથી મોટરનું સાધન રાખેલું છે. વ્યવસ્થા માટે એક મેનેજર નિમવામાં આવેલ છે. હું ગયો તે દિવસ રજાનો હોવાથી શિક્ષણ પદ્ધતિ જોવાનો પ્રસંગ ન મળ્યો. પણ જે જે વિદ્યાર્થીઓના પ્રસંગમાં આવ્યો, તેમની પ્રેમ ભાવના ઉત્તમ પ્રકારની જોવામાં આવી.

## બુદ્ધગયા.

બોલપુરથી પટણા થઇને બુદ્ધગયા જવાનું હતું. પટણા અને બોલપુર વચ્ચે ભાગલપુર આવે છે. ભાગલપુરમાં રેશમી કાપડ સારૂં થાય છે. જમાલપુર છોડયા પછી 'મોકામેહઘાટ' આવતાં, ચાર પાંચ માઇલ સુધી ગંગા નદીના કીનારાની પાસે પાસે રેલ રસ્તો છે. આ બધી ભૂમિ લીલોતરીવાળી અને રળીઆમણી લાગે છે; મોકામેહ ઘાટથી આગબોટમાં ગંગાની સામેપાર ઉત્તરબિહારમાં જવાય છે. ઉત્તરબિહારમાં 'બરૌની' જંકશનથી છપરા સોનપુર અને મુઝફ્ફરપુર થઇને બિહાર પ્રદેશમાં ફરી વળવાનું ઠીક પડે છે. ઉત્તર બિહારનો બધો ભાગ "બેંગાલ અને નોર્થ વેસ્ટર્ન રેલવે" એ ઘેરી લીધો છે. મોકામેહ ઘાટ પછી મોકામેહ જંકશન આવ્યું. અહિં બર્દવાનથી નીકળેલી મેઇન લાઇનનો સંગમ થાય છે. મોકામેહ પછી દિવસના બારના સુમારે પટણા આવ્યું.

**પટણા**—મગધ (બિહાર) દેશની રાજધાની 'પટણા' નો વિસ્તાર પૂર્વે ઘણો લાંબો હતો. હજી પણ તેની લંબાઇનાં ચીન્હ દેખાય છે. સમ્રાટ ચંદ્રગુપ્ત અને અશોકના વખતની પુરાતન કારીગરી વાળાં ખંડેરો શહેરથી થોડે દુર આવેલાં છે. પૂર્વે પટણા શહેરને ફરતી દિવાલના સંરક્ષણ માટે કાષ્ટનો કીલ્લો બાંધ્યો હતો. ચંદ્રગુપ્તના પહેલાં 'રાજગૃહ' મગધની રાજધાની ગણાતું હતું. દક્ષિણ બીહારમાં ગયા

અને કીયુલ વચ્ચે આવતા તીલીઆ સ્ટેશનથી ૧૬ માઇલ ઉપર 'રાજગૃહ' આવેલું છે. 'રાજગૃહ'થી થોડે દુર પાવાપુરીમાં મહાવીર સ્વામિનું સમાધિસ્થાન છે.

પટણામાં જોવાલાયક તો રાજા અશોકના વખતના પુરાતન સ્તુપના નમુના છે. જુની શીલ્પકળાનો નમુનો જોવો હોય તેને પટણાના સંગ્રહસ્થાનમાંથી જોવાનું મળી શકે છે.

પટણાની ઉત્તરે ગંગા નદી વહે છે. અહિંથી આગબોટમાં 'ડીઘાઘાટ' થઇને સોનપુર જવાય છે. સમસ્તીપુર, મુઝફ્ફરપુર દરભંગા અને મધુબની એ બધાં સ્થળે જવા માટે અહિંથી નજદીક પડે છે.

**ગયા**—પટણાથી એક શાખા ગયા તરફ જાય છે. ત્રણ કલાકને રસ્તે ગયા જઇ ત્યાંથી સાત માઇલ દુર આવેલા 'બુદ્ધગયા' જવા માટે ઘોડાના એકા ભાડે મળે છે. આ સાત માઇલનો રસ્તો પકકો બાંધેલો છે. સવાર સાંજ આ રસ્તાની મુસાફરી ઘણી ખુશનુમા લાગે છે. રસ્તાથી થોડે દુર ફલગુ નદી આવેલી છે.

**બુદ્ધગયા**નું મૂળ નામ 'ઉરવેલા' છે. અહિં રાજા અશોકનું બંધાવેલું બુદ્ધદેવનું મંદિર છે. આ પુરાતન મંદિરને બ્રહ્મદેશના રાજા મિંદોમીને સુધરાવ્યું હતું. મરામત વખતે જમીનમાંથી જાપાની ભાષામાં કોતરેલા જુના પત્થરો મળી આવેલા છે. તે શિવાય પાલી ભાષાના લેખવાળા જમીનદોસ્ત થઈ ગયેલા પત્થરના ટુકડા મંદિરની પાસેના હૉલમાં રાખેલા છે. ઔરંગઝેબ બાદશાહે તોડી નાખેલી મૂર્તિઓ પણ આ હૉલની અંદર રાખેલી છે.

મંદિરની અંદર ભગવાન બુદ્ધ, ગોપા (યશોધરા) અને માયા દેવીની પ્રતિમાઓ છે. પાસે ચાર ઋષિઓનાં સમાધિમંદિરો છે. શાક્યસિંહે અહિં આવી, જે પીપળાના વૃક્ષ નિચે તપશ્ચર્યા કરી બુદ્ધ નામ ધારણ કર્યું હતું, તે પુરાતન વૃક્ષ હજી પણ મંદિરના પાછળના ભાગમાં છે. તેને 'બોધીવૃક્ષ' કહે છે. આ જગાએ બુદ્ધનાં પગલાં છે. અહિંના

'બોધીવૃક્ષ' ની એક ડાળી અશોકના પુત્ર મહેન્દ્રે લંકામાં લઇ જઇને રોપી બુદ્ધ ધર્મનો ફેલાવો કર્યો હતો. બુદ્ધનાં પગલાં પાસેની લાંબી શીલા ઉપર સિલોનની શ્રીમતિ 'સનામતિ' બાઇએ અહિં આવી સિંહાલી ભાષામાં એક લેખ કોતરાવેલો છે. તેની લીપી અંગ્રેજી છે. બ્રહ્મદેશ, લંકા અને જાપાનના બુદ્ધ પંથીઓ અહિં યાત્રા કરવા આવે છે. બ્રહ્મદેશના પ્રસિદ્ધ ઘંટ મંદિર આગળ ટાંગવામાં આવ્યા છે. મંદિરની બધી જગા અહિંના મહંતને હસ્તક છે મંદિરની વ્યવસ્થા પણ પોતેજ કરે છે.

બુદ્ધ ગયા જોઇ પાછા આવતાં ગયાની પૂર્વ દિશામાં વહેતી ફલગુમાં સ્નાન કરવા ગયો. પિતૃશ્રાદ્ધ કરવા માટે ગયા તિર્થક્ષેત્ર ગણાય છે. અહિં ફલગુનું પાણી ચોમાસા પછી વહેતું નથી, પરંતુ જમીનમાં થોડું ખોદતાં પાણી આવે છે. ઉનાળાના મધ્યાન કાળમાં પણ આ ગુપ્તગંગાનું જળ બરફ જેવું ઠંડુ હોય છે. નદીમાં ઠેર ઠેર પાણીના નાના મોટા ખાડા ખોદી રાખેલા હોય છે. રેતીમાં થોડું ખોદતાં તુરતજ તાજું પાણી નીકળી આવે છે. અહિંથી 'મોગલસરાઇ' થઇને ઘેર ગયો.

# બ્રહ્મદેશ.

"પોતાના દેશની ઉન્નતિને માટે અન્ય દેશોના રીતરીવાજ, નિતીકળા-કૌશલ્ય, આચાર વિચાર, વિદ્યા અને વૈભવનું જ્ઞાન હોવાની જરૂર છે. પરંતુ જ્યાં સુધી બહારના દેશોમાં જઈ જાતે અનુભવ કરીએ નહિ ત્યાં સુધી એ બાબતો જાણી શકાતી નથી." સ્વામિ રામતીર્થ.

## ઉજ્જૈનથી રંગુન.

આજદીન સુધી ભરતખંડના બધા ભાગોનો પ્રવાસ થઇ ચુક્યો હતો. પણ બ્રહ્મદેશ જેવો રમણિય પ્રદેશ જોવો બાકી રહ્યો હતો. જેથી ઇ. સ. ૧૯૨૯ ના અકટોબર માસની ૨૭ મી તારીખે ઉજ્જૈનથી રંગુન જવા નિકળ્યો.

ઉજ્જૈનથી આગ્રા થઇને કલકત્તા જઇ, હેરીસન રોડ ઉપર આવેલી મલીક સ્ટ્રીટની અંદર રાય સુરજમલની ધર્મશાળામાં મુકામ કર્યો. કલકત્તાથી રંગુન જવા માટે અઠવાડીયામાં રવીવાર મંગળવાર અને શુક્રવારે એમ ત્રણ સ્ટીમરો ઉપડે છે. આજે બુધવાર હતો, મારે શુક્રવારની સ્ટીમરમાં જવાનું હતું. બે વાગે બી. આઇ. એસ. એન. કંપનીના એજંટ મેકીનન મેકન્ઝીની ઑફીસમાં ટીકીટ લેવા ગયો. ટીકીટ લીધા પછી સ્ટીમર ઉપડવાના ટાઇમ વિષે પૂછતાં જણાયું કે શુક્રવારે ઉપડતી સ્ટીમરમાં ગુરૂવારે સાંજે પાંચ વાગ્યાની અંદર મુસાફરો લેવાના હતા. રંગુન જતી સ્ટીમરો ઘણું ખરૂં આઉટરામ ઘાટ ઉપરથી ઉપડે છે. પણ આ વખતે ૭ માઇલ દુર ભૂતઘાટ (જેને અંગ્રેજીમાં ગાર્ડનરીજ કહે છે) ઉપરથી ઉપડવાની હતી. હવે અડચણ એ ઉભી થઇ કે ધર્મશાળામાં કપડાં ધોવાની બરોબર સગવડ નહિ હોવાને લીધે વૉશીંગ કંપનીમાં ધોવા આપેલાં કપડાં ગુરૂવારની રાત્રી પહેલાં મળે તેમ નહોતું. આ સંજોગોને લઇને શુક્રવારને બદલે રવીવારની સ્ટીમરમાં જવાનું નક્કી કરી ટીકીટ પાછી આપી. જે

સ્ટીમરમાં જવા માટે ટીકીટ લીધી હોય તેમાંજ તેનો ઉપયોગ થવો જોઇએ નહિ તો તેને માટે પાછળથી ટીકીટ દીઠ રૂ. ૧-૬-૦ કંપની કાપી રાખે છે.

તા. ૩૧ મી અકટોબર અને ૧ લી નવેમ્બર દિવાળીના દીવસ હોવાથી અમરતલા અને બાજુના રસ્તાઓ ઉપર આવેલી ગુજરાતી તથા મારવાડી વેપારીઓની દુકાનો તદ્દન પરદેશી કાપડથી શણગારેલી હતી. આ લત્તાઓ ઘીચ વસ્તીવાળા છે. સાંકડી ગલીઓમાં જ્યાં પુરતી હવાજ ન મળી શકતી હોય તેવી જગાઓમાં દારૂખાના જેવી નુક-શાનકારક વસ્તુઓનો ઉપયોગ કરી દુષિત હવામાં વધારો કરવામાં આવતો હતો! જે વસ્તુએ દેશનું હીર હણી લીધું છે તે પરદેશી કાપડમાં સજ થઈ દીપોત્સવ ઉજવતાં આપણને જરા પણ આંચકો લાગતો નથી!

તા. ૩ જી નવેમ્બર ને રવીવારે સવારે આઠ વાગે આઉટરામ ઘાટ ઉપરથી 'અરોન્ડા' સ્ટીમર ઉપડવાની હતી. મુસાફરો લેવાનો વખત ૭ વાગે રાખ્યો હતો. ધર્મશાળામાંથી સવારે ૭ વાગે હું તથા એક પંજાબી ભાઇ ઘોડાગાડી ભાડે કરી 'આઉટરામ ઘાટ' ગયા. ઘાટ આગળ ખુલ્લી જગામાં મુસાફરો પોતાના સરસામાન સાથે આવી ઉભા હતા. સ્ત્રીઓ માટે સગવડ ઠીક હતી. જકાતી માલની તપાસ થતી ગઇ તેમ તેમ સ્ટીમર કંપનીના મજુરો મુસાફરોનો સામાન સ્ટીમરની અંદર લઇ જવા લાગ્યા. હવે ડૉકટરી તપાસ માટે ડેક મુસાફરોને એક લાઇનમાં ઉભા કરવામાં આવ્યા. પછી સ્ટીમરમાં જવાની રજા મળી. અમે ડેક ઉપર ગયા ત્યાં અમારા મજુરે સુપીઅર ડેક પાસેની ચોખ્ખી અને સગવડવાળી જગાએ અમારો સામાન મુકયો હતો જેથી જગા સારી મળી ગઇ. સવારે આઠ વાગે સ્ટીમર ઉપડી. હુગલીના બન્ને કીનારાનું રમણીય દ્રશ્ય નિહાળવામાં વખત ખુશનુમાં પસાર થતો ગયો. કલકત્તાની લાંબી ખાડીનો માર્ગ કાપી સાંજે પાંચ વાગે સ્ટીમરે સમુદ્રમાં પ્રવેશ કર્યો.

રાત્રી થતાં સ્ટીમર ઝડપથી ચાલવા લાગી. કલકત્તાથી દર રવીવારે ઉપડતી સ્ટીમર વિલાયતની ટપાલ લઇ જતી હોવાથી મેલ સ્ટીમર કહેવાય છે. જેને રંગુન પહોંચતાં ૪૮ કલાક લાગે છે. જ્યારે બીજી સ્ટીમરોને ત્રણ દિવસ લાગે છે. બીજે દિવસે સવાર થતાં સમુદ્રના આસમાની ગંભીર જળની સપાટી ઉપર સૂર્યોદય વખતનું દ્રશ્ય બહુ સુંદર લાગતું હતું. રંગુન લાઇનની સ્ટીમરોમાં ડેક મુસાફરો માટે ચ્હા, પુરી, શાક, મીઠાઇ મળી શકે છે. પણ હલવાઇ કંટ્રાકટર ઉપર સ્ટીમરના અધિકારીની દેખરેખ નહિ રહેતી હોવાથી તંદુરસ્તીને હાની પહોંચાડે તેવો ખોરાક વેચાય છે! ભાતું ઘેરથી બનાવી લીધેલું હતું જેથી ઉપલી અડચણમાંથી બચી જવાયું.

## રંગુનને કીનારે.

તા. ૫ મી એ માર્તાબાનના અખાતમાં થઇને રંગુન નદીમાં પ્રવેશ કર્યો. પ્રથમ 'સીરીઅમ'ના સુવર્ણ બુદ્ધ સ્તુપનાં દર્શન થયાં. તે પછી રંગુન શહેરમાં આવેલા પ્રસિદ્ધ શ્વેદાગુન સ્તુપનું રત્ન જડીત છત્ર દેખાવા લાગ્યું. સાંજે છ વાગે રંગુનને કીનારે ઉતર્યા. અમારા મજુરે સ્ટીમરમાંથી સામાન ઉતારી જકાત ગોદામમાં લઇ જઈ મુક્યો. મારા સાથી પંજાબીભાઇ કોઇ કંપનીના એજંટ હોવાથી તેમને જકાતી માલ બતાવવા માટે રોકાવાનું થયું. જકાત ઇન્સ્પેકટરે મારો સામાન જોઇ લીધા પછી હું મજુરને લઇ ચાલ્યો. ગોદામની વચ્ચે એક ફાટક આગળ ડૉકટરી તપાસ થતી હતી. પાસે ઉભેલા પોલીસો મુસાફરોને કપડાં ઉતારવાની સતાવણી કરી પૈસા કઢાવતા જોયા! મને પણ તેમણે તે પ્રમાણે સતાવ્યો પણ કંઇ વળ્યું નહિ એટલે તેમની પાછળ ઉભેલા ડૉકટર પાસે જવા કહ્યું. ડૉકટરે મારા હાથ ઉપર શીળી કઢાવેલા છે કે નહિ તે જોઇ લીધા પછી મને ચાલી જવા કહ્યું. પોલીસની સતાવણી વિષે મેં તેમને પૂછવા માંડયું. તો આંખ આડા કાન કરી હસવા લાગ્યા! બીજી બાજુ મારો મજુર સામાન લઇ ગોદામ બહાર ચાલ્યો ગયો હતો, તેની શોધમાં હતો.

આવી મુઝવણને લીધે પોલીસનો નંબર લેવો ભૂલી ગયો. મજુરનો નંબર લઇ રાખ્યો હતો જેથી તેની ફીકર ઓછી હતી. અહિં સ્ટીમર કંપનીના મજુરો એ મુસાફરો પાસેથી પૈસા લેવા નહિ તેવો કાનુન છે. છતાં મજુરો પૈસા માટે મુસાફરોને હેરાન કરે છે. આ શિવાય ઉપર જણાવ્યું તેમ સરકારી ખાતાંઓના માણસો મુસાફરોને રૂશવત માટે કનડે તે જુદું. આ બાબત ખાતાના ઉપરી અધિકારીને જાહેર કરવાથી કંઇ વળતું નથી એવો અનુભવ આફ્રિકા જતાં થયો હતો. તો પણ આ વિષે લખવું તો ખરૂંજ એવો નિશ્ચય કરી શહેરમાં ગયો.

## રંગુન.

એક રીકશૉ ભાડે કરી આર્યસમાજ સંસ્થામાં ગયો. અહિં જગાની મુશ્કેલી જોઇ. પરંતુ પ્રભુ કૃપાથી વ્યવસ્થાપક તથા સેક્રેટરી ખીમજીભાઇએ એક ભાઇની સાથે રહેવાની ગોઠવણ કરી દીધી. રંગુનમાં પાણીના નળ ચોવીસ કલાક ચાલુ રહેતા હોવાથી મુસાફરીમાં મેલાં થયેલાં કપડાં ધોવાની સગવડ પણ તુરત મળી ગઇ. મુસાફરોને ઉતરવા માટે અહિં સારી સગવડ છે. નળ જાજરૂ અને રહેવાના ઓરડાઓ વગેરે સાફસુફ રાખવા માટે સમાજની વ્યવસ્થા સારી છે.

ઇ. સ. ૧૯૨૮ ના ડીસેમ્બરમાં રંગુન આવવાનું હોવાથી સુરતના એક ગૃહસ્થનો ભલામણપત્ર લખાવી રાખ્યો હતો. બાર માસ ઉપર લખાયેલા ભલામણ પત્રનો હાલ સ્વિકાર થાય કે નહિ એમ જાણી આર્ય સમાજમાં મુકામ કર્યો હતો. બીજે દિવસે સવારે ક્ષત્રી ઇચ્છારામ દુલ્લભરામ ભગતજીની દુકાને જઇ કાગળ બતાવ્યો. ભગતજીના પુત્ર નગીનભાઇએ પ્રેમસહિત મારૂં સ્વાગત કર્યું. ભોજન કર્યા પછી તેમના નાનાભાઇ રતીલાલને સુરતીબજાર તથા 'શ્વેદાગુનફયા' બતાવવા મારી સાથે મોકલ્યા.

લાંબા વખત ઉપર આવેલા રાંદેરના વહોરા કોમના ગૃહસ્થોએ ઘણું દ્રવ્ય ખર્ચી અહિં એક મોટું બજાર બાંધેલું છે જેને સુરતી

મારકેટ કહે છે. આ બજારના ભોંયતળીએ અને ઉપલે માળે દુકાનો છે. દુકાનો એક ઉંચા અને પહોળા કબાટના રૂપમાં હોવાથી ઘણી સંખ્યામાં છે. માલવાર બજારના ભાગ અલગ અલગ છે. હિંદુ, મુસલ-માન અથવા અન્ય કોઇપણુ પુરૂષ વેપારીઓની વચ્ચે નિર્ભયતાથી કાપડ વેચવા બેઠેલી બ્રહ્મી સ્ત્રીઓની હીંમત જોતાં તેમના બાહોશપણાનો ખ્યાલ આવવા લાગ્યો. અહિંથી અમે સ્કૉટ મારકેટ જોવા ગયા. આ બજારના એક ભાગમાં બ્રહ્મદેશની કારીગરીવાળા ભરપુર માલની દુકાનો છે. વાંસની ચીપોને એક બીજા સાથે જોડી તેના ઉપર લાખનો રંગ ચઢાવી એવાં સુંદર વાસણો બનાવવામાં આવે છે કે તે વાંસનાં છે એમ પણુ કળી શકાતું નથી. નકસી કામવાળાં સોનેરી રંગનાં વાસણો તો ધાતુનાંજ બનેલાં છે એમ હરકોઇ કહી શકે. વાંસની છત્રીઓ પણુ ભીન્ન ભીન્ન કળાથી બનેલી હોય છે, કાગળનાં જાતજાતનાં ફુલો બનાવવામાં પણુ તેમની કળાનો પાર નથી.

સ્કૉટ મારકેટથી પૂર્વ તરફ જતાં 'સુલે પેગોડારોડ' આવે છે. આ રોડ ઉપર એક સુંદર ફયા (બુદ્ધ મંદિર) છે. રંગુન શહેરના રસ્તાઓ પહોળા અને સફાઇદાર છે. દરેક નાના રસ્તાઓ મુકી એક મોટો રસ્તો બાંધેલો હોય છે. બધા રસ્તાઓ સીધા અને લાંબા હોવાથી ભુલી જવાય તેવું નથી. લગભગ બધા રસ્તા ડામર અને રબરના બનેલા છે. બન્ને તરફ આશરે ૨૦ ફુટ પહોળી ફુટપાથ બાંધેલી છે, મકાનોની રચના એક સરખી અને બહુ દુરસુધી રસ્તાની બન્ને બાજુએ રબર અને ખજુરીનાં પુષ્કળ વૃક્ષો આવી રહેલાં હોવાથી સુશોભિત લાગે છે. સર્વ ર-સ્તાઓમાં સુલેપેગોડારોડ વધારે સુંદર છે. તેની પહોળાઇ દોઢસો ફુટ જેટલી છે. દરેક રસ્તાઓ રાત્રે બાર વાગે મશીનથી વાળીને સાફ ધોઇ નાખવામાં આવે છે. એકંદરે રંગુન શહેરની ચોખ્ખાઇ અને સુંદરતા મુંબઇ, કલકત્તા જેવાં શહેરોને ઈર્ષા કરાવે તેવી છે. ટુંકામાં રંગુન શહેર હિંદનાં તમામ શહેરો કરતાં અતિરળીયામણું છે.

મોગલ સ્ટ્રીટનો રસ્તો પણ વિશાળ અને દેખાવડો છે. અહિં હીરા અને ચોખાના ગુજરાતી વેપારીઓની પેઢીઓ છે. કેટલાક ચેટી વેપારીઓ છે. રંગુનમાં ચેટી વેપારીઓ મુખ્ય છે. ચીના સ્ટ્રીટમાં ચીના વેપારીઓની જથાબંધ માલની દુકાનો છે. આ સિવાય પંજાબી સીંધી અને મદ્રાસી મુસલમાન વેપારીઓની પણ ઠીક સંખ્યા છે.

રંગુનમાં હિંદના જુદા જુદા દેશોના લોકો આવી વસેલા છે. કુર્ગ અને ઓરીસા પ્રાંતના લોકો મજુરીના કામે ઘણા આવે છે. બંદર ઉપર મજુરીનું કામ કરનાર કુર્ગ લોકોને અહિં કુરંગી કહે છે. સંયુક્ત પ્રાંતના લોકો રંગુન તથા માંડલેમાં શ્રીમંતોને ત્યાં દરવાનનું કામ કરે છે. કેટલાક ગુરખાઓ પણ દરવાનની નોકરી કરે છે. રંગુન સુધી આવનારને બ્રહ્મદેશનો પૂરો ખ્યાલ આવી શકે તેમ નથી જેથી બ્રહ્મદેશના પ્રવાસીએ રંગુન છોડી આગળ વધવાની જરૂર છે.

શહેરમાં ડેલહાઉસીરોડ ઉપર આર્યસમાજ અને શીખગુરૂદ્વારા, એ બે સંસ્થાઓ મુસાફરોને ઉતરવા માટે સારી છે. આ શિવાય શહેરમાં લક્ષ્મીનારાયણ તથા ભગવાનદાસની ધર્મશાળાઓ છે. યુરોપીઅન હૉટેલોમાં સ્ટ્રૅન્ડ હૉટેલ મોટી અને સગવડવાળી છે.

રંગુનથી બે કલાકને રસ્તે સ્ટીમ લૅાન્ચમાં 'સીરીઅમ' જવાય છે. અહિં બરમા ઑઈલકંપનીનું મોટું કારખાનું છે. રંગુન બંદરથી દર પખવાડીએ લીવરપુલ જવાની સ્ટીમર ઉપડે છે. કલકત્તાથી સ્ટ્રેટ-સેટલમેન્ટ, મલાયા, પીનાંગ, સીંગાપુર, જાવા, સુમાત્રા, સુમરન્ડા, સુરબાયા અને બટેવીઆ જવા માટે ઉપડેલી સ્ટીમરો અહિં થઇને જાય છે. આંદામાન જવાનો રસ્તો પણ અહિંથી ત્રણ દિવસનો છે. આંદામાનના કમીશનરની પરવાનગી મેળવી કોઈ કોઈ વેપારીઓ વેપાર રોજગાર અર્થે જાય છે.

રંગુન શહેરથી ઉત્તરમાં અઢી માઇલ દુર આવેલા સરોવરને 'રૉયલ લેક' કહે છે. આ સરોવર ત્રણ માઇલના વિસ્તારમાં છે. કીનારા ઉપરના રસ્તાની બન્ને બાજુએ ખજુરીનાં ઝાડોની હાર

આવેલી છે. તેનીજ હાર રસ્તાની મધ્યમાં આવેલી હોવાથી આખો રસ્તો બહુજ રળીયામણો લાગે છે. બાજુમાં ઝુ ગાર્ડન છે. સરોવર વચ્ચે લીલા ઘાસવાળી ટેકરીઓનો દેખાવ પણ ઘણો મનોહર છે.

દક્ષિણ બ્રહ્મદેશમાં રંગુન, પ્રોમ, મોલમીન, પેગુ અને બસીન એ મુખ્ય શહેરો છે. રંગુનથી ૧૬૧ માઈલ દુર આવેલા પ્રોમને રસ્તે 'ઇનસીન' જતાં રેલવેની બન્ને બાજુએ લીલાં ખેતરોથી ભુમી રળીયામણી લાગે છે. વચ્ચે આવતાં ગામડાઓમાં એકાદ ગુજરાતી વેપારી તો હોયજ. 'ઇનસીન'માં એક નાનું બજાર છે અહિંથી મોટરબસમાં રંગુન પાછું આવવાનું હતું. મોટર રસ્તો છેક પ્રોમ સુધી બાંધેલો છે. રસ્તાની બન્ને બાજુએ રબરનાં લીલાં વૃક્ષો આવેલાં છે. તેની સુંદરતામાં વધારો કરનાર તો વચ્ચે આવતાં ગામડાંના ઘરો લાગ્યાં. વાંસની ચીપોનાં બનાવેલાં કળાયુક્ત નાનાં ઝુંપડાં તથા લાકડાનાં ઘરોમાં પણ બ્રહ્મદેશની પુર્ણકળા દેખાઈ આવે છે. ટોપલી, ઝાડુ, પંખા, સાદડી, કાગળ, દરેક વસ્તુઓમાં બ્રહ્મીલોકોની હસ્તકળાનાં દર્શન થાય છે! આ રસ્તે યુનીવરસીટી કૉલેજનું વિશાળ મકાન બંધાઈ રહ્યું છે.

શહેરમાં આવતાં જનરલ હૉસ્પીટલ જોવા ઉતર્યો. આ હૉસ્પીટલની અંદર ૨૦ થી ૨૫ દર્દી સમાઈ શકે તેવા વિશાળ હૉલ ઘણા છે. દર્દીઓની સારવાર માટેની ડૉકટર અને નર્સની ગોઠવણ તથા દર્દીને સગવડ મળી શકે તેવી બીજી દરેક જાતની વ્યવસ્થા પ્રસંશનિય છે. આવું મોટું અને સગવડવાળું હૉસ્પીટલ હિંદમાં આ એકજ છે.

હૉસ્પીટલ જોઇ પાસેના બર્નાર્ડ ફ્રી પુસ્તકાલયમાં ગયો. નવસેં વર્ષના જુના હસ્તલીખીત બરમી લીપીના ગ્રંથોનો અહિં સારો સંગ્રહ છે. બધા જુના ગ્રંથો તાડપત્ર તથા કાગળ જેવા પાતળાં પાટીયા ઉપર લખેલા છે. લંકામાં પાલી લીપીના ગ્રંથોનો સંગ્રહ છે તેવો અહિં નથી. બ્રહ્મદેશનો પ્રાચિન ઇતિહાસ તથા તેની સામાજીક સ્થિતિ વિષેનાં અંગ્રેજી

પુસ્તકો અહિં ઘણાં છે. દીલગીર થવા જેવું એ છે કે ઘણા લાંબા કાળથી આવી વસેલા કોઇપણ હિંદીએ બ્રહ્મદેશનો ઇતિહાસ લખ્યો નથી ! આ બધાં પુસ્તકો અંગ્રેજ લેખકોનાં લખેલાં છે. તેમાં મી. ફીલ્ડીંગ હૉલ અને મી. સ્કૉટનાં પુસ્તકો પુરી માહિતી સાથે લખાયેલાં છે.

**શ્વેદાગુનફ્યા**—બ્રહ્મીઓ મંદિરને ફ્યા કહે છે. તેમ બુદ્ધની પ્રતિમાને પણ ફ્યા કહે છે. શ્વેદાગુનફ્યા શહેરની ઉત્તરે બે માઇલ દુર છે. એક ઉંચી ટેકરી ઉપર આ સુવિખ્યાતફ્યા બાંધેલો છે. તેની ઉંચાઇ ૩૮૬ ફુટ છે. ફ્યામાં પ્રવેશ કરતાંજ એક બ્રહ્મી બ્હેનની દુકાને જોડા મુકવાને નિમિત્તે અમે તેણીને ત્યાંથી બે કમળનાં ફુલ તથા મીણબત્તિનું એક નાનું બંડલ ખરીદ કર્યું. ઉપર ચઢતાં પગથીઆંની બન્ને બાજુએ બ્રહ્મી સ્ત્રીઓ ફુલ, અગરબત્તી, કાગળની ધ્વજા તથા છત્રીઓ વગેરે બુદ્ધદેવને ચઢાવવા જેવી વસ્તુઓ લઇને વેચવા બેઠી હોય છે. વચ્ચે આવતા ચોકની અંદરના સ્તંભ ઉપરની કારીગરી તથા દીવાલો અને છતો ઉપરનું ચિત્રકામ આકર્ષક લાગ્યું. ઉપર જતાં ફ્યાને ફરતો ગોળાકાર ચોક આવે છે. મુખ્ય દ્વારથી અંદર જતાં બુદ્ધદેવની પ્રતિમા આગળ સેંકડો મીણબત્તીઓ બળતી જોઇ. અમે છેક અંદરના ભાગમાં ગયા. આ જગા અંધારાવાળી અને સાંકડી છે. અંદર બુદ્ધદેવની સોનેથી રસેલી પ્રતિમા છે. આગળના ભાગમાં શિષ્યવર્ગની પ્રતિમાઓ છે.

અહિંથી અમે ફ્યાની પ્રદક્ષિણા કરતા કરતા બીજા દ્વાર આગળ આવ્યા. સોનાનાં પતરાંથી મઢેલા આ વિશાળ ફ્યાનું શિખ્ખર કીમતી રત્નોથી જડેલું છે. ફ્યાની ચારે તરફ ભાવીક લોકોએ જુદા જુદા ફ્યા બનાવી તેમાં મૂર્તિઓ પધરાવેલી છે. એક સુતેલી પ્રતિમા ૨૦ ફુટ લાંબી છે. દક્ષિણ દિશાએ આવેલા ત્રીજા દ્વાર તરફ જતાં બેઠેલી પ્રતિમાની ઉંચાઇ ૨૫ ફુટ કરતાં વધારે છે. આવી રીતે સ્થાપન કરેલી પ્રતિમાઓમાં કોઇ કાંસાની, કોઇ સંગેમરમરની, કોઈ કાળા આરસની અને કોઇ કોઈ પ્લાસ્ટરની બનાવેલી છે. દરેક ફ્યાની અંદર



ENTRANCE OF SHWE DAGON PAGODA 18

બૌદ્ધ સ્તુપ શ્વેદાગુન ફયાનું પ્રવેશદ્વાર (રંગુન-બ્રહ્મદેશ)

કુમાર પ્રિન્ટરી અમદાવાદ



શ્વેદાગુન ફયાની અંદર બ્રહ્મી સ્ત્રીની દુકાન (રંગુન બ્રહ્મદેશ)

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

લાકડું લોખંડ વગેરેની અંદર કળા તો ખરીજ. ચોથા દ્વાર તરફ જતાં સેંકડોમણ વજનનો ૧૫ ફુટ ઉંચો એક ઘંટ છે. સૂવર્ણથી રસેલા સ્તંભો તથા રત્નજડીત જેવા મીનાકારી કામથી ભરપુર કળાનો નમુનો દર્શાવતા શ્વેદાગુનફયામાં અતિશય દ્રવ્ય ખર્ચાયેલું છે. બ્રહ્મી ભાષામાં સૂવર્ણને 'શ્વે' કહે છે. રંગુન શહેરના વસવાટ પહેલાં અહિં થોડાં ઝુંપડાં હતાં. અને આ જગાને દાગુન કહેતા. સૂવર્ણફયા બંધાયા પછી તેને શ્વેદાગુન કહે છે.

બ્રહ્મી સ્ત્રી પુરૂષો ભગવાન બુદ્ધની પ્રતિમાની સામે શાંતપણે બેસીને બુદ્ધદેવના જ્ઞાન માટેની યાચના કરતાં હોય તેમ ધ્યાન ધરે છે. તેમની પ્રાર્થના કરવાની આ સુંદર રીત મૂર્તિ પુજા જેવી નથી લાગતી. શહેરની અંદર કલકત્તા રોડ ઉપર આવેલી વિશ્નુવાડીમાં શંકરનું મંદિર છે ત્યાં પણ બ્રહ્મીલોકો દર્શન અર્થે જાય છે. મરચંટ સ્ટ્રીટ ઉપર ચીનાઓનું પણ ઉત્તમ કારીગરીવાળું મંદિર છે.

**મોલમીન**—રંગુનથી મોલમીન ૧૭૩ માઈલ દુર છે. બ્રહ્મદેશની ખરી સુંદરતા મોલમીનમાં છે. રેશમી કાપડનો વેપાર અહિં સારો ચાલે છે. લાકડા ઉપરનું કોતરકામ અહિંના જેવું બ્રહ્મદેશમાં બીજે કંઇ થતું નથી. પુષ્કળ દ્રવ્ય ખર્ચી બંધાવેલા અહિંના સુશોભિત કીંમતી ફયા જોવા લાયક છે. રંગુનથી પેગુ જંકશને ગાડી બદલી મોલમીન જતાં વચ્ચે આવતા 'ચાઇટો' સ્ટેશનથી દસમાઇલ પગ રસ્તે 'ચાઇટો' ડુંગર જવાય છે. આ ડુંગર ઉપરના એક સમતોલ ખડક ઉપર બાંધેલા ફયાની રચના જોવાલાયક છે. ચાઇટો સ્ટેશનથી આગળ જતાં માર્તાબાન સ્ટેશન આવતાં ટ્રેનમાંથી ઉતરી સ્ટીમરમાં બેસી સાલવીન નદીના સામે કાંઠે મોલમીન જવાય છે.

## રંગુનથી મેમીઓ.

તા. ૧૧ મી નવેમ્બરે ઉત્તર બ્રહ્મદેશ તરફ જવાનું હતું. દોઢા ભાડાથી ત્રીજા વર્ગની ટીકીટ માંડલે સુધી લેતાં સાત દિવસ ચાલે

અને મેમીઓ સુધી લેવાથી બે માસ ચાલે તેમ હતું. જેથી મેમી-ઓની ટીકીટ લેવાનો ઠરાવ કર્યો. બરમા રેલવેમાં ત્રીજા વર્ગના મુસાફરો માટે ૧૫ વીસા એટલે બંગાળી ૨૮ શેર વજન માફ છે તે શિવાય પ્લેટફૉર્મ ટીકીટ અડધે આને મળે છે. રંગુન સ્ટેશન માટે તો માત્ર એકજ પૈસો રાખેલો છે. જ્યારે હિંદના બીજા બધા પ્રાંતોમાં જ્યાં માણુસની સરેરાશ પેદાશ રૂ. ૦-૧-૯ છે ત્યારે રેલવે કંપની-ઓએ એક આનો પ્લેટફૉર્મ ટીકીટનો રાખેલો છે! લગેજ પાર-સલના દર પણ ભારે રાખેલા છે!

બપોરના ૧-૧૫ મીનીટે માંડલે જવાની એકસ્પ્રેસ ટ્રેન ઉપડતી હતી. ભગતજીના મુનીમ લલ્લુભાઇ રંગુન સ્ટેશન સુધી પહોંચાડવા આવ્યા હતા. રંગુનથી માંડલે ૩૮૬ માઇલ છે. ૧૮ કલાકની લાંબી મુસાફરી હોવાથી બેઠક ઉપર બીછાનું પાથરી દીધું. રસ્તે મુસાફરોની ભીડ થશે તો બીછાનું ઉઠાવવું પડશે એમ લાગતું હતું. પણ બરમા રેલવેમાં ત્રીજા વર્ગની દુરની મુસાફરી હિંદુસ્તાનની બીજી રેલવે લાઇનોની જેમ હાડમારી ભરેલી નહિ લાગી. ત્રીજા વર્ગમાં મુસાફરી કરતા દુરના મુસાફરોને અહિં આવો આરામ મળે છે તેનું ખરૂં કારણતો બ્રહ્મીલોકો સુતેલા માણુસને જગાડવામાં અને કોઇના બીછાના ઉપર પૂછયા શિવાય બેસવામાં અસભ્યતા ગણે છે તેજ છે. બ્રહ્મદેશમાં રહેતા અન્યજનો પણ તેમના આ વિનયને અનુસરીને ચાલે છે.

રંગુનથી ૪૭ માઇલ દુર જતાં 'પેગુ' જંકશન આવ્યું. પેગુ વેપારનું સ્થળ છે. અહિં પણ ઘણા સુંદર ફયા છે. અહિંથી મોલ-મીન જતી બ્રેન્ચ લાઇનમાં 'તથાઉં' (બ્રહ્મદેશની જુની રાજધાનીનું શહેર) તેના સુંદર કીર્તિસ્તંભો માટે પ્રસિદ્ધ છે.

પેગુ છોડયા પછી રેલવે લાઈનની બન્ને બાજુએ માઇલો સુધી લીલા મખમલના ગાલીચા બીછાવ્યા હોય તેમ ચોખાનાં લીલાં ખેતરો શોભી રહ્યાં હોય છે. કલાકો સુધી જોયાંજ કરીએ તેવું આ રળીયામણું દ્રસ્ય છે. નવેમ્બર માસમાં બ્રહ્મદેશની કુદરતી સૌંદર્યતા

નિહાળવાનો લાભ સારો મળે છે. બ્રહ્મદેશની મુસાફરીમાં આ માસ મુસાફરને અનુકૂળ છે. સાંજે સાડા ચાર વાગે 'પ્યીન્ટુઝા' આવ્યું. અહિં સુધી બધાં સ્ટેશને બ્રહ્મીખાણું વેચાતું હતું. બ્રહ્મી સ્ત્રીપુરૂષો કાવડોમાં ચોખા, ભાજી, માછલી એવું વેચતા રહે છે. બ્રહ્મીભાષામાં પાણીને 'યે' કહે છે. બ્રહ્મીસ્ત્રીઓ 'યે' 'યે' પોકારી પાણી વેચતી હોય છે. અહા કૅાફીની ઘણીખરી હૅાટેલો દક્ષિણહિંદના ચેટી લોકોની છે. આઠ વાગતાં વીશાળ પ્લૅાટફૅાર્મવાળું 'ટાંગુ' સ્ટેશન આવ્યું. અહિં મીઠાઇ પુરી દુધ અને ફળફળાદી ઠીક મળતાં હતાં. રંગુનથી મારી સાથે બેઠેલા એક ગુજરાતી ભાઈ અહિં ઉતરી ગયા. મારા બીજા સાથી મુસાફર ફુંગી–બુદ્ધસાધુ હતા. પોતે હિંદી ન સમજે, મારાથી બ્રહ્મી સમજાય નહિ જેથી વાતચીતમાં કંઇ રસ પડે તેમ નહોતું. પણ ઇશારાથી કંઈક સમજી ને સ્મીતહાસ્ય કરી આનંદ માનતા હતા. 'ટાંગુ' છોડયા પછી સુવાની તૈયારી કરી. સવારે માંડલે નજીક આવતાં પુષ્કળ જીર્ણ ફ્યા દેખાવા લાગ્યા. બ્રહ્મીલોકો ઇચ્છા થાય ત્યારે જુના થયેલા ફ્યાને નહિ સુધરાવતાં નવા બનાવે છે. સાડા છ વાગે માંડલે આવ્યું. ઘોડાગાડીવાળાને મારવાડીરોડ ઉપર નપ્પી ગલીને નાકે ભાઇ શંભુલાલને ત્યાં લઇ જવા કહ્યું. ઘેર ગયા પછી વિચાર થયો કે પ્રથમ મેમીઓ જઇ આવવું સારૂં. જેથી બપોરે એક વાગે ઉપડતી ટ્રેનમાં મેમીઓ જવા નિકળ્યો.

માંડલે છોડયા પછી 'સેડોવા' સુધી ઇરાવદીની નહેરો અને બીજાં ઝરણો આવવા લાગ્યાં. ચોખાનું વાવેતર તો બધે હોયજ. સેડોવાથી આગળ ઘીચ જંગલવાળા ભાગમાં થોડે ઉંચે ચઢયા પછી ટ્રેન પાછી ફરી ધીરેધીરે પહાડ ચઢવા લાગી. વાંકાચુકા ખડકો ચઢતી ગાડીલગભગ બેહજાર ફુટની ઉંચાઇએ પહોંચી. 'ઝીગીન્જી' સ્ટેશન આવતાં ઠંડી હવા શરૂ થઇ. હવે વાંસનાં પુષ્કળ વૃક્ષો, નાનાં ઝરણો તથા વચ્ચે આવતાં નાનાં મેદાનોમાં ચોખાનાં લીલાં ખેતરોવાળા પ્રદેશમાંથી ગાડી પસાર થતી હતી. 'થોન્ડાંગ' ગયા પછી કુલોથી

ભરપુર બગીચાની જેમ રેલની બન્ને બાજુએ વૃક્ષ વેલાઓ આવવા લાગ્યા. ૩૦૦૦ ફુટની ઉંચાઇએ 'આનીસકાન' આવ્યું. સાંજે પાંચ વાગે મેમીઓ આવ્યું. મેમીઓમાં આર્યસમાજના વ્યવસ્થાપક ભાઇ સીતારામજી ભલા અને માયાળુ લાગ્યા. અહિં 'ઉઝાગરા' નામના ફુંગી હમેશાં હીંદી શીખવા આવતા હતા. રાત્રે સુતા પછી બાર વાગે વરસાદ શરૂ થયો જેથી ઠંડીનું જોર વધવા માંડયું. સવારે આઠ વાગે વરસાદ બંધ થઇ ગયા પછી સીતારામજીની સાથે શીખ ગુરૂદ્વારામાં જઇ આવ્યા પછી બજારમાં ગયો.

મેમીઓમાં ચીતાગાંગ અને ચેટીલોકોની વસ્તી ઠીક છે. થોડા પંજાબી છે. ગુજરાતિઓમાં શ્રી. ગલીઆરા અને ચાર પાંચ અનાવીલ દેસાઇની દુકાનો છે. શહેરની પશ્ચિમે લશ્કરી છાવણીમાં ગોરા, કચાન અને ગુરખા પલટણ રહે છે. બ્રહ્મદેશ ચીન અને તિબેટની સરહદ ઉપરના લોકો કચીન અથવા કચાન કહેવાય છે.

બ્રહ્મદેશ સામાન્ય રીતે ગરમ છે પણ મેમીઓ ૩૫૦૦ ફુટ ઉંચું હોવાથી ઠંડુ રહે છે. ઉનાળામાં ગવર્નરનો મુકામ અહિં રહે છે. અહિંનાં હવા પાણી ઠંડા દેશાની જેમ સારાં નથી. ઘીચ ઝાડીને લઇને હમેશાં ભીની હવા રહેતી હોવાથી તંદુરસ્તીને જોઇએ તેવાં ફાયદાકારક નથી.

કાર્તિકમાસમાં બ્રહ્મીલોકો ફુંગીઓને પુષ્કળ દાન આપે છે. આજે તે નિમિત્તે મેમીઓના બજારની પાસે એક મંડપ બાંધેલો હતો. મંડપની અંદર ફુંગીઓ માટે ઉંચાં આસન બનાવેલાં હતાં. આજ ઉત્સવનો દિવસ હોવાથી ગુરકાટી (દુધી જેવું નાનું ફળ) નાં ભજીયાં તેલમાં તળીને બ્રહ્મી સ્ત્રીપુરૂષો જમતાં હતાં. સાથે બરમી ચ્હાનું પીણું અને પાનસોપારી હતાં. ચીનાઓની જેમ બ્રહ્મી લોકો ચ્હામાં ખાંડ કે દુધ નાખ્યા શિવાય પીએ છે. કોઈ કોઈ મીઠું નાખીને પીએ છે. ઘણું ખરૂં પાણીને બદલે આ ચ્હાનો ઉપયોગ કરે છે.

અહિંની ભીની હવામાં તે ફાયદો કરે છે. ભજીયાં તથા ચ્હા બનાવી પીરસવાનું કામ બધું સ્ત્રીઓજ કરતી હતી. બ્રહ્મીલોકો તેલમાં તળેલી ચીજો ઘણી ખાય છે.

બપોરના બે વાગતાં ક્યામાંથી ૫૦ ફુંગીઓને ગાજતે વાજતે મંડપમાં લાવવામાં આવ્યા. ફુંગીઓના આવ્યા પછી બધાં સ્ત્રી પુરૂષો સાદડીઓ ઉપર શાંત બેસી ગયાં. સુંદર રીતે વાળ ઓળી સ્વચ્છ અને સુંદર પોષાકમાં બેઠેલી બ્રહ્મી સ્ત્રીઓની સૌંદર્યતા દુનિયાના અન્ય દેશની સ્ત્રીઓને શરમાવે તેવી લાગી. વ્યાખ્યાન આપતા પહેલાં એક ગૃહસ્થે ફુંગીઓ માટે જે કોઈએ ફાળો ભર્યો હતો તેમનો ઉપકાર માન્યો. એક બંગાળી ગૃહસ્થે ૭૫ ગાલીચા ભેટ કરેલા તે બદલ તેમનો ઘણો આભાર માન્યો. વૃદ્ધ ફુંગીનું સ્થાન મધ્યસ્થ હતું. તેમની આગળ બેઠેલા એક યુવાન ફુંગીની બાજુમાં બે કુમારવયના ફુંગીઓ બેઠા હતા. આ ત્રણે જણ વારા ફરતી ઉપદેશ આપતા હતા. ઉપદેશ વખતે દરેક ફુંગી ધ્યાનસ્થ અવસ્થાની જેમ બેસે છે. અહિંના ફુંગીઓ લંકાના બુદ્ધ સાધુઓની જેમ પાલીભાષાના શુદ્ધ ઉચ્ચાર કરી શકતા નથી. આશિર્વાદ આપતી વખતે 'પુત્રવાન' 'આયુષવાન' એવા શબ્દો કંઈક સમજી શકાતા હતા. બુદ્ધને શરણ છું એમ બોલવું હોય તો 'બુદ્ધા જયયણુમ ગિસામી' ગૌતમને ગૌદમ, યશોધરાને યતોધયા કહે છે. બ્રહ્મી લોકો 'ર' નો 'ય' ઉચ્ચાર કરે છે અને 'શ' ને 'ત' બોલે છે.

ફુંગીઓને આપવાની વસ્તુઓમાં તેગાંન (પીળાં વસ્ત્રની કફની) મખમલનો ગલીચો, રેશમી તકીઓ, શાલ, બે બનુસ, ચ્હાની કીટલી, વાંસ અને પીતળની થાળીઓ, પાણી પીવાનું વાસણ, ફાનસ, મીણબતી, પાન સોપારીનો દાબડો, મુસાફરીની પેટી, વગેરે જે એક ગૃહસ્થને ત્યાં હોય તેટલી બધી વસ્તુઓ દરેક ફુંગીને આપવા માટે ગોઠવી રાખી હતી. ફુંગીઓના ગયા પછી આ બધી ચીજો ગાડામાં ભરી તેમના ચાઉં (મઠ) માં પહોંચાડવામાં આવે છે.

**ગોટેક પુલ**—મેમીઓથી લાશીઓના રસ્તે ૪૦ માઇલ ઉપર 'ગોટેક વાય ડકટ' સ્ટેશન છે. આ સ્ટેશનની પાસે એક ઉંડી ખીણની અંદર ૨૨૦૦ ફુટ લાંબુ ઝરણ છે. ઝરણની બન્ને બાજુએ આવેલી ટેકરીઓ ૫૦૦ ફુટ ઉંચી છે. બન્ને બાજુથી કાતરની જેમ ત્રાંસાં ગર્ડરો નાખી ટેકરીઓનું જોડાણ કરી તેના ઉપર ઉંચા સ્તંભ મુકી પૂલ બાંધ્યો છે. પાણીની સપાટીથી પુલની ઉંચાઈ ૮૦૦ ફુટ કરતાં વધારે છે. અમેરીકન કંપનીનો બાંધેલો આગોટેક પુલ પાશ્ચાતકાળનો નમુનો છે. દુનિયામાં આ પુલ સૌથી ઉંચો ગણાય છે. પુલ નીચે વહેતા ઝરણની બાજુમાં એક અંધારી ગુફા છે. સાહસ કરી ગુફાની અંદર ગયેલા માણસો પાછા ફરી શકયા નથી. જેથી તેની અંદર જવામાં જોખમ છે એવી નોટીસ ચોઢી રાખેલી છે. ચોમાસાના દિવસોમાં ઘાસ ઉગી જવાથી અને જગા લપસણી થઇ જતી હોવાથી પૂલની નીચે જઈ શકાતું નથી.

ગોટેક વાયડકટ સ્ટેશનથી આગળ જતાં 'નાગપેંગ' સ્ટેશનથી નામટુ જવાય છે. નામટુમાં નિકળતો ખનીજ (પત્થરના ટુકડા) જર્મની જાય છે. જ્યાં તેમાંથી ચાંદીનું શોધન થાય છે. બીજી વજનદાર છીંકણી રંગની રેતીનો લોખંડનાં પતરાં બનાવવામાં ઉપયોગ થાય છે.

**શાન રાજ્યો**—'નાગપેંગ' થી પાંચ કલાકને રસ્તે છેલ્લું સ્ટેશન 'લાશીઓ' આવે છે. આ તરફનો ભાગ ઉત્તર શાન રાજ્યોમાં ગણાય છે. 'લાશીઓ' થી મોટર રસ્તે શાનની રાજધાની 'ટૌજી' શહેર જવાય છે. 'ટૌજી' થી થોડે દુર ચીનની સરહદ પડે છે. શાન રાજ્યના રાજાને 'સોબવા' કહે છે હિંદનાં દેશી રાજ્યો ઉપર જેમ એજંટ ટુ ધી ગવર્નર રહે છે તેમ શાન રાજ્યો ઉપર કમીશનર રહે છે. શાન દેશને 'તાઇ' પણ કહે છે. 'તાઇ' દેશ બધો પહાડી છે. આ પહાડોમાં આવેલાં ગરમ ઝરણાનું પાણી સંધીવા અને પક્ષાઘાતવાળાને ફાયદો કરે છે.

શાનલોકો શરીરે પાતળા પણ મજબુત બાંધાના છે. શાન-સ્ત્રીઓ પણ વેપારમાં કુશળ છે. આ સ્ત્રીઓ આપણા ગામડાંઓની સ્ત્રીઓના જેવાં સાદાં ઘરેણાં પહેરે છે. સ્ત્રીઓ કરતાં પુરૂષોનો પોષાક બહુજ સાદો હોય છે. પગથી હલેસાં મારી હોડી ચલાવવામાં શાન લોકો કુશળ છે. આ લોકો વાંસનાં પાંદડાંની છત્રીના આકારની ટોપીઓ બનાવી મેમીઓમાં દર પાંચમે દિવસે ભરાતા બજારમાં વેચવા આવે છે. આવી ટોપીઓને 'ખમાઉ' કહે છે. 'ખમાઉ' માથે ઓઢવાથી તાપ બીલકૂલ લાગતો નથી.

દેશની આબોહવાને અનુકૂળ ઓઢવા પહેરવાનાં સાધનો તૈયાર કરવાની બુદ્ધિ શક્તિ ઈશ્વરે આપણને આપી હોય છે. તે છોડી આપણા દેશનાં હવાપાણીને પ્રતિકૂળ પરદેશી ચીજો વાપરવાનો મોહ થાય તો પરિણામે આપણે માનસીક અને શારિરીક બન્ને શક્તિમાં નિર્બળ બનીએ તેમાં શું નવાઇ ? વિલાયતી માલને ટક્કર ખવાડે તેવી વાંસની છત્રીઓ બસીન અને માંડલેમાં તૈયાર થાય છે. છતાં વિલાયતી છત્રીઓ બ્રહ્મીલોકોમાં વપરાવા લાગી છે !

આખા બ્રહ્મદેશમાં પારવિનાનું પરદેશી કાપડ વપરાય છે. તે શિવાય બીજી ઘણી વસ્તુઓ વિલાયતીજ વપરાય છે. બ્રહ્મદેશમાં આવતો વિલાયતી માલ હિંદ કરતાં જુદા બરનો હોય છે. પૂર્વ આફ્રિકામાં તે કરતાં જુદા બરનો. લંકામાં તેથી જુદો. કયા દેશને કેવો માલ મોકલવાથી મોહ ઉત્પન્ન થશે તે દૃષ્ટિબિંદુ પરદેશી વેપારીઓનું પ્રથમ હોય છે. તેથી જે દેશના લોકો જેવી તરેહના માલથી લલચાય તેવી તરેહવાર ચીજો ઉત્પન્ન કરી મોકલે છે. બ્રહ્મી લોકો જેમ જેમ મોહક ચીજોનો ઉપયોગ વધારે કરતા જાય છે તેમ તેમ વિલાસી બનતા જાય છે. કેટલાંક બ્રહ્મી સ્ત્રીપુરૂષો હોટેલોમાં જમવાનું રાખે છે. રંગુનના બજારમાં હમેશાં રાત્રે હોટેલો આગળ, જમવાનાં ટેબલ ખુરશીઓથી, અડધી ફુટપાથ રોકાઇ જાય છે. બ્રહ્મી લોકો દરેક ઉપયોગી વસ્તુઓ પોતાના દેશમાં બનાવી

શકે છે. કળામાં તેઓ એટલા બધા પ્રવિણ છે કે તેમને બીજા દેશની ચીજો ઉપર આધાર રાખવાની જરૂર રહે તેમ નથી. વાંસનાં વાસણ બનાવવાની તેમની કળા જગપ્રસિદ્ધ છે. આટલી આટલી કળા છતાં તેમને વિદેશી તકલાદી ચીજોનો મોહ થયો છે! જ્યારે ચીનાઓ પોતાના દેશમાંજ બનેલી ચીજો વાપરે છે. ચીનાઓની દેશભાવના વખાણવા જેવી છે. ઇ. સ. ૧૯૨૮માં જાપાને ચીના-ઓની સ્વતંત્રતામાં આડે આવનાર ચીનના રાજાને મદદ કરેલી હોવાથી બ્રહ્મદેશમાં રહેતા દરેક ચીનાએ જાપાની ચીજનો બહિષ્કાર કરેલો. રંગુનમાં રહેતા આપણાજ દેશભાઇઓ કહે છે કે અમારી દુકાને કોઇ ચીની આવેલ હોય, તેને જો જાપાની દીવાસળીની પેટી બીડી પીવા માટે ભૂલથી અપાઇ ગઇ હોય તો તે તુરત ફેંકી દેતો. અને કહેતો કે હિંદી અથવા સ્વીડીશ દીવાસળીની પેટી આપો અથવા આગ લાવી આપો. આવા તેમના બહિષ્કારથી આખરે જાપાને વચ્ચે પડવાનું છોડી દીધું. બ્રહ્મદેશમાં રહેતા આપણા હિંદીભાઇઓ આવું અનુભવતા છતાં દેશી ચીજો તો ઠીક પણ જેની ચળવળ હાલ હિંદમાં થઇ રહી છે તે સ્વદેશી ખાદી વાપરવા તરફ દુર્લક્ષ કરે તે ઓછું શોચનીય નથી.

જીવનનો ખોરાક પૈસો નથી પણ સત્ય, નિસ્વાર્થ અને દેશ પ્રેમની લાગણી એ મુખ્ય ખોરાક છે. તે વસ્તુઓનો અનુભવ મેળ-વવા માટે મનુષ્યને દેશાટનની જરૂર છે. આવા પ્રકારનું દેશાટન મનુષ્યને છેવટે આધ્યાત્મિક જ્ઞાન તરફ લઇ જાય છે. તેથીજ મહાત્મા ટૉલસ્ટૉયે કહ્યું છે કે " મનુષ્યને મુસાફરી એટલા માટે ગમે છે કે જીંદગી એ મુસાફરીજ છે."

મેમીઓથી માંડલે ૪૨ માઇલ દુર છે. મોટર રસ્તે જતાં કુદરતી દ્રશ્ય સારૂં આવતું હોવાથી હું મોટર ભાડે કરવા ગયો. મોટરગાડીના શોફરો (મોટર હાંકનારા) બ્રહ્મી હતા. કોઈ આપણી તરફના મુસાફરનો સાથ થાય તો ઠીક એમ વિચારી ચેટીની હોટેલમાં ગયો. રંગુનમાં

સાયકલનો વેપાર કરનાર એક ગુજરાતિ ભાઇ અહિં મળ્યા. તેમણે મને બ્રહ્મી શોફરની મોટરગાડીમાં એકલા જવાની સલાહ ન આપી. આગલે દિવસે એક તામીલભાઇએ પણ કોઇ જગાએ એકલા જવાનું થાય ત્યારે બ્રહ્મીલોકોથી સાવધ રહેવા કહેલું. બ્રહ્મી લોકો પૈસા માટે માણસનું ખૂન કરી નાખે તેવા છે. આવી ખબર રંગુનમાંથી પણ મળી હતી. બ્રહ્મીઓના વિનય અને ડહાપણની હદ અહિં આવી રહે છે! ખુન કરવાની તેમની નાદાની એ છે કે તેઓ પાછળથી ઘા કરે છે.

**માંડલેને રસ્તે**—બીજે દિવસે સાયકલના વેપારી ભાઇ ડાહ્યાલાલને પણ માંડલે જવાનું હતું. તેમની સાથે નાગપુર તરફના એક ભાઇ હતા. અમો ત્રણ જણે તા. ૧૪ મીની સવારે મોટર ભાડે કરી. દસ વાગે મોટર ઉપડી. પંદર માઇલ જેટલે ગયા પછી સાગનાં વૃક્ષોથી ભરેલા લીલા જંગલની અંદરથી અમે પસાર થતા હતા. 'વ્યુપૉઇન્ટ' આવતાં લીલીછમ ટેકરીઓ તથા નિચેની ખીણોમાં અથડાતાં વાદળાંનો દેખાવ બહુ મનોહર લાગ્યો. આગળ જતાં દસ માઇલના અંતરમાં કેટલીક ગોળાઇઓ આવી. ગોળાકાર ફરતી મોટરમાંથી જોતાં આસપાસનું રમણિય દ્રશ્ય અતિ આનંદજનક લાગતું હતું. અડધે રસ્તે જતાં પાણી માટે મોટર થોભી. અહિં ધુમસ અને વાદળાંથી આકાશ ઘેરાયેલું હતું. લીલાગંભીર જંગલમાંથી પસાર થતી મોટર હવે કંઇક સપાટ રસ્તા ઉપર આવી. બાર વાગતાં માંડલે શહેરના કીલ્લા આગળ અમે પહોંચ્યા. એક ભાઇને માંડલેહીલ તરફ જવાનું હોવાથી મોટર કીલ્લાને ચક્કર દેતી ચાલી. પાછા આવતાં કીલ્લામાં પ્રવેશ કર્યો. કીલ્લાનો ઘેરાવો આઠ માઇલનો છે. તેની અંદર રાજ્યકન્યા અને કુમારને રમવા માટે બનાવેલા નાના પહાડ તથા તળાવ જોતા અમે પશ્ચિમ તરફના દરવાજેથી બહાર નીકળી શહેરના મારવાડીરોડ ઉપર આવી પહોંચ્યા.

## માંડલે.

માંડલે બ્રહ્મદેશનું કેન્દ્ર છે જેથી અહિં આવ્યા શિવાય બ્રહ્મદેશનો ખરો ખ્યાલ આવી શકે તેમ નથી. સાંજે ત્રણ વાગે ભાઇ શંભુલાલ સાથે મ્યુનીસીપાલ મારકેટ જોવા ગયો. અહિ દરેક વસ્તુઓનાં અલગ અલગ વિસ્તારવાળાં બજારો છે. એકંદરે તમામ જાતના માલનાં બજારોનો આ મારકેટમાં સમાવેશ થાય છે અહિંના જેવી મોટી મારકેટ હિંદુસ્તાનનાં બીજા કોઇ શહેરોમાં નથી. બ્રહ્મી લોકોની વેપાર કરવાની રીત, તેમની સુઘડતા અને દુકાનોમાં માલ ગોઠવવાની તેમની વ્યવસ્થા ઘણી સુંદર લાગી. ભાઇ શંભુલાલ ઝવેરાતનો ધંધો કરતા હતા. ઝવેરી બજારમાં જતાં એક બ્રહ્મી સ્ત્રીએ અમને આવકાર આપી તેણીની દુકાને બોલાવ્યા. અમારી આગળ પાનસોપારીનો દાબડો મુકયો. ઝવેરાતનો વેપાર કરતી બ્રહ્મી સ્ત્રીઓની અહિં ઘણી દુકાનો જોઈ. કાપડબજારમાં પણ તેઓ મોટી સંખ્યામાં જોવામાં આવતી હતી. ગાંધીની દુકાન માંડી સ્વચ્છ વસ્ત્રોમાં બેઠેલી સ્ત્રીઓની માલ વેચવાની ઝડપ તથા ઘરાકને સંતોષવાની તેમની રીતભાત એટલી તો આદર્શરૂપ લાગી, કે જેની હરીફાઇ પુરૂષો પણ કરી શકે તેમ નથી- આપણા ત્યાં ગાંધી તથા મીઠાઇવાળાની દુકાનોની સ્વચ્છતા તથા તેમાં વેચવા બેઠેલા માણસોનાં મેલાં કપડાં એ બધું આપણો અવિનય અને પ્રમાદ દર્શાવે છે.

**મુનીફ્યા**—માંડેલથી ચાર માઇલ દુર શાંઝુ સ્ટેશનની પાસે મુનીફ્યા છે. માંડલે હીલ ઉપર રહેતા એક તપસ્વીની આજ્ઞાથી મીંદોમીન રાજાએ આ ફ્યા બંધાવેલો હોવાથી તેને મુનીફ્યા કહે છે. માંડલેમાં સૌથી મોટો ફ્યા હોવાથી સામાન્ય રીતે લોકો તેને ફ્યાજી પણ કહે છે. તેની અંદરની પ્રતિમા આરાકાનથી આણેલી હોવાથી તે આરાકાન ફ્યા પણ કહેવાય છે. રંગુનના શ્વેદાગુનફ્યા કરતાં આ ફ્યા નાનો છે. અંદર પેસતાં બન્ને બાજુએ સામ સામે દુકાનોની હારો છે. અહિં કાપડ વાંસ તથા હાથી દાંતની કારીગરીવાળી

ઘણી ચીજો વેચાય છે. બ્રહ્મદેશમાં દેવદાર ઉપર નેતર ચઢાવી સુંદર પેટીઓ બનાવવામાં આવે છે. વાંસ અને ઘાસની બનાવેલી પેટીઓને 'ફ્રાં' કહે છે. 'ફ્રાં' બહુ મજબુત અને સુંદર હોય છે. આ બજાર પસાર કરી અમે એક ચોક આગળ જઇ ઉભા. અહિં એક તરફ ચાર પાંચ ઘંટ બાંધેલા છે. આ જોઇ ફયાની અંદર ગયા. એક ઉંચી વેદી ઉપર રત્નજડીત મુગટવાળી બુદ્ધદેવની પ્રતિમા બેસાડેલી છે. વેદી તથા પ્રતિમાની ઉંચાઇ ત્રીસ ફુટ છે. અહિંથી ઉત્તર તરફ જતાં પાંત્રીસ ફુટ ઉંચી સોનેથી રસેલી એક બીજી પ્રતિમા છે. બીજા દ્વારથી પાછળ વળતાં પ્રથમના જેવું બજાર આવ્યું. અહિં સફેદ આરસના ઘણા ફયા વેચાતા જોયા. આ શિવાય આરસની બનાવેલી બીજી ઘણી ચીજો હતી. બુદ્ધદેવની એક સુંદર પ્રતિમા ખરીદવાનો વિચાર થવાથી એક દુકાને ગયા. દુકાનદાર પતિ પત્નિએ બ્રહ્મી રીત મુજબ અમારી આગળ પાનસોપારી મુકયાં. તે પછી અમને એક પછી એક ઘણી મૂર્તિઓ બતાવી. અમે એક મૂર્તિ ખરીદ કરી.

આ બજારની મધ્યમાં ઉત્તર દક્ષિણ પાણીના બે કુંડ આવેલા છે. તેમાંના એક કુંડ તરફ જતાં પાંચ સાત બ્રહ્મી છોકરીઓ અમારી તરફ દોડી આવી. કોઇના હાથમાં પાઉંના ટુકડા અને કોઇના એક હાથમાં પાણી ભરેલું વાસણ તથા બીજા હાથમાં નેતરની નાની ટોપલીમાં તરફડતી માછલીઓ હતી. મથુરામાં જેમ કાચબાને ચણા નાખી પૂણ્ય મેળવ્યું મનાય છે તેમ અહિં પણ કુંડમાંના કાચબાઓને પાઉંના ટુકડા તથા ટોપલીમાંની માછલીઓને કુંડમા નંખાવી પૂણ્ય મેળવવાનું મહાત્મ્ય ગણાય છે! હું બ્રહ્મી ન સમજું જેથી મને કોઇએ ઝાઝી અડચણ નહિ કરી. શંભુલાલ તથા બીજા ભાઇને છોકરીઓએ ઘેરી લીધા. કાચબાને પાઉંના ટુકડા નંખાવતાં ટોપલીમાંની માછલીઓ કુંડમાં ફેંકી દઇ એક છોકરીએ શંભુભાઇ પાસે આઠઆના માગવા માંડયા, ચારઆના આપતાં છોડે નહિ. શંભુભાઇએ યુક્તિ રચી કહ્યું કે મને રોકે છે તો હું

જવા પણ માગતો નથી. હવે તો હું ત્હારે ત્યાંજ રહીશ. આ સાંભળી પાસે ઉભેલા ફુંગીઓ ખડખડાટ હસ્યા. છોકરી શરમાઇ ગઇ અને અને છૂટકો થયો. બ્રહ્મીલોકો એક તરફ માછલાંનો આહાર કરે છે અને બીજી તરફ તેમને આવી રીતે જીવાડવાનું પૂણ્ય માને છે!

એક દિવસ 'ઝેજો' (મુખ્યબજાર) થી ટ્રામમાં બેસી માંડલેને કીનારે ગયો. અહિં ઇરાવદીનો પટ બે માઇલ જેટલો પહોળો છે. સામે કાંઠે કેટલાક ફ્યાનાં સફેદ શિખ્ખરો તથા ઇરાવદીના ગંભીર જળનું દ્રશ્ય બહુ રળીયામણું લાગે છે. માંડલેથી ભામો અને રંગુન જવાની આગબોટ ઉપડે છે. કીનારે હમેશાં બેચાર આગબોટ ઉભી જ હોય. આગબોટ અને મછવાઓને લીધે કીનારા આગળનું પાણી તદ્દન અસ્વચ્છ રહે છે. આજે કાર્તિક શુદ પૂનમ હોવાથી સંયુક્ત પ્રાંતના ભાઈઓની ઠઠ જામી હતી. નદીના અસ્વચ્છ પાણીમાં સ્નાન કરી ગંગા સ્નાનનું પૂણ્ય મેળવવાની અજ્ઞાનતા અહિં પણ આ ભાઇઓ છોડતા નથી! કીનારેથી 'ઝેજો' આવી શ્રી. વાયલાની દુકાને પાણી પીવા ગયો. પંદર મીનીટ પછી હું તથા ગંગારામભાઇ બજાર જવા નિકળ્યા ત્યારે જોઉં તો મારા બુટ ન મળે! દુકાનમાં બેઠેલા ભાઇ ચીમનલાલે કહ્યું "હમણાં એક આનાનો રંગ લેવા આવનાર બરમો જરૂર લઇ ગયો હોવો જોઇએ. આવીજ રીતે હમણાં થોડા દિવસ ઉપર મોતીરામભાઇના બુટ પણ ચોરાઇ ગયા હતા." મારા બુટના બદલામાં તો તેનાં બરમી ચંપલ મુકતો ગયો તેટલો મેં તેનો ઉપકાર માન્યો. બ્રહ્મીઓ આવી ચોરીઓ કરે છે તે વિષે બ્રહ્મીસજ્જનોનું કહેવું છે કે મોજશોખનાં સાધનો વધારતા જાય અને જોઇતી કમાઇ ન થઈ શકે તેનાં આ પરિણામ છે.

**માંડલે હીલ અને કીલ્લો**—એક હજાર ફુટની ઉચાઇએ આવેલી માંડલેની ટેકરી ઉપર પત્થરની વિશાળ પગથી બાંધેલી છે તેના ઉપર પતરાંનું છાજ રાખેલું હોવાથી માથે ગરમી લાગતી નથી. થોડે ઉંચે ચઢયા પછી બુદ્ધની ૪૦ ફુટ ઉંચી પ્રતિમા આવે છે. તે

પછી જે તપસ્વીએ મીંદામીન રાજાને ફયા બંધાવવાની આજ્ઞા કરી હતી તેની ત્રીસ ફુટ ઉંચી પ્રતિમા આવે છે. હવે જેમ જેમ ઉપર ચઢતા જઇએ તેમ તેમ ટેકરીની આસપાસનું કુદરતી દ્રશ્ય સારૂં જોઇ શકાય છે. એક ચોક આગળ આવતાં કેટલાક સંન્યાસિ અને સંન્યાસિનીઓ ધર્મ પુસ્તકો વાંચી બુદ્ધદેવની પ્રતિમાને નમન કરતા જોયા. છેક ટોચ ઉપર જતાં સ્તુપની ચારે દીશામાં ચાર પ્રતિમાઓ છે. અહિંથી દેખાતા કુદરતી દ્રશ્યનું વર્ણન થઇ શકે તેમ નથી. જે તરફ દ્રષ્ટિ ફેંકીએ તે તરફ માઇલો સુધી લીલું જ લીલું ! એક બાજુ મેમીઓની લીલી પહાડીઓ, બીજી તરફ ચોખાનાં હરીયાળાં ખેતરો, પશ્ચિમ દિશામાં સાગર રૂપે વહેતી ઇરાવદી, દક્ષિણે અસંખ્ય લીલાં વૃક્ષોની ઘટામાં છૂપાયેલ માંડલે શહેર, અને નિચે તળેટીમાં નાના મોટા સુંદર ફયાઓ ! આ અનુપમ દ્રશ્ય માંડલે આવનારે જોવા ચુકવું નહિ.

હીલ જોઇ નિચે ઉતરી કીલ્લા તરફ ગયો. કીલ્લાને ફરતી ૧૦૦ ફુટ પહોળી પાણીની ઉંડી ખાઇ છે. આ કીલ્લો મહાત્મા તીલક, લાલા લજપતરાય અને સુભાશ બોઝનું સ્મરણ કરાવે છે. કે જેમને અહિં કેદ કરવામાં આવ્યા હતા ! કીલ્લાની મધ્યમાં મિંદો-મીન રાજાનો મહેલ છે. મહેલ આગળથી ચારે દિશામાં લાંબા રસ્તા પડે છે. એક બાજુ જેલ આવેલી છે. મહેલની અંદર બતક, મધ-માખ, એવા જુદા જુદા આકારનાં રાજ્યાસન બાંધેલાં છે. એમ કહે છે કે આ રાજ્યાસનો બધાં રત્નજડીત હતાં. સોનેથી રસેલા સ્તંભો દિવાલો અને છતો હજી નવા જેવાં જ લાગે છે. આ લાંબો પહોળો વિશાળ મહેલ તદ્દન લાકડાનો બનાવેલો છે. બ્રહ્મદેશમાં ઘણીખરી ઇમારતો લાકડાની જ હોય છે. મહેલના દરેક ખંડમાં કંઇ ને કંઇ નવીન કારીગરી તો ખરી જ. આ શુન્ય મહેલનું બારીક અવલો-કન કરતાં વખત ઘણો જાય છે તો જે વખતે તે પૂર્ણ સ્થિતિમાં હશે ત્યારે તેની સુંદરતા કેવી હશે તેની કલ્પના જોનારને થયાં કરે

છે. મહેલ પાસેના સંગ્રહસ્થાનમાં રાજા, દિવાન અને રાણીઓનાં પુતળાં તથા તેમના પોષાકના નમુના રાખેલા છે.

**શ્વેચીમેનફયા**—મહેલ જોઈ આવ્યા પછી રાત્રે આઠ વાગે શ્વેચીમેનફયાનો વાર્ષિક ઉત્સવ જોવા ગયા. કાર્તિક માસમાં ઘણા ખરા ફયાની સ્થાપનાનો દિવસ આવતો હોવાથી વાર્ષિક ઉત્સવો થતા રહે છે. આપણે ત્યાં જેમ અન્નકુટ ભરે છે તેમ અહિં પણ બુદ્ધદેવ આગળ અન્નકુટ ભરવામાં આવે છે. બ્રહ્મીલોકો કહે છે કે અમે માંસાહાર કરીએ છીએ પણ ગૌતમબુદ્ધ આગળ તો નિરામિષ ચીજોજ ધરાવીએ છીએ. પણ અન્નકુટ જોતાં તો લીલા તથા સુકા મેવા સિવાય ઈંડાંનો રસ નાખી બનાવેલી વિલાયતી બીસ્કીટ અને કેક હતાં ! સાથે મુરબ્બા, ચોકલેટ પણ વિલાયતીજ હતાં. શ્વેચીમેન ફયામાં નિલમની એક અતિ કીમતી પ્રતિમા છે. બ્રહ્મદેશમાં જ્યાં જુઓ ત્યાં કીમતી ફયા અને સોનેથી રસેલી પ્રતિમાઓ ઘણી હોય છે.

આજે સેંકડો સ્ત્રી પુરૂષો દર્શન અર્થે આવતાં હતાં. ફયામાં આવનાર દરેકનો આજે આતિથ્યસત્કાર કરવામાં આવતો હતો. અંદર પ્રવેશ કરતાં એક બ્રહ્મી ગૃહસ્થે અમને બોલાવી અમારી આગળ એક થાળ લાવી મુકયો. થાળની અંદર વાલની દાળ, લસણ, કોપરૂં અને તલ. એ બધી ચીજો તેલની અંદર તળેલી હતી. બાજુમાં લફ્ફે (લીલી ચ્હા)ની ભાજી મુકી હતી. એક બીજા ટાટમાં બરમી ચ્હાની કીટલી મુકી ગૃહસ્થે અમને કહ્યું. "આ સર્વ શાકાહારીને ખપે તેવું છે માટે તેનો સ્વિકાર કરો." તેમના આગ્રહને વશ થઇ અમે તે વસ્તુઓમાંથી થોડી ખાધી. ફીકી ચ્હાનો પણ એક પ્યાલો પીધો. દર્શને આવનાર માણસ બેસે કે તુરતજ તેમની આગળ ખાણું પીરસેલા થાળ આવતા. સ્ત્રીપુરૂષોની જોડે છોકરાં પણ હતાં તેઓને મોટાં માણસોની જેમ શાંતપણે ભોજન કરતાં જોઇ બ્રહ્મીલોકોની સભ્યતા અને વિનય વિષે જોનારને માન ઉત્પન્ન થાય છે. આપણે ત્યાં મંદિરતો ઠીક પણ જ્યાં કંઇ મીજ-

લાસ કે એવું કંઇ હોય છે ત્યાં પણ છોકરાં તથા મોટેરાંઓનો ઘોંઘાટ એવો હોય છે કે જેથી આપણે અસભ્યતામાં ખપીએ છીએ! અમે ઉઠવાની તૈયારી કરતા હતા તેવામાં ખ્રિસ્તિ થઇ ગયેલી બે ત્રણ બ્રહ્મીબ્હેનો અંગ્રેજી પોષાકમાં આવી. તેમનો પણ કોઇ જાતના ભિન્નભેદ સિવાય સત્કાર થતો જાયો. જ્યારે આપણે આપણાજ ધર્મના અંત્યજભાઇઓને મંદિરમાં પ્રવેશ પણ કરવા દેતા નથી!!

વાર્ષિક ઉત્સવને દિવસે નાટકનાં સ્ત્રી તથા પુરૂષ પાત્રોને બોલાવી નાચ કરાવવામાં આવે છે. નાચનાર સ્ત્રીપુરૂષ અંગકસરત કરતાં હોય તેમ શરીરના દરેક ભાગને બહુ ઝડપથી વાંકાચુકા વાળી દે છે. બ્રહ્મીલોકોની ગાનતાનની ઢબ ઘણી રસીક છે, ખુલ્લી જગામાં થતા નાચ વખતે સેંકડો માણસોની મેદની ભરાઈ હતી; છતાં બધું શાંત માલુમ પડતું હતું. વખાણવા જેવી સભ્યતા તો એ જોઇ કે સ્ત્રીવર્ગ ઉઠીને ચાલી ગયા પછી ખાલી પડેલી જગાએ પુરૂષો શાંતતાથી ગોઠવાઇ ગયા.

શ્વેચીમેનફયા જોઇ આવ્યા પછી એક દિવસ હું તથા શંભુભાઇ માંડલેમાં બનતી રજાઇ લેવા ગયા. અહિં રૂને પીંજી તેના ઉપર સુતરની આડી ઉભી દોરીઓની જાળી પાડી ગાદી તકીયા અને રજાઇઓ બનાવવામાં આવે છે. સુતરની જાળીઓના બંધથી રૂનો કોઇ ભાગ ખસી જતો નહિ હોવાથી તેને ઘેર લાવી ખોળ ચઢાવ્યા પછી ટાંકા દેવાની જરૂર રહેતી નથી. માંડલે કરતાં ભામોમાં આ કામ ઘણું ઝીણું અને સફાઇદાર થાય છે. ભામોની ૧ વીસા વજનની રજાઇ ખરીદ કરી. બ્રહ્મદેશમાં તોલ તથા માપમાં ટીકલ (ત્રણ પૈસાભાર) અને વીસો (૧૪૨ાા તોલા) વપરાય છે. ૨૫૦ રતલની ગુણીને બસ્તુ કહે છે.

રજાઇ લઇને ઘેર ગયા તો ઝવેરાતની દલાલ બે ચાર બ્રહ્મી

સ્ત્રીઓ શંભુભાઇની રાહ જોતી બેઠી હતી. શંભુભાઇ ઝવેરાતનું કામકાજ ઘર આગળ કરતા હોવાથી હંમેશાં બ્રહ્મી સ્ત્રી પુરૂષો આવતાં હતાં. આજે તેમાંના એક ભાઇએ અમને તેમને ત્યાં નોતર્યા હોવાથી શંભુભાઇ તથા ક્ષત્રિ કેશવરામભાઇ સાથે સાંજે હું તેમને ઘેર ગયો. ઘર તદ્દન સાદું હતું પણ અંદરની રીતભાત અંગ્રેજી ઢબની લાગી. બ્રહ્મદેશમાં ઘરો તદ્દન લાકડાનાં બનાવેલાં હોય છે. ભેજવાળી જમીન હોવાથી જમીનથી લગભગ ચાર પાંચ ફુટ ઉંચાં બાંધવામાં આવે છે. બ્રહ્મી ગૃહસ્થ 'માઉભા' એ અમારે માટે ટેબલ ઉપર મેવો, પીપરમીન્ટ, ચૉકલેટ, એવું ખાણું ગોઠવ્યું હતું. કાચની બરણીમાં પાણી તથા બાજુપર હાથ લુછવાનો રૂમાલ પડયો હતો. મેવો ખાઇ રહ્યા પછી ચ્હા આવી. મેં શંભુભાઈને કહ્યું કે બ્રહ્મીઓ મેમાનોને આવી રીતે વિલાયતી ઢબથી નવાજે તેમાં આપણને તેમના ખરા રીત રીવાજનું શું ભાન થાય? તેમણે કહ્યું અહિંથી આપણે બીજે ઠેકાણે જઇશું. ત્યાં તમે ઇચ્છો છો તેવો અનુભવ થશે. 'માઉભા' ની ઉમ્મર ૨૫ વર્ષની હતી. તેમણે લગ્ન કર્યું નહોતું અને પાંચ વરસ પછી લગ્ન કરવા ધારે છે એ જાણી મેં કહ્યું બ્રહ્મી લોકો આટલી ઉમ્મર સુધી બ્રહ્મચર્ય પાળે તેતો ખુશી થવા જેવું છે. કેશવરામભાઇ બોલ્યા "બ્રહ્મચર્ય કેવું! આવી રીતે લગ્ન નહિ કરેલાં સ્ત્રી પુરૂષો તમે ઘણાં જોશો." માઉભાને ત્યાં બે નોકર હતા પણ તેમની સાથે તેઓ ભાઈની જેમ વર્તતા જોયા. આજ પ્રમાણે રંગુનમાં એક દિવસ નગીનભાઇની દુકાને રેશમી લુંગી ખરીદવા આવનાર એક શ્રીમંત બાઇનું વર્તન તેણીની બે દાસીઓ પ્રત્યેનું જોયું. ઘણા બ્રહ્મી શ્રીમંતો નોકરો પ્રત્યે આવું વર્તન રાખે છે એથી ઘણું ખુશી થવા જેવું છે. માઉભાના ત્યાંથી રજા માગી ઉઠતાં પોતે ઘર બહાર વળાવા આવ્યા.

અહિંથી અમે 'કોન્યો' નામના બીજા ગૃહસ્થને ત્યાં ગયા. આ ગૃહસ્થને શંભુભાઇએ ખબર આપી નહોતી જેથી તેઓ ઘેર ન

હોતા. પણ તેમનાં પત્નિએ અમને આવકાર આપી બેસવા કહ્યું. થોડીવારે એક બ્હેન વાંસના સુંદર ટાટની અંદર ચ્હાની કીટલી લાવી. બીજી બ્હેન કોપરૂં તલ વગેરે તેલમાં તળેલી ચીજો સાથે પાણીનું વાસણ અને હાથ લુછવાનો ટુવાલ મુકી ગઈ. પાનસોપારીનો દાબડો તો સૌથી પ્રથમ હોયજ. ભાઇ કોન્યાંનાં પત્નિ માયાળુ અને આનંદી લાગ્યાં. થોડીવારે કોન્યો આવ્યા. પોતે શંભુભાઇને ઘેર આવતા હોવાથી મને ઓળખ્યો. હું શંભુભાઇનો મિત્ર છૂ એમ કહી તેમનાં પત્નિને મારી ઓળખ આપી. કોન્યોભાઈ ઝવેરાતની દલાલી કરતા હતા. તેમનાં પત્નિની મ્યુનીસીપાલ મારકેટમાં રેશમી લુંગીઓની મોટી દુકાન હતી. જ્યાં સ્ત્રી પુરૂષ બન્ને ઉદ્યમે લાગી એક બીજાનાં સહાયક બને ત્યાં ભૂખમરો કેવો! બ્રહ્મી સ્ત્રીઓ પોતાના પુરૂષને મિત્ર ગણી તેને પુરતી સહાય કરે છે. ઘરમાં પણ ફુરસદે ઉપયોગી વસ્તુઓનું શીવણ ગુંથણનું કામ કરતી રહે છે. જ્યારે આપણે ત્યાં ઘણાં ઘરોમાં સ્ત્રીઓ પોતાનાં તથા બાળબચ્ચાંનાં કપડાં સીવવાનું કામ છોડી ટેબલ ક્લોથ તથા બારીઓનાં તોરણો ભરવાનું નિરૂપયોગી કામ કામ કરે છે!

શંભુભાઇને બ્રહ્મી ભાષાનું સારૂં જ્ઞાન હોવાથી ભાઇ કોન્યો સાથે વાત કરવામાં આનંદ આવતો હતો. બુદ્ધદેવના અહિંસાના ઉપદેશને ભૂલી જઇ બ્રહ્મી લોકો માંસાહાર કરે છે તેમાં પણ ગોમાંસ ભક્ષણ કરે તે ઠીક કહેવાય? એમ જ્યારે મેં કહ્યું ત્યારે કોન્યો બોલ્યા કે અમારા દેશમાં અંગ્રેજોના આવ્યા પછી ગોમાંસ ભક્ષણ શરૂ થયું છે. પરદેશીઓના વસવાટ પછી અમારૂં જીવન બગડતું જાય છે. કોન્યોભાઇ ધર્મિષ્ટ લાગ્યા. બુદ્ધની ગાથાઓ વિષેનો વાર્તાલાપ તેમને બહુ પસંદ હતો. બીજે દિવસે તેમને ત્યાં આવવા અમને નોતર્યાં. ઉઠતી વખતે તેમનાં પત્નિને મેં નમસ્કાર કર્યા. "નમસ્કાર તો દેવને હોય" એમ કહી તેમણે મસ્તક નમાવ્યું. બ્રહ્મદેશમાં સ્ત્રી પુરૂષો એક બીજાને મળતાં અને છૂટા પડતાં માથું નમાવે છે.

માંડેલમાં ગુજરાતી, મારવાડી, પંજાબી અને થોડા સિંધી વેપારીઓ છે. ગુજરાતી સમાજની એક સ્કૂલ છે. આજે ભરતખંડમાં ચાલતી સંસ્થાઓમાં આર્યસમાજ સંસ્થા દેશભક્તિ માટે સારૂં કાર્ય કરી રહી છે. રંગુન અને માંડેલમાં આર્યસમાજ સંસ્થામાં સંયુક્ત પ્રાંતના મજુર વર્ગના લોકોને શિક્ષણ આપવાનો સારો પ્રબંધ રાખેલો છે.

**મીંગુઘંટ**—માંડલેથી ૯ માઇલ દુર ઇરાવદીને સામે કાંઠે મીંગુ જવાય છે. મીંગુમાં સેંકડો વર્ષનો એક પુરાતન ઘંટ છે. ૪૫૦ ફુટના ઘેરાવાવાળા આ ઘંટની ઉંચાઇ ૧૫૦ ફુટ છે. આ ઘંટ દુનિયામાં બીજે નંબરે ગણાય છે. રૂશીયામાં મોસ્કોનો ઘંટ આ કરતાં મોટો છે.

## સગાંઈ ડુંગર અને ઈરાવદી.

તા. ૧૮ મીની સવારે તુળસીભાઇ સાથે માંડલેથી સગાંઇ ડુંગર જોવા ગયો, માંડલેથી ત્રીજું સ્ટેશન અમરાપુરા આવ્યું. અમરાપુરા પહેલાં બ્રહ્મદેશની રાજધાની હતું. અહિં ઝાડની ઝાયા નિચે સાળો નાખી સ્ત્રીઓ કપડું વણે છે. બ્રહ્મદેશમાં વાંસની કારીગરીવાળા સુંદર રેંટીયા હોય છે. પણ હાલ સુતર કાંતવાનો ઉદ્યોગ બહુજ ઓછો છે. વણાટકામ હજી અમરાપુરામાં ચાલે છે.

અમરાપુરા પછી 'અમરાપુરા શોર' સ્ટેશન આવતાં ટ્રેનમાંથી ઉતરી અમે સ્ટીમરમાં બેઠા. ઇરાવદીને સામે કાંઠે સગાંઇ ઉતર્યા પછી સંયુક્ત પ્રાંતના એક ભાઇની હૉટેલમાં ગયા. તુળસીભાઇને 'મોનીવા' જવાનું હોવાથી એક વિશ્વાસુ મછવાવાળાને બોલાવી મારી સાથે મોકલવાનું ઠરાવ્યું. સગાંઇના ડુંગર ઉપર એક બે ચેટીફુંગીઓના ચાઉં જોઇ મારે પાછા આવવાનું હતું. આ જગા દુર હતી. મારે જે બ્રહ્મી સાથે જવાનું હતું તે 'જરબાદી' હતો. બ્રહ્મી સ્ત્રી અને અન્ય દેશના પુરૂષથી ઉત્પન્ન થયેલી પ્રજાને બ્રહ્મદેશમાં 'જર-

બાદી' કહે છે. મુસલમાનથી ઉત્પન્ન થયેલી 'જરબાદી' કોમ ઘણી છે. આ જરબાદીનું બ્રહ્મીનામ 'કુમાઉજી' હતું અને મુસલમાની નામ અબ્દુલકાદર હતું. તે હિંદીભાષા બોલીને સમજી શકતો હોવાથી વાતચીત કરવાની અડચણ આવે તેમ નહોતું. અબ્દુલકાદરે એક બીજા બ્રહ્મીને અમારી સાથે લીધો હતો. દસ વાગે સંપાન (હોડી) હંકારી. મોરના આકારના રંગીન નાના મોટા મછવા અને વહાણો બનાવવામાં બ્રહ્મીલોકો ઘણા કુશળ છે. ઇરાવદીને કીનારે કીનારે અમારી સુંદર હોડી ચાલ્યાં કરતી હતી.

બ્રહ્મપુત્રાની જેમ ઇરાવદીના બન્ને કાંઠા લીલોતરીથી ભરપુર છે. વચ્ચે સુંદર બેટ પડેલા છે. કોઈ કોઇ બેટ ચાર પાંચ માઇલના ઘેરાવા વાળા હોય છે. આવા વિસ્તિર્ણ બેટની અંદર લોકો ઝુંપડાં બાંધી ખેતી કરે છે. વરસાદની મોસમ આવતાં ઝુંપડાં સહિત ત્રાપા ઉપર ચાલ્યા જાય છે. ઇરાવદી નદની કુદરતી ઉંડાઇ વધારે હોવાથી તેમાં વહાણો મારફતે પ્રાચિન સમયથી વેપાર રોજગાર ચાલે છે. ભામોથી ૯૦૦ માઇલ દુર રંગુન સુધી સ્ટીમરો ચાલે છે. દુનિયામાં આટલી લંબાઇ સુધી સ્ટીમર ચાલી શકે તેવી ઉંડી નદી એકલી ઇરાવદી છે. સૌંદર્યતામાં પણ તે દુનિયાની સર્વ નદીઓમાં શ્રેષ્ટ છે. ઇરાવદીનું દ્રસ્ય જોવા ઇચ્છનાર પ્રવાસીએ માંડલેથી રંગુન સુધી સ્ટીમરમાં મુસાફરી કરવી જરૂરની છે. માંડલે અને રંગુન વચ્ચે આવતાં બંદરોમાં બ્રહ્મદેશની જુની અને પ્રસિદ્ધ રાજધાની 'પગાં' જોવા લાયક છે. પગાંમાં ઘેર ઘેર ફ્યા છે જેથી તે ફ્યાનું શહેર કહેવાય છે. વાંસનાં વાસણોની કળા માટે પગાં મશહુર છે. બીજાં બંદરો, 'યેનન્જાંવ' અને 'સીંગુ' માં ગ્યાસતેલના કુવા છે. આ સિવાય કુદરતી સૌંદર્યતા નિહાળવા જેવો પ્રદેશ ઘણો છે. સગાંઇ ડુંગર આગળ ઇરાવદીનું દ્રસ્ય બહુ રમણીય છે. સગાંઇની તળેટીમાં કેટલાંક નાનાં ગામ વસેલાં છે. જ્યાં જોઇએ ત્યાં નાના મોટા ફ્યાતો હોય જ. આવું સુંદર દશ્ય નિહાળતા એક માઇલ જેટલો રસ્તો

કાપી અમે મેતલાઇ (ભિક્ષુણીઓ) ના ચાઉં આગળ આવ્યા. આખો કીનારો કપડાં ધોતી અને સ્નાન કરતી મેતલાઇથી ભરેલો જોયો. દોઢ માઇલ જેટલે ગયા પછી મેતલાઇના ચાઉં આવતા બંધ થઇ ગયા. દુર ઉંચે ડુંગર ઉપરના ફયા દેખાવા લાગ્યા. નદી કાંઠો વસ્તી વગરનો આવવા લાગ્યો. ઉતરવાની કેટલી વાર છે એમ પૂછતાં અબ્દુલ જરબાદીએ કહ્યું હજી વાર છે. છેલ્લો વાંક એવો આવતો હતો કે જેની પેલી તરફ જતાં આ તરફનો બધો ભાગ અદ્રશ્ય થઇ જાય તેવું હતું. હોડીમાં બેઠેલા માણસોનાં ખૂન કરી નદીમાં ફેંકી દીધેલાના બનાવ પણ બને છે એવું સાંભળ્યું હોવાથી ઉતરવાની જગાની હજી વાર છે એમ વારંવાર સાંભળી મને ભય ઉત્પન્ન થયો. પણ જો ઇરાવદીમાંજ આશરિરનો નાશ ઇશ્વરે નિર્માણ કર્યો હશે તો મીથ્યા થનાર નથી એવું વિચારી ધીરજ પકડી. થોડી-વાર પછી અબ્દુલ જરબાદીએ ડુંગરના એક વાંક વાળા ભાગ આગળ જઈ સંપાન થોભાવી. અહિં કીનારે ઉતરી પહાડ ઉપર દોઢ માઇલ દુર જવાનું હતું. રસ્તે કોઇ કોઇ ચાઉં આવવા લાગ્યા. પણ ઘીચ ઝાડીને લઇને એકાએક જોઇ શકાતા નહોતા. બધો રસ્તો ભયાનક લાગતો હતો. પણ જ્યારે ચેટી ફુંગીઓના ચાઉં આગળ આવ્યા ત્યારે અબ્દુલ જરબાદીના પ્રમાણિકપણાની ખાત્રી થઇ. ચાઉંની અંદર એક ઓસરીમાં જ્યાં બે ફુંગીઓ બેઠા હતા ત્યાં અમે ગયા. ફુંગીઓએ તુરતજ મને બેસારી મારી આગળ શરબતનો એક પ્યાલો અને થોડાં ફળ લાવી મુકયાં. 'ઉ કોઇન્ડા' અને 'ઉનાઇન્ડા' નામના આ બન્ને ફુંગીઓને સગાંઇમાં રહેતા જરમન ફુંગી વિષે મેં પૂછ્યું. તેઓ હાલ નથી એમ તેમણે કહ્યું. બનારસના 'ઉપાન્ડીટો' ફુંગી અહિંથી થોડે દુરના ચાઉંમાં રહે છે, પણ તેઓ ઘણું ખરૂં ચાઉંમાં નહિ રહેતાં નિર્જન સ્થાનમાં તપશ્ચર્યા માટે ચાલ્યા જાય છે.

બુદ્ધ ધર્મના મહાયાન અને હીનયાન એ પંથો બ્રહ્મ દેશમાં

ચાલે છે તે વિષે ઉકૌઇન્ડાને પૂછતાં તેમણે જણાવ્યું કે બ્રહ્મી ભાષામાં મહાયાનને 'ઉવીપાદના' કહે છે અને હીનયાનને 'કમઠાંઉ' કહે છે. અહિં રહેતા ફુંગીઓમાંથી બહુજ થોડા કમઠાઉં = સમાધિમાં પોતાનું જીવન ગાળે છે. બાકીના બધા 'ઉવીપાદના' પંથી છે. લંકાના સાધુઓની જેમ પાલી ભાષાનું જ્ઞાન ધરાવનાર ફુંગી અહિં બહુ જુજ છે.

હિંદમાં પાલી ભાષાના પ્રસિદ્ધ અધ્યાપક પૂજ્ય ધર્માનંદ કોસંબી ઇ. સ. ૧૯૦૫–૦૬માં બુદ્ધધર્મના શોધન માટે ભ્રમણ કરતા કરતા આ ડુંગરમાં આવ્યા હતા ત્યારે અહિં ૫૦ ચાઉં હતા. હાલ ૯૦૦ ચાઉં છે. જેમાં ૧૮૦૦ ભિક્ષુ તથા ૧૨૦૦ ભિક્ષુણીઓ મળી કુલ ત્રણ હજાર સાધુઓ રહે છે. ભિક્ષુણીઓ કાચા ખોરાકની ભિક્ષા લઇ તેને રાંધી ભિક્ષુઓને જમવા આપે છે. શહેર અને ગામડાઓમાં રહેતા ફુંગીઓ માટલાના ઘાટના વાસણમાં રોજ સવારે મધુકરી લેવા નિકળે છે. બપોર પછી કોઇ પણ ફુંગી ભોજન લેતા નથી. મેતલાઇને તેવી રીતે ભિક્ષા માગવાની જરૂર રહેતી નથી. તેમના ચાઉંમાં બ્રહ્મી લોકો કાચો ખોરાક પહોંચાડે છે. સગાંઇમાં રહેતા ફુંગીઓ ને પણ શહેર કે ગામમાં ભિક્ષા માટે જવું પડતું નથી. ફુંગી કે મેતલાઇ બધાં છૂટથી માંસાહાર કરે છે!

બ્રહ્મી લોકો પોતાને ત્યાં આવેલ માણસને સારી રીતે આતિથ્ય સત્કાર કરે છે. ફુંગીઓના ચાઉંમાં તો તે વિષે પૂછવાનું હોય જ નહિ. અબ્દુલકાદર માટે ભોજન તૈયાર થઇ જવા આવ્યું હતું. મારે માટે ચોખા, ભાજી, ઘી, એવું કાચું અનાજ તૈયાર કરી રાખ્યું હતું. રસોઇ કરી જમ્યા પછી જવાનું મને કહેવામાં આવ્યું. નાસ્તો કરીને ઘેરથી નીકળ્યો હોવાથી મેં ઉપકાર માન્યો. ઉઠતી વખતે શરબતનો એક પ્યાલો મને આપ્યો. અહિં પુષ્કળ લીલી ઝાડી છતાં ગરમી ઘણીજ પડે છે. ઉનાળામાં તો માંડલે અને આ તરફના

ભાગમાં ઉષ્ણુમાન ઘણું વધી જતું હોવાથી ગરમી સહન થઇ શકતી નથી. ચાર વાગ્યા પહેલાં સગાંઇ પહોંચવાનું હોવાથી રજા માગી ઉઠયો. હવે ઇરાવદીના પ્રવાહની ગતિમાં જવાનું હોવાથી સંપાન જલદી ચાલતી હતી. 'તૈયા પીન ઝાક' કીનારા આગળ મેતલાઇના ચાઉં જોવા ઉતર્યો. મેતલાઇ અને પુંગીઓનાં ચાઉંનાં મકાનો ગૃહસ્થનાં ઘરો જેવાં કીમતી લાગ્યાં. અહિં દશશીલ ધારિણી સન્યાસિનીઓ રહે છે. તેમના ચાઉંની અંદર કોઇપણ પુંગી કે પુરૂષ વર્ગને જવાની મનાઇ છે. પુંગીઓ પીળાં વસ્ત્ર પહેરે છે અને મેતલાઇનાં વસ્ત્રો ભગવા રંગનાં હોય છે. મેતલાઇના ચાઉંના પાસે થઇ 'ફુની જાઉ' ગામમાં ગયા. અહિંથી આખા ડુંગર ઉપરના ચાઉં ફરી રહેતાં દોઢ દિવસ લાગે છે. સગાંઇ સ્ટેશનથી અહિં સુધી ઘોડા ગાડીનાં વાહનો આવી શકે છે. આ રસ્તો ઘીચ જંગલ વાળો અને નિર્જન જેવો છે જેથી અજાણ્યાને ઘોડાગાડીમાં એકલા આવવાનું ભય જેવું રહે છે. બ્રહ્મદેશમાં ગામડાઓમાં જવું હોય ત્યારે આપણા લોકો જંગલમાં જવું છે એમ કહે છે. ગામડાઓના રસ્તે જતાં માણસોને પોતાના જાતનું જોખમ રહેલું છે. તો તેને જંગલ કહેવામાં શું બાધ ?

ત્રણ વાગે સગાંઈ પહોંચ્યા. સગાઇમાં નાનું બજાર છે. અમરાપુર શોર અને સગાઇની વચ્ચે ઇરાવદી ઉપર પૂલ બાંધવાનું કામ ચાલે છે. અહિં સુરત તરફના કોળી ભાઇઓ કંટ્રાકટરનું કામ કરે છે.

સગાંઇથી શ્વેબો, નાબા, મોનીવા, અને મીચીના જવાય છે. મોનીવાથી 'યેઉ' બ્રૅન્ચ લાઇનમાં જતાં 'આલોન' સ્ટેશને ઉતરી ત્યાંથી છીંડવીન નદીમાં સ્ટીમરથી 'તંમુ' જવાય છે. તંમુથી પગ રસ્તે મણિપુર જવાય છે.* હિંદમાંથી બ્રહ્મદેશમાં આવવાનો આ પ્રાચીન માર્ગ છે. હાલ તો કલકત્તાથી આગબોટ રસ્તે રંગુન થઇ બ્રહ્મદેશમાં

* રસ્તાની માહિતી માટે જુઓ હિંદ પ્રવાસનો નકશો.

જવાનો માર્ગ છે. સગાંઇથી એક ટ્રેન સીધી 'મીચીના' જાય છે. 'મીચીનાં'થી થોડે દુર તિબેટ અને ચીનની સરહદ પડે છે. મીચીના આગળ ઈરાવદીની રેતીમાંથી સોનું જડે છે.

ચાર વાગે સ્ટીમરમાં બેઠા પછી મોનીવાથી ટ્રેન આવતાં મુસાફરોથી સ્ટીમર ભરાઇ ગઈ. સ્ટીમરમાં બ્રહ્મીલોકોની વિશી છે. જેમ જેમ મુસાફરો આવતા ગયા તેમ તેમ એક બાજઠ જેવડા ઉંચા ચોરસ ટેબલ આગળ જમનાર માણસો બેસી ગયા. બ્રહ્મી-લોકોનો સામાન્ય ખોરાક ચોખા ભાજી અને નપ્પી (આથેલી માછલીનું પાણી) એટલું હોય છે. પણ ચીનાઓના સહવાસથી કાચીંડા, વંદા એવાં ઝીણાં પ્રાણિઓ પણ ખાતાં શીખી ગયા છે! ખોરાક વખતે ભાજી પુષ્કળ ખાય છે. ગામડાના લોકો લીમડાનાં કુમળાં પાનની ભાજી બનાવીને ખાય છે. ચોખા અને ભાજી સસ્તાં મળતાં હોવાથી તેમના ખોરાકનું ખર્ચ નહિ જેવુંજ છે, પણ કપડાં અને બીજી મોજશોખની ચીજોનું ફાલતુ ખર્ચ વધારે રાખે છે.

## બ્રહ્મદેશનો સામાન્ય હેવાલ.

બ્રહ્મદેશનું ક્ષેત્રફળ હિંદના સૌ પ્રાંતો કરતાં મોટું છે. તે ઉત્તર દક્ષિણ ૧૨૦૦ માઇલ અને પૂર્વ પશ્ચિમ ૫૭૫ માઇલ વિસ્તરેલો છે. ઉત્તર–પશ્ચિમે ચીન, તિબેટ, આસામ, મણિપુર અને પૂર્વબંગાળ જોડાયેલો છે. ઉત્તર તરફનો પ્રદેશ ઘણી પહાડી ટેકરીઓવાળો છે, જ્યાં ચીન અને તિબેટની સરહદ ભેગી થાય છે. દક્ષિણે મલાયા દ્વિપકલ્પ અને પૂર્વમાં હિંદીચીન (સીયામ કેમ્બોડીઆ કોચીનચીન અને અનામ) આવેલું છે.

રંગુન, મોલમીન અને બસીન એ ત્રણ બ્રહ્મદેશનાં મુખ્ય બંદરો છે. મોલમીન બંદરથી જમીનમાર્ગે દસ દિવસમાં સીયામની રાજધાની 'બેંકોક' જવાય છે.

નદીઓમાં ઇરાવદી, છીંડવીન, સાલવીન, પેગુ, રંગુન અને બસીન છે. સાલવીન નદી લ્હાસાની ઉત્તરે તિબેટના પહાડમાંથી નીકળી મોલમીન આગળ માર્તાબાનના અખાતને મળે છે. સાલવીન પણ તેના કુદરતી દ્રશ્ય માટે પ્રસિદ્ધ છે. તેમાં ૨૦૦ માઇલ સુધી સ્ટીમરો ચાલે છે. છીંડવીન નદી માંડલે અને પ્રોમની વચ્ચે ઇરાવદીને મળી જાય છે.

ઇંદાઝી, મેકટીબા, ઇન્ડો અને આંગનાઇ સરોવરો છે. મીચીના ડીસ્ટ્રીકટમાં આવેલા ઇંદાઝી સરોવરની લંબાઈ ૧૬ માઈલ અને પહોળાઇ ૭ માઇલ જેટલી છે. આંગનાઇ સરોવર માંડલેની નજીક છે.

ચોખા અને ઇમારતી લાકડું એ બ્રહ્મદેશની મુખ્ય નિપજ છે. દક્ષિણ બ્રહ્મદેશમાં ચોખાનો પુષ્કળ પાક થાય છે. કાળી ડાંગરના ચોખા ઉત્તમ હોય છે. બ્રહ્મીલોકો તેને સભને (કાળુધાન) કહે છે. ઉત્તર બ્રહ્મદેશમાં પણ 'મઢીઆ' જાતના ચોખા સારા થાય છે. દર વરસે લાખ્ખો ખાંડી ચોખા પરદેશ ચઢે છે. મદ્રાસ સિલોન અને હિંદના બીજા પ્રાંતોમાં તે ઘણા પ્રમાણમાં જાય છે. ચોમાસુ ગયા પછી નહેરોના પાણીથી ચોખાનો બીજો પાક તૈયાર થતો હોવાથી વરસમાં બે વખત સહેલાઇથી પાક ઉતરે છે. સાગની પેદાશ મોલમીન અને ભામો તરફ વધારે થાય છે. આ પ્રમાણે દક્ષિણ અને ઉત્તર બ્રહ્મદેશના બન્ને ભાગમાં સાગ પુષ્કળ થતો હોવાથી ઇમારતી લાકડું અને ફરનીચર સસ્તું પડે છે. તલ અને મગફળીની પેદાશ ઉત્તર બ્રહ્મદેશમાં ઘણી છે. ચોખાની ઘણી ખરી મીલો યુરોપીઅન પેઢીઓ ચલાવે છે. તેલ અને સાગનો જથાબંધ વેપાર પણ તેમના હસ્તક છે.

'સીંગુ' અને 'ચેનન્જાંવ' માં ગ્યાસતેલના કુવા છે. આરાકાન પ્રાંતમાં 'આકયાબ' અને 'કાઉકપ્યું' માં પણ ગ્યાસતેલ નીકળે છે. આ બધામાં યેનન્જાંવના કુવાનું ગ્યાસતેલ ઉંચા પ્રકારનું હોય છે.

લાખ બનાવવામાં તેનો સારો ઉપયોગ થાય છે. બરમા ઑઇલ પેટ્રોલ્યુમ કંપની અહિંથી નળ વાટે ગ્યાસતેલનો મોટો જથો 'સીરીઅમ' માં લઈ જઈ ટાંકીઓ ભરી રાખે છે. આ કંપની મીણબત્તીઓનો પણ પુષ્કળ જથો તૈયાર કરે છે.

રબર, કપાસ અને સોપારી પણ બ્રહ્મદેશમાં થાય છે. મોનીવા અને 'મીંજાન'માં કોકટી કપાસ થાય છે. સોપારીની પેદાશ મોલમીનમાં છે. કઠોળ અને શાકભાજી માંડલેમાં વધારે થાય છે. કેળાં અને નારંગીનો પણ આ તરફ ઘણો પાક છે. 'દુરિયન' ફળ ઉનાળામાં થાય છે. આ ફળની વાસ સારી હોતી નથી. પણ ખાધે સ્વાદિષ્ટ અને પૌષ્ટિક હોય છે, સીંગાપુર અને પીનાંગમાં તેની ઘણી પેદાશ છે.

**માણેકની ખાણો**—માંડલેથી એક દિવસના રસ્તે ઇરાવદીમાં સ્ટીમરથી 'તમેચીન' બંદરે જઈ ત્યાંથી મોટરથી ૫૦ માઇલ દુર 'મોગોક જવાય છે, મોગોકમાં માણેકની ખાણો છે. શની, પોખરાજ અને પેબલના પત્થર પણ અહિં નિકળે છે. પેબલનો પત્થર ચીનમાં ઘણો જાય છે. આ શિવાય બીજા પહાડોમાં લોખંડ, સીસું, કલઇ અને તાંબુ જડે છે. કલઇની નિપજ દક્ષિણ બ્રહ્મદેશના તેના સરીમપ્રાંતમાં થાય છે. માંડલે અને પ્રોમ વચ્ચે આવતા 'મીંબુ' પ્રાંતમાં અબરખ નિકળે છે.

બ્રહ્મદેશની આયાત ૬૬ કરોડ રૂપીઆની છે. અને નિકાસ ૭૫ કરોડ અને ૫૦ લાખ રૂપીઆની છે. તેમાં એકલા ચોખાની ૪૫ કરોડ રૂપીઆની નિકાસ છે. સાડાતેર કરોડ રૂપીઆ ગ્યાસતેલ મીણબતી વગેરે અને ૭ કરોડ રૂપીઆ ઇમારતી લાકડામાંથી ઉપજે છે. આ પ્રમાણે દર વરસે બ્રહ્મદેશને નવ કરોડની બચત થતી હોવાથી કદી મોઘવારીનો સવાલજ ન રહે. પણ નિકાસવાળા મુખ્ય માલનો વેપાર ગોરા વેપારીઓને હસ્તક છે.

બ્રહ્મદેશની વસ્તી એક કરોડ બત્રીસ લાખની છે. તેમાં લગભગ દસલાખ હિંદીઓ છે. મદ્રાસીઓની સંખ્યા સાત લાખ જેટલી છે. ગુજરાતીઓ ત્રીસ હજાર છે. એકલાં રંગુન શહેરમાં એક લાખ હિંદી વસે છે.

બ્રહ્મી, તલાંઇ, શાન અને કૈયન એ બ્રહ્મદેશની મુખ્ય જાતો છે. કૈયનને 'કરીન' કહે છે. આ જાતિનો ઘણો ભાગ ખ્રિસ્તિ થઇ ગયેલો છે. પાલી ભાષામાંથી ઉત્પન્ન થયેલી 'બ્રહ્મ' અને 'મોન' એ બે મુખ્ય ભાષાઓ બોલાય છે. તલાંઇ લોકો 'મોન' ભાષા બોલે છે. 'બ્રહ્મી' લીપી તામીલ લીપીને મળતી છે. મુળાક્ષરોના ઉચ્ચાર આપણી જેમ કાજીનો 'ક' ખગવેનો 'ખ' ગાંગવેનો 'ગ' એ પ્રમાણે બોલાય છે. પણ તેમના મૂળાક્ષરોમાં 'ચ' 'ર' અને એવા બીજા વ્યંજનોનો લોપ હોવાથી તેઓના ઉચ્ચાર શુદ્ધ હોતા નથી. આથી રેલવે સ્ટેશનોનાં અંગ્રેજી નામોનાં ઉચ્ચાર પણ તેઓ જુદી રીતે કરે છે.

લંકાના સિંહાલી લોકો પણ બ્રહ્મદેશના લોકોની જેમ લુંગી પહેરે છે પણ તેઓ ઘણા ખરા અંગ્રેજી ઢબમાં રહે છે. જ્યારે બ્રહ્મીઓના પોષાકમાં વિશિષ્ટતા એ જણાય છે કે રેશમી લુંગી, રેશમી બદન અને માથે રેશમી રૂમાલ હોય છે. લુંગીને 'લઉંઝી' અને માથા ઉપરના રૂમાલને 'ઘાઉં બાઉ' કહે છે. સ્ત્રીઓ પણ રેશમી લુંગી અને મલમલના કબજા પહેરે છે. હીરાના દાગીના પહેરવાનો ઘણો રીવાજ છે. પરણેલી સ્ત્રીઓ ખભે 'પૌઆ' (રેશમી ખેસ) નાખે છે. આ તેમને ઓળખવાની નિશાની છે. સ્ત્રીઓ ઘરમાં સાદી રીતથી વાળ ઓળે છે. પણ બહાર જતી વખતે જુદી જુદી સુંદર રીતથી ઓળે છે. કેટલીક સ્ત્રીઓ બનાવટી વાળ રાખે છે. માથે ફુલ ખોસવાનો રીવાજ છે. હાથી દાંત અને કચકડાની કાંસકીઓ વાળમાં ખોસી રાખે છે.

બ્રહ્મીલોકો સ્વભાવે માયાળુ અને વિવેકી છે. વાત કરતાં

'જી' શબ્દ વાપરે છે. વાતમાં હકાર ભણતાં વારંવાર 'હોકે ખેમીઆ' (હાજી) બોલે છે. અહિં આવો એટલું બોલવું હોય તો 'દીગોઆબા ખેમીઆ' (અહિં આવોજી) એમ માન સુચક બોલવાનો રીવાજ છે. શેઠને 'તથે' કહે છે પણ ઘણા જણ 'તથે સીયા' (શેઠ સાહેબ, શેઠભાઇ) બોલે છે. સામાન્ય રીતે કોઇને બોલાવવામાં 'સીયા' માન સુચક શબ્દ ગણાય છે. ૨૫ વર્ષની ઉમ્મરના પુરૂષના નામ આગળ 'માઉ' ૨૫ થી ૫૦ વષની ઉમ્મરના માટે 'કો' અને વૃદ્ધ પુરૂષના નામ આગળ 'ઉ' શબ્દ વપરાય છે. ફુંગીઓના નામ આગળ તો 'ઉ' શબ્દ વાપરવો જ જોઇએ. સ્ત્રીના નામ આગળ 'મા' યુવાન સ્ત્રીને 'મા મા' અને વૃદ્ધ સ્ત્રીને 'અમ્માજી' કહીને બોલાવાય છે. યુવાન સ્ત્રી કે પુરૂષને મોટી ઉમ્મરના માણુસ પાસેથી જવું હોય તો નિચે નમી માફી માગતા હોય તેમ બન્ને હાથ લંબાવીને ચાલે છે. સભામાં આવી સભ્યતા વધારે જોવામાં આવે છે. બ્રહ્મીઓનો વિવેક અને સભ્યતા જગતમાં સુધરેલા કહેવાતા લોકોને શરમાવે તેવાં છે. તેમના સ્વચ્છ પોષાક તેમની સુંદરતામાં વધારો કરે છે. ટુંકમાં બ્રહ્મી લોકો દુનિયાના બીજા દેશોના લોકો કરતાં વધારે સુંદર છે.

ઇચ્છાવર લગ્ન કરવાના રીવાજથી બ્રહ્મીસ્ત્રીઓ પુરતી રીતે સ્વતંત્ર છે. ઘરમાં અને બહાર સમાજમાં ગૌરવ ધરાવતી, વેપાર રોજગારમાં ઉદ્યમે લાગેલી સ્ત્રીઓ પોતાના સુંદર પોષાકમાં પગે ચાલી ને કે રીકશૉમાં બેસીને બેધડક જતી હોય છે. પુરૂષો કરતાં વેપારનો મોટો સોદો તેઓ ફાયદાથી કરે છે. ગામડાંમાં જતાં, ખેતરોમાં પણ તેટલીજ તેઓ ઉદ્યમે લાગેલી જણાય છે. કેટલીક બાહોશ સ્ત્રીઓ જંગલી જાનવરો સામે થવાની હીંમત ધરાવે છે. પશ્ચિમના લોકો સ્ત્રીઓને સ્વતંત્રતા આપવામાં જે અભિમાન માને છે તેમને પણ નિચું જોવરાવે તેવી રીતે ભરતખંડમાં બ્રહ્મીસ્ત્રીઓ સ્વતંત્રતા ભોગવી રહી છે !

કેળવણીનો પ્રચાર હિંદના તમામ દેશો કરતાં બ્રહ્મદેશમાં વધારે

છે, ગામેગામ ફુંગીઓના ચાઉંમાં બાળકોને પ્રાથમિક શિક્ષણ અપાતું હોવાથી સ્ત્રી પુરૂષો નિરક્ષર રહેતાં નથી. વેપાર કરતી સ્ત્રીઓ હીસાબીકામ પણ પોતેજ કરે છે! દરેક છોકરાની આઠ વર્ષની ઉમ્મર થતાં બન્ને ખભે ઉપવિત ધારણ કરાવી ફુંગીઓના ચાઉંમાં ધર્મશિક્ષણ માટે મોકલવામાં આવે છે. ઓછામાં ઓછું એક વર્ષ સુધી ચાઉંમાં રહેવું તેવો નિયમ છે. પણ કોઇ થોડા માસમાં તો કોઇ થોડા દિવસની અંદર ઘેર ચાલ્યા જાય છે. ચાઉંમાં રહેતા બાળકોમાં જેની ઇચ્છા હોય તે ફુંગી થઇ શકે છે. ફુંગી થઈ ગયા પછી પાછા ગૃહસ્થાશ્રમમાં પણ જોડાઈ શકે છે. કન્યાઓને આઠથી દસ વર્ષની ઉમ્મરમાં કર્ણછેદન કરવાનો રીવાજ છે. બાળકોનાં નામ પાડવાના રીવાજ ઘણાખરા વાર તહેવાર ઉપરથી હોય છે.

લગ્નવિધી માટે કાંઇ વિશેષતા જેવું નથી. સ્ત્રીપુરૂષની ઇચ્છા થતાં લગ્નથી જોડાય છે. લગ્ન પ્રસંગે 'પૌનાઓ' ને દાન આપવામાં આવે છે. બ્રહ્મદેશમાં રહેતા આરાકાન અને મણિપુરના બ્રાહ્મણોને 'પૌના' કહે છે. પૌનાઓને બ્રહ્મદેશના રાજાઓએ લગ્ન અને બીજી ધાર્મિક વીધીઓ માટે બોલાવ્યા કહેવાય છે. લગ્ન વખતે સ્નેહિ સંબંધીઓ વરકન્યાને છત્રી, રૂમાલ અને બીજી ઘર ઉપયોગી વસ્તુઓની ભેટ કરે છે. કન્યાનાં માબાપ "આ ઘર અને સર્વ મિલ્કત તમો બન્ને સુખચેનથી ભોગવો" એવા આશિર્વાદ સાથે વરકન્યાને પોતાની મીલ્કતનાં વારસ બનાવે છે. કેટલીક વખત જે પુરૂષ સાથે કન્યા લગ્ન કરવા ઇચ્છતી હોય તેમાં માબાપ સંમત નથી હોતાં ત્યારે લગ્ન કરવા ઇચ્છનાર યુગલ છૂપી રીતે થોડા દિવસ બહારગામ જઇને લગ્ન કરી લે છે. આખરે માબાપ સંમત થાય છે. બ્રહ્મદેશમાં માબાપની મીલ્કતનો વારસો દીકરીનો ગણાય છે. પરદેશીઓના વસવાટ પછી કોઇ કોઇ છોકરીઓ મરજી મુજબ ગમે તેવા પુરૂષ સાથે લગ્નમાં જોડાવા માગતી હોય છે. આવે પ્રસંગે માબાપો તેમ કરવાની વિરૂદ્ધ હોય છે. ત્યારે કન્યાને મીલ્કતનો હક મળી શકતો નથી.

આવી રીતે સમાજનું બંધારણ દિવસે દિવસે ખરાબ થતું જાય છે, તેમની સંસ્કૃતિ બગડતી જાય છે, તેમ દીલગીરી સાથે બ્રહ્મીલોકો કહે છે.

આપણાં જ્ઞાતિનાં બંધારણ આવા પ્રસંગે સારાં કહી શકાય પણ તે બંધારણ એવી કઢંગી સ્થિતિ પકડતાં આવ્યાં છે કે બ્રહ્મી લોકો કરતાં પણ આપણને વધારે શોસવું પડે છે. બ્રહ્મી લોકોમાં સ્ત્રીઓમાં જે છૂટ છે તથા તેનાથી સ્ત્રી પુરૂષો જેટલાં સુખી અને આનંદી છે તેનો સોમો ભાગ પણ આપણે સુખ મેળવી શકતા નથી. અન્યદેશના સામાજીક સદ્ગુણો ગ્રહણ કરવા અને આપણી સંસ્કૃતિમાં વિક્રિયા કરનાર જે હાનીકારક રૂઢીઓ હોય તે દુર કરવાનુ આપણને દેશાટનથી શીખવાનું મળે છે. જેથી આપણા અને બીજા દેશની સામાજીક રૂઢીઓના મુકાબલા કરી, સત્ય બાબતને શોધી આપણી સંસ્કૃતિમાં વધારો કરવો એ માનુષિ જીવનનો ઉદ્દેશ ભૂલવો ન જોઇએ. અન્ય દેશની સામાજીક રૂઢીઓમાં જે દોષ હોય તે છોડી દઇએ અને તે બાબતનુ તેમને ભાન કરાવી આપણી સંસ્કૃતિમાં થી અપાય તેટલું તેમને આપી શકીએ છીએ. રીતે પાશ્ચાત લોકો પાસેથી પણ આપણે ઘણું શીખવાનું છે. સંભાળપૂર્વક તેમના હુન્નર ઉદ્યોગો.ની સાથે તેમનું વ્યવહારિક જીવન સમજી લઇ તેમની ખામીઓને તજી દઇ જીવનના આદર્શને દ્રષ્ટિમાં રાખી આપણી સંસ્કૃતિમાં નવીનતા ઉત્પન્ન કરવી જોઇએ. આપણી સંસ્કૃતિનું મુળ હજી બગડયું નથી. એ આપણું સદ્ભાગ્ય છે એટલે કે આપણે ધર્મ બુદ્ધિમાં પછાત નથી. પણ માનસ જીવનમાં અવ્યસ્થીત અને સામાજીક ઐકયતામાં નબળા થયા છીએ. આપણી કેળવણી અને અર્થશાસ્ત્ર એવા પ્રકારનાં થઇ ગયાં છે કે જેમાં હરદીન આપણું જીવન અસંતોષી રહે છે. આવી નિર્બળતામાંથી બહાર આવીએ તો આપણો મૂળ પાયો સાજો હોવાથી અસલ સ્થિતિએ પહોંચતાં વાર લાગે નહિ.

બ્રહ્મી લોકોમાં તંબાકુ પીવાનું વ્યસન એટલું બધું છે કે નાના સાત વરસનાં બાળક બાળીકાઓના મોઢામાં પણ બે આંગળ જાડી ચીરૂટ જ્યારે જુઓ ત્યારે હોયજ. ચીરૂટ અને સીગારેટ શિવાય દારૂ અફીણના વ્યસને પણ ઘર ઘાલ્યું છે. ઉત્તર બ્રહ્મદેશમાં દારૂનું ભારે વ્યસન છે. દારૂની બદીથી બ્રહ્મદેશમાં ખુન અને ચોરીઓ ઘણી થાય છે. મી. વીન્સ્ટન લખે છે કે ૧૮૮૬ની સાલ સુધી તો બ્રહ્મદેશમાં ચોરીઓ અને ખુન અતિશય થતાં હતાં. ૧૮૮૭ થી ૧૮૯૦ સુધી દારૂ અફીણની જકાત મહેસુલનો આંકડો રૂ. ૪૧૦૪૮૦ થી વધીને રૂ. ૫૪૧૦૦૦ સુધી થયો હતો! દારૂના દુર્વ્યસનના પરિણામે બ્રહ્મ દેશમાં ખૂનના આંકડા દુનિયાના બીજા દેશો કરતાં વધી જાય છે! મી. ફીલ્ડીંગ હૉલે પોતાના 'The soul of a people' એ નામના પુસ્તકમાં બ્રહ્મીઓના આંતરીક જીવનમાં છૂપાયેલી કુટેવોથી થતાં અનિષ્ટોના આંકડા વિગતવાર આપ્યા છે. આ પુસ્તકમાંથી બ્રહ્મીઓનું યથાર્થ જીવન વૃતાંત વાંચવાનું મળી રહે છે.

સામાજીક ગેરવ્યવસ્થા ન થવા પામે એ ઉદ્દેશથી બુદ્ધધર્મમાં ૧૦ આજ્ઞાઓ છે. જેમાં વ્યભિચાર, ચોરી તથા નિશો કરવો નહિ, દિવસના સુવું નહિ તથા કોઈની જીંદગીને હાની પહોંચાડવી નહિ, એ પાંચ આજ્ઞાઓ ગૃહસ્થાશ્રમીઓ માટે છે. નિચેની પાંચ ફુંગીઓ માટે છે. બપોર પછી જમવું નહિ, નાટક ચેટકમાં જવું નહિ, તથા સુગંધી તેલ અત્તર રાખવાં નહિ, ઉંચી જગાએ બેસવું સુવું કે ઉભા નહિ રહેવું તથા સોનું કે ચાંદીને ગ્રહણ કરવું નહિ.

બ્રહ્મી લોકો ફુંગીઓને ઘણું માન આપે છે. ફુંગીઓ જતા હોય તો રસ્તે સામા આવતા ગમે તેવા શ્રીમંતોને મોટરમાંથી ઉતરી તેમને નમવું જોઈએ. ફુંગીઓ ધારે તો એકજ દિવસમાં આખા દેશની સમાજ વ્યવસ્થા સુધારી શકે એમ છે. સમાજ સુધારા અને રાજકિય બાબતોમાં હવે ફુંગીઓ લક્ષ દઈ ને કામ કરતા જણાય છે. હમણાંજ ફુંગી 'ઉવિઝયા' ૧૬૦ ઉપવાસ કરી કેદમાં મરણ

પામ્યા પછી રાજકીય હીલચાલ બ્રહ્મી લોકોમાં ઉપડી છે. મુખ્ય ધર્મ ગુરૂને બ્રહ્મીઓ ' સેડોસે ' કહે છે.

બ્રહ્મી લોકોમાં મરણ પછી મુડદાને સફેદ વસ્ત્રથી વીંટાળી ત્રણ દિવસ સુધી ઘરમાં રાખી મુકવાનો રિવાજ છે. તે દરમિયાન ઘર આગળ વાજીંત્ર વગડાવે છે. પૂનમના એક દિવસ અગાઉ મરનારના શબને ઘરમાં રાખતા નથી. શબને સ્મશાનમાં લઇ જતી વખતે ફુંગીઓને બોલાવવામાં આવે છે. ફુંગીઓ ક્ષણભંગુર દેહ અને જીવનની અસ્થિરતાનો ઉપદેશ કરે છે. તે પછી શબને સ્મશાનમાં લઇ જઇ બાળી દીધા પછી તેનાં હસ્થિને માટીના વાસણમાં ભરી જમીનમાં દાટી, તે ઉપર સમાધી મંદિર ચણાવે છે. ઘોર ખોદનારને બ્રહ્મીઓ ચાંડાલ કહે છે. સ્મશાન છોડતી વખતે મરનારનું નામ ઉચ્ચારી " ચાલો આપણે પાછા ઘેર જઇએ " એ શબ્દોથી તેને બોલાવે છે. આવી રીતે ન બોલાવાય તો તે ત્યાંજ રહી જાય એવી તેમની માન્યતા છે. આ શિવાય તેમનામાં એવી પણ માન્યતા છે કે મરણ પછી જીવાત્મા પોતાનાં પાપ ધોવા પુરતો વખત વાયુરૂપે ભટકી પાછો કોઇ સ્ત્રીના ગર્ભમાં પ્રવેશ કરી જન્મ પામે છે. પણ કેટલાક જીવો એવા છે જે ફરી ધારણ કરતા નથી પણ સુક્ષ્મરૂપેજ સંસારમાં રહે છે. આવા દેહ રહિત જીવો ધર્માત્મા અને દુરાચારી એમ બે પ્રકારના હોય છે. તેઓ ઘણું ખરૂં ઝાડ પાન ખીણ ટેકરા નદી ઝરણાં એવાં સ્થળોમાં વાસ કરી દુનિયાના વ્યવહારમાં રસ લેછે જેઓ ધર્માત્મા હોય છે. તેઓ માનવીઓને સુખ આપે છે અને દુરાચારી જીવો સંતાપ આપે છે. આવી તેમની ઘણી માન્યતાઓ છે.

**રાજકીય ઇતિહાસ**—બ્રહ્મદેશીઓ ચીન અને તિબેટની વચ્ચેના પ્રદેશમાંથી ઉતરી આવેલા કહેવાય છે. વળી એમ પણ કહેવાય છે કે આશરે સાડા ચાર હજાર વર્ષ ઉપર તેઓ હિંદમાંથી આવ્યા. સૌથી પ્રથમ રાજા અભિરાજે કપીલ વસ્તુથી આવી ઇરા-વદીને કીનારે 'ટગાંઉ' શહેર વસાવી 'મહાયાઝાવીન' નામ ધારણ

કરી રાજ્ય કરવા માંડયું. અભિરાજ પહેલાંનો બ્રહ્મદેશનો ઇતિહાસ મળતો નથી. બ્રહ્મદેશની સૌથી પુરાતન રાજધાની "ટગાંઉ" માં હજી ઘણાં ખંડેરો જોવામાં આવે છે. અભિરાજને બ્રહ્મીલોકો 'અભિયાઝ' કહે છે. અભિરાજ પછી તેના પુત્રે 'ટાંગુ' માં રાજધાની કરી. તેના પછી લગભગ દોઢ હજાર વર્ષે યુનાન અને તાઇ (શાન) લોકોએ આવી ઉત્તર બ્રહ્મદેશ જીતી લીધો. દક્ષિણ બ્રહ્મદેશમાં તેમના પહેલાં 'તલાંઇ' લોકોએ આવીને સત્તા જમાવી હતી.

ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં બ્રહ્મદેશમાં બુદ્ધધર્મની સ્થાપના થઇ. ઇ. સ. ૪૦૮ માં બુદ્ધઘોષાએ લંકાથી પાલી ભાષાના ઘણા ગ્રંથો લાવી બુદ્ધધર્મનો પ્રચાર કરવા માંડયો. તે વખતે બ્રહ્મદેશની રાજધાની 'પગાં' હતું ત્યાં તેણે પુષ્કળ બુદ્ધ મઠો સ્થાપ્યા. ઇ. સ. ૬૩૮ માં 'થાહાન પોપ્પાસા' રાજાએ 'પગાં' જીત્યું અને બ્રહ્મી સંવત શરૂ કર્યો. હાલ ચાલતો બ્રહ્મી સંવત ૧૨૦૧ છે. બુદ્ધના અવસાન વખતથી ગણાતા ધર્મ સંવતને 'થથાના થગાઇત' કહે છે.

પંદરમા સૈકા સુધી બ્રહ્મદેશમાં પરદેશીઓનો પગ પેસારો થયો નહોતો. મુસલમાન બાદશાહો તો બ્રહ્મદેશમાં જઇ શકયા જ નથી. સોળમા સૈકામાં સૌથી પ્રથમ ફીરંગી લોકોએ માર્તાબાન અને સીરઅમમાં આવી કોઠી નાખી. તે પછી વલંદાઓએ બસીન નદીના મુખ આગળનો ભાગ લીધો. એક તરફ ઇસ્ટ ઇન્ડીયા કંપનીએ ચીતાગાંગથી આરાકાન થઇને પગ પેસારો કરવા માંડયો હતો. પણ બ્રહ્મદેશના રાજાઓની સત્તા તે વખતે પુર જોશમાં હતી. ૧૭૫૫ માં સીયામ અને મણિપુર 'અલોંગફ્યા' રાજાના તાબામાં હતું. આ રાજાએ રંગુન નદી આગળથી તલાંઇ લોકોને હઠાવી હાલના શ્વેદાગુન આગળ રંગુન શહેર વસાવી રાજધાની કરી. બ્રહ્મીઓ રંગુનને 'યાંગો' કહે છે. 'યાગો' નો અર્થ લડાઇનો અંત એવો થાય છે. 'અલોંગફ્યા' ના પુત્ર 'ફ્યાન્તી' એ પગામાં આનંદ ફ્યા બંધાવ્યો. અલોંગ ફ્યાના પાંચમા પુત્ર બદો ફ્યાએ સગાંઇથી સાત

માછલ ઉપર આવેલ 'આવા' ને રાજધાની બનાવ્યું. થોડાં વર્ષ પછી 'આવા' થી રાજધાની ઉઠાવી અમરાપુરમાં રાખી. બદો ફયાના વખતમાં આખો બ્રહ્મદેશ ઘણો જ સમૃદ્ધિવાન હતો. બ્રહ્મદેશ બહારના દેશો ઉપર પણ તેનો અમલ ચાલતો હતો. તે પછી પર-દેશી રાજાઓએ સરહદ ઉપરના ભાગો ધીરે ધીરે જીતી લીધા. અને બ્રહ્મદેશની સત્તા નબળી પડતી ગઇ. તો પણ 'બાજથીડો' ના પ્રસિદ્ધ સેનાપતિ 'બંડુલા' એ પરદેશીઓને હસ્તક ગયેલું મણિપુર જીતી લીધું તે શિવાય આસામ પણ કબજે કર્યું. પણ બ્રહ્મદેશના દુર્દૈવે કરીને આ પરાક્રમી પુરૂષ આસામથી પાછા આવતાં અંગ્રેજો સાથે લડતાં મરણ પામ્યો એટલે આસામ રંગુન માર્તાબાન અને બસીન અંગ્રેજોને હસ્તક ગયાં. 'બાજથીડો' પછીના રાજાઓએ અંગ્રેજો સાથે લડાઇ શરૂ કરી તેમાં તેમની હાર થઇ. અને પેગુ સુધીનો ભાગ અંગ્રેજોને હસ્તક ગયો. બીજી તરફ મણિપુર જીતી લીધું. ૧૮૫૩ માં મીંદોમીન રાજા ગાદીએ આવ્યો. આ વખતે માંડલે બ્રહ્મદેશની રાજધાની હતી. મીંદોમીનના મરણ પછી તેની મોટી દીકરી 'સાલીન સુપયા' ને રાજ્યની ખરી વારસ ગણવામાં આવી હતી. પણ મીંદોમીનના પુત્ર 'ન્યાયોંગ યાનુથા' નો પુત્ર 'થીબો' મીંદોમીનની વચલી રાણી 'અલેનન્દા' ની દીકરી 'સુપયાલત' ને પરણ્યો હોવાથી 'અલેનન્દા' એ પ્રપંચથી 'થીબો' ને ગાદી અપાવી. સાલીન સુપયાને રાજ્ય નહિ મળવાથી તેણીએ સન્યસ્ત લીધું. 'થીબો' ને સુપયાલત તથા તેણીની મોટી બ્હેન 'સપયાજી' એ બે મુખ્ય રાણીઓ હતી. 'થીબો' ના સમયમાં રાજ્યમાં અવ્યવસ્થા ઘણી વધવા લાગી. આ વખતે અંગ્રેજો દક્ષિણમાંથી ઉત્તરમાં વધતા આવતા હતા. ૧૮૮૫ ના છેલ્લા વિગ્રહમાં આખો બ્રહ્મદેશ અંગ્રેજી રાજ્યના અમલ નીચે ગયો. 'થીબો' ને કેદ કરી તેજ સાલની આખરે પ્રથમ મદ્રાસ મોકલવામાં આવ્યો. અને તેના શુરવીર લડવૈયા 'ઇહ્લામીંજી' ને કટક મોકલી દીધો. 'થીબો' ને થોડા વખત

પછી મદ્રાસથી રત્નાગીરી મોકલી દીધો જ્યાં તે કેદમાં જ મરણ પામ્યો. ૧૯૦૭. આ પ્રમાણે ૧૮૨૬-૫૨ અને ૮૫ માં અનુક્રમે આસામ મણિપુર અને બ્રહ્મદેશ બ્રીટીશ રાજ્યને હસ્તક ગયાં.

## માંડલેથી રંગુન.

સગાંઇથી માંડલે આવી તા. ૨૧ મી ના રોજ બેવાગે ઉપડતી મેલમાં રંગુન જવા નિકળ્યો. માંડલેથી ઉપડેલી ગાડી 'મીંજે' આવીને ઉભી. 'મીંજે' માં બરમા રેલવેની વર્કશૅાપ છે. બરમા રેલવે ૩ ફુટ ૩⅜ ઇંચ માપની મીટરગેજ લાઇન છે. એનો એકંદર વિસ્તાર બેહજાર માઇલનો છે. 'મીંજે' છોડયા પછી રસ્તે આવતાં નાનાં ગામડાંઓનાં ઘરો તથા ઠેર ઠેર જંગલમાં બાંધેલા ફ્યાનો દેખાવ સુંદર લાગતો હતો. અતિ રમણિય દ્રસ્ય તો ચોખાનાં લીલાં ખેતરોમાં ગુલાબી લુંગી અને સફેદ કબજા પહેરી ઉભેલી ખેડુતની નિર્દોષ કન્યાઓનું હતું ! કે જે દ્રશ્ય હજી આંખ આગળ રમ્યાં કરે છે.

સાંજે સાડા પાંચ વાગે 'થાઝી' જંકશન આવ્યું. અહિંથી 'મીંજાન' અને શ્વેયાંગ જવાની શાખાઓ નીકળેલી છે. શ્વેયાંગલાઇનમાં ૪૦૦૦ ફુટ ઉંચાઇએ 'કલો' હવાખાવાનું સ્થાન આવેલું છે. 'કલો'થી આગળનો ભાગ દક્ષિણ શાન રાજ્યોનો ગણાય છે. ચીનની સરહદ શાનરાજ્યથી માંડીને છેક 'મીચીના' સુધી વિસ્તરેલી છે. 'થાઝી' છોડયા પછી ૭ વાગે 'યમેદીન' આવ્યું. સાડા નવ વાગતાં 'પીમના' જંકશન આવ્યું. થાઝી યમેદીન પીમના અને ટાંગુ એ સ્ટેશનો સુશોભિત અને સગવડવાળાં લાગ્યાં. સવારે છ વાગે પેગુ આવ્યું. આઠ વાગે રંગુન આવ્યું.

ઘેર ગયા પછી નગીનભાઇએ પોર્ટકમીશનર તથા પોર્ટહેલ્થઑાફીસર તરફથી આવેલા કાગળો આપ્યા. રંગુન બંદરે ઉતરતાં પોલીસે હેરાન કર્યા બદલ પોર્ટકમીશનરને કરેલી અરજીના જવાબમાં પોર્ટહેલ્થ ઑાફીસરે મને રૂબરૂ મળવા બોલાવેલો હોવાથી બંદર ઉપર ગયો. હેલ્થઑાફીસરે આદર આપી મને બેસવા કહ્યું. પોલીસ-

નો નંબર નહિ લીધેલો હોવાથી બીજે દિવસે આજ વખતે પોલીસને ઓળખી કહાડવા માટે આવવા કહ્યું. બીજે દિવસે જતાં ઑફીસની બહાર એક લાઇનમાં ૨૫ પોલીસને ઉભા રાખ્યા હતા ! સતાવનાર પોલીસને મેં ઓળખી કહાડયો. મારી અરજી સાચી છે એમ કહી મને બે વખત ઑફીસમાં આવવાની તકલીફ બદલ મારો આભાર માન્યો.

તા. ૨૪ મીએ હું રામકૃષ્ણ મીશનમાં ગયો. કોલંબોની જેમ અહિં પણ મીશનને અંગે એક પુસ્તકાલય છે. રંગુનમાં ગુજરાતી સમાજ તરફથી પણ એક સ્કૂલ અને પુસ્તકાલય ઉઘાડવામાં આવ્યાં છે. મંગળવારની સ્ટીમરમાં કલકત્તા જવાનું હોવાથી સોમવારે બી. આઇ. એસ. એન. કંપનીના અહિંના એજંટ બુલૅાક બ્રધર્સને ત્યાંથી ટીકીટ કઢાવી.

## રંગુનથી કલકત્તા.

તા. ૨૬ મીએ સવારે આઠ વાગે 'ઇલેંગા' સ્ટીમર ઉપર જતાં મુસાફરોની અતિશય ભીડ જોઇ. ઉપલો ડેક બધો મુસાફરોથી ભરેલો હતો. નગીનભાઇ નિચેના માળમાં જઇ જોઇ આવ્યા તો ત્યાં પણ મુસાફરોથી જગા રોકાઈ ગઇ હતી. મંગળવારે મેલસ્ટીમર ઉપડતી હોવાથી રંગુનથી ઘણાં મુસાફરો ચઢે છે. વધારામાં આગલે દિવસે સીંગાપુર અને પીનાંગથી કલકત્તા જતા મુસાફરો પ્રથમ બેસી ગયેલા હોવાથી બીલકૂલ જગા મળી શકે તેમ નહોતું. સ્ટીમરની અંદર નિચલે માળે જતાં સીઢીની બાજુમાં "ખુલ્લી મોસમમાં ૭૨ કલાકથી ઓછી સફરમાં ૧૪૪, ૭૨ થી ૧૨૦ કલાકની સફરમાં ૧૨૬, વરસાદની મોસમમાં ૧૧૫ મુસાફરો" એવું લખેલું હોય છે. આ મુજબ જો સ્ટીમર કંપનીવાળા ચાલતા હોયતો આવી રીતે હદથી વધારે મુસાફરો લેજ નહિ. પણ ડેક મુસાફરોની તેમને પરવા હોતી નથી, આવાંજ કારણોને લઇને ગઇ સાલ ફીજીથી કલકત્તા આવતી સ્ટીમરમાં પાંચ મરણ થયાં હતાં. સ્ટીમર ઉપડવાનો વખત થતાં નગીનભાઇ મને તેમના ઉપકાર નીચે મુકી છૂટા થયા.

દસ વાગે સ્ટીમર ઉપડવાનો ઘંટ વાગતાં ત્યાં ઉભેલા માણસોમાંથી થોડાનો સમાવેશ થયો. મારી પાસે બેઠેલા બે ત્રણ સંયુક્ત-પ્રાંતના ભાઇઓએ પોતાનાં બીછાનાં થોડાં થોડાં સંકેલી મારે માટે જગા કરી. આજનો દિવસ તો જેમ તેમ કરી પસાર કર્યો. બીજે દિવસે સવાર થતાં થોડો વરસાદ પડયો. બપોર પછી એક કલાક સુધી ખૂબ જોરથી વરસાદ વરસવા માંડયો. વરસાદની મોસમતો નહોતી પણ ડેક મુસાફરોની હેરાનગતિમાં વધારો કરી સ્ટીમર કંપનીવાળાની વર્તણુંક તરફ જાગૃત કરવાની ઇશ્વરની ઇચ્છા હશે. સૌએ બીછાનાં સંકેલી લીધાં. વાછોટથી સરસામાન ભીંજાઈ જવા લાગ્યો. બેસવા જેટલી જગા પણ કોરી રહી નહિ. વરસાદ બંધ થઇ ગયા પછી સ્ટીમરની ચીમનીમાંથી ધુમાડાના ગોટા સાથે કોલસાની રજ ઉડતાં બેસવાની જગા એવી થઈ ગઇ કે પગ મુકતાં બધું કાળુંજ કાળું થઇ જતું. પવનના સપાટા આવવા લાગ્યા. બગડેલી જગા સાફ કરવા માટે મુસાફરો ભંગીને બોલાવ-વાની બુમો મારવા લાગ્યા. આમ અડધો કલાક વીતી ગયો પણ કોઈ આવ્યું નહિ. ચીફઓફીસરને આ બાબત જાહેર કર્યા પછી કેટલીકવારે ભંગીએ આવી જગા સાફ કરી. બે કલાક પછી કંઈક બેસવા જેવી જગા થઈ. રાત્રે આઠ વાગે પાછો વરસાદ શરૂ થયો. પણ પ્રભુકૃપાથી થોડીવારે બંધ થઇ ગયો.

આ લાઇનમાં ડૉકટર કે કેપ્ટન ડેક મુસાફરોની ખબર લેવા માટે નિયમીત આવતા ન જોયા. જાજરૂની અંદર બેઠા પછી અંદરથી બંધ કરવાની કડીઓ નહિ હોવાથી મુસાફરોને અગવડ ઘણી રહે છે. મુસાફરો માટે ખાવાનું સારૂં વેચાય છે કે નરસું તેની પણ સંભાળ રખાતી નથી. બી. આઇ. એસ. એન. કંપની, ફ્રૂપી. એન્ડ ઓ જેવી સમૃદ્ધ કંપની સાથે જોડાયેલી હોવાથી જે જે લાઈનોમાં તેની સ્ટીમરો ચાલે છે. ત્યાં બીજી ઉભી થતી સ્ટીમર કંપનીને તોડી પાડવામાં ફાવી જાય છે. આને લીધે મુસાફરોની

હાડમારી ઉભી રહે છે. કલકત્તાથી રંગુન સુધી બીજાવર્ગનું ભાડું પણ ડેક કરતાં પાંચગણું વધારે રાખવામાં આવ્યું છે!

તા. ૨૮ મીની સવારે સાત વાગે કલકત્તાનો કીનારો દેખાવા લાગ્યો અમારી જગા માલ ચઢાવવાના મશીન પાસે હોવાથી નવ વાગતાં "બીસ્ત્રા બંધ કરી સામાન ઉઠાવો" એવો પોકાર ખલાસીઓ આવી કરવા લાગ્યા. થોડીવાર પછી લંગરની સાંકળ બેસવાની જગા ઉપર પાથરવા માંડયા. આથી ત્રણ ચાર વખત સામાન ફેરવવો પડ્યો. એક બે બંગાળીઓ ખાણું ખાઇ રહ્યા હતા. તેવામાં ખલાસીઓ બેદરકારીથી પડદો છોડવા લાગ્યા. પડદા ઉપરની કોલસાની રજ તેમના ખાણામાં પડી. ખાવાનું ફેંકી દેવું પડયું! માથું અને કપડાં કોલસાની રજથી ભરાઇ ગયાં. ટુંકામાં ડેક મુસાફરોની સ્થિતિ મુસાફરી દરમિયાન મનુષ્ય જીવનમાંથી બાતલ કરવા જેવી હોય છે!!!

૧૧ વાગે આઉટરામ ઘાટ આગળ ઉતરી હેરીસન રોડ ઉપર બાબુલાલ અગ્રવાલની ધર્મશાળામાં જઇ મુકામ કર્યો આ ધર્મશાળા મોટી અને ન્હાવા ધોવાની ઉત્તમ વ્યવસ્થાવાળી છે. કેટલાક ભાઇઓનું કહેવું છે કે મુસાફરીમાં ખાદીનાં કપડાં જલદી મેલાં થઇ જાય છે, તે વાત સાચી છે. પરંતુ હમેશાં ધોઇને સાફ રાખવાથી તે ઉજળાં પણ એટલાં જલદી થાય છે. જેને ખાદી પ્રત્યે પ્રીતિ છે તેને ગમે તેવી મુસાફરીમાં ન્હાવા ધોવાની સગવડ મળી રહે છે. અસ્વચ્છ કપડાંથી અંતર દુભાય કે તુરતજ ઇશ્વર આપણને તે સગવડ મેળવી આપે છે.



# અલમોડા–હિમાલયદર્શન.

" મનુષ્યને મુસાફરી એટલા માટેજ પસંદ છે કે જીંદગી એ મુસાફરીજ છે."

મહાત્મા ટૉલ્સ્ટૉય.

## અલમોડા–હિમાલયદર્શન.

આજથી ત્રણ વર્ષ ઉપર કલકત્તાથીજ હિમાલયના દર્શને ગયો હતો. ૧૯૨૭ ની ૨૬મી એપ્રીલે ડેહરાડુન એકસ્પ્રેસમાં લખનૌ થઇ બરેલી ગયો. બરેલી જંકશનથી 'રોહીલખંડ કુમાઉન રેલવે' માં બીજે દિવસે સવારે કાઠગોદામ ગયો. રેલવે સ્ટેશન ઉપર નૈનીતાલ અને અલમોડા જવાની ઘણી મોટરકાર અને મોટરબસ ઉભી હતી.

**નૈનીતાલ**—કાઠગોદામથી 'નૈનીતાલ' ૨૨ માઇલ દુર છે. મોટરબસમાં પ્રથમ 'નૈનીતાલ'માં જવાનું ધાર્યું. ત્રણેક માઇલ જેટલે ગયા પછી ચઢાવ શરૂ થયો. દશ વાગતાં નૈનીતાલ આવતાં એક રૂપીઓ ટોલ ટેકસ ભરી શહેરમાં પ્રવેશ કર્યો. ચારે તરફ પર્વતની ઉંચી ટેકરીઓથી વિંટળાળાયેલા નૈનીતાલ સરોવર આગળ જઇ મોટર ઉભી. મજુર પાસે સામાન ઉંચકાવી સરોવરને સામે કીનારે નન્દાદેવીના મંદિરમાં સનાતન સેવા સમિતિની ધર્મશાળામાં ગયો. સરોવર કીનારે પોણો માઇલ લાંબો સુંદર રસ્તો બાંધેલો છે. અહિં પણ સીમલાની જેમ મજુરોને ચાલવાનો રસ્તો અલગ છે!

સરોવરની બન્ને બાજુએ 'મલ્લીતાલ' અને 'તલ્લીતાલ' એવા બે ભાગ શહેરના પડેલા છે. બન્ને ભાગમાં પર્વતની ટેકરીઓના ઢોળાવ ઉપર નૈનીતાલ શહેર વસેલું છે. ૮૫૦૦ ફુટ ઉંચી ચીનાહીલ ઉપર ગવર્નર હાઉસ, સંત ફ્રાનસીસ હાઉસ અને સેંટ જોસફ કૅાલેજ છે. નૈનીતાલની ખરી સુંદરતા તો સરોવરની આસ-



નૈનીતાલ સરોવરને કિનારે નૈના દેવીનું મંદિર (નૈનીતાલ-હિમાલય)

કુમાર પ્રિન્ટરી અમદાવાદ

પાસની ઉંચી પહાડીઓને લીધે છે. 'નૈની' સરોવરનો ઘેરાવો દોઢ થી બે માઇલ જેટલો છે. આ કુદરતી સરોવરની આસપાસ રંગબેરંગી ફુલોથી ભરેલી મનોહર ટેકરીઓનો દેખાવ અતિ રમણીય હોઇ બહુ આનંદદાયક લાગે છે. પ્રચંડ ઉંચી પહાડીઓ વાદળાં અને ધુમસથી જ્યારે છવાઇ જાય છે ત્યારે તેનું ગંભીર દ્રશ્ય કંઇ જુદોજ આનંદ આપે છે. પણ એ આનંદ તો ગોરા સાહેબોજ માનતા લાગે છે! ઉંચી ટેકરીઓ ઉપર તેમનો વસવાટ છે. નૈનીતાલમાં સરોવરના રસ્તા ઉપરની ઇન્ડીયન કલબમાં મુસાફરોને રહેવા જમવાની સગવડ છે. આ શિવાય બીજી ઘણી હૉટેલો છે.

**અલમોડા**—નૈનીતાલથી અલમોડા ૬૦ માઇલ દુર છે. પગ રસ્તે બ્રેવરી સુધી જઇ ત્યાંથી આગળ મોટરમાં જવાય છે. વરસાદને લીધે રસ્તો ઠીક નહિ હોવાથી નૈનીતાલથી કાઠગોદામ આવી, બીજે દિવસે સવારે છ વાગે મોટર બસમાં અલ્મોડા જવા નિકળ્યો. ૧૩ માઇલ ઉપર જતાં બ્રેવરી આવ્યું. મે મહિનો હતો, જેથી ઠંડી નહોતી પણ ચારેક દિવસથી હમેશાં વરસાદ વરસતો હોવાથી વધારે લાગતી હતી. આગળ જતાં એક ગરમ પાણીનું ઝરણુ આવ્યું. અહિં હાથ મોઢું ધોઇ બધા મુસાફરો સ્વસ્થ થયા. આ સાધારણ ગરમ પાણીના વહેતા ઝરણ ઉપરથી આ સ્થાનને 'ગરમપાની' કહે છે. 'કોશી' તથા 'ખેરના' નદીઓનો અહિંસંગમ થાય છે. બપોરના દોઢ વાગતાં અમે 'રાણીખેત' પહોંચ્યા. રાણીખેતમાં લશ્કરી છાવણી છે. બજાર પણ મોટું છે.

'રાણીખેત' છોડયા પછી ચારેક માઇલ જતાં અડધા માઇલનું એક મેદાન આવ્યું. હવે ઉંડી ખીણો અને વાંકા ચુકા સાંકડા રસ્તે મોટર ચાલવા લાગી. આકાશ વાદળાંથી ઘમઘોર થવા લાગ્યું. કેટલીક જગાએ વાદળાં પહાડોના ઢોળાવથી નીચે ઉતરી આવી રસ્તો અંધકારમય બનાવી દેતાં હતાં. આમ રસ્તા ઉપર ભમતાં વાદળાંમાં થઇને

મોટર પસાર થઇ ! આ રસ્તો કાપ્યો ત્યાં સુધી હવાના સંકોચને લીધે ગુંગળામણ જેવું લાગ્યું. પણ કદી નહિ જોયેલા આવા આશ્ચર્યજનક દ્રસ્યથી જે આનંદ મળ્યો તે કદી ભૂલી શકાય નહિ તેવો હતો. ચારેક વાગતાં 'કોશી' આવ્યું. સાંજે ૭ વાગતાં અલ્લમોડા આવ્યું.

હિમાલય પ્રદેશમાં કાશ્મીર, ગઢવાલ, કુમાઉન, નેપાળ અને ભૂતાન એ મુખ્ય દેશો છે. કુર્માચળ પર્વતમાંથી વહેતી આવતી 'કોશી' અને 'સરયુ' નદીઓના પ્રદેશને 'કુમાઉન' કહે છે. અલમોડાથી ૩૦ માઇલ દુર સરયુને બન્ને કાંઠે બાગેશ્વર વસેલું છે. આ રસ્તે કુદરતી દ્રશ્ય સારૂં આવે છે. કુમાઉન અને ગઢવાલી લોકોને આજદીન સુધી અમલદારો તરફથી વેઠ વેરાનો ઘણો ત્રાસ હતો. આ બધા પહાડી મુલકમાં ઠેર ઠેર ડાક બંગલા બાંધેલા છે.

અલમોડા શહેરનું બજાર એક માઇલ જેટલું લાંબુ છે. છેક ઉત્તરમાં નન્દાદેવીનું મંદિર છે. પૂર્વદિશાએ નૃસિંહવાડીની પાસે ચેતરામના બંગલામાં મુકામ કર્યો. અહિં મુસાફરોને ભાડેથી ઓરડા મળી શકે છે. લાંબા વખત માટે રહેવું હોય તેને કેન્ટોન્મેન્ટમાં ભાડેથી મકાનો મળે છે. શહેરમાં મકાનો હવા અજવાળા વિનાનાં અને અસ્વચ્છ છે. સાંકડીગલીઓવાળા રસ્તા બહુ ગંદા રહે છે. શહેર વચ્ચે લંડનમીશન સ્કૂલ છે. આ તરફ પહાડોમાં બધે ખ્રિસ્તિ મીશનો સ્થપાયેલાં છે. અહિંની મ્યુનીસીપાલ સ્કૂલોમાં ઉન તથા સુતર કાંતવાનું દાખલ થયેલું છે. શહેરમાં ઉની કાપડ વણવાની ઘણી સાળો છે.

શહેરથી બે માઇલ ઉપર ' ચીલકાપેટ ' માં સ્વામિ વિવેકાનંદનો આશ્રમ છે. તેમના અમેરિકન શિષ્યોમાંના સ્વામિ મોક્ષેદાનંદ અને જોગેશ્વરાનંદ અહિં રહે છે. શહેરની ઉત્તર તરફના ભાગને 'રાણીધારા' કહે છે. અલ્લમોડાનાં હવા પાણી સારાં ગણાય છે તેમાં ' રાણીધારા ' નું પાણી સૌથી ઉત્તમ છે. અહિં નીલગીરીની જેમ ચીડનાં પુષ્કળ વૃક્ષો છે. ક્ષયના દર્દીએ ક્ષયની અસર જણાય કે તુરતજ આવા સ્થળે

પહોંચી જવું જોઇએ. ઘણી દવાઓ ખાઇ શરીરને ક્ષીણ બનાવી આખર સ્થિતિએ હવા ફેર માટે આવનારને ક્યાંથી ફાયદો થાય ?

આ તરફ ભોટીયા, ગઢવાલી, અને કુમાઉન એવી જુદી જુદી ભાષાઓ બોલાય છે. દુર દુર વસતી પ્રજાનું પ્રમાણ એકાદ મેળા વખતે ઘણું જોવામાં આવે છે. લોકો સ્વભાવે માયાળુ અને નમ્ર છે. અલમોડાના છેલ્લા રાજા 'ચંદ આનંદસિંગ' ને હાલ બ્રીટીશ રાજ્ય તરફથી નિમતાણો મળે છે.

અહિંથી બાગેશ્વર, બદ્રીનારાયણ, કૈલાસ અને નન્દાદેવી જવાના ટુંકા રસ્તા છે. ઉત્તરમાં ચારેક માઇલ જતાં પર્વતના ઉંચા ભાગ ઉપરથી હિમાલયનું સારી રીતે અવલોકન થઇ શકે છે.

આ જગર્વિખ્યાત પર્વતની ઉંચાઇ વિષે જેટલી કલ્પના આવે છે તેથી વધુ કલ્પના તેની લંબાઇ અને પહોળાઇ જોવાથી થાય છે. હિમાલય જેટલો ઉંચો છે તેથી એ વધુ પહોળો અને હજારો ગાઉની લંબાંઇ વાળો છે. લગભગ દોઢ હજાર માઇલ સુધી બરફનાં ઉંચાં શિખ્ખરોની હારો આવેલી છે! તેની દક્ષિણમાં આવેલા અસંખ્ય સાધારણ ઉંચા પર્વતો પણ હિમાલય પ્રદેશમાં ગણાય છે. આવી અલૌકીક ભૂમિનું ભ્રમણ, એજ મનુષ્ય જીવન માટે ઉત્તમમાં ઉત્તમ યાત્રા છે. હિંદના સંપૂર્ણ પ્રવાસમાં આનંદ અને શાંતિનું સ્થાન મેં અહિજ અનુભવ્યું.

ધર્મશાસ્ત્રોમાં કલ્યાણકારી શિવ હિમાલયમાં નિવાસ કરે છે, એમ દર્શાવેલું છે. પણ વાસ્તવમાં એ અંતર્યામિ શિવ દરેકના હૃદયરૂપી હિમાલયમાં વિરાજમાન છે. છતાં લાખો મનુષ્યો હિમાલયના દર્શનની ઉત્કંઠા રાખે છે, તેનું કારણ એ છે કે વાસનારૂપી સંસારને ભૂલાવી આત્મદેવનાં દર્શન કરાવવા મથતું હોય તેવું તેનું ગંભીર સ્વરૂપ તેના દર્શને આવનારને આકર્ષે છે. સેંકડો સાધુ પુરૂષોએ આત્મ શાંતિ માટે આ દિવ્ય સ્થાનમાં પોતાના દેહ ગાળી નાંખ્યા છે. ભગવાન શંકરાચાર્યે પણ નિર્વાણ વખતે કૈલાસવાસી શિવની અહિં પ્રાર્થના કરી હતી—

" कैलास शैल विनिवास वृषाक पेहे,
मृत्युञ्जय त्रिनयन् त्रिजगन्निवास
नारायण प्रिय महापद शक्तिनाथ,
संसार दुःख गहना जगदिश रक्ष ॥ "
(મહાનિર્વાણ)

## ઉપસંહાર

પ્રવાસના હેતુને વિચારી જોતાં એટલું તો જણાય આવે છે કે મૃત્યુરૂપી સંસાર સાગરને પાર કરવા માટે આ જીવન સરજાયેલું છે. પ્રવાસથી જીવનની ત્રુટીઓને ઓળખી તેમાંથી સત્યની વાટે સંચરવાનું સદ્દભાગ્ય પ્રાપ્ત થાય છે. એટલા માટેજ મહાન પુરૂષોએ પ્રવાસને જીવનમાં એક અગત્યનો વિષય ગણ્યો છે. અને તેથીજ પ્રવાસના સિદ્ધાંતોને પ્રથમ હૃદયમાં ઘટાવી લેવા જરૂરના છે. જીંદગીની વ્યવહારીક બાબતો આપણને પ્રવાસના પ્રસંગો આપે છે, આવે વખતે એજ લક્ષ બિંદુ હોવું જોઇએ કે મારા જીવનની સફળતા માટે હું પ્રવાસ કરૂ છું. કોઇપણ ધંધા કે સૃષ્ટિ સૌંદર્યતાના નિરિક્ષણ માટે પ્રવાસ કરવાનું થાય ત્યારે જીવનના ઐહિક સુખોના ઉદ્દેશને ન અવલંબતાં કેવળ જીંદગીની સાફલ્યતા આત્માનંદની પ્રાપ્તિ માટેજ આ જીવન યાત્રાનો પ્રસંગ છે. એવા વિચારો વારંવાર હૃદયમાં રમી રહેવા જોઇએ.

ધીરે ધીરે કરેલો પ્રવાસ આપણને આ જગતના ઉત્તમ અનુભવનું શિક્ષણ આપે છે એટલે કે સૌથી પ્રથમ પોતાના રહેઠાણની આસપાસના પ્રદેશનું અવલોકન કરવું. પોતાના દેશનો પ્રવાસ કરવાથી પોતાની, પોતાના કુટુંબની, જાતની અને દેશ બંધુઓની સ્થિતિનું ભાન થાય છે. પ્રવાસનો આ ખરો અનુક્રમ હોઇ શકે. એકદમ દુર દેશમાં જઇ આવવાથી જોઇતો અનુભવ પ્રાપ્ત થતો નથી. પોતાના દેશને પ્રથમ નિહાળવાથી જીવનયાત્રાને યોગ્ય પોષણ મળે છે. વ્યક્તિગત જીવન સુધારવાનો આ સૌથી પ્રથમ રસ્તો છે. સ્વદેશ ભ્રમણથી દેશની સામાજીક સુવ્યવસ્થા કે ગેરવ્યવસ્થા સમજી

શકાય છે. બીજા દેશનો સુધારો સારો છે કે નરસો તેતો ત્યારેજ કહી શકાય કે જ્યારે આપણે સૌથી પ્રથમ આપણા દેશને પુરેપુરો નિરખી લઈએ. આપણામાં કેટલી ખામીઓ અને કેટલા સદ્ગુણો છે એનો નિર્ણય પણ ત્યારેજ થઇ શકે. વ્યવહારિક અનુભવોની માહિતી મેળવવા ઇચ્છનાર મુસાફર ઉપર જણાવેલા પ્રવાસના સિદ્ધાંતને કદી ચુકે નહિ, અને ઇશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી પ્રવાસ ખેડે તો તેને વ્યવહારીક જીવનમાં સફળતા મળી રહી છે એટલુંજ નહિં પણ માનવી જીવનના વાસ્તવિક સ્વરૂપ તરફ તેની સર્વ વૃત્તિઓ દોરાય છે.

કોઈ પણ કાર્યમાં કંઇને કંઇ ઉદ્દેશતો સમાયેલો હોય છેજ તેમ મનુષ્ય કયા ઉદ્દેશથી પ્રવાસ કરવા નિકળે છે તે પણ સારી પેઠે જાણતો હોય છે. દ્રવ્યોપાર્જીત અર્થે કે અન્ય કોઇ ધંધા રોજગાર અગર સ્થળ અવલોકન અર્થે અથવા તો ગમે તે કારણ થી પ્રવાસ કરવાનો હોય પણ જો તેમાં વિલાસ અને સુખચેનનાં સાધનોને સ્થાન હોય તો તેવો પ્રવાસ જીવનયાત્રામાં ફળદાયક નિવડતો નથી. આ જમાનામાં ખાસ કરીને અમેરિકાના લોકો ઘણી મુસાફરી કરતા જોવામાં આવે છે. અન્યદેશના શ્રીમંત અને રાજા મહારાજાઓ પણ આખી દુનિયાનો પ્રવાસ કરી નાખતા જણાય છે. પણ તેમના પ્રવાસમાં જોશો તો તેઓ સંસારિક સુખોપભોગનાં કેટલાંએ સાધનો સાથે રાખી પ્રવાસે નિકળે છે. પહાડો અને અરણ્યોમાં પણ તેમને દુનિયાની કૃત્રિમ વસ્તુઓના ઉપભોગ વગર ચાલી શકતું નથી.

પ્રવાસ દરમ્યાન સ્થળોનું અવલોકન એટલે શરીરરૂપી જગતનું અવલોકન કરવાનું હોય છે. આ શરીરમાં સુતેલા આત્માની જાગૃતિ થઇ આવે એ કુદરતી સ્થળોનું ખરૂં નિરિક્ષણ કહેવાય.

દેશ પરદેશની યાત્રામાં વ્યવહારિક જીવનના થતા અનુભવોનું છેવટનું રૂપાંતર એજ આધ્યાત્મિક મુસાફરી છે. દરેક પ્રવાસી પ્રવાસ શરૂ કર્યા પછી એક પછી એક સ્થળ વટાવી નક્કી કરેલા સ્થળે

પહોંચવા ઘણો આતુર હોય છે. તે સ્થળે પહોંચતાં વચ્ચે કેટલીએ જગાએ તેને થોડો વખત મુકામ કરવો પડે છે, અને પાછો ત્યાંથી કુચ કરતો રહે છે, વળી જે તે સ્થળે મુકામ કરતાં તે એમ સમજે છે કે આ કોઈ તેનું સ્થાન નથી જેથી તે સ્થળ છોડતાં તેને તેનો મોહ રહેતો નથી અને પ્રવાસ પૂર્ણ થતાં પોતાના ઘર તરફ જવા તૈયાર થાય છે. આવીજ રીતે જીવાત્મા પણ મુસાફરી કરતો રહે છે. તે હાલ જે શરિરમાં નિવાસ કરી રહ્યો છે તે તેનું વાસ્તવિક સ્થાન નથી. એવું તે સારી પેઠે જાણતો હોય છે. એનું દ્રષ્ટિબિંદુ સર્વ જગતના પોષક સૂર્ય-પરમેશ્વર તરફ હોવાથી તે સ્વાભાવિક રીતે પોતાનો પ્રવાસ પુરો થવાની રાહ જોઇ રહ્યો હોય છે. પ્રવાસ પૂર્ણ થતાં તે તુરતજ શરિર છોડી સ્વસ્થાને પહોંચે છે. ઈશ્વરની સાથે આવો ગાઢો સંબંધ ધરાવનાર જીવાત્માને આ શરિર અને નાશવંત જગતનો મોહ હોતો નથી. આમ જીવ માત્ર પોતાના સ્થાન (ઇશ્વર) તરફ દ્રષ્ટિ રાખી મુસાફરીના પંથે વિચરતો રહે છે.

વળી પ્રવાસમાં જેમ કોઇ વાહન કે ધર્મશાળામાં આપણે તથા આપણા સાથી મુસાફરો અમુક વખત માટેના મેમાન છીએ એમ સમજી એક બીજાના તીખા સ્વભાવથી ઉશ્કેરાઈ તંટો ફીસાદ કરતા નથી, કેટલેક સ્થળે ગમે તેવો ખોરાક અને અગવાડી જગાઓ નિભાવી શાંત અને સ્થિર ચિત્તથી પ્રવાસ ચાલુ રાખીએ છીએ. તેમ આ જગતમાંજીવાત્માને ઇશ્વર શિવાય બીજું કોઇ સ્થાન નહિ હોવાથી સુખ દુઃખ વિષે ઉદાસીન રહીને ગમે તેવા સંયોગોમાં સંતોષ માનવો પડે છે. આમ સ્થિર ચિત્તથી ઇશ્વર પરાયણ જીંદગી ગાળવી એજ જીવન યાત્રાનું સાચું રહસ્ય છે. આવી રીતે જીવન ગાળનારને ભગવાન શ્રીકૃષ્ણે પોતાનો પ્રિય ભક્ત કહ્યો છેઃ—

**तुल्यनिंदा स्तुतिर्मौनि संतुष्टो येनकेन चित्।**
**अनिकेतः स्थिरमतिर्भक्तिमान्ये प्रियो नरः॥**

(ગીતા અ. ૧૨. શ્લોક ૧૯)

**ૐ શાંતિ ! શાંતિ ! !**

